તેનો ખરો હેતુ ભલે કોઈ ન ઓળખે; પરંતુ જો મનુષ્યને જીવનમાં માનવતા પ્રાપ્ત કરી લેવાની હોય અને એકંદરે સમાજની શુદ્ધિ સાધીને તેમાં સદ્‌ગુણની વૃદ્ધિ થાય, એવું પોતાને લાગતું હોય, તો ગૃહસ્થાશ્રમનું મહત્ત્વ ઓળખ્યા વગર ચાલશે નહીં. આજે આપણા જીવનનું કશું વિશેષ મહત્ત્વ જ રહ્યું નથી. નિર્વાહનો કોઈ પણ ધંધો સિદ્ધ કરવો તે દ્વારા પૈસા મેળવી સ્ત્રીબાળકોનો જેમતેમ સંસાર ચલાવવો તેમાં જ ખરાખોટા માર્ગે મેળવી શકાય તે પૈસા અને કાંઈક આબરૂ મેળવવી તે કરતાં જીવનમાં કશું ઉદાત્ત ધ્યેય રહ્યું નથી. આપણી કોઈ ઉચ્ચ વિચારસરણી થી, નાનપણથી ઉત્તમ સંસ્કાર મળવાની ..ગવડ નથી. પોતાની વૃત્તિ પ્રમાણે આદર્શ-રહિત જીવન જેમતેમ ચલાવવું એ જ છે આપણી જીવનપદ્ધતિ. તેને લીધે માનવતાની દૃષ્ટિએ આપણા જીવનની કશી કિંમત નથી. એવી આપણી સ્થિતિ થયેલી છે. કેટલી યે પેઢીઓથી આપણી આ જ સ્થિતિ છે. પેઢી દરપેઢી પ્રવાહરૂપે ચાલે છે, પરંતુ આપણો કશો વિકાસ થતો નથી. આપણે સુધરવું જોઈએ, ઉન્નત થવું જોઈએ, એવી આપણામાં આકાંક્ષા નથી, એ જ તેનું કારણ છે. દર વરસે લાખો લગ્ન થતાં હોય છે. લાખો નવાં દંપતીઓ પોતપોતાના સંસારની શરૂઆત કરતાં હોય છે, પોતાના વડીલોએ એટલે માતાપિતાએ સંસારમાં દાંપત્યજીવનમાં કરેલી ભૂલો તેઓ પણ કરતાં હોય છે. અને તેમનાં કડવા અનુભવોને માતાપિતાની પાછળ તે પણ ભોગવતાં હોય છે. દરેક પેઢી તેનાં તે જ વિપરીત પરિણામોમાંથી જતાં છતાં યે પછીની પેઢીને પોતાના અનુભવનું જ્ઞાન આપી સાવધ કરતી નથી. પોતાને હાથે થયેલી ...ા તેઓથી ન થાય એ માટે સંસારમાં ...ા પહેલાં જ તેમને જાગ્રત કરતી નથી.

સંસાર વિષે તેના ઇષ્ટ-અનિષ્ટ, સુખ-દુઃખ, આનંદ-શોક, ઉન્નતિ-અવનતિ, યશ-અપયશ; એ બધાનું જ્ઞાન તેમને પહેલેથી જ આપી, કયા ક્ષેત્રમાંથી, કયે માર્ગે, કેવી રીતે, તેમને જવાનું છે અને તેનાં અનિષ્ટ, દુઃખ, શોક, અવનતિ અને અપયશ કેમ ટાળવાં તે કોઈ તેમને કહેતું નથી. દરેક પિતા પોતાના પુત્રને સંસારમાં લગાડતા પહેલાં પોતાના અનુભવનો લાભ આપશે અને દરેક માતા પોતાની દીકરીને પણ પોતાના અનુભવથી પહેલેથી જ વાકેફ કરશે; અને તેમનાં હિત માટે દક્ષ રહેશે તો સંસારનાં કેટલાં યે દુઃખો ઓછાં થશે. પરંતુ માતાપિતા, વડીલ માણસો પોતાના સંસારનો ખરો અનુભવ આગળની પેઢીને ન કહેતાં, તેમને જાગ્રત ન કરતાં ભવિષ્ય વિષે તેમને અંધારામાં કે ખોટી ભ્રામક સુખમય કલ્પનામાં રાખીને સંસારને રસ્તે લગાડી દેતાં હોય છે. આ આપણી જડતા છે. લાંબા વખત સુધીની સામાજિક સ્થિતિ જોતાં મને આ પ્રમાણે લાગે છે, તો-પણ હું એમ કહેવા તૈયાર નથી કે આપણે પેઢીઓથી દુષ્ટ કે મૂર્ખ છીએ. માતાપિતાનાં હૃદયમાં પોતાનાં સંતાન વિષે કેટલો પ્રેમ, વાત્સલ્ય અને કાળજી હોય છે તેનું મને જ્ઞાન છે. મારા પોતાના અને મારા આપ્ત, ઇષ્ટ અને મિત્ર વગેરે અનેકનાં માતાપિતાનાં પ્રેમ અને વાત્સલ્યનો જે લાભ મને સદ્‌ભાગ્યે મળ્યો છે તેનું મને કદાપિ વિસ્મરણ થશે નહીં. તેમનાં પ્રેમ અને વાત્સલ્યનું મહત્ત્વ હું જાણું છું. મારા મનમાં પૂજ્યભાવ અને કૃતજ્ઞભાવ વસે છે. તે મારા હૃદયમાંથી કદી ડગશે નહીં. પરંતુ એ ભાવો કાયમ છતાં યે મને લાગે છે કે સંસારમાં કેટલી યે આવશ્યક બાબતો વિષે આપણામાં જડતા છે. કદાચિત્ રૂઢિનું કે આપણી સામાજિક-ધાર્મિક પરંપરાગત રીત-રિવાજનું તે પરિણામ હોવાનો સંભવ છે.

પરંતુ એ વિષે, આપણે ભૂલ કરીએ છીએ એમ વારંવાર લાગ્યા વગર રહેતું નથી; માટે મારે કહેવું પડે છે કે લાંબા વખતથી ચાલતી આવેલી, આ જડતા આપણે છોડવી જોઈએ.

નાનપણથી છોકરાઓને યોગ્ય જ્ઞાન આપતાંઆપતાં તેમને સંસારની યથાર્થ કલ્પના—ઓળખાણ કરાવ્યા પછી જવાબદારીની કર્તવ્યની ભાવના તેમનામાં દૃઢ થયા પછી પોતે કરેલી ભૂલો તેમના તરફથી થશે નહીં એટલી જાગ્રતિ તેમનામાં આવ્યા પછી તેમને માતાપિતાએ સંસારમાં જોડવાં જોઈએ.

હે દંપતી તમે ઘણી મોટી અને પવિત્ર જવાબદારી પોતા પર લીધેલી છે. સંસારમાં અનેક આકર્ષણો છે, સંકટો છે. તે બધાંમાંથી તમારે તમારું શીલ કાયમ રાખી પાર જવાનું છે. તમને સ્વાભાવિક રીતે જ સુખની ઇચ્છા હોવાની જ અને તમે જો ધર્મમાર્ગે ચાલશો, જીવનમાં કર્તવ્યબુદ્ધિ જાગ્રત રાખીને તદનુરૂપ વર્તશો, તો તમે સુખી થયા વગર રહેશો નહીં. સંસાર દુઃખ માટે નિર્માણ થયેલો નથી. આપણે બધાં સદ્‌ભાવનાથી વર્તીએ, વિવેકપૂર્વક વર્તીએ તો બધાં સુખી થઈએ એમાં શંકા નથી. તમે બીજાઓને સુખી કરવાનો, પોતાના સદ્‌ગુણથી બીજાઓને આનંદિત કરવાનો પ્રયત્ન કરશો, તો તમને સુખ અને આનંદ મળ્યા વગર રહેશે નહીં. સુખ વિષે સંકુચિત વૃત્તિ તમે રાખશો, કેવળ પોતાના જ સુખ તરફ તમે જોશો તો સુખ તમારા હાથમાં આવશે નહીં. આ સંસારમાં હું જોતો આવ્યો છું કે કેવળ સ્વાર્થની પાછળ લાગવાથી કલહ નિર્માણ થતા હોય છે. કુટુંબની દરેક વ્યક્તિ ઉદારતા અને સેવાવૃત્તિ ધારણ કરશે અને બીજાઓના સુખમાં સુખ માનશે ને કૃપણતા છોડી દેશે, તો કુટુંબની દરેક વ્યક્તિ આનંદી અને સુખી થશે. તેવા ભાગ્ય માટે કાંઈક સહન તો કરવું પડશે; પણ તેનો કંટાળો ન લાવશો, તે બાબત ત્રાસ ન માનશો. જીવન બધું માટે છે એવી ઉદાત્ત ભાવના ધારણ કરશો તો તમને કોઈ પણ બાબત કઠણ જણાશે નહીં. કૃપણતા ધારણ કરશો તો દરેક બાબત તમને અશક્ય જણાશે. સંસારમાં કોઈ કોઈ વાર તમારા બંનેમાં—પરસ્પરમાં મતભેદ અને અસંતોષના પ્રસંગો આવશે; પરંતુ તે વખતે તમે ઉદારતા રાખશો. આપસમાં એકબીજાને નિભાવી લેવાનું શીખશો, ક્ષમાવૃત્તિ રાખશો. અહંકાર અને દુરાગ્રહ ન રાખશો. અંતર્મુખ થઈને પોતાના દોષ શોધશો અને તપાસશો. કોઈનું યે મન પોતાના તરફથી અન્યાય, દુષ્ટતા અને સ્વાર્થથી દુભાય નહીં એની ખબરદારી રાખશો. દુર્બુદ્ધિને ચિત્તમાં આશરો ન આપશો. માંહોમાંહે સંશયને જગ્યા ન આપશો. બંનેમાં પ્રેમ અને વિશ્વાસ દિવસેદિવસે વધતા જવા જોઈએ. તમારા બંનેને લીધે સર્વ કુટુંબમાં સુખ, આનંદ, પ્રેમ, વિશ્વાસ અને ઐક્યની વૃદ્ધિ થતી રહેવી જોઈએ. હવે તમારે તમારા મનને પહેલાં કરતાં વિશાળ બનાવવું જોઈએ. તમારા સદ્‌ભાવ અને સદ્‌ગુણ હવે વધારે વ્યાપક થવા જોઈએ. વધૂએ પોતાનું નવું ઘર પોતાના પ્રેમ, સદ્‌ભાવ, ઉદ્યોગ, સેવાવૃત્તિ, આનંદી સ્વભાવ અને પ્રામાણિકતા વગેરેથી પોતાનું કરવું જોઈએ. ઘરનાં વડીલોએ તેને પોતાની દીકરી પ્રમાણે ગણવી જોઈએ. છોકરાએ પત્નીનાં વડીલો સાથે નમ્રતા અને પ્રેમથી વર્તી તેમને પુત્રવત્ આનંદ આપવો જોઈએ. તમારું અત્યાર સુધીનું જીવન આજ પ્રકારના સદ્‌ગુણોથી ભરેલું હતું, તો આગળ પણ તમને કઠણ ન પડતાં તમારા સદ્‌ગુણોનો સદૈવ વિકાસ થતો જશે.

પરમાત્મા તમને તમારા દરેક ધર્મકર્મમાં સહાય આપો !

# શ્રી ઠક્કરબાપા

ગરવી ગુજરાતે ભૈયા ભારતીને ચરણે જે થોડાક સુપુત્રોની ભેટ ધરી છે તેમાં મૂર્તિમંત સેવા સમા સૌજન્યમૂર્તિ ઠક્કરબાપા પણ છે. જનતાએ ગાંધીજીને બાપુ કહ્યા ને એમને કહ્યા બાપા! બાપ પોતાના વિશાળ કુટુંબની હરેક પ્રકારની સંભાળ લે તેમ ઠક્કરબાપાએ પણ સારે જ સમસ્ત હિંદુસ્તાનને પોતાનું વિશાળ કુટુંબ બનાવ્યું છે અને ભારતના જે કોઈ અંગને જ્યારે કશી ય જરૂર પડી છે, ત્યારે ત્યાં એ દોડી ગયા છે. દુકાળ, ધરતીકંપ ને રેલહોનારત સમી કુદરતી કારમી આફતોમાંથી બચાવવા દિનરાત જોયા વિના, પોતાનું-પારકું ગણ્યા વિના, હિંદુમુસ્લિમભેદ જોયા વિના એકમાત્ર જનસેવાના જ ઉદ્દેશથી, હિંદી પ્રજાનું એમણે જતન કર્યું છે. સમાજના નીચલા–અશિક્ષિત વર્ગોને એમણે સૌથી વધુ પ્રિયપાત્ર માન્યા છે અને એમની વચ્ચે વર્ષો સુધી કાર્ય કર્યું છે. એમનું એ જીવનકાર્ય બની ગયું છે. લોકસભાએ ઘડેલા બંધારણની કલમોની આ દલિત ને પીડિત આદિવાસીઓ પર થનારી અસર ને એની ઊણપ વિશે તથા એ જાતિઓ સાથેના પોતાના ભૂતકાળના સંબંધ વિશે એમના વિના બીજું કોણ કહેવાને યોગ્ય છે? પૂ. બાપાએ હમણાં જ એંસી વર્ષ પૂરાં કર્યાં, પણ એમનો કર્મયોગ અટક્યો નથી.

આપણા સમાજમાં કયા વર્ગો આગળ વધેલા છે અને કયા વર્ગો પાછળ છે, એ કહેવું મુશ્કેલ છે. આ સાપેક્ષિક બાબતો છે. ૧૯૨૧ની વસ્તીગણતરી પછી મુંબઈ પ્રાંતના કેળવણીખાતાએ તમામ પ્રજાને ભણતરની દૃષ્ટિએ ત્રણ વિભાગોમાં વહેંચી નાખી હતી: (૧) આગળ વધેલી કોમો, (૨) મધ્યમ કોમો અને (૩) પછાત કોમો.

પહેલા વર્ગમાં આમીલો, પારસીઓ, બ્રાહ્મણો, જૈનો, વાણિયા, બ્રહ્મક્ષત્રિયો, પ્રભુઓ અને એવી જ્ઞાતિઓનો સમાવેશ થતો હતો. બીજા વર્ગમાં મરાઠા, કણબી, મુસલમાન અને ખેતી કરનારી ઘણી જાતિઓનો સમાવેશ થતો હતો. ત્યારે ત્રીજા [illegible] પહાડો ઉપર અને વનમાં વસતી જાતિઓ જેવી દલિત કોમો તથા ગ્રામવિસ્તારોમાં આવેલા ઘરનાં ઘરનોકરો તથા ખેતીના મજૂરોની નાની જાતિઓનો સમાવેશ થતો હતો.

મારી સ્મરણશક્તિ ખરી હોય તો પહેલા વર્ગમાં ફક્ત ૧૦ ટકા, બીજા વર્ગમાં લગભગ ૫૦ ટકા અને ત્રીજા વર્ગમાં લગભગ ૪૦ ટકાની વસ્તીનો ત્યારે સમાવેશ થતો હતો.

ઉપરોક્ત પહેલા વર્ગના લોકો સરકારી નોકરીઓમાં, વેપારમાં, ઉદ્યોગોમાં અને વહીવટી તંત્રમાં સૌથી સદા મોખરે રહે એ તો સ્વાભાવિક જ છે. ઉપર જણાવેલા બીજા વર્ગમાં લોકો સદા પોતાનો માર્ગ કાઢવાની મથામણમાં રહે છે અને પ્રથમ વર્ગના લોકોની હરીફાઈ કરે છે; તેમ જ નોકરીઓ અને ઉદ્યોગોની એકહથ્થુ સત્તામાં ભાગીદાર બનવાની કોશિશ કરે છે, પરંતુ ઉપર જણાવેલો ત્રીજો વર્ગ ઘણો જ પછાત રહે છે અને બીજા વર્ગની હરોળમાં આવતાં-આવતાં તો તેમને દાયકાઓ નીકળી જશે, તો પછી પહેલા વર્ગ સુધી એમની પહોંચવાની તો વાત જ ક્યાં કરવી?

આપણા દેશમાં પ્રાથમિક શિક્ષણ હજી પણ મોટા પાયા પર દાખલ કરવામાં આવ્યું નથી. નવું બંધારણ સુદ્ધાં 'રાજ્યનીતિ'ને લગતા સિદ્ધાંતો અંગેની ૩૬મી કલમમાં

એક સિદ્ધાંતરૂપે એને સ્થાન આપે છે, પણ દરેક નાગરિકને સ્વતંત્ર અને ફરજિયાત શિક્ષણ મેળવવાનો હક્ક છે, એવો મૂળભૂત હક્ક એમાં અપાયો નથી.

છેક ઈ. સ. ૧૯૧૦માં ગોખલેજીએ 'શાહી સમિતિ'માં ફરજિયાત શિક્ષણનો ખરડો રજૂ કર્યો હતો, ત્યારથી મુંબઈ ને મદ્રાસ જેવા આગળ વધેલા પ્રાંતો સહિત આખો દેશ ફરજિયાત શિક્ષણ વિષે ફક્ત વિચારણા કરતો રહ્યો છે. પણ ૩૬મી કલમમાં જે વચન અપાયું છે તે ઈ. સ. ૧૯૬૦માં હિંદના પ્રાંતોમાં, રાજસ્થાનોમાં, હિમાચલ અને વિંધ્ય પ્રદેશ જેવા પછાત પ્રદેશોમાં, પૂર્વના આંદામાન ટાપુઓમાં અને પશ્ચિમના મિકોય તથા આમીનદિવી ટાપુઓમાં સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણનો અમલ કરાવી શકશે કે નહિ, તે વિષે કોઈ કહી શકે એમ નથી.

આવું ભવ્ય કાર્ય તો ગોખલેજી જેવી કોઈ વ્યક્તિ ફરી જન્મ લે તો કરી શકે. આ સાર્વત્રિક શિક્ષણના સંગીન સુધારાને જોરશોરથી અમલમાં મૂકી શકે એવું કોઈ તંત્ર અત્યારે દૃષ્ટિગોચર થતું નથી.

મદ્રાસનું મજૂરખાતું ઈ. સ. ૧૯૨૦માં શરૂ થયું હતું, તે હરિજનો અને આદિવાસીઓના કલ્યાણનું કાર્ય કરી રહેલું છે. હરિજનો માટે એ ખાતાએ હજારો શાળાઓ ઉઘાડી છે. એ શાળાઓ હરિજનો માટે ઇલાયદી છે; કારણકે એ જમાનામાં શહેર અને ગામની સામાન્ય શાળામાં હરિજનોને દાખલ કરવામાં આવતા નહોતા. ખૂબ પછાત જિલ્લાઓમાં મદ્રાસ સરકાર અત્યારે આવી બેહજાર શાળાઓ ચલાવે છે.

મુંબઈ સરકારે ઈ.સ. ૧૯૨૯માં હરિજનો અને પહાડી જાતિઓની કેળવણી અને સામાજિક સ્થિતિની તપાસ માટે એક સમિતિ નીમી હતી. ડૉ. આંબેડકર અને હું પણ એ સમિતિના સભ્યો હતા. આ સમિતિની ભલામણ પરથી એ વખતની સરકારે નાના પાયા પર પછાત વર્ગો માટેનું ખાતું ઉઘાડ્યું. આ ખાતું ધીમે ધીમે વિસ્તર્યું. આ કલ્યાણકારી કાર્યનો લાભ લેનારી તમામ પછાત જાતિઓને ત્રણ વર્ગોમાં વહેંચી નાખવામાં આવી: (૧) દલિત અને અસ્પૃશ્ય જાતિઓ, (૨) આદિવાસી અને પહાડી જાતિઓ તથા (૩) સમાજમાં હીનદશા ભોગવતી બીજી હિંદુ–મુસ્લિમ પછાત કોમો.

પછાત વર્ગોના આ વર્ગીકરણનું મુંબઈ પ્રાંતમાં અઢાર વરસ સુધી બરોબર અનુસરણ થતું રહ્યું છે. આ વર્ગો વચ્ચેના તમામ ભેદો નાબૂદ થાય એ માટે એ ખાતું ખૂબખૂબ પ્રયાસો કરતું રહ્યું છે.

મુંબઈ પ્રાંતના ઉપરોક્ત ત્રણ વર્ગોની મુખ્ય-મુખ્ય જ્ઞાતિઓને હું નીચે પ્રમાણે ગણાવું:

(૧) દલિત વર્ગો: ભંગી, ચમાર, ધેર, હોલાયા, ખાલપા, મહાર, માંગ, મેઘવાળ અને વાંકર.

(૨) આદિવાસી અને પહાડી કોમો: ભીલ, ચોધરા, ધોડિયા, દૂબળા, ગામિત, કથોડી, કોળી મહાદેવ, તાડવી ભીલ, ઠાકુર અને વારલી.

(૩) બીજા પછાત વર્ગો: બાવા, ભરવાડ, ચારણ, બાજીગર, ઘાંચી, જોગી, ડેકંડી, લમાણી, મિયાણા, નટ, ઓડ, રામોશી, વાઘેર, વાઘરી અને વડ્ડર.

કમભાગ્યે મુંબઈ પ્રાંત સિવાય બીજા કોઈ પ્રાંત કે રાજ્યે પોતાના તમામ પછાત વર્ગોના કલ્યાણ માટે આવું કશું યે કર્યું નથી. તાજેતરમાં જ મધ્ય પ્રાંત, બિહાર, સંયુક્ત પ્રાંત અને ઓરિસ્સાએ પોતાના પછાત વર્ગો માટે ખાતાઓ ઉઘાડ્યાં છે. બિહારે તો પોતાને ત્યાંના પછાત મુસ્લિમો માટે પણ ખાતું ઉઘાડ્યું છે. આ પછાત મુસ્લિમો પહેલાં જુલાહા કે વણકર તરીકે ઓળખાતા અને હવે મોમીનો કહેવાય છે.

આસામે હરિજનો માટે ખાસ કંઈ કર્યું નથી. પૂર્વ પંજાબ અને પશ્ચિમ બંગાળ હરિજનો માટે સારું કાર્ય કરી રહ્યા છે.

પરંતુ હવે નવા બંધારણે હિંદી સંઘ પર જે ખાસ જવાબદારી નાખી છે અને પરિણામે તમામ પ્રાંતોમાં, હૈદરાબાદમાં, રાજપૂતાનામાં, તથા હિમાચલ અને વિંધ્ય વિસ્તારો જેવા પછાત પ્રદેશોમાંનાં તમામ પછાત વર્ગોની સંભાળ લેવાનો હિંદી સંઘ માટે સમય આવી ગયો છે. અને સંઘ એ ઉત્સાહભેર હાથમાં લેશે જ એવી આશા છે.

આમ કરતી વેળા પછાત રાજ્યોમાંના પછાત વર્ગોનું ખાસ ધ્યાન રાખવું જોઈએ.

થોડા વખત પહેલાં 'મૂળભૂત હક્કો' સાથે સંબંધ ધરાવતી બંધારણની ૧૦મી કલમ પર ચર્ચા થઈ હતી. એ કલમ મુજબ રાજ્યની નોકરીઓમાંના તમામ નાગરિકોને ભેદભાવ વિના સરખી તક અપાશે. તેમ છતાં અત્યારે નોકરીઓમાં પૂરતું પ્રતિનિધિત્વ નહિ ધરાવતા પછાત વર્ગોના નાગરિકોની તરફેણમાં અપવાદ રખાયો છે. ચર્ચા દરમિયાન જણાવાયું કે 'પછાત' શબ્દની કોઈ વ્યાખ્યા નથી અને કોઈ જ્ઞાતિને આ કલમ હેઠળ પછાત ગણીને ઉચ્ચ નોકરીઓ માટે એવી જ્ઞાતિમાંથી રંગરૂટોની ભરતી કરવાથી તંત્રમાં અયોગ્યતા અને અંધાધૂંધી જન્મે એવો ભય રહે છે. પરંતુ પછાત વર્ગોમાંથી નોકરીમાં દાખલ થવા માગતા નવા ઉમેદવારોને યોગ્યતાની કક્ષાએ પસંદગી મળશે, એમ જણાવાયું હતું.

અમુક ખાનગી મંડળોમાં એમ પણ બોલાતું હતું કે પછાત વર્ગોના સંબંધમાં આ જે છૂટછાટ અપાઈ છે, તેથી મદ્રાસના બ્રાહ્મણ મંડળોમાં રોષ ફેલાયો હતો. એમ સંભળાતું હતું કે મદ્રાસ પ્રાંતની છેલ્લી અબ્રાહ્મણ સરકાર નોકરીઓમાં પછાત વર્ગોના લોકોને પહેલી પસંદગી આપી રહી હતી; અને પછાત વર્ગોના હોવાથી એને પણ શિક્ષણ-સંસ્થાઓમાં પણ પ્રથમ પસંદગી અપાઈ રહી હતી. એ રીતે બ્રાહ્મણોના સ્થાપિત હક્કો કે મુક્ત હરીફાઈનો માર્ગ અવરોધવામાં આવ્યો હતો.

આમ છતાં ઉપરોક્ત કલમ પસાર થઈ ગઈ છે અને તે બંધારણનો ભાગ બની છે.

બંધારણના મુસદ્દાની ૩૦૧મી કલમ તમામ પછાત વર્ગો માટે મોટું ખતપત્ર પૂરું પાડશે. હિંદુઓ અને મુસ્લિમોમાં સામાજિક, શિક્ષણવિષયક અને આર્થિક દૃષ્ટિએ કયા વર્ગો પછાત છે એ બાબતની રાજસ્થાનો સહિત આખા દેશમાં ફરીને તપાસ કરવા માટે નવો પ્રમુખ-એક તપાસ-પંચ નિમાશે, એવી ખાતરી અપાઈ છે.

આ તપાસપંચ પછાત વર્ગોને અમુક વખતમાં બીજા વર્ગોના ધોરણે લાવવાના ઉપાયોની ભલામણ કરશે અને એ વખતની પાર્લામેન્ટ એ માટે જોઈતાં નાણાં માટે સંમતિ આપશે.

આમ કરવાને આજથી પાંચ વરસનો સમય લાગી જશે. ઈ. સ. ૧૯૫૦ કે '૫૧માં પહેલી જ વાર મત આપનારા તમામ પછાત વર્ગના લોકોને થોડાં વધારે વરસ રાહ જોવી પડશે.

અંતઃકરણથી હું ઇચ્છું છું કે આપણા સમાજના આ સૌથી નબળા વર્ગને આગળ ધપાવવાની આ પદ્ધતિમાં રાજકીય કે બીજાં ઘરગથ્થુ કારણોસર બિનજરૂરી વિલંબ નહિ થાય.

વિશ્વમાં દરેક ઠેકાણે અસમાનતા રહેલી છે, પણ આજે જ્ઞાતિઓ ધરાવતા આપણા દેશમાં એવી અસમાનતા બીજા દેશો કરતાં ઘણી વધારે છે. એથી હિંદમાં મધ્યસ્થ સરકારે પછાત વર્ગોના લોકોના કલ્યાણ માટે ખાસ ફરજ બજાવવાની વધારે જરૂર છે. આવાં ભારે કાર્યો માટે પૂરતાં નાણાં ન હોય, એવા નાના એકમોને આ ફરજ સોંપવી જોઈએ નહિ.

# ગુરુચાવી

શ્રી. જ્યોતીંદ્ર હ. દવે

અંગ્રેજી શબ્દ 'માસ્ટરકી' માટે આપણી ભાષામાં 'ગુરુચાવી' શબ્દનો પ્રયોગ થાય છે. અનેક રોગોનું, અનેક અનિષ્ટોનું, અનેક દુ:ખોનું એક જ રામબાણ નિદાન, અનેક પ્રકારનાં તાળાં ઉઘાડવા માટે સફળ થતી એક જ ચાવી તે ગુરુચાવી. એકોઽહં બહુસ્યામ્ । એકમાંથી અનેક થવાની ભાવના પૂર્વે બ્રહ્માજીમાં જન્મી એમ હિંદુધર્મ કહે છે. આજે એ અનેકમાંથી એક થવા માટે કેટલાક વિચારવંતો ઉત્સુક થઈ રહ્યા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થના પુરસ્કર્તાઓ, શ્રીકૃષ્ણે અર્જુનને જેમ બધું યે છોડી પોતાને જ આશ્રયે આવવાનું કહ્યું હતું, તેમ જગતજનોને દુ:ખનિવારણ અર્થે એકમાત્ર પોતાને જ આશ્રયે આવવાનું જણાવી રહ્યા છે. સર્વ દુ:ખોના મારણની ગુરુચાવી પોતાને જ હાથ લાગી છે એમ દાવો કરી રહ્યા છે. આ લેખમા શ્રી. દવે આ સર્વ વાદોના દાવાઓને દાખલા-દલીલ સાથે કસોટી પર ચઢાવે છે.

ટેબલ પર પડેલા કાગળિયાઓના ઢગલા સામુ જોતો 'આ બધું કામ ક્યારે પૂરું થશે ને હું ઘેર ક્યારે જઈ શકીશ? સાંજ તો પડવા આવી.' એવો વિચાર કરતો હું ઓફિસમા બેઠો હતો, ત્યાં સિપાઈએ આવીને એક ચિઠ્ઠી મારા હાથમાં મૂકી. ચિઠ્ઠીમાંના અક્ષર સામુ જોઈ એ ઉકેલવાનો મિથ્યા પ્રયાસ કરવાને બદલે મેં સિપાઈને જ પૂછ્યું: 'કોણ છે?'

'કોક સાધુ જેવો છે, મળવા આવ્યો છે '

'ઠીક, અંદર મોકલ.' મેં કંઈક કચવાતે મને કહ્યું.

સિપાઈએ જઈને મારો સંદેશો આગંતુકને પહોંચાડ્યો ને એક પ્રચંડકાય વાઘવાઘધારી પુરુષે દાખલ થયા. મેં સત્કાર કરી એમને ખુરસી પર બિરાજવાનું કહ્યું. 'બોલો શી ફરમાશ છે?' એ બેઠા એટલે મેં પૂછ્યું.

'આપનું નામ સાંભળીને આવ્યો છું.' એમણે જવાબ દીધો. સાધુજનોમાં મારું નામ શી રીતે જાણીતું થયું તે ન સમજાયાથી મેં નવાઈ પામી પૂછ્યું:

'મારું નામ? આપને કોણે કહ્યું!'

'વાહ! આપનું નામ તો ખૂબ જાણીતું છે.' એમણે જવાબ દીધો અને સાધુઓમાં પણ મારી કીર્તિ ક્યાંથી ને શી રીતે પ્રસરી એ વિષે પંચાત કરવાની છોડી મેં સીધો જ સવાલ પૂછ્યો:

'એ તો હશે, પણ આપને મારું શું કામ છે?'

'ખાસ કામ તો કંઈ નથી. અમથો મળવા જ આવ્યો છું.' એમણે કહ્યું.

હું કદાચ કોઈ સાધુને મળવા ગયો હોઈશ, પણ આમ કોઈ પણ સાધુ મને અમથા મળવા માટે જ હજી સુધી આવ્યા નથી. એટલે આ અદ્ભુત બનાવનું હું રહસ્ય સમજી શક્યો નહિ. પણ કંઈક બોલવું જોઈએ એમ વિચારી બોલ્યો: 'હાજી'

'આપને ધર્મકર્મ પર ઘણી શ્રદ્ધા છે એમ મેં સાંભળ્યું છે.' એમણે કહ્યું.

'હું તો હજી આ પહેલીવાર સાંભળું છું.' મેં કહ્યું.

'એ તો આપનો વિનય છે.' એમણે કહ્યું. ને પછી પોતાની પાસેથી એક તાવીજ કાઢીને ટેબલ પર મૂક્યું. તાવીજ સામું જોયા વગર મેં કહ્યું:

'આપને શું કામ છે એ તો આપે કહ્યું જ નહિ!'

'આ તાવીજ છે.' એમણે કહ્યું.

'હા, એ તાવીજ છે.' મેં જવાબ દીધો.

'એનાથી તમારી બધી ઉપાધિ મટી જશે. તમારે કોર્ટમાં કેસ ચાલતા હશે...'

'ના જી, મારો કોઈ કેસ કોર્ટમાં ચાલતો નથી.' એમને વચ્ચે જ અટકાવીને મેં કહ્યું.

'તમારે કોઈનું હૃદય જીતવું હશે...'

'એવી કોઈ ઇચ્છા હવે રહી નથી.' મેં જવાબ દીધો.

'તમારા દુશ્મનો હશે...'

'ખાસ કોઈ નથી.' હું બોલ્યો.

'તમારી તબિયત...'

'એની સંભાળ ડૉક્ટરને સોંપી છે.' મેં કહ્યું.

'બૈરી-છોકરાં...'

'મઝામાં છે.'

'પૈસા-ટકા.'

'ભગવાનની મહેરબાનીથી મળી રહે છે.'

મારા જવાબોથી જરાય હતાશ થયા વિના એમણે આગળ ચલાવ્યું. 'તમારે જે જોઈતું હશે તે બધું આ તાવીજ પહેરવાથી, મળી રહેશે. બહુ ખર્ચ કરી, કેટલીયે ક્રિયાઓ કરી આ તાવીજ તયાર કર્યું છે. એ પહેરશો એટલે કોઈ પણ જાતની ઉપાધિ રહેશે નહિ.'

'બધી ઉપાધિઓ માટે આ તાવીજ બસ છે?' મેં પૂછ્યું.

'હા, કંઈ પણ આધિ, વ્યાધિ અને ઉપાધિ આવી ચઢે તો તેનો ઉતાર આ તાવીજ પહેરવાથી થઈ જાય છે.'

'એ તો ઠીક નહિ. બધી જ ઉપાધિ માટે એક તાવીજ એ કંઈ સારું લાગતું નથી. દરેક પ્રકારની ઉપાધિ માટે જુદાંજુદાં તાવીજ હોય તો તે ઠીક લાગે. પાંચદસ તાવીજ પહેરીને માણસ ફરે, તો તે શોભે પણ કેટલો! એ તો ઠીક, પણ મારે તાવીજની જરૂર નથી. આપનું સરનામું આપી જાઓ. કોઈને જરૂર હશે તો આપને લખવા કહીશ.' એમ કહીને મેં એમને વિદાય કર્યા.

તાવીજ પહેરવાથી કોઈ પણ જાતની ઉપાધિ દૂર થાય કે નહિ તે તો કોણ જાણે, પણ એક જ તાવીજથી બધી જ પીડાનું શમન થઈ શકે કે એક જ ગુરુચાવીથી બધા તાળાં ઊઘડી જાય, એવી ભ્રમણા ઘણાના મનમાં હોય છે.

થોડા વખત પર શેઠ રામકૃષ્ણ દાલમિયાએ આખી દુનિયા પર એક જ રાજસત્તા સ્થપાય એ માટે ઉત્સાહભેર પ્રવૃત્તિ ઉપાડી લીધી હતી. ત્યારે એક જણે ટીકા કરતાં કહ્યું હતું: 'એમના મનમાં આ શું ભૂત ભરાયું છે? વિશ્વશાંતિ એમને જોઈએ છે એ સાચું—કોને નથી જોઈતી? પણ તે માટે આખી દુનિયા માટે એક જ રાજતંત્ર હોવું જોઈએ એવી વિચિત્ર વાત કરવાનો શો અર્થ? કાલે ઊઠીને એ તો એમ પણ કહેશે કે દુનિયાના બધા માણસોએ એક જ ધર્મ પાળવો જોઈએ. એકસરખો જ પોશાક પહેરવો જોઈએ. સૌએ એક જ પ્રકારનું અન્ન ખાવું જોઈએ. સૌએ એક જ ભાષા બોલવી જોઈએ. સૌએ એક જ કામ કરવું જોઈએ! પ્રજાઓ ભલે જુદી હોય, રાજ્યો પણ ભલે જુદાં હોય પરંતુ એ બધાં વચ્ચે ભાઈચારો રહે, બધાં સદ્ભાવથી એકબીજા પ્રત્યે વર્તે, યુદ્ધની વાત કોઈ ન કરે, એવી વ્યવસ્થા શું ન જ થઈ શકે? આખી દુનિયા પર એક જ રાજસત્તા સ્થાપવા માટે પ્રયત્ન કરશો જઈશું તો ઊલટી, નહિ થતી હોય તોય મારામારી થશે. કોની સત્તા હોવી જોઈએ, કેટલા પ્રમાણમાં હોવી જોઈએ, એ અને એના જેવા બીજા અનેક પ્રશ્નો ઊભા થશે; ને જગતની જુદીજુદી રાજસત્તાઓ વચ્ચે સંઘર્ષણ થશે.

અંકગણિતમાં જ નહિ પણ સાહિ

રાજકારણ, ધર્મ, તત્ત્વજ્ઞાન આદિ જીવનના વિવિધ પ્રદેશમાં એકડાનું મહત્ત્વ ઘણું છે. ખરી સંખ્યા એકની જ છે. બીજી સંખ્યાઓ તો માત્ર એકના પુનરાવર્તનરૂપ છે. પ્રત્યેક પ્રાણી કે પદાર્થ એક જ હોય છે. એકના અનેક થાય છે ત્યાં પણ એકમાંથી છૂટા પડેલા એ બધા જુદા-જુદા એકમો જ હોય છે. પંદર, પંચાસ, પાંચસો, એક કોઈ નોખું અસ્તિત્વ ધરાવતી રકમ નથી. એ તો માત્ર એકનું જ પંદરવાર, પચાસવાર કે પાંચસોવારનું આવર્તન છે.

ધર્મ ને તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં પણ એક જ ઈશ્વર કે પરમાત્માનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે: પહેલાં એક ઈશ્વર જ હતો, પણ એને એકલું લાગવા માંડ્યું ને ગમ્યું નહિ, એટલે એણે પોતાનો એકમાંથી જ અનેક કરીને સૃષ્ટિનો પ્રપંચ ઊભો કર્યો. બીજા ધર્મોમાં પણ આને જ મળતી વાતો જોવામાં આવે છે પહેલાં ઈશ્વરે એકલા આદમને બનાવ્યો. પણ બિચારા આદમને એકલાએકલા ગમ્યું નહિ, એટલે એને માટે સહચરી બનાવી એને ખરેખરો 'બનાવ્યો.'

રાજકારણમાં સામાન્ય રીતે એકહથ્થુસત્તાનો વિરોધ કરવામાં આવે છે; પણ તે છતાં એક જ પક્ષનું પ્રાધાન્ય સ્વીકારવામાં આવે છે.

વ્યવહારમાં પણ પરણ્યા પછી 'એનાં એક થયાં' એમ સ્ત્રીપુરુષ માટે કહેવાય છે. એ કે સંખ્યાની દૃષ્ટિએ એમની પહેલાંની સ્થિતિમાં કંઈ પણ પરિવર્તન પછીથી થતું હોય તો તે એના એક થવાની દિશામાં, એટલે કે બાદબાકી કે ભાગાકાર તરફ નહિ પણ એનાં ત્રણ, ચાર, પાંચ, દશ, બાર કે પંદર થવાની એટલે કે સરવાળા કે ગુણાકારની દિશામાં જ થાય છે.

આમ એકમાંથી જ અનેકની ઉત્પત્તિ થાય છે એમ ધર્મોમાં કહ્યું છે; તેમ જ સંસારની દૃષ્ટિએ આપણો સૌનો અનુભવ પણ છે. હવે આ અનેકોને એક કરવાની ઇચ્છા કેટલાકના મનમાં જાગી છે.

માણસને દરેક બાબતમાં કોક એક જડીબુટ્ટી જોઈએ છે. બધાં જ તાળાં ઉઘાડી શકે એવી કોઈ એક ગુરુચાવીની શોધમાં એ ભમે છે. થોડા વર્ષો પર જ એક જાહેર ખબર મારા વાંચવામાં આવી હતી. વર્ષો સુધી હિમાલય પર તપશ્ચર્યા કરી એકદા, અકસ્માત્ અહીં આવી ચડેલા કોક પ્રભુમહારાજની કૃપાથી એક સદ્‌ગૃહસ્થને અમૂલ્ય ઔષધિ પ્રાપ્ત થઈ હતી. તેનાં ગુણગાન કરતાં એમણે જે જણાવ્યું હતું તે પરથી એ મહામૂલ્ય ઔષધિ સંગ્રહણી, કબજિયાત, મરડો, અપચો, વધારે પડતી ભૂખ લાગવી, દમ, ઉધરસ, અંધાપણું, માથાનો દુખાવો, સંધિવા, કમળો, ન્યુમોનિયા, ટાઇફૉઇડ, મૅલેરિયા, વાઈ, રક્તપિત્ત, ચામડીના રોગો, શરદી, લૂ લાગવી, લોહીનું વધારે-પડતું દબાણ, લોહીનું ઓછું દબાણ, હૃદયના રોગો, મગજના રોગ, ક્ષય, મેદવૃદ્ધિ ઇત્યાદિ પરસ્પર વિરુદ્ધ એવા સર્વે રોગોમાં અચૂક ને અકર અસર કરતી હશે એમ લાગે. બાયોકેમિક દવાવાળા કહે છે: 'રોગ હજાર પણ ઔષધ બાર' તેના કરતાં યે આગળ વધીને તેઓ તો કહી શકે કે 'રોગ અનેક પણ ઔષધ એક.'

આ તો જાણે વૈદકીય જ્ઞાન વગરના માણસની વાત થઈ, પણ એ વિષયના જાણકારો પણ દરેક રોગ માટીનાં કે ભીના પાણીનાં પોતાં મૂકીને અથવા ઉપવાસ કરીકરીને મટાડવા ક્યાં કટિબદ્ધ નથી થતા? લીંબુ વિષે એક વૈદરાજનો લેખ વાંચીને લીંબુનું સેવન કરવાથી દરેક રોગ મટી જાય છે ને રોગ ન હોય તો કોઈ પણ રોગને આવતો અટકાવી શકાય છે, એમ લાગવાથી મેં એ પ્રયોગ થોડો વખત કરી જોયો હતો. પણ એમાં કાં તો મારી ભૂલ હશે, કાં તો વૈદરાજની ભૂલ હશે; અથવા તો લીંબુની ભૂલ

હશે કે પછી રોગની ભૂલ હશે, પણ મારી જૂની ફરિયાદો તો ચાલુ જ રહી. ફેર ફક્ત એટલો જ પડ્યો કે એમાં એનાણુ નવી ઉમેરાઈ.

આ જ પ્રમાણે આખા માનવસમાજને સુધારી નાખવા માટે, દુનિયાને સ્વર્ગ બનાવવા માટે આપણા કેટલાક ય 'વાદી'ઓ એક રામબાણ વાદ લઈને બહાર પડ્યા છે.

દ્રવ્ય આદિની અસમાન વહેંચણી' તરફ જ નજર માંડનારા આપણા 'બિરાદરો'ને સામ્યવાદ મળી ગયો છે. જગતનાં સર્વ અનિષ્ટોનું મૂળ એમના ધ્યાનમાં આવી ગયું છે ને તે છે અર્થની અસમાન વહેંચણી. એમના મત મુજબ સામ્યવાદનો પ્રચાર આખી દુનિયામાં થઈ જાય તો પછી આપણી બધી આપદાઓનો અંત આવી જાય. એમનાથી જરા ભિન્ન મત ધરાવનારા સમાજવાદીઓ પોતાના વાદને આગળ કરીને કહે છે: 'દુનિયાનાં દુઃખદરદ દફે કરવાનો એકમાત્ર સાચો ઇલાજ, એક ગુરુચાવી આજે છે.' લોકશાસનમાં શ્રદ્ધા રાખનારાઓ "અમારા વાદને અપનાવ્યા સિવાય માનવજાતનો ઉદ્ધાર શક્ય જ નથી' એવો ઉદ્‌ઘોષ કરે છે. ધર્મિષ્ઠ પુરુષો 'ધર્મને એટલે કે અલબત્ત અમારા ધર્મને પાળ્યા વિના જગતમાં સુખ ને શાંતિ કદી આવવાનાં નથી, બધા જ જો અમારા ધર્મનો સ્વીકાર કરી લેશે તો પછી કોઈને કશી પણ ફરિયાદ કરવાનું કારણ રહેશે નહિ.' એમ નાસ્તિક ને નોલાયક માણસોના મગજમાં ઠસાવવા રાતદહાડો જહેમત ઉઠાવે છે.

ફ્રોઈડ ને એના અનુયાયીઓને મતે દુનિયાની બધી આપદાઓ વૃત્તિઓને દબાવવાને લીધે જ થાય છે; અને એ વૃત્તિઓમાં પણ કામવૃત્તિ એ સૌથી મુખ્ય છે. એને દબાવવાને લીધે જ જાતજાતની વિકૃતિઓ પેદા થાય છે. સ્વપ્નાં એને લીધે આવે છે, શારીરિક વ્યાધિઓ ને માનસિક ઉન્માદ એના વિકારોને લીધે જન્મે છે. જાતજાતના ગુનાઓ એના જ પ્રભાવથી કરવામાં આવે છે. ભાષાનો જન્મ પણ એની જ પ્રેરણાને લીધે થાય છે. આમ સર્વ અર્થ ને અનર્થનું મૂળ કામવૃત્તિમાં રહેલું છે.

આ પ્રમાણે ધાર્મિક પુરુષો ધર્મને સર્વ સંકટોના નિવારણ માટેના એકમાત્ર ઉપાય તરીકે મનાવે છે. સામ્યવાદી ને સમાજવાદી વગેરે રાજકારણમાં પડેલાઓ અર્થને આગળ કરે છે, તો ફ્રોઈડ ને બીજા નૂતન માનસશાસ્ત્રના અનુયાયીઓ કામનો પુરસ્કાર કરે છે. સંન્યાસીઓ ને સાધુજનો મોક્ષ સિવાય કોઈની ઉન્નતિ થઈ જ ન શકે એમ જણાવે છે. આમ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ; એ ચારે પુરુષાર્થના છૂટાછૂટા ઉપાસકો એ એકને જ પરમપુરુષાર્થ તરીકે માને છે. એ એક પુરુષાર્થની સિદ્ધિ થયા પછી કંઈ કરવાપણું રહેતું નથી એમ જણાવે છે.

વેદમાં અગ્નિ, ઇંદ્ર, વરુણ, મરુત આદિ જુદાજુદા દેવોની સ્તુતિ આપી છે. જે મંત્રમાં અમુક એક દેવની સ્તુતિ કરવામાં આવી હોય છે, તે મંત્ર જોતાં એમ જ લાગે કે એ જ દેવ સર્વોપરી છે. ખરો પરમેશ્વર તે એ જ. બીજા બધા દેવો એના અનુયાયીઓ કે સાથીઓ છે. અગ્નિ વિષેના મંત્રો જોતાં વેદકાળમાં સૌથી વધારે માહાત્મ્ય અગ્નિનું ગણાતું હશે એમ લાગે. ઇંદ્ર વિષેના મંત્રો જોતાં અગ્નિ નહિ, પણ ઇંદ્ર સર્વેશ્વર ગણાતો હશે એવું ભાન થાય. ત્યારે વરુણના મંત્રો વાંચતાં અસલના આર્યો વરુણની જ દેવાધિદેવ તરીકે ઉપાસના કરતા હશે એમ લાગી આવે. આવું જોઈને કેટલાક પાશ્ચાત્ય વિવેચકોને આશ્ચર્ય લાગે છે. આર્યો કયા દેવને શ્રેષ્ઠપદ આપતા હશે તે વિષે એમના મનમાં ગૂંચવાડો ઊભો થાય છે.

પરંતુ એમાં ગૂંચવાવાની જરૂર નથી.

જે કાળે જેની ઉપાસના કરવી પડે તે કાળે તેને સર્વશ્રેષ્ઠ પદ આપવું એ માનવ-સ્વભાવમાં જ રહેલું છે. પ્રાચીન કાળના આર્યો જેમ જુદાજુદા દેવોની ઉપાસના કરતા તેમ અત્યારના ધુરંધર વિચારકો ને પ્રખર પ્રચારકો. જુદાજુદા વાદોની ઉપાસના કરે છે. જગતઆખું ભર્યુંભર્યું હોવા છતાં પ્રેમીને લાગે છે કે 'ઊણું મારું જગત આખું, એક એ છબીના વિના.' તેમ બીજા અનેક માર્ગો ને વાદો અસ્તિત્વમાં હોવા છતાં એ વાદના ઉપાસકને પોતાના વાદ સિવાય બીજા કશાનું ધ્યાન રહેતું નથી, ધર્મ ને તત્ત્વજ્ઞાન-ના જ નહિ, પણ અર્થશાસ્ત્ર ને કામશાસ્ત્રના આચાર્યો પણ એક જ વસ્તુ કહે છે: नान्यः पन्था विद्यतेऽयनाय। દુનિયાને દુઃખમુક્ત કરવા અમે જે બતાવીએ છીએ તે સિવાય બીજો કોઈ રસ્તો જ નથી. જો કે અનેક પ્રવાસીઓ એમનાથી જુદેજુદે માર્ગે જતા હોય છે ને કેટલાક તો એમની આગળ પણ નીકળી ગયા હોય છે; પણ એમને તો એક જ રાજ-માર્ગ દેખાય છે.

પણ દુનિયાની બધી ઉપાધિનો અંત આણવા માટેનો આવો કોઈ એક જ ઉપાય હજી કોઈને જડ્યો નથી. ને કદાચ જડશે પણ નહિ. આ બાબતમાં પ્રસિદ્ધ અંગ્રેજ લેખક રૉબર્ટ લિંડને હજામત કરતાં જે અનુભવ થયો હતો તે જાણવા જેવો છે. હજામોને હાથે પોતાની દાઢીની ને મોઢાની દુર્દશા કરાવીને જ્યારે એ થાકી ગયો, ત્યારે એણે હાથે હજામત કરવાનો નિશ્ચય કર્યો. એ માટે એક મિત્રની એણે સલાહ પૂછી ને એની ભલામણ મુજબ સરસ બ્લેડ વસાવી. બ્રશ તથા સાબુ સામાન્ય પ્રકારનાં વાપરવા માંડ્યાં. હજામત કરવા માટે ઉત્તમ બ્લેડની જરૂર છે, બીજું બધું ગમે તેવું હોય તે ચાલે એમ એને કહેવામાં આવ્યું હતું; પણ આથી એને સંતોષ ન થયો. બીજા એક મિત્રે ઊંચી જાતનો સાબુ વાપરવા ભલામણ કરી. લિંડે એમ કર્યું. પહેલાં કરતાં કંઈક ઠીક હજામત થઈ શકી, પણ પૂરેપૂરો સંતોષ ન થયો. છેવટે બ્રશ પણ ઊંચી જાતનો આણ્યો અને બ્લેડ, બ્રશ ને સાબુ; હજામતનાં એ બધાં જ સાધનો ઉત્તમ કોટિનાં આવવાથી એને તે પછી પૂરેપૂરો સંતોષ થયો. આ ઉપરથી બોધ તારવતાં એ કહે છે કે કોઈ એક જ વસ્તુ સારી હોય બ્રશ, બ્લેડ કે સાબુ–તેનાથી કામ સરતું નથી, પણ હજામતની બધી જ સામગ્રી સારી જાતની હોવી જોઈએ. એ જ પ્રમાણે કોઈ એક જ વાદથી–સામ્યવાદ, સમાજવાદ કે લોક-શાસનવાદથી લોકોનું કલ્યાણ થવાનું નથી. પણ એ બધા જ વાદોના સિદ્ધાંતોનો પ્રયોગ ને ઉપયોગ યથાકાળે કર્યાથી જગતનું કલ્યાણ થઈ શકશે.

હાથે હજામત કરતાં સાબુ, બ્રશ ને બ્લેડનાં ઉદાહરણ પરથી જે નિર્ણય રૉબર્ટ લિંડે બાંધ્યો તે તર્કશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર કહી શકાય કે નહિ, પોતાની હજામત કરવી ને આખી દુનિયાની હજામત–અર્થાત્ એની સફાઈ–કરવી એને એક સરખા ગણીને એક ત્રાજવે તોળી શકાય કે નહિ તે જુદી વાત છે. એ જે રીતે આ નિર્ણય પર આવ્યા તે રીત કદાચ ખોટી હશે, પણ એમનો નિર્ણય ખોટો નથી.

દુનિયાની સર્વ ઉપાધિઓનું શમન કરે એવું કોઈ એક જ તાવીજ કે જગતની સમસ્ત સમસ્યાઓનો ઉકેલ કરે એવી કોઈ એક જ ગુરુચાવી હજી કોઈને પ્રાપ્ત થઈ નથી ને થશે પણ નહિ. અને કદાચ કોઈને પ્રાપ્ત થશે તો તેની આપણને ખબર પણ નહિ પડે

*

# અંતરને આરસે

## ક.. સોપાન

અંતરની આરસીમાં જગતનાં દશ્યોનાં અને માનવીના અનુભવોનાં પ્રતિબિંબ ઝિલાયું છે. આ વાર્તાના નાયક કપિલરાયની અંતર-આરસીએ કેવાં-કેવાં પ્રતિબિંબો ઝીલ્યાં તેનું વાચન માનવહૃદયના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવોનું દર્શન કરાવશે. આપણાં ગૃહજીવન અને લગ્નજીવનનાં સુખદુઃખોનો પણ આ પાત્રપ્રધાન વાર્તામાં યથાર્થ પરિચય મળશે.

૧૯૪૨ની સાલમાં જ્યારે અમદાવાદમાં મોટી મિલહડતાળ પડી અને ધંધા-રોજગાર ભાંગી ગયા ત્યારે એક મિત્રના આગ્રહથી કપિલરાયે મુંબઈનો રસ્તો લીધો. મુંબઈમાં આવતાં એમના વ્યવસાયની સાથે જીવન પણ બદલાઈ જશે એવી તો કોઈ કલ્પના યે નહોતી. શાંત અને મિલનસાર સ્વભાવ, બીજા માટે કંઈક કરી છૂટવાની વૃત્તિ અને અત્યંત સાદાઈને કારણે કપિલરાય કોઈને માટે બોજારૂપ નહોતા. જે મિત્રને ત્યાં તેઓ આવીને રહ્યા તે પ્રમાણમાં સાધનસંપન્ન હતા, લાખોપતિ નહોતા—ઘેર મોટરગાડી પણ નહિ, છતાં સુખી ગણાય એવા હતા. સદ્‌ગુણી પત્નીને કારણે એમનું સુખ વધુ શોભી ઊઠતું અને હતી તે કરતાં એમની કમાઈ બમણી દેખાઈ આવતી હતી.

કપિલરાય પોતાનાં પત્ની-બાળકોને અમદાવાદ મૂકી મુંબઈ આવ્યા હતા. વિચાર એવો હતો કે મુંબઈ જો ફાવી જાય તો કંઈક ગોઠવી લઈ અમદાવાદ પાછા જવું અને બાળકો સૌ સાથે પત્નીને એને પિયર મોકલી આપવી. કપિલરાયની ગણતરી એવી હતી કે છ મહિનામાં તેઓ મુંબઈમાં વ્યવસ્થિત થઈ જશે ને પછી સુખથી ઘરકુટુંબ સાથે રહી શકશે. પત્ની વિષે એમના મનમાં ચિંતા તો હતી. પણ આટલો સમય જુદા રહ્યા સિવાય છૂટકો જ નહોતો.

કપિલરાયનાં પત્નીની ઓળખાણ આપવામાં જરા સંકોચ થાય એવું છે. કપિલરાય પોતે સંસ્કારી સમાજની પ્રવૃત્તિઓમાં ભાગ લેતા હોવા છતાં આજ સુધીમાં કોઈ દિવસ શાંતાબહેનને પોતાની સાથે લઈ ગયા નહોતા. સગાંસંબંધીઓને બાદ કરો તો ભાગ્યે જ કોઈએ કપિલરાયનું ઘર જોયું હશે કે એમની મહેમાનગતી ચાખી હશે. છેલ્લાં ચારેક વર્ષથી કપિલરાયની મોટી પુત્રી સુકન્યા એમની સાથે બહાર દેખાતી હતી, એ સિવાય કપિલરાયને ઘર અને સંસાર હશે એવી કોઈ નિશાની કદી મળતી નહોતી.

કપિલરાય ચૌદ વર્ષના હતા ત્યારે લગભગ એમની જ ઉંમરની કન્યા સાથે લગ્ન થઈ ગયાં હતાં. એ પછી એકાદ બે વર્ષ ભણી તેઓ મેટ્રિક થયા ને તે બાદ ધંધે વળગ્યા. કુટુંબમાં વડીલો હતા પણ સ્થિતિ સામાન્ય હોવાને કારણે નાનપણથી જ ધંધે વળગવું પડ્યું હતું એક સગાની મદદથી અમદાવાદમાં કામે ચડ્યા હતા. ચારેક વર્ષ લગભગ એકલા જ રહેલા. છ-આઠ મહિને ગામ જઈ આવતાં, પણ ત્યારે વડીલોની હાજરીને કારણે ગૃહસંસાર ચલાવવાનો અનુભવ મળતો નહિ. ચારપાંચ વર્ષ પછી અમદાવાદમાં સ્વતંત્ર ઘર શરૂ કરીને રહ્યા ત્યારે તેઓ એક પુત્રીના પિતા થઈ ચૂક્યા હતા.

પત્નીનો ખરો પરિચય અમદાવાદમાં આવ્યા પછી જ કપિલરાયને થયો. જે અવગુણો વડીલોની છત્રછાયામાં દેખાયા નહોતા તે અહીં પ્રગટ થવા લાગ્યા. પત્ની વિષે ઊંચો ખ્યાલ તો કોઈ દિવસ હતો જ નહિ, પણ

શાંતા અભણ, અજ્ઞાન અને ગ્રામ્ય છે, એટલું જ એ જાણતા હતા. રૂપવાન અને કુળવાન હોવાને કારણે પિતાએ આ કન્યાની પસંદગી કરી હતી તેની કપિલરાયને ખબર હતી. પોતાની આસપાસમાં આ કરતાં ખાસ ચડિયાતી કોઈની પત્ની જોઈ નહોતી, એટલે અજ્ઞાન કે જડતાનું કશું દુઃખ હતું નહિ. કપિલરાયે પોતે પણ આ કરતાં વધુ અપેક્ષા કદાચ રાખી નહોતી.

પણ શાંતા દુર્ગુણોનો ભંડાર હશે એવી ખબર તો અમદાવાદ આવ્યા પછી જ પડી. એ પછી કપિલરાયને પોતાની બાના કેટલાક ઉદ્ગારોના મર્મ સમજાયા. પોતે જ્યારે ગામડે જતા ત્યારે બા ને બીજાં વડીલો શાંતા વિષે કંઈકંઈ બોલી જતાં, પણ કપિલરાય એમાં કશું સમજતા નહિ. હવે કપિલરાયને ખબર પડી કે શાંતા પોતાના ઘરમાં પણ નજીવી ચોરીઓ કરતી હતી. રહેણીકરણીમાં સાવ ફૂવડ હતી જૂઠું બોલવું સહજ હતું કામમાં આળસનો પાર નહોતો. આડોશીપડોશી સાથે લડવાડમાં પાછી પડતી નહોતી કપિલરાયનાં સુખનાં સ્વપ્નો લગ્ન પછી ઠેક પાંચ વરસે તૂટવા લાગ્યાં, એ આશ્ચર્યકારક પણ સત્ય હકીકત હતી!

પહેલું વર્ષ ખૂબ ચેનમાં ગયું જિંદગી ભારરૂપ લાગી મિત્રો સાથેના સંબંધો છૂટી ગયા. અનેકને પોતાને ઘેર આમંત્રણ આપવાના કોડ હતા તે પડતા મૂકવા પડ્યા. નાનાં ભાઈ-બહેનને અમદાવાદ બોલાવી ભણાવવાની ઇચ્છા હતી તે તો શાંતાના વિરોધને કારણે વ્યક્ત પણ ન થઈ શકી એક વર્ષ ક્લેશ-કંકાસમાં વીત્યું તે દરમિયાન કપિલરાયના મનમાં અમુકઅમુક બાબતો વિષે ગાંઠ વળી ગઈ એમણે જોઈ લીધું કે આ પત્ની સાથે જ જીવન વિતાવવાનું છે. આને સુધારી શકવાનો કોઈ સંભવ નથી. વર્ષમાં બેચાર વાર અતિ ક્રોધને પરિણામે મારપીટના પ્રસંગ બની ગયા હતા, પણ શાંતા ઉપર તેની કશી જ અસર થઈ નહોતી કપિલરાયને ખાતરી થઈ હતી કે પૂર્વજન્મનાં કોઈ પાપ ભોગવવા માટે જ ઈશ્વરે શાંતાનું ભાગ્ય એમની સાથે જોડ્યું છે!

એ પછી કપિલરાયના જીવનમાં કંઈક શાંતિ આવી એ શાંતિ સ્મશાનની હતી, મૃત્યુની હતી વગેરે તમે કહી શકો છો; પણ કપિલરાયનું મન તે પછી સ્થિર હતું સંસાર ચાલતો હતો સુકન્યા પછી બે પુત્રો થયા હતા. કપિલરાય બનતા પ્રયત્ને બાળકોને સંસ્કાર ને શિક્ષણ આપી રહ્યા હતા અને એમ જીવનની ઘટમાળ ચાલ્યા કરતી હતી

અમદાવાદ જેવા શહેરમાં રહ્યા હોવા છતાં કપિલરાય રાજકીય પ્રવૃત્તિથી અલગ રહ્યા હતા. સાંસ્કારિક પ્રવૃત્તિમાં એમને રસ આવતો હતો, રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે સહાનુભૂતિ રાખતા, ખાદી પહેરતા, સભા-સરઘસોમાં જતા ને ક્યાંક ચર્ચા થાય ત્યાં ગાંધીજીના સિદ્ધાંતોનું સમર્થન કરતા આથી આગળ જવાની ઇચ્છા એમને કદી થઈ નહોતી. હા, વાચનનો શોખ પ્રતિદિન વધતો જતો હતો શાંતાને ભૂલવાનું કદાચ એ જ શ્રેષ્ઠ સાધન હતું વાચનને પરિણામે એમનો માનસિક વિકાસ એમના અભ્યાસ કરતાં ઘણો વધુ થયો હતો ગાંધીસાહિત્યની અસર પ્રબળ હતી એટલે શાંતા પ્રત્યે છાની અનુકંપાનો ભાવ હમેશાં રહેતો હતો અલબત્ત, વરસમાં એવા તો એકબે પ્રસંગો બની જ જતા, જ્યારે ક્રોધના આવેશમાં શાંતાને તેઓ મારી બેસતા ને ક્યારેક તો ઘરમાંથી પણ કાઢી મૂકતા; પણ એ બધું થોડા કલાકોમાં શમી જતું.

કપિલરાયને ગૃહજીવનમાં રસ પ્રગટાવે એવું એક તત્ત્વ ઈશ્વરે દયા કરી પેદા કર્યું

હતું. એ હતી સુકન્યા નામની પુત્રી. કપિલરાય-ને એના પ્રત્યે અત્યંત વહાલ હતું. શાંતાના સંસ્કારો એનામાં ન ઊતરે એવી તેઓ કાળજી રાખતા હતા, પરંતુ એમનું એ દુર્ભાગ્ય હતું કે દિવસના ચોવીસ કલાકમાં તેઓ પોતે સુકન્યા સાથે એકાદ કલાક ભાગ્યે જ ગાળી શકતા હતા. સુકન્યા પછી બે બાળકો હતાં, પણ સુકન્યા પ્રત્યેની લાગણીમાં કોઈ ભાગ પડાવી શક્યું નહોતું.

આ સ્થિતિમાં કપિલરાયને પત્ની ને બાળકો, ખાસ કરીને સુકન્યા વિષે ચિંતા થાય એ સ્વાભાવિક હતું, પણ તેઓ લાચાર હતા. મિત્રની મદદથી બહુ સારી નોકરી મળી ગઈ, પણ સ્થિર થતાં થોડા મહિના લાગે જ એમ સમજી તેઓ અમદાવાદ જઈ કુટુંબને 'દેશમાં' મૂકી આવ્યા. સૌને આશ્વાસન આપ્યું કે ચારછ મહિનામાં મુંબઈ બોલાવી લઈશ. તેઓ પાછા ફર્યા ત્યારે એમની આંખ સુકન્યાનો ચહેરો જોઈ ભીની થઈ હતી.

અમદાવાદમાં રહેલાને મુંબઈમાં ઘણું નવું લાગે. માણસોની પ્રકૃતિમાં પણ ફેર જણાય. મુંબઈમાં નવાં આવનાર થોડાક દિવસ અમુક-અમુક બાબતોમાં આશ્ચર્ય પણ વ્યક્ત કર્યા કરે; પણ કપિલરાય તો એક એવી નવીનતાથી મુગ્ધ બની ગયા હતા કે બીજી કોઈ નવીનતા એમની આંખ જોઈ શકતી નહોતી. મિત્રની મૈત્રી ગાઢ બનતી જતી. એમના પ્રયત્ને ત્રણ જ મહિનામાં નોકરીમાં બઢતી મળી હતી. અનેક પ્રવૃત્તિમાં મિત્રની સાથે રસ લેવાતો હતો. મિત્રનું મિત્રમંડળ અતિ વિશાળ હતું. દર રવિવારે કોઈ ને કોઈને ત્યાં જલસો જામી પડતો હતો. પહેલા ત્રણ મહિનામાં એકવાર એલીફન્ટા અને એકવાર વજ્રેશ્વરીની સફરે સાત આઠ કુટુંબો સાથે તેઓ જઈ આવ્યા હતા.

પહેલા એકાદ મહિના પછી કપિલરાયના જીવનમાં મંથન જાગ્યું હતું. એમ કહો કે સૂકી ધરતીમાં એક અંકુર ફૂટ્યો હતો. દિવસે બહુ યાદ આવતું નહોતું પણ રાત્રિના એકાંત-માં દિવસભરનાં દૃશ્યો એમની આંખ સામેથી પસાર થતાં હતાં. પ્રભાકર અને મૃદુલા કેવાં કલ્લોલ કરતાં હતાં! બે નાનાં બાળકો માતા-પિતાની વચ્ચે કેવાં શોભતાં હતાં! પ્રભાકર સાંજે ઓફિસથી આવે ત્યારે મૃદુલા એનું કેવું મીઠું સ્વાગત કરતી હતી! અર્ધો'ક કલાક બંને વચ્ચે કેવો હાસ્યકિલ્લોલ જામી પડતો હતો!

કપિલરાયે દુનિયાનો આ ખંડ તો જાણે જોયો જ નહોતો!

સરખામણીને કોઈ અવકાશ જ નહોતો, છતાં કપિલરાયનું મન કહેતું હતું: 'મારે ત્યાં કોઈ મહેમાન પ્રવેશી શકતું નથી, આ પ્રભાકરને ત્યાં એકે ય દિવસ મહેમાન વિનાનો નથી. મારે ત્યાં બાળકોની હાસ્યલહરી ક્યારેક જ જોવા મળે છે, અહીં તો પંખીનાં ગીતો જ જાણે સંભળાય છે. મારે ત્યાં ગંદકી અને અવ્યવસ્થાનો પાર નથી, અહીં સુંદરતા અને સુઘડતાથી ઘર શોભે છે. મારે ત્યાં મારી કમાણીનું ને મહેનતનું કશું મૂલ્ય નથી, અહીં પ્રભાકર સન્માન પામે છે. મારે ત્યાં ઘર કરતાં બહારની દુનિયા સુંદર છે ને શાંત છે, અહીં સર્વ સુખશાંતિનો સરવાળો ઘરમાં મળે છે. મારે ત્યાં...મારે ત્યાં......વધુ વિચાર કરતાં કપિલરાયનું જાણે માથું ફરવા લાગ્યું!

એક નહિ, અનેક ઘર કપિલરાયે જોયાં. પ્રભાકર અને મૃદુલાની સાથે અનેકને ત્યાં ચા પીવા અને જમવા જવાનું બનતું હતું. એક પણ સ્થળે એણે શાંતા જોઈ નહિ, એવું ઘર જોયું નહિ, એવાં બાળકો જોયાં નહિ!

કપિલરાય જાણતા તો હતા જ કે એમની પત્ની શાંતામાં સંસ્કાર નથી, પણ 'સંસ્કાર નથી' એટલે શું નથી એનો ખ્યાલ હવે જ એમને આવ્યો. એ હતા એક ખાબોચિયામાં.

એ ખાબોચિયું ગમતું નહોતું પણ સ્વચ્છ સરોવર જોયું નહોતું, એટલે ખાબોચિયા તરફ તીવ્ર વૈરાગ્ય કે ઘૃણા પણ ઊપજ્યાં નહોતાં. આજ અચાનક એમણે નિર્મળ નીરથી સભર ભરેલું સરોવર જોયું. પ્રભાકર-મૃદુલા અને બીજાં એવાં અનેકને અંદર સ્નાન કરતાં જોયાં......

પ્રભાકર અને મૃદુલાને કપિલરાય સાથે ફાવી ગયું હતું. વર્ષો સુધી એ સાથે રહે તો યે એમને કંટાળો આવે એમ નહોતું. કપિલરાય એમનાં બાળકોને ગેલ કરાવતા, એથી તો એ પતિપત્ની ખુશખુશાલ હતાં; પરંતુ કપિલરાયને જેમ નોકરીએ ચઢાવ્યા તેમ એમને માટે ઘર શોધી રાખવાની જવાબદારી પણ એમણે ઉઠાવી હતી. ત્રણેક મહિના પછીના એક દિવસે આવીને પ્રભાકરે ખુશખબર આપ્યા:

'ઘર મળી ગયું છે.'

'ક્યાં?' કપિલરાય કંઈક વિચારમાં બેઠા હતા તે ઝબકીને બોલ્યા.

'અહીં, પાસે જતારદેવના સોનાવાલામાં'

'ખરેખર?' મૃદુલા ખુશ થતી બોલી.

પણ કપિલરાયના મુખ ઉપર હાસ્યની કે સંતોષની રેખા ઊપસી જ નહિ!

તે દિવસે બપોરે સુકન્યાનો પત્ર આવ્યો હતો. એમાં ઘરનું વર્ણન હતું. નાનાભાઈઓની માંદગીની વાત હતી. બાના ત્રાસની વિગતવાર કથા હતી અને 'સૌને જલદી બોલાવી લો' એવી કાકલૂદી હતી.

કપિલરાય સ્થિર બેસી રહ્યા તેથી પ્રભાકર અને મૃદુલાને ખૂબ આશ્ચર્ય થયું. સહેજ માઠું પણ લાગ્યું, પરંતુ તેઓ કંઈ બોલ્યા નહિ અને પોતાને કામે વળગ્યાં. કપિલરાયને થોડીક મિનિટ પછી આનું ભાન થયું કે તરત જ પ્રભાકર પાસે જઈ એમણે પૂછ્યું:

'ઘર ક્યારથી મળે એમ છે?'

'જ્યારે લેઈએ ત્યારથી.'

'તો હાલ રહીએ. બે ખાસ કામ ન હોય તો હમણાં જ જઈ આવીએ.'

'આટલી બધી શી ઉતાવળ છે?'

કપિલરાય જવાબ આપ્યા વિના પ્રભાકર સામે જોઈ રહ્યા.

'તું આજે કંઈ મૂંઝવણમાં છે.' પ્રભાકરે કહ્યું.

'મને પણ એમ લાગે છે.' મૃદુલા બોલી.

'સાચી વાત છે.' કપિલરાયે નીચી આંખે જવાબ આપ્યો અને તરત ત્યાંથી ખસી ગયા.

કપિલરાયના આવ્યા પછી એ પહેલી જ રાત એવી હતી જ્યારે એ ત્રણે યે સાથે બેસી રેડિયો સાંભળ્યો નહોતો, ગામગપાટા માર્યા નહોતા, રાતની લટાર મારવા ગયાં નહોતાં!

બીજે દિવસે સાંજે કપિલરાયનું અંતર ઊઘડી ગયું. પ્રભાકર અને મૃદુલા શાંતાની સામાન્યતા જાણતાં હતાં, પણ દુખિત અંતરે કપિલરાયે જ્યારે પોતાના ગૃહજીવનનો ખ્યાલ આપ્યો, ત્યારે તો બંનેનાં હૃદય રડી ઊઠ્યાં. પ્રભાકરના મનમાં પહેલો જ સવાલ એ ઊઠ્યો: 'આટલાં બધાં વર્ષ તેં એ નિભાવ્યું શી રીતે?'

'તો શું કરું?' કપિલરાય બોલ્યા.

'શું કરું?' મૃદુલાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. કપિલરાયના મનમાં એક ઝબકારો થયો, માત્ર ઝબકારો જ. પછી ક્ષણાંતના પ્રકાશ પછી તો પૂર્ણ અંધકાર જ છવાઈ ગયો!

આ ચર્ચાનું એક પરિણામ એ આવ્યું કે ઘર લેવાની વાત પડતી મુકાઈ ગઈ અને પ્રભાકર તથા મૃદુલાનું ધ્યાન કપિલરાયના ગૃહજીવનનો ક્લેશ દૂર કરવા મથવે કેંદ્રિત થયું. પ્રસંગ મળે ત્યારે એ બંને વચ્ચે આ વિષે ચર્ચા થતી જ હતી. પ્રભાકરને એમ લાગતું હતું કે કપિલરાયે પહેલેથી ધ્યાન આપ્યું હોત તો શાંતાને કંઈક સુધારી શકાત, હજુ

પણ એ પ્રયત્ન કરવો જોઈએ. મૃદુલા માનતી હતી કે શાંતાની બાબતમાં કપિલરાયનો મુદ્દલે દોષ નહોતો, કપિલરાયમાં સૌજન્ય અને સંસ્કાર નહોત તો એમણે શાંતાને ઘણી વહેલી છોડી દીધી હોત..

ચર્ચાનો પ્રવાહ આગળ વધતો જ જતો હતો. કોઈવાર, તો કપિલરાયની હાજરીમાં વાતો થઈ જતી હતી. કપિલરાય પોતાની માનસિક સ્થિતિનો પણ ખ્યાલ આપતા હતા.

દસેક દિવસ પછી સુકન્યાનો ફરીથી પત્ર આવ્યો. કપિલરાય એ પત્ર વાંચી શક્યા નહિ. બંધ કવર હાથમાં રાખી એમણે ચિંતાપૂર્વક આંખ મીંચી ત્યાં જે દશ્યો દેખાયાં તે પત્રમાં લખેલી હકીકતોને જ રૂપ આપતાં હતાં. પ્રભાકર સ્નાન કરવા ગયો હતો. મૃદુલા સોડામાંથી બેઠકના ઓરડામાં દાખલ થઈ, ને કપિલરાયને આ સ્થિતિમાં બેઠેલા જોઈ એના હૃદયમાં દયા ઊભરાઈ આવી. એ બોલી: 'કપિલભાઈ, શાની ચિંતામાં પડ્યા છો?'

કપિલરાયે જવાબ આપવાને બદલે બંધ કવર એના તરફ ફેંક્યું. મૃદુલા કવર લઈ રસોડામાં ચાલી ગઈ. પ્રભાકરના આવતાં સુધી એણે કવર એમ ને એમ રહેવા દીધું. પ્રભાકર તૈયાર થઈ રસોડામાં ડોકિયું કરવા આવ્યો, ત્યારે મૃદુલાએ કવર તરફ એનું ધ્યાન ખેંચ્યું. પ્રભાકર કવર ઉઘાડતો હતો તે દરમિયાન કપિલરાયની હાલતનું વર્ણન મૃદુલાએ કરી દીધું હતું. પ્રભાકર પત્ર વાંચવા લાગ્યો. એના મુખ ઉપરની રેખાઓ મૃદુલા જોઈ રહી હતી. દુઃખ, રોષ, દયા, અને તિરસ્કારના ભાવો બદલાતા હતા અને ક્યારેક એકએકમાં મળી જતા હતા. પત્ર વાંચી લઈ એણે મૃદુલા તરફ ફેંક્યો ને સાથે જ એ બોલ્યો: 'આ સ્થિતિ અસહ્ય છે, કપિલને આ નર્કાગારમાંથી છોડાવવો જ જોઈએ.'

મૃદુલાએ એ ઉદ્ગારો સાંભળ્યા ને પછી આખો પત્ર વાંચી ગઈ. એના મનમાં પણ એ જ લાગણીનો પડઘો પડ્યો. એ કંઈ બોલે ત્યાં પ્રભાકર ઉશ્કેરાટથી બોલ્યો:

'કપિલની જગ્યાએ હું હોત તો તત્કાલ બીજું લગ્ન કર્યું હોત; અથવા એકલ જીવનનું વ્રત લીધું હોત; અથવા આત્મહત્યા કરી આવા નર્કમાંથી છૂટ્યો હોત...!'

પ્રભાકરનું બોલવાનું પૂરું થાય ત્યાં મૃદુલાએ આંખથી એને અટકાવ્યો; કારણકે પ્રભાકરની પાછળના બારણે કપિલરાય આવીને ઊભા હતા! એમણે પત્ર વાંચ્યો નહોતો; પણ એવા લાખ પત્રો એમની હૃદયપેટીમાં સંઘરાઈને પડ્યા હતા. પ્રભાકરના છેલ્લા શબ્દો એમણે સાંભળ્યા હતા.

પ્રભાકર અને મૃદુલા હવે દૃઢ રીતે માનતાં થયાં હતાં કે કપિલરાયે બીજાં લગ્ન કરવાં જ જોઈએ. અમુક પ્રશ્નો મૂંઝવતા હતા: ત્રણ બાળકના પિતાને કન્યા ક્યાંથી મળે? બાળકોના ભવિષ્યનું શું થાય? સમાજમાં કેવો વિરોધ ઊઠે?

આ બાબતમાં પ્રભાકર જેટલી મૂંઝવણ મૃદુલાને થતી નહોતી. એ કહેતી હતી: 'કપિલભાઈ ઇચ્છા કરે તો કન્યા મળી જ શકે. એમની ઉંમર પાંત્રીસ-સાડત્રીસ વર્ષની હશે. પચીસ વર્ષની અનેક કુમારિકાઓ મુંબઈમાં છે. કપિલભાઈના સંપર્કમાં આવનાર એમના સંસ્કાર અને સદ્ગુણોથી આકર્ષાયા વિના રહે નહિ. બાળકોની ચિંતા ખરી, પણ કપિલભાઈ દૂર બેસી ધ્યાન રાખે. બીજું શું થાય? સમાજની બીક તો છોડવી જ જોઈએ. સમાજને આવા આંચકાઓ મળે એ જરૂરનું પણ છે.'

ધીમેધીમે આ વિચાર જોર પકડતો ગયો. કપિલરાયને પ્રથમ તો આ આઘાતજનક લાગ્યું ઘણાં મનોમંથનને અંતે એકવાર તો એવો નિશ્ચય પણ કર્યો: 'બીજાં લગ્નનું હવે

વિચારી જ ન શકાય. જિંદગીનો લગભગ અર્ધો પંથ કાપી નાખ્યો છે, બાકીનો આવી જ મુસીબતો સહન કરી કાપી નાખવો જોઈએ.' પણ એ નિશ્ચય પ્રભાકર અને મૃદુલાની દલીલો સામે ટકી શક્યો નહિ. એક રાત્રે એમનું અંતર પોકારી ઊઠ્યું: 'જેટલું દુઃખ ભોગવ્યું તેટલું બસ છે, એથી વધુ ભોગવવાની હવે તાકાત નથી! બાળકોનું જે થવાનું હોય તે થાય, સૌ પોતાનાં નસીબ સાથે લઈને આવ્યાં હશે. મારે શા માટે જિંદગી બરબાદ કરવી જોઈએ?'

બુદ્ધિ મદદે આવી પહોંચી: 'હજી હું યુવાન છું, સશક્ત છું, પાંચ પૈસા કમાઈ શકું છું. પ્રભાકર જેવા મિત્રો છે. આજે હું ચેતીને નવી દિશાનું પ્રયાણ નહિ આરંભું તો પછી મારી સામે કોણ જોવાનું હતું? શાંતા સાથે જિંદગીનાં પાછલાં વર્ષો કેમ ખેંચી શકાશે? જ્યારે જીવવું અસહ્ય થઈ પડશે ત્યારે હું શું કરી શકીશ?...બાળકો! એમને માટે આજે ય હું શું કરી શકું છું? શાંતાના પંજામાંથી છોડાવવાની મારી તાકાત જ ક્યાં છે? મેં કર્યું પણ શું છે? દીકરાઓ મોટા થશે ત્યારે પોતાનું ફોડી લેશે.. હા, એક સુકન્યાની ચિંતા રહે છે...' કપિલરાયથી નિઃશ્વાસ મુકાઈ ગયો.

અને સુકન્યાનો ચહેરો આંખ સામે તરી આવ્યો. ઠેઠ બાળપણથી કિશોરાવસ્થા સુધીનાં સ્મરણો તાજાં થયાં. કેટલીવાર શાંતાના પંજામાંથી એને છોડાવી હતી! કેટલીવાર બહાર લઈ જઈ એને નાસ્તો કરાવ્યો હતો! કેટલીવાર કામનું બહાનું કાઢી નોકરીએથી રજા લઈ બપોરના સિનેમામાં એને લઈ ગયા હતા! અને ઉત્સવે-ઉત્સવે તો સુકન્યાને સાથે લીધા વિના કોઈ સભા-સરઘસ કે ઉત્સવમાં એ જતા જ નહિ, એ પણ સ્મરણે ચડ્યું.

સુકન્યા હવે મોટી થઈ ગઈ હતી. કપિલરાયની આંખ અગળ જાણે એ આવીને ઊભી રહી. આંખમાં ઝળઝળિયાં ને દયામણું મોં! જાણે બોલતી: 'બાપુજી આમાંથી છોડાવો...!' કપિલરાય ધ્રૂજી ઊઠ્યા. અંતર બોલી ઊઠ્યું: 'સુકન્યાના ભાવિનો વિચાર મારે પહેલો કરવો જોઈએ.'

બે દિવસ પછી પ્રભાકર અને મૃદુલા તરફથી કપિલરાયને સીધો પ્રશ્ન પૂછવામાં આવ્યો: 'જો તમે નિર્ણય કરી લીધો હોય તો એ દિશામાં પ્રયત્ન કરીએ.' કપિલરાય જવાબ આપી શક્યા નહિ, એટલે મૃદુલાએ કહ્યું: 'આવી અનિશ્ચિત સ્થિતિ રાખશો તો બધી રીતે દુખી થશો.'

'એક વિચાર નિર્ણય કરતાં અટકાવે છે.' કપિલરાય દબાતે અવાજે બોલ્યા.

'શાનો વિચાર?' પ્રભાકરે પૂછ્યું.

'સુકન્યાનું શું થાય?' કપિલરાયે વેદનાપૂર્ણ સ્વરે કહ્યું.

થોડીકવાર મૌન છવાઈ ગયું.

'સુકન્યાને કેટલાં વર્ષ થયાં હશે?' મૃદુલાએ પૂછ્યું.

'સોળ.'

'સોળ!' મૃદુલા કંઈક આશ્ચર્યથી અને હર્ષથી બોલી: 'તો તો માર્ગ સહેલો છે.'

'હું એ જ વિચારું છું.' કપિલરાયે ભારે અવાજે કહ્યું: 'સુકન્યાને જ્યાંસુધી શાંતાના પંજામાંથી ન છોડાવાય ત્યાંસુધી હું કશું વિચારી શકું નહિ.'

'મને એમાં બહુ મુશ્કેલી જણાતી નથી.' પ્રભાકર બોલ્યો ને ઉમેર્યું: 'એ સિવાય તો કશો અંતરાય નથી ને!'

'અંતરાય તો હજાર છે, પણ એ ઓળંગવાનો નિશ્ચય કરી લીધો છે. આ સ્થિતિ હવે સહન નહિ થાય. અમદાવાદમાં જેમ જીવ્યો તેમ હવે મુંબઈમાં નહિ જીવી

શકું...જીવનની ફૂલવાડી જોયા પછી...' કપિલરાય બાકીના શબ્દો ગળી ગયા.

પ્રભાકર અને મૃદુલાએ કપિલરાય માટે કન્યા શોધવાનો અને સુકન્યા માટે સુયોગ્ય મૂર્તિયો શોધવાનો નિશ્ચય કરી લીધો હતો. તે જ દિવસથી એ માટેના એમના પ્રયત્નો શરૂ થયા. કપિલરાયનો સહજ આનંદી સ્વભાવ હવે બદલાઈ ગયો હતો. શરીર પણ કંઈક સુકાતું જતું હતું. મુખ ઉપર ગંભીરતાની છાયા પ્રસરેલી રહેતી. કોણ જાણે કેમ, નિશ્ચય થઈ ગયેલ હતો અને દરરોજ વિચાર કરીકરી એ નિશ્ચયને પાકો કરવામાં આવતો હતો; છતાં મનમાં પ્રસન્નતા પ્રગટતી નહોતી. કન્યાની જ ચિંતા હતી કે છાને ખૂણે ઈ રોઈ રહ્યું હતું?

મૃદુલાએ પંદરમે દિવસે એક સિદ્ધિ પ્રાપ્ત કરી. સુકન્યા માટે એક યુવક શોધી કાઢ્યો. એ મુંબઈ રહેતો ન હતો, પણ અમરાવતીથી એના કાકાને ત્યાં રજા ગાળવા આવ્યો હતો. એનું નામ હતું પ્રવીણકાંત. ઉંમર ત્રેવીસ વર્ષની. અભ્યાસમાં બી. એ.નું છેલ્લું વર્ષ. પ્રભાકર અને મૃદુલાને બધી રીતે યોગ્ય જણાયું એટલે એમણે પ્રવીણકાંતના કાકાને વાત કરી. કપિલરાયને તેઓ ઓળખતા હતા. એમને એ દરખાસ્ત ગમી ગઈ. વાત આગળ ચાલી. કપિલરાયની તો સંમતિ હતી જ. પ્રવીણકાંતને પૂછ્યું. એણે થોડા પરિચયની માગણી કરી, અને તે જ દિવસે કપિલરાયે તાર કરી સુકન્યાને મુંબઈ બોલાવી.

આશા રાખી હતી કે બીજે દિવસે સુકન્યા આવી જશે, પણ ત્રીજો ને ચોથો દિવસ વીત્યો ત્યારે એનો પત્ર આવ્યો. પત્રનો સાર એ હતો: 'બા રજા આપતાં નથી, હું જાઉં તો ઘરનું કામ કોણ કરે?' કપિલરાયનું માથું ગરમ થઈ ગયું. તેઓ સાંજની જ ગાડીમાં ઊપડ્યા અને ત્રીજે દિવસે સુકન્યાને લઈ મુંબઈ પાછા આવ્યા! શાંતાના પિયરમાં મહાભારત રચાયું, પણ કપિલરાયનું માનસ હવે બદલાઈ ગયું હતું!

પ્રવીણકાંતની સંમતિ મળી ગઈ. એના માતાપિતાની સંમતિની જવાબદારી કાકાએ ઉપાડી લીધી. આઠેક દિવસમાં બધું ગોઠવાઈ ગયું, ચાંલ્લા થયા, સાકર વહેંચાઈ અને કપિલરાયના મસ્તકેથી મોટો બોજો ઓછો થયો.

સૌની સલાહથી એમ નક્કી થયું કે સુકન્યાનાં લગ્ન આવતા ત્રણ મહિનામાં કરી નાખવાં અને ત્યાંસુધી સુકન્યા મુંબઈ જ રહે. પ્રવીણકાંત અમરાવતી ગયા પછી એના પત્રો સુકન્યા ઉપર આવતા, એથી કપિલરાયનું અંતર પ્રસન્નતા અનુભવતું હતું.

મૃદુલા અને પ્રભાકરના પ્રયત્નો હવે બીજી દિશામાં શરૂ થયા. કપિલરાયની વિચારણા પણ આગળ વધવા લાગી. દેશમાંથી હવે પત્રોનો મારો શરૂ થયો હતો, પણ કપિલરાય એની દરકાર કરતા નહોતા. અચાનક એક દિવસ શાંતાના ભાઈનો તાર આવ્યો: 'તમે આવો, નહિ તો શાંતા અને બાળકો બે દિવસ પછી ત્યાં આવે છે.' કપિલરાયની નૌકા જાણે ડોલવા લાગી!

બીજું લગ્ન કરવાનો નિશ્ચય હવે દૃઢ થઈ ગયો હતો. સુકન્યાની મોટી ચિંતા દૂર થતાં એમના મનની ગંભીરતા ઓછી થઈ ગઈ હતી. પ્રભાકર અને મૃદુલા તરફથી નવાંનવાં સૂચનો આવતાં હતાં...આ બધાંની વચ્ચે શાંતાના ભાઈનો તાર આવી પડતાં સૌ ફિકરમાં પડી ગયાં. મૃદુલા બોલી: 'જો શાંતાબહેન આવે તો આ વેવિશાળ પણ કદાચ તૂટી જાય અને તમારી વાત તો પાટા ઉપર ચડે જ નહિ.'

પ્રભાકરે એ અભિપ્રાયમાં સંમતિ આપી, અને ઉમેર્યું: 'કોઈ પણ પ્રયત્ને

શાંતાબહેનને ત્યાં જ રાખવાં જોઈએ.'

કપિલરાય હવે કૃતનિશ્ચયી થયા હતા. સરળ સ્વભાવ હવે દબાઈ ગયો હતો. એમને યુક્તિ સૂઝી આવી. વળતો તાર કરી પોતાના આવવાના ખબર આપ્યા અને થોડાંક કપડાં, ઘરેણાં અને મેવામીઠાઈ લઈ એ દેશમાં પહોંચી ગયા. શાંતા ખૂબ ધૂરકી. સુકન્યાનું વેવિશાળ એની સંમતિ વિના કેમ કર્યું, તે ઉપર મોટું પારાયણ થયું. 'હવે એક પળ પણ હું અહીં એકલી રહેવાની નથી,' એવો નિશ્ચય જાહેર થયો, પણ કપિલરાયે ભારે કુશળતાથી કામ લીધું. ધીમેધીમે મુંબઈની વસ્તુઓ રજૂ કરી. એ પછી નવાં સગાંઓની પ્રશંસા કરવા માંડી. શાંતાને મળવા માટે પ્રભાકર અને મૃદુલા કેટલાં આતુર છે એ જણાવ્યું. ને છેવટે, પ્રથમ એના ભાઈને ગળે ઉતરાવી શાંતાને ઠસાવી દીધું કે મુંબઈમાં ઘર મળી જતાં જ એ સૌને બોલાવી લેશે, અને સુકન્યાના લગ્ન તે પછી જ કરશે; જ્યાંસુધી મુંબઈ બોલાવવાનું ન થાય ત્યાંસુધી દર મહિને પંચોતેર રૂપિયા મોકલવાનું પણ નક્કી થયું.

કપિલરાય પાછા ફર્યા ત્યારે પ્રથમ તો હરખાયા, પણ જેમ મુંબઈ નજીક આવતા ગયા તેમ શાંતાને છેતર્યા બદલ શરમ અનુભવવા લાગ્યા. નોકરીધંધામાં પણ એ ભાગ્યે જ જૂઠું બોલતા, કોઈને છેતરવાનો પ્રસંગ તો જિંદગીમાં આવ્યો જ નહોતો... પણ લગ્નેચ્છાએ બુદ્ધિને મદદે બોલાવી. 'બીજું શું થાય ? જે કામ કરવું છે તે શાંતિપૂર્વક પાર ઉતારવું હોય તો આટલી કુનેહ વાપરવી જ પડે... અને મારા એકલાનો સવાલ નથી, સુકન્યાના લગ્નનું શું થાય? શાંતા આવે તો વેવિશાળ તૂટ્યા વિના રહે નહિ...જે થયું છે તે બરાબર છે!'

કપિલરાયે જે માર્ગ હવે પસંદ કર્યો હતો તે માર્ગેથી પાછા વળાય એમ નહોતું. શાંતાને ભ્રમણામાં રાખવાની પ્રવૃત્તિ એમણે સતત ચાલુ રાખી, અને એક દિવસ સુકન્યાનાં લગ્ન પતાવી દીધાં. સગાંસંબંધીઓને અને સામા પક્ષનાં માણસોને જણાવ્યું કે સુકન્યાના બાને 'છેલ્લા દિવસો' છે એટલે એ નીકળી શકે એમ નથી! જૂની પરંપરાએ કપિલરાયની યોજના આબાદ રીતે પાર પાડી દીધી.

સુકન્યાને વિદાય આપતી વખતે કપિલરાયના હૃદયનાં બધાં આવરણો ખસી ગયાં અને સોળ વર્ષ સુધી સંઘરેલો વાત્સલ્યભાવ બાળકની પેઠે રડીને એમણે ઠાલવ્યો. પોતાની પાસે જે હતું તેનું બધું સુકન્યાને આપી દીધું. સુકન્યા પણ આંસુ સારતી અમરાવતી ને પંથે પડી ગઈ.

બેચાર દિવસે મન હળવું થયું ત્યાં શાંતાના ભાઈનો રોષભર્યો પત્ર આવ્યો. કપિલરાયે જવાબમાં ખુલ્લેખુલ્લું લખ્યું: 'શાંતાના પંજામાંથી મારી પારેવડી જેવી દીકરીને છોડવવામાં મારે આ યુક્તિ કરવી પડી છે.' પત્રવ્યવહાર આગળ ચાલતાં શાંતાના આવવાનો ભય ઊભો થયો એટલે ફરીને કપિલરાય ભેટ-સોગાદો લઈ શાંતા પાસે પહોંચ્યા. શાંતાને બધાં તોફાનો કરવા દીધાં, છેવટે પૈસા-ઘરેણાંથી શાંતાને અને તેના ભાઈને સંતોષ આપી તેઓ પાછા ફર્યા.

આ વખતે–પાછા ફરતી વખતે કપિલરાયના મન ઉપર સહેજે ભાર ન હતો. એકાંતના કલાકોમાં એમને વિચાર આવતા હતા: 'આટલાં બધાં વર્ષ સુધી ગૃહજીવનના સુખનું મને ભાન જ કેમ ન થયું ? એક જંતુની પેઠે હું કેમ જીવ્યો?......' શાંતાનાં સુખદુઃખની તો કોઈ કલ્પના હવે સ્પર્શતી નહોતી, શાંતાના સવાલનો ઉકેલ પૈસામાં દેખાયો હતો. મુંબઈની નોકરી દિવસેદિવસે વધુ ફળ આપનારી જણાતી હતી. પ્રભાકરની મદદથી

બીજી થોડી આવક મેળવી લેવાનું મુશ્કેલ નહોતું. શાંતાને જીવનમાં પૈસા, જેમાંથી ઘરેણાં, કપડાં ને અન્ન પેદા થાય છે, તે સિવાય બીજો કયો રસ હતો?

મુંબઈ આવ્યા પછી કપિલરાયની લગ્નેચ્છા વધતી ગઈ. પ્રભાકર અને મૃદુલાના પ્રયત્નેથી કેટલેક સ્થળે વાત રજૂ થતી હતી, પણ વિગતોમાં ઊતર્યાં પછી કન્યાનું મન પાછું પડી જતું હતું. થોડા જ દિવસમાં પ્રભાકર અને મૃદુલાને સમજાયું કે મુંબઈની કુમારિકા પતંગિયાની પેઠે કૂદી પડે એવાં તત્ત્વો પૈસા, પ્રતિષ્ઠા, ચાતુર્ય અને શિક્ષણ વગેરે કપિલરાય પાસે બહુ ઓછાં હતાં! કપિલરાયનું સારાપણું તો આવાં લગ્ન ગોઠવવામાં આડે આવતું હતું!

કપિલરાય માટે હવે પાછા વળવાનું મુશ્કેલ હતું. તેઓ પોતાના મનથી બહુ આગળ નીકળી ગયા હતા. હવે પાછા ફરી નજર ફેંકે તો શાંતા દેખાય એમ નહોતું, લાંબો પંથ કપાઈ ગયો હતો. એમણે મૃદુલાને કહ્યું: 'હવે આ જીવન મારાથી જિવાશે નહિ, કંઈક કરવું જ જોઈશે.'

અચાનક એક કન્યા ઉપર મૃદુલાની નજર ઠરી. દોષ કોનો હતો અને શો હતો એ પ્રભુ જાણે, પણ થયેલું વેવિશાળ તૂટી ગયું હતું અને બીજું થવાની કોઈ આશા નહોતી. પ્રભાકરની સલાહ લઈ મૃદુલાએ ત્યાં દાણો દાબી જોયો. કન્યા પણ થાકેલી હતી. માતાપિતા નહોતાં, મામાને ત્યાં રહેતી હતી. મામામામીએ ભણાવી ખૂબ, પણ પછી કંટાળ્યાં હતાં. વેવિશાળ તૂટ્યા પછી પ્રતિષ્ઠા ઘટી ગઈ હતી. જિંદગી બોજારૂપ લાગતી હતી. બીજવરને પરણવા સુધી તો તેનું મન તૈયાર થઈ ગયું હતું, પણ અહીં તો એથી યે નીચે ઊતરવાનું હતું એટલે કન્યાએ વિચારવાનો સમય માગ્યો.

કપિલરાયને આ ખબર પડતાં એમણે સામે ચાલી લતા સાથે પરિચય કર્યો. લતામાં સુંદરતા અને સુઘડતાની ખામી નહોતી. કપિલરાયના મનને સંતોષ થયો, પણ લતા તુરત નિર્ણય કરવા તત્પર ન થઈ. ત્રણ બાળકો જેના પિતા અને જેની પત્ની જીવતી છે, તેની સાથે જોડાતાં સમાજમાં પોતાની કશી કિંમત નહિ રહે એમ લતાને લાગતું હતું. મૃદુલા એની પાસે કપિલરાયનાં ગુણગાન કરતી અને તેમાં શાંતા જેવીને આટલાં વર્ષ નિભાવ્યાના ગુણને ખાસ મહત્ત્વ આપતી. મૃદુલા ખરેખર એમ માનતી હતી કે શાંતા જેવીને નિભાવનારને જો સુશીલ સ્ત્રી મળે તો બંનેનું જીવન ઊંચે આવે, સ્ત્રીના સુખનો તો પાર ન રહે. ગૃહસુખની બાબતમાં તો ભૂખ્યા કપિલરાય સદ્‌ગુણી ગૃહિણીને ફૂલની પેઠે સાચવે. મૃદુલાની ભલામણમાં દંભ નહોતો, લુચ્ચાઈ નહોતી, હિકમત પણ નહોતી.

પણ મહિનાઓ વીતી ગયા. શાંતાના પત્રોનો મારો ફરી પાછો શરૂ થયો. કપિલરાયે છેવટે એવું ગપ્પું માર્યું: 'નોકરી તૂટી ગઈ છે, બીજી નોકરી શોધું છું. નક્કી થતાં તમને સૌને બોલાવી લઈશ.'

પણ અમરાવતી ગયા પછી સુકન્યાના પત્રો આવતા કેમ બંધ થઈ ગયા હતા? પહેલા પંદર દિવસમાં ચાર પત્રો આવેલા. એમાં 'મારા વિષે ચિંતા ન કરશો અને નાના ભાઈઓને બાની અસરમાંથી છોડાવજો' એ મુખ્ય વાત હતી; પરંતુ તે પછી લગભગ ત્રણ માસથી પત્રો બંધ થઈ ગયા હતા. કપિલરાય પોતાના પ્રશ્નમાં ગૂંચવાયા હતા છતાં એ બાબતમાં ચિંતા કરતા હતા. હૃદયનો એ ખૂણો પવિત્ર અને પ્રકાશવંતો જ રહ્યો હતો. છેલ્લા મહિનામાં એમણે બે પત્રો લખ્યા હતા, પણ તેનો યે જવાબ નહોતો!

એક રાતે એમનું મન ચિંતાથી ઘેરાઈ

ગયું. મૃદુલાની નાની બહેનનું વેવિશાળ તૂટી ગયાના સમાચાર આવ્યા હતા. વાતોમાં એમ જાણવા મળ્યું હતું કે પેલો યુવક કોઈ બીજી કન્યાના પ્રેમમાં પડી ગયો હતો, તેનું એ પરિણામ હતું. એ પછી વર્તમાન યુગના યુવકોની વાતો ચાલી હતી. સ્નેહીઓ આશ્વાસન આપવા આવ્યા હતા. તેઓ અનેક અવનવા કિસ્સાઓ સંભળાવતા હતા. આજના યુવકોમાં 'કન્યા પસંદ નથી' એ રોગ કેટલો ઊંડો ગયો છે, તેનું વર્ણન થતું હતું. નવપરિણિતોનાં જીવન શી રીતે ખારાં બની જાય છે તેના અનુભવો પણ સંભળાતા હતા.

કપિલરાયને થયું, 'મારી સુકન્યા આવા કોઈ દુઃખમાં તો નહિ પડી હોય ને?' ચિંતાથી મન ઘેરાઈ ગયું. પોતાનો પ્રશ્ન ઉકેલવા માટે સુકન્યાની પસંદગીમાં ઉતાવળ કંઈક થઈ ગઈ હતી, એમ લાગવા માંડ્યું. સુકન્યાના શ્વસુર પક્ષમાં કોઈનો ગાઢ પરિચય મેળવ્યો નહોતો તે માટે ખેદ થવા લાગ્યો. આખી રાત સુકન્યાએ એમના હૃદયનો કબજો લઈ લીધો. સવારે ઊઠ્યા ત્યારે મન ઉપર એવી અસર રહી ગઈ કે પોતાના સ્વાર્થની વેદી ઉપર એમણે પુત્રીનું જીવનસુખ હોમી દીધું છે! બુદ્ધિએ દલીલો ઘણી કરી, પણ પિતાની લાગણીનાં મોજાં સામે એકે ય દલીલ ટકી શકી નહિ.

બીજે દિવસે કપિલરાયની આંખો ચિંતાભારથી નમેલી જોઈ, ત્યારે મૃદુલાએ આશ્વાસન આપ્યું: 'મને તો ખાતરી જ છે કે અંતે લતા માની જશે, નહિ માને તો એ ગંભીર ભૂલ કરશે.'

'પણ મને તો બીજી જ ચિંતા થાય છે.' કપિલરાય બોલ્યા: 'સુકન્યાનો છેલ્લા ત્રણ માસથી પત્ર નથી.'

'કંઈ અમંગળ તો...' મૃદુલાથી બોલી જવાયું. પોતાની બહેનના અમંગળનું દુઃખ હજી તાજું હતું!

'તમારી બન્નેની સલાહ હોય તો હું અમરાવતી જઈ આવું.'

'એ સારું નહિ લાગે.' પ્રભાકર બોલ્યો.

અને એ જ વખતે બારણાની ઘંટડી વાગી. કંઈ કારણ વિના ત્રણે ય ચમકી ગયાં. નોકરે બારણું ઉઘાડ્યું. ત્યાં લતા હસતીહસતી ઘરમાં દાખલ થઈ. સૌના મુખ ઉપરથી ચિંતાનું વાદળ સહેજ આઘું ખસ્યું.

લતા બેઠક લીધા પછી બોલી: 'મેં નિર્ણય કરી લીધો છે.'

'ખરેખર?' મૃદુલા હસીને બોલી. એની આંખ કપિલરાયના ચહેરા તરફ ફરી. તેઓ આનંદ પામ્યા હોય એમ દેખાયું, પણ એ આનંદ આ પ્રસંગ માટે પૂરતો નહોતો.

'કેમ, તમારો વિચાર તો બદલાયો નથી ને?' તરત જ લતાએ પૂછ્યું.

'લગીરે પણ નહિ.' કપિલરાયે મક્કમતાથી જવાબ આપ્યો અને તરત જ એમના આનંદની માત્રા વધી ગઈ.

'તો ક્યારે મીઠું મોં કરાવશો?' પ્રભાકરે પ્રસન્ન સ્વરે પૂછ્યું.

'તમે કહો ત્યારે.' લતાએ જવાબ આપ્યો.

'ધામધૂમ નહિ થાય.' મૃદુલા બોલી.

'મંજૂર.' લતાએ જવાબ આપ્યો.

'લગ્નપત્રિકા નહિ છપાય, પાર્ટી નહિ, આમંત્રણ નહિ, કશું ય નહિ.'

'પણ લગ્ન તો ખરાં ને?' લતા હસી.

આનંદનું વાતાવરણ પ્રસરી ગયું.

'ચાલો, ત્યારે મામાને નિશ્ચય જણાવી દઉં.' બોલતી લતા ઊઠી. જતાંજતાં ઉમેર્યું: 'રાત્રે આવીશ. એ વખતે બધી વિગત નક્કી કરીશું.'

લતા ગઈ, વીજળીને વેગે ગઈ. કપિલરાય આનંદ અને આશ્ચર્યથી એની પીઠ જોઈ

રહ્યા હતા....

લગભગ હજી પચીસ ડગલાં માંડ ગઈ હશે ત્યાં ફરીને ઘંટડી વાગી. ફરી ત્રણેય ચમક્યાં. તારવાળો હતો. કપિલરાય તાર જોઈ ચમકયા. મૃદુલાએ તાર લીધો, ફાડ્યો, વાંચ્યો ને કપિલરાયના હાથમાં મૂક્યો. સમાચાર આટલા જ હતા: 'તમારી પુત્રી મેલમાં રવાના થઈ ત્યાં આવે છે, સ્ટેશને મળજો.' નીચે પ્રવીણકાંતના પિતાનું નામ હતું. કપિલરાય કંઈ સમજી શકયા નહિ. મૃદુલાનું હૃદય ઝીણો કંપ અનુભવી રહ્યું. પ્રભાકરે તાર લીધો, વાંચ્યો ને બોલ્યા: 'પણ ગાડીનો સમય તો થઈ ગયો. તાર મોડો મળ્યો, સ્ટેશને નહિ પહોંચી શકાય.'

ગડમથલ ચાલે છે ત્યાં ત્રીજીવાર ઘંટડી વાગી! કપિલરાય દરવાજા તરફ દોડ્યા. બારણું ઉઘાડયું ત્યાં સુકન્યા! એકલી જ! શરીરમાંથી લોહી ઊડી ગયું હતું. આંખમાં નૂર નહોતું. વાળ અને કપડાં એ જ હાલતની ખાતરી આપતાં હતાં. કપિલરાય પથ્થરની પેઠે સજ્જડ થઈ ગયા. મૃદુલાએ આગળ જઈ સુકન્યાને બોલાવી, સામાન વગેરે ઠેકાણે મૂક્યો ને પછી બાજુના ઓરડામાં લઈ ગઈ. કપિલરાય અને પ્રભાકર બહાર બેસી રહ્યા; કોઈ ગંભીર દરદીનાં સ્વજનો દાક્તરના ઓરડાની બહાર બેસે તેમ!

અર્ધો કલાકે મૃદુલાએ બહાર આવી કપિલરાયના હાથમાં એક પત્ર મૂક્યો. કપિલરાયે ધ્રૂજતા હાથે એ લીધો ને વાંચ્યો. એમાં નીચેના અક્ષરો લખ્યા હતા:

'તમારી દીકરી સુકન્યાને હવે સંભાળી લેજો...આટલા મહિનામાં અમને બધી વાતની ખબર પડી ગઈ છે. તમારો વાંક નથી. અમે જાતે જ દીવો લઈને કૂવામાં ઊતર્યાં છીએ.' કન્યાને પરણાવી દઈ તમારે બીજાં લગ્ન કરવાં હતાં એટલે આ ત્રાગડો રચ્યો હતો એમ તમારાં હિતેચ્છુઓ પાસેથી અમે જાણ્યું છે. ...અમારા વેવાણની માંદગીનું બહાનું હતું તેની પણ અમને ખબર પડી છે...અમારો દીકરો રૂપ જોઈને આંધળો થઈ ગયો અને તમે બધાએ ભેગા થઈ એને ભરમાવ્યો તેનું આ ફળ છે...તમારી દીકરીમાં એની માના બધા સંસ્કાર ઊતર્યા છે...કદાચ તમારા નવા સંસ્કાર પણ એનામાં હશે...અમારા દીકરાનું જીવતર અમે બગાડવા માગતા નથી... સુકન્યાનાં લક્ષણ એક મહિનામાં જ અમને જણાયાં હતાં, પણ દીકરાની હઠને લઈ આટલા દિવસ અમારે કાઢવા પડ્યા છે...તમારી દીકરીના દુર્ગુણ આ કાગળમાં લખવા નથી; કારણકે પેટના દુર્ગુણ કોઈના મનમાં વસતા નથી...અમે અમારો રસ્તો કરી લીધો છે... તમારી દીકરીને હવે તમારી પાસે જ રાખજો. ...તમારું દીધેલું ને અમારું કરેલું બધું ઘરેણું એને આપ્યું છે, સાથે એકહજાર રૂપિયા રોકડા પણ દીધા છે. તમે નહિ પહોંચી શકો તો અમે જિવાઈ આપશું, પણ અમારા દીકરાનું ભવિષ્ય બગાડવા અમારી મરજી નથી...એ હજી નાનો બાળ છે. તમને આ ઉંમરે ઘોડે ચડવા મરજી થઈ છે, ત્યારે અમારા દીકરાનું તમે સમજી શકશો એવી આશા છે. હવે વધુ લખવાની મરજી નથી.'

પત્ર નીચે પ્રવીણકાંતના પિતાની સહી હતી.

કપિલરાયના હાથમાં પત્ર ધ્રૂજવા લાગ્યો. એ જ વખતે બાજુના ઓરડામાંથી ડૂસકું સંભળાયું. મૃદુલા ઊઠીને ત્યાં ગઈ. કપિલરાય આંખ બંધ કરી બેસી રહ્યા. હૃદયનો જે ખૂણો પવિત્ર ને પ્રકાશમય હતો તે અંધકારમાં દબાતો હોય એવું લાગ્યું. એમણે આંખ ઉઘાડી નાખી. પ્રભાકર એમની સામે જોઈ રહ્યો હતો. કપિલરાયનો ચહેરો બહુ 'બિહામણો' બન્યો. એ ડોલ્યા, પ્રભાકરે જોર કરી એમને બેસાડી દીધા. થોડીક પળો

એ જ સ્થિતિમાં પસાર થઈ અને પછી સમગ્ર દુઃખને ધોઈ નાખનારી આંસુની ધારા વહેવા લાગી!

એ દિવસે કોઈ બહાર ગયું નહિ. મૃદુલાએ સમયસૂચકતા વાપરી લતાને સંદેશો મોકલ્યો કે રાતે આવીશ નહિ. કપિલરાયને તો રાત સુધી લતા યાદ જ નહોતી. અગિયારેક વાગે સૌ સૂવા ગયાં ત્યારે અચાનક લતાનું સ્મરણ થયું. એ વિષે મૃદુલા સાથે કંઈ વાત કરવા જાય ત્યાં મૃદુલાએ કહી દીધું: 'એ કાલે આવશે.'

રાત વસમી હતી. સુકન્યા મૃદુલાની ગોદમાં સૂતી હતી. કપિલરાયની પાસે પ્રભાકર સૂતો હતો. અર્ધી રાત વીતી ગઈ ત્યારે ઘરમાં બધાં સૂઈ ગયાં. એક કપિલરાયની આંખમાં ત્યારે ભડકા બળતા હતા. એ ઊઠ્યા. એકના ઓરડામાં ગયા. પાસે પડેલો કોરો કાગળ લઈ ઉપર અક્ષરો માંડ્યા. 'શાંતાએ મારું જીવન બરબાદ કર્યું છે તે સાચી વાત છે, પણ સુકન્યાના જીવનની બરબાદી માટે તો હું જ ગુનેગાર છું. પ્રવીણકાંત અને તેમના પિતાને હવે કયા મોઢે હું ના પાડી શકું? વીસ બાવીસ વરસના ગૃહસંસાર પછી જો હું...... શું લખું? હું શાંતાને જ યોગ્ય છું. મારા પ્રગટ–અપ્રગટ ગુનાથી ઈશ્વરે આપેલી એ શિક્ષા મારે ભોગવવી જ જોઈએ......સુકન્યા એકલ જીવન ગાળે, દુઃખની આગમાં સળગ્યા કરે ને હું એનો પિતા...... લખાતું નથી, સુકન્યા મને પ્રાણથી અધિક વહાલી છે...એનામાં દુર્ગુણો હશે. એની મા જેવી જ હશે; પણ મારું બાળક છે. એના જેટલો પ્રેમ આ જગતમાં કોઈ વસ્તુ કે વ્યક્તિ ઉપર મને નથી......હું જાઉં છું. અત્યારે ભાગી જાઉં છું...મારા મનનું ઠેકાણું નથી......પાંચસાત દિવસે પાછો આવી જઈશ...... સુકન્યાને સાચવજો.'

આટલું લખી કપિલરાય દરવાજા તરફ ફર્યા, પણ ત્યાં તો પ્રભાકર અને મૃદુલા ઊભાં હતાં! બંનેની આંખમાંથી કરુણા વરસતી હતી. એમણે નજીક આવી પત્ર ઉપાડ્યો ને વાંચ્યો. એ પછી ત્રણે ય સુકન્યાની પથારી પાસે ગયાં. એ ઘસઘસાટ ઊંઘતી હતી. કપિલરાય ડૂસકું દબાવતાં બોલ્યા: 'કદાચ આજે જ એ નિરાંતે ઊંઘવા પામી હશે!...' પ્રભાકર અને મૃદુલા તરફ જોઈ ધ્રૂજતા હોઠે ને આંસુભરી આંખે બોલ્યા: 'એમાં લખ્યું છે તે મારો નિશ્ચય છે...... મારે એ આગમાં સળગવું જ જોઈએ......સુકન્યા અને બે બાળકોના જીવનસુખને હોમી હું ઈશ્વરને શો જવાબ આપી શકું?'

પ્રભાકર અને મૃદુલા ગુનામાં ભાગીદાર હોય એમ નીચું જોઈ ગયાં.

કપિલરાયના અંતરની આરસીમાં એ ક્ષણે છેલ્લું સુકન્યાનું પ્રતિબિંબ પડ્યું તે ત્યાં જડાઈ ગયું. એ આરસી તે દિવસથી તસવીર બની ગઈ! એમાં હવે નવાં પ્રતિબિંબ પડતાં નથી ને જૂનાં ત્યાંથી ખસતાં નથી.

★

ઈરાનના ન્યાયી શહેનશાહ નૌશેરવાન માટે કહેવાય છે કે એક વેળા શિકાર માટે પોતાના રસાલા સાથે જંગલમાં એ ગયો, ત્યાં ભોજનસમયે મીઠું ખૂટ્યું. શાહે પોતાના નોકરને કહ્યું: 'જલદી જઈને નજીકના ગામમાંથી મીઠું લઈ આવ, પણ ધ્યાન રાખજે દામ ચૂકવ્યા વિના નિમક લાવતો નહી, નહિ તો આખું ગામ વેરાન બની જશે.' સૌને આશ્ચર્ય થયું. નોકરે નમ્રતાથી પૂછ્યું: 'જહાંપનાહ! થોડુંક અમસ્તું મીઠું લાવતાં આખું ગામ તે કેમ કરીને વેરાન બની જશે?'

જવાબ મળ્યો: ખુદ શહેનશાહ 'જો પોતાની પ્રજાના બગીચામાંથી એક ફળ તોડે, તો નોકર લોગ આખું યે વૃક્ષ મૂળ, ડાળાં, પાંદડાં સાથે ખોદીને ખલાસ કરી નાખે'

×

स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते, सा विद्या या विमुक्तये के ભર્તૃહરિનો પેલો પ્રખ્યાત શ્લોક साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः—આ બધાંય સુભાષિતો પૂરાણકાળથી વિદ્યાની પ્રતિષ્ઠા સ્થાપિત કરે છે. વિદ્યા પ્રાપ્ત તો ઘણા યે કરે છે, પરંતુ એ બધા


શ્રી. વિષ્ણુદેવ પંડિત
એમ. એ.


વિદ્યાથી દીપી ઊઠતા નથી; કારણકે આંબાના વૃક્ષને ફળ આવતાં તે ભલે નીચું—નમ્ર બને, પણ માનવી તો મહદ્ અંશે એથી ઊલટી જ સ્થિતિ ધારણ કરે છે. વિદ્યારૂપી રથનાં બે આધારચક્રો, વિદ્યા–વિહંગમને ઊડવું ને ગતિમાન રાખનાર બે પાંખો તો છે વિવેક અને વિનય.

વિદ્યાને બે પાંખો હોય છેઃ વિનય અને વિવેક. વિનય એની જમણી પાંખ છે, વિવેક એની ડાબી પાંખ.

વિદ્યા મેળવ્યા પછી પણ માણસમાં વિનય ન આવે, તો જાણવું કે હજુ એને વિદ્યા મેળવવાની બાકી છે. એ માણસ અધૂરો છે, એની વિદ્યાને હજી સુધી જમણી પાંખ નથી ઊગી. એવા અધૂરા માણસ પાસે ગર્વ અને અભિમાન કુદરતી રીતે રહે છે. એ પોતાની જાતને વધારેપડતી માનતો હોય છે. એને એમ લાગતું હોય છે કે 'મારે બીજા આગળ શા માટે નાના બનવું? મારે બીજાની ક્યાં જરૂર છે કે જેથી હું વિનય બતાવું? જેને મારી જરૂર હશે, મારી ગરજ પડશે, તે તો મારી પાસે આવશે જ!'

ગર્વ અને નમ્રતા એ બંને વિનયનાં વિરોધી છે. વિદ્યા સાચી રીતે પ્રાપ્ત થાય, એની સાથે વિનય આવે છે; પણ વિદ્યા મેળવવામાં ખામી રહી જાય તો વિદ્યાની સાથે ગર્વ આવે છે; અથવા વિદ્યાની સાથે અત્યંત લઘુતા આવે છે. જેણે વિદ્યા મેળવી છે, તેને વિનય મળવાનો જ. વિદ્વાન વિનીત હોય જ અને તો જ તેની વિદ્યા દીપે, શોભી ઊઠે, સમાજમાં એનાં માન–પ્રતિષ્ઠા વધે. આવી વિદ્યા ભણનાર માણસની જમણી પાંખ વિનય છે અને તે પાંખની સહાયથી એ પ્રગતિ કરી શકે છે.

વિદ્યાની બીજી પાંખ છેઃ વિવેક. વિદ્યા ભણતાંની સાથે જ માણસને સારું–નરસું, લાભ–હાનિ એવા બંને પક્ષો વિચારવાની મતિ સૂઝે છે. પોતાનું 'હિત શું અને અહિત શું' એનો વિચાર એને આવે જ. આ વિવેક માણસની બુદ્ધિમાં પ્રગટ થાય છે. એની નજર જો કે બહારનાં પદાર્થો પર ફરતી હોય છે, પણ એ બહારના પદાર્થોનાં રૂપ, રંગ જોઈને અંજાઈ જતો નથી. કેવળ રૂપ, રંગ અને દેખાવ જોઈ માણસ એની કિંમત આંકે તો સમજવું કે એની પાસે વિવેકશક્તિ–વિચાર કરવાની શક્તિ હજી પ્રગટ થઈ નથી; કારણકે રૂપ, રંગ કે દેખાવથી ચમકતી વસ્તુ ગુણરહિત હોય છે. આથી ઊલટપક્ષે રૂપ, રંગ કે દેખાવ સદાને માટે દગો કરનારાં જ છે, એ માન્યતા પણ ભૂલ ભરેલી છે. 'કેવળ બહારનો દેખાવ જોઈને પોતાનો મત બાંધી દેવો,' એ અધૂરી પરીક્ષા છે. દરેક પદાર્થનું ઊંડાણ અને માપ વિચારવાં જોઈએ. પોતાની બુદ્ધિ-વિવેકશક્તિથી એ પદાર્થને તોલવો જોઈએ. જેની પાસે વિવેકશક્તિ નથી, તે બહારના દેખાવથી અંજાઈ જાય છે. ઘણા સારું ભણેલાં પણ ચમત્કાર, વહેમ, ખોટી માન્યતા વગેરેમાં ફસાય છે, ત્યારે વિસ્મય થાય છે. એનું કારણ છે કે એમણે જે વિદ્યા મેળવી, તેમાં ખામી રહી ગઈ છે. વિદ્યા ભણીને જે

વિવેકશક્તિ જાગવી જોઈએ, સારાંસારનો વિચાર કરનારી જે મતિ પ્રગટ થવી જોઈએ, તે વિવેકશક્તિ જે વિદ્યાની બીજી પાંખ છે તે-હજી ઊગવાની બાકી છે. પણ જે કેવળ દેખાવથી અંજાયા વિના સારાસારનો વિચાર કરે છે, તે માણસ વિદ્યા સાથે વિવેકશક્તિ મેળવી ઘણી જ સુંદર પ્રગતિ કરે છે.

આ રીતે વિનય અને વિવેક એ બન્ને ગુણો પ્રાપ્ત થાય, ત્યારે જ માણસ પૂરેપૂરી વિદ્યા ભણ્યો છે એમ ગણાય છે. એણે યોગ્ય માર્ગે અને યોગ્ય સાધનોથી પોતાની જાતને સારી રીતે કેળવી છે, એ એના ગુણો પરથી કહી શકાય! વિદ્યા ભણીને એકાદી પદવી મળી જાય કે એકાદો સારો હોદ્દો મળી જાય, પણ વિનય કે વિવેક ન હોય તો જાણવું કે 'એ એક મોટી ખામી છે.' પદવી અથવા હોદ્દો એ તો એક દેખાવનું સાધન તૈયાર થયું એ મળવાથી વ્યવહાર તો નભવાનો જ. લોકમાં એની આબરૂ, કીર્તિ પણ વધવાનાં પરંતુ એટલાથી એના જીવનની પ્રગતિ થઈ એમ નહીં કહેવાય. એનું જીવન યોગ્ય માર્ગે સારી રીતે ચાલે છે, એમ ભલે બધાને લાગતું હોય, પણ ખરી રીતે તો એનું જીવન ખામીભર્યું હોય છે. સારી પ્રતિષ્ઠાવાળા, મોટા હોદ્દા કે પદવી ધારણ કરનારા અને સંસ્કારી ગણાતા માણસોના જીવનમાં ઊંડા ઊતરી જરા એમની બાજુ તપાસીએ તો ત્યાં ઊણપો, દોષો અને ખામીઓ જણાઈ આવશે. એ લોકોનાં જીવન આપણને અધૂરાં લાગશે. એમનો વ્યવહાર સારી રીતે નભતો હોય છે, પણ એમના જીવનમાં કોઈ જાતનો વિકાસ જોવામાં નથી આવતો. એમનો સ્વભાવ, એમની પ્રકૃતિ એમની ટેવો, માન્યતાઓ વગેરે બાબતોમાં કંઈ પણ જાતનો ફેરફાર થતો નથી; એવા માણસોને દશ વર્ષ પહેલાં જોયા હોય અને આજે જુઓ કે આજથી દશ વર્ષ પછી જુઓ; તોપણ એમનામાં કોઈ જાતનો ફેરફાર જોવામાં નહીં આવે. એમનાં વર્ષો ભલે વહી ગયાં, પણ એ તો એના એ! અડગ સ્થિર પથ્થર જેવી એમના જીવનની સ્થિતિ હોય છે.

મોટા ભાગના માણસો એક જ જાતની ઘરેડમાં રહેવાનું પસંદ કરે છે, એનું કારણ એ કે સમાજમાં વિદ્યા ભણનારા ઘણા ઓછા હોય છે; એટલે જાતે તેઓ કંઈ ન વિચારતાં ઘરેડમાં જ પડ્યા રહે છે એમની ઇચ્છા પોતાની ઘરેડને વળગી રહેવાની જ હોય છે પરંતુ જેણે વિદ્યા મેળવી છે, તેને એક જ જાતની ઘરેડમાં રહેવું નહીં ગમે. એક જ જાતનું સાદું, સીધું જીવન જીવવા એ તૈયાર નહિ થાય. એ પોતાની ઘરેડ તોડશે, સાહસ કરશે, દુ:ખ વેઠશે અને નવીનવી ઘરેડો બદલતો જશે. એ ઘણાના પરિચયમાં આવશે. એની પાસે ગર્વ કે અભિમાન નહિ હોય, એ બીજાને મળશે, બીજાને ઉપયોગી થશે, બીજાનું માન સાચવશે અને આત્મગૌરવ વધારશે. આ પ્રકારે એ ભણેલો માણસ જીવનમાં પ્રગતિ કરે છે, એણે વિદ્યા સાથે વિનય કેળવ્યો છે. એની વિદ્યા વિવેકશક્તિથી વિશેષ ઓપે છે એ ગુણિયલ વિદ્વાન પોતાને માટે અને બીજાને માટે જીવનના વિકાસમાં ઘણો ઉપયોગી બને છે.

પરંતુ બધા જ ભણેલા માણસો આ રીતે જીવનની પ્રગતિ કરી શકતા નથી વિદ્યા ભણીને સારી નોકરી મળી એટલે પોતાનું કામ પતી ગયું એવું માનનારા પણ હોય છે. નોકરી મેળવવા માટે જ એ વિદ્યા ભણ્યા હતા અને હવે નોકરી મળી ગઈ, પછી વિદ્યાની ખાસ જરૂર રહેતી નથી એટલે એમની પાસે વિદ્યા હોવા છતાં એ વિદ્યાનો ઉપયોગ કરતા નથી. એને નોકરીની જ પડી

હોય છે અને નોકરીને જ વળગી રહે છે. નોકરીમાં સારી પ્રતિષ્ઠા મળે અને કાયમી નોકરી થઈ જાય, એવું એ ઇચ્છતા હોય છે. એમને નોકરીની જ ગરજ છે. ધીરેધીરે કાયમી નોકરી મળી જાય અને એને લાગે કે 'હવે એને નોકરીમાંથી કોઈ ખસેડે એમ નથી.' ત્યારે એ નોકરીને ય ગણતો નથી! એ નોકરી માટેય બેપરવા બનતો હોય છે. એનામાં ખોટો દંભ, અભિમાન અને બેપરવાઈ વધેતા હોય છે. એના જીવનમાં કોઈ જાતનો વિનય, વિવેક જોવાનો મળતો નથી. ઊંચા અધિકારો મળ્યા પછી પણ આવા લોકો જોવાના મળે છે. એનું કારણ એક જ છે કે એ લોકો જીવનના ખાસ ઉદ્દેશ માટે વિદ્યા ભણેલા નથી હોતા, પરંતુ નોકરીની ગરજે વિદ્યા ભણે છે. વિદ્યા ભણીને નોકરી લીધી એટલે વિદ્યાનો સંગ છોડી દે છે. નોકરીની ય ગરજ મટી, એટલે એમનામાં આળસ, બેપરવાઈ જોવાની મળે છે. નાના-મોટા લોકો સાથે એ ભળી શકતા નથી; કારણકે એ પોતાના દાબ અને રુઆબમાં રહેવા માગે છે; પરંતુ જ્યારે એમનાથી ઉચ્ચ અધિકારીઓને એ મળતા હોય છે, ત્યારે એમનો દાબ અને રુઆબ ઓસરી જાય છે અને એ છેક નીચલી પાયરીએ જઈને વ્યવહાર કરતા હોય છે., નાના પર રુઆબ જમાવવો અને મોટા સાથે પોતાની જાતને હલકી ગણાવવી, એ એમનો સ્વભાવ પડી ગયો હોય છે. વિનયના અભાવે એમનામાં આ જાતની લઘુગ્રંથિ બંધાઈ છે અને તે સ્વભાવ સાથે વણાયેલી રહે છે.

સમાજમાં દંભ અને આડંબરનું માન વધારે છે. એનું કારણ એ છે કે સમાજનો મોટો ભાગ અભણ છે અને વિવેકશક્તિ-સારાસાર વિચારવાની શક્તિ ઘણી ઓછી હોય છે. કો'કની પાછળપાછળ જવું, અનુકરણ કરવું એવી જ ભાવના મોટાભાગની હોય છે. ભણેલાઓ પણ વગરવિચાર્યે વર્તતા હોય છે; એનું કારણ પણ એ જ છે કે તેમનામાં વિવેકશક્તિ જાગેલી નથી હોતી, એમને સારાસારનો વિચાર કરવાની મતિ નથી હોતી. જ્યાં વિવેકશક્તિનો અભાવ હોય છે ત્યાં પૂર્વગ્રહ-ખોટી માન્યતા રહે છે. સારું કે નરસું પોતે જે કંઈ માની લીધું તેને જ વળગી રહેવાનો એક સ્વભાવ પડી જાય છે, તેને પૂર્વગ્રહ કહે છે. વહેમ, આગ્રહ, ખોટી માન્યતા, અંધવિશ્વાસ વગેરે દુર્ગુણો આ પૂર્વગ્રહને આભારી છે; અને આ પૂર્વગ્રહ વિવેકશક્તિના અભાવમાં જ રહી શકે છે.

અભણ લોકોનાં જીવનો આ પ્રકારનાં જોઈએ ત્યારે તો દયા આવે, પણ ભણેલા માનવીઓના જીવનમાંયે આ પ્રકારના દુર્ગુણો વાસ કરતા જોઈએ, ત્યારે જરૂર વિસ્મય થાય! ખરી રીતે તો આપણા સમાજમાં જે જાતની વિદ્યા ભણવામાં આવે છે, તે તો ગરજની વિદ્યા છે અને ગરજની વિદ્યા ભણવાથી કોઈ જાતના સદ્ગુણો આવી શકતા નથી; પરંતુ જેને જીવનમાં પ્રગતિ કરવાની છે, જે જીવનમાં વિકાસ ચાહે છે, તેણે તો વિનય અને વિવેકના ગુણોથી પુષ્ટ થયેલી જ વિદ્યા મેળવવી જોઈએ.

વિનયી અને વિવેકીનું જીવન અત્યંત સરળ, નિષ્કપટ અને આત્મગૌરવથી યુક્ત જણાશે.

જેને વિનય અને વિવેકની પાંખો મળેલી છે, તેની જ વિદ્યા શોભી ઊઠશે; એના જીવનમાંથી લઘુગ્રંથિ અને પૂર્વગ્રહ નાશ પામશે અને જીવનનો ઉત્તમ વિકાસ થશે.

★

# પાગલ

ખલિલ જિબ્રાન

કવિને આપણે ક્રાન્તદ્રષ્ટા કહ્યો છે. એ અર્થમાં ક્રાન્તદર્શન કરી શકનાર દરેક મહાન સાહિત્યકાર કવિ છે. આ કવિ જન્મે ભલે અમુક સ્થળે અમુક કાળમાં, વસતો હોય પરંતુ એની વાણી તો વિહરે છે સર્વ સ્થળે, અને સર્વ યુગમાં. માનવહૃદયના ચિરંતન ભાવો એ વાણીમાં સદૈવ સ્ફુરે છે. ભાવયુક્ત ઉચ્ચારાયેલી એ વાણી પાછળનું શક્તિબળ અપૂર્વ હોય છે. સાહિત્યસ્વામી જિબ્રાને 'પાગલ'માં આપેલાં દૃષ્ટાંતો એ શક્તિબળના પુરાવારૂપે છે. આ દૃષ્ટાંતો પુષ્પની ફોરમ સમાં છે. જેમ જેમ એની સુગંધનો આસ્વાદ લઈએ, જેમ જેમ એના પર વધુ ચિંતન-મનન કરીએ તેમ તેમ એની સુવાસ વધુ ને વધુ આહ્લાદક લાગવાની.

## [૨૧]

### પવિત્ર નગર

મારા યૌવનકાળમાં મેં સાંભળ્યું હતું કે એવું એક શહેર છે કે જેના નાગરિકો ઈશ્વરને લગતાં પુસ્તકો અનુસાર ધાર્મિક જીવન વ્યતીત કરી રહ્યા છે. મેં કહ્યું 'આ શહેરની હું જરૂર તપાસ કરીશ અને એ દ્વારા કલ્યાણસાધના કરીશ.' ઘણે દૂરદૂર આ શહેર આવેલું હતું. મારી મુસાફરી માટે ઘણો બધો સામાન મેં બાંધી લીધો. ચાલીસ દિવસ પછી એ શહેરને મેં જોયું. એકતાલીસમે દિવસે એ શહેરમાં હું દાખલ થયો.

આશ્ચર્ય! એ નગરની સમસ્ત પ્રજાને કેવળ એક જ હાથ અને એક જ નેત્ર હતાં!

મને એ પણ સમજાયું કે એ લોકો પણ ખૂબ આશ્ચર્યચકિત થઈ ગયા હતા. મારા બે હાથ અને મારી બે આંખોએ એમને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા હતા. અંદરોઅંદર મારે લગતી વાતચીત થઈ રહી હતી ત્યારે મેં એક જણને પૂછ્યું

'જેનો પ્રત્યેક નાગરિક ધાર્મિક જીવન વ્યતીત કરે છે એ જ શું છે આ પવિત્ર નગર?' એણે ઉત્તર દીધો 'જી હા, એ જ આ નગર.'

મેં પૂછ્યું 'તમારી આ દશા કેમ કરીને થઈ? તમારી જમણી આંખ અને તમારા જમણા હાથને શું થયું છે?'

મારી વાતથી એને ખૂબ અસર થઈ અને એ બોલ્યો 'આવો, ને જુઓ.'

એ મને એક દેવાલયમાં લઈ ગયો. શહેરના મધ્યમાં એ આવેલું હતું. એ દેવાલયના ચોકમાં હાથ અને આંખોનો એક મોટો ઢગ મેં જોયો. એ બધાં ગળી-સડી રહ્યાં હતાં. એ જોઈ મેં કહ્યું

'અફસોસ, કોઈ નિર્દય વિજેતાએ તમારી સાથે આ અત્યાચાર આદર્યો લાગે છે!'

મારું કથન સાંભળી સૌ અંદરોઅંદર ધીરેધીરે વાતચીત કરવા લાગ્યા. અંતે એક વૃદ્ધ આદમી આગળ આવ્યો. મને કહ્યું 'આ કામ અમારું પોતાનું છે. કોઈ વિજેતાએ અમારી આંખો ને હાથ કાપ્યાં નથી. અમારી બૂરાઈ પર ઈશ્વરને અમે અહીં વિજયદાન દીધું છે.' આમ કહી એ મને એક ઊંચા સ્થાન પર લઈ ગયો. તે વૃદ્ધ વિના બાકીના સર્વ લોકો અમારી પાછળ હતા. ત્યાં પહોંચી ગયા. પછી એણે મને એક લેખ બતાવ્યો. એમાં લખ્યું હતું

'તમારી જમણી આંખ તમને ભૂલથાપ ખવડાવે તો કાઢીને એને બહાર ફેંકી દો કારણ કે સારા યે શરીરને નર્કમાં પડવું પડે,

તેને બદલે એક જ અંગ નષ્ટ થઈ જાય એ ઇચ્છનીય છે; અને તમારો જમણો હાથ કોઈનું બૂરું કરવા માટે તમને વિવશ કરી મૂકે તો એને પણ કાપીને ફેંકી દો; કારણકે તમારું માત્ર આ એક જ અંગ નષ્ટ થતાં, સારા યે શરીરને નર્કમાં પડવું નહિ પડે.'

લેખ વાંચી સઘળું રહસ્ય મને સમજાઈ ગયું. મોં ફેરવી મેં બધા લોકોને સંબોધન કર્યું અને કહ્યું : 'શું તમારામાં કોઈ એક સ્ત્રી કે પુરુષ એવો નથી કે જેને બે હાથ ને બે આંખો હોય?'

સર્વેએ ઉત્તર વાળ્યો : 'ના, ના કોઈ નથી. નાની ઉંમરના હોવાને કારણે બાળકો કે વાંચવા માટે ને લેખનાં આજ્ઞાઓ પ્રમાણે વર્તન કરવા અસમર્થ હશે એ જ લોકો માત્ર બચ્યા છે, બાકી કોઈ મનુષ્ય તમે કહો છો એવો નહિ મળે.'

દેવાલયથી જેવો બહાર નીકળ્યો કે તુરત જ આ પવિત્ર નગરથી હું ભાગી છૂટ્યો; કારણકે હું તો બાળક નહોતો અને આ શિલાલેખને તો અચ્છી રીતે વાંચી યે શકતો હતો!

## ૨૨

### પાપ અને પુણ્યના ફિરસ્તા

પાપ અને પુણ્યના ફિરસ્તાઓ પહાડની ટેકરી પર મળ્યા.

પુણ્યના ફિરસ્તાએ કહ્યું. 'આજનું પ્રભાત તમને આનંદદાયક નીવડો!'

પાપના ફિરસ્તાએ એનો કોઈ ઉત્તર ન વાળ્યો. પુણ્યના ફિરસ્તાએ ફરી કહ્યું :

'આજ તારી તબિયત કંઈ ઠીક લાગતી નથી!'

પાપના ફિરસ્તાએ કહ્યું: 'ઘણા દિવસોથી લોકો મને તારે સ્થાને સમજવા લાગ્યા છે. મને તારા જ નામથી પોકારે છે અને મારી સાથે તારા જેવો વ્યવહાર કરે છે. આ વાત મને અત્યંત ખટકે છે.'

પુણ્યનો ફિરસ્તો બોલ્યો : 'મને પણ લોકોએ તારારૂપે જોવાની ભૂલ કરી છે. લોકો હવે મને તારા નામથી પુકારવા લાગ્યા છે!'

પાપનો ફિરસ્તો આ સાંભળીને મનુષ્યોની મૂર્ખામી પર ઘૃણા પ્રગટ કરતો ત્યાંથી ચાલ્યો ગયો!

## ૨૩

### પરાજય

પરાજય, મારા પરાજય, મારી એકલતા, મારો એકાંતવાસ!

હજારો વિજયથી પણ તું મને પ્યારો છે!

અને મારે માટે, સારી યે દુનિયાના વૈભવ કરતાં મીઠો છે!

પરાજય, મારા પરાજય, મારા આત્મજ્ઞાન, સામનો કરવાની મારી શક્તિ, મારું સાહસ, તારી દ્વારા, તારે લીધે જ હું જાણું છું કે હજી પણ હું યુવક છું અને મારા પગમાં તેજી છે. એક જ ક્ષણમાં કરમાઈ જનારી સફળતાની જાળમાં હું નથી ફસાતો તે પણ તારે જ લીધે. તારામાં જ મને એકલતાનો આનંદ મળે છે: મારાથી બચવામાં અને મારી ઘૃણા કરવામાં લોકોએ આનંદ પ્રાપ્ત કર્યો છે.

પરાજય, મારા પરાજય, ચમકતી મારી તલવાર. મારી ઢાલ, હે!

તારી આંખોમાં મેં વાંચ્યું છે કે રાજસિંહાસન પર બેસવું એ ગુલામીનું ચિહ્ન છે.

મેં વાંચ્યું છે કે બીજાઓથી ઓળખાઈ જવું એ રાખમાં મળી જવા બરોબર છે.

મેં વાંચ્યું છે કે પકડમાં આવી જવું એ વ્યક્તિવિકાસની અંતિમ પરિસીમા છે.

મેં વાંચ્યું છે કે અંતે તો પાકા ફળની માફક જ ટપકીને ગળીને સડી જવાનું છે.

પરાજય, મારા પરાજય, મારા બહાદુર સાથી, તું જ મારાં ગીત, મારી આહ અને મારી ધીરજનો અવાજ સુણી શકશે હે પરાજય!

મારી પાસે તારા વિના બીજું કોઈ પણ મારકાના ફફડાટની ચર્ચા નહિ કરે આ સમુદ્રના અવાજની ચર્ચા નહિ કરે અને તારા વિના રાત્રે બળતા પહાડનો ઉલ્લેખ પણ બીજું કોઈ જ નહિ કરે.

હા, માત્ર તું જ મારા પથ્થરમય આત્માની સવારી કરી શકશે.

પરાજય, મારા પરાજય, મારી સનાતન હિંમત!

હું ને તું મળી તોફાનની સાથે બાથ ભીડીશું.

અને અમારામાંથી મરશે તેની બન્ને સાથે મળીને જ કબર ખોદીશું.

ચોક્કસ ઇરાદાપૂર્વક આપણે ખડા તડકામાં રહીશું.

અને દુનિયા માટે આપણે ખતરનાક બની જશું, હે પરાજય!

[ ૨૪ ]

રાત અને પાગલ

'હું તારા જ જેવો છું હે રાત! નગ્ન ને અંધારી ઓ રાત! એવા તપ્ત માર્ગ ઉપર હું ચાલી રહ્યો છું જે માર્ગ મારાં સ્વપ્નોથી ઉચ્ચતર છે અને મારા પગ જમીનને જ્યારે અડકે છે ત્યારે એમાંથી ઓકનું એક પ્રચંડ વૃક્ષ ખડું થઈ જાય છે!'

'નહિ, નહિ તું મારા જેવો નથી હે પાગલ! કારણ હજી પણ તું પાછું ફરીને જુએ છે કે રેતી ઉપર તેં કેટલાં મોટાંમોટાં પદચિહ્નો પાડ્યાં છે?'

'હું તારા જેવો જ છું હે રાત, ધીર ને ગંભીર ઓ રાત! જેના ઉદરથી જન્મેલું બાળક સ્વર્ગ ને નર્ક એક કરી શકે એવી એક દેવી મારા એકલ હૃદયના આસન ઉપર સ્થિર થઈ ગઈ છે.'

'નહિ, તું મારા જેવો નથી ઓ પાગલ! કારણ તું દુઃખની કલ્પનાથી કાંપી ઊઠે છે. અને નરકનાં ગીતોથી તું ભયભીત બની જાય છે.'

'હું તારા જેવો છું, ડરાવનારી ઓ ભયંકર રાત! કારણ જિતાયેલી પ્રજાનાં ક્રંદનથી, ભુલાયેલા દેશોની ચીસોથી, વિસ્મરણ થયેલા દેશોની આહથી, મારા કાન ભરેલા છે, રાત!'

'નહિ, ઓ પાગલ, તું મારા જેવો નથી. કારણ તું તારા નાના ને સાંકડા મનને તારો સાથી બનાવી લે છે; પરંતુ તારા પોતાના વિરાટ સ્વરૂપ સાથે દોસ્તી નથી કરી શકતો.'

'હે ક્રૂર ને અત્યાચારી રાત! હું તારા જ જેવો છું, કારણ મારા હૃદયસમુદ્રમાં જ્વાળાથી ભરખાયેલાં જહાજોનો પ્રકાશ છે. અને વધ કરેલા વીરોના લોહીથી ભીનાં મારા હોઠ છે!'

'રે, દીવાના, નથી તું મારા જેવો કારણ કે તારા હૃદયમાં એક આત્મીયની કામના છે; અને તારે પોતાને માટે તું કોઈ જ નિયમ બનાવી શકતો નથી.'

'હે પ્રસન્ન ને આનંદમય રાત્રિ! તારા જેવો જ હું છું, કારણ મારી છાયામાં જે નિવાસ કરે છે એ એક સૂક્ષ્મ મદિરાથી ઉન્મત્ત છે અને મારી પાછળપાછળ ચાલી આવનારી વ્યક્તિ ઘણી ખુશીથી, નિઃસંકોચ રીતે ગુનાઓ કર્યે જાય છે.'

'મારી માફક નથી તું ઓ પાગલ! કારણ મારા આત્મા પરે સાતસાત પડદા

આવરણો ચડી ચૂક્યાં છે, અરે તારું મન તારા કાબૂમાં નથી.'

'સંતોષી ને કામનાપૂર્ણ હે રાત્રિ! હું તારા જેવો જ છું, કારણ કરમાઈ ગયેલાં ચુંબનોનું ફૂલ ઓઢીને હજારો મૃતપ્રેમીઓ મારા દિલમાં દફનાયાં છે.'

'રે હા પાગલ! શું તું મારા જેવો છે? અરેખર વાસ્તવમાં તું શું મારા જેવો જ છે? તોફાનનો ઘોડો બનાવી શું તું સવારી કરે છે? વીજળીને તલવારની માફક હાથમાં લે છે ખરો તું?'

'તારી માફક ઓ રાત્રિ! તારી માફક બળવાન ને ઉચ્ચ મારું સિંહાસન પતિત વતાઓનાં ઢગલા ઉપર બન્યું છે અને મારું મુખ જોવા નહિ, પણ મારો પાલવ ચૂમવા માટે જ મારી સામેથી દિવસ પસાર થાય છે.'

'શું તું મારા જેવો છે? મારા અંધતમ હૃદયના ઓ હાલ! શું તું મારા નિરંકુશ વિચારોને સમજી શકે છે અને મારી વ્યાપક ભાષા બોલે છે?'

'હા, હા, હું તો તારો જોડિયો ભાઈ છું રજનિ! કારણ તું જો અંતરિક્ષની જન્મદાત્રી છે, તો હું મારું હૃદય ઉઘાડું કરી શકું છું!'

૨૫

### સુખાકૃતિઓ

હજારો આકૃતિવાળો એક ચહેરો પણ મેં જોયો છે ને એવા ય અસંખ્ય ચહેરા જોયા છે, જેમનું સમાન મુખ હોય, આબેહૂબ એક જ મુખ હોય, કેમ જાણે યંત્રમાં ન ઢળાયું હોય!

એક ચહેરો મેં એવો જોયો છે કે એના મુખચમકના બદલામાં ભીતર છૂપેલી કુરૂપતાનાં મેં દર્શન કરી લીધાં હતાં. એવો યે ચહેરો જોયો છે કે એનું સૌંદર્ય નીરખવા માટે એ સુખદમકના પડદાને મારે હઠાવી દેવો પડ્યો હતો.

શૂન્યની રેખાઓથી પરિપૂર્ણ એક વૃદ્ધનું મુખ મેં જોયું હતું. અને પ્રત્યેક ચીજથી અંકિત એવું સ્નિગ્ધ મુખ પણ મેં જોયું હતું. આ સર્વ સુખાકૃતિઓથી હું સંપૂર્ણ માહિતગાર છું; કારણ મારી આંખો જે કાપડ વણે છે તેના ભીતરમાંથી એ કપડાને હું જોઉં છું. અને એના અસલ રૂપને સમજી જાઉં છું, પામી જાઉં છું.

☆

એક બહુરૂપી સંન્યાસીનો વેશ ધારણ કરી રાજાના દરબારમાં ગયો. એની ઘણી બધી ખાતરબરદાસ્ત થઈ. રાજનીતિ સંબંધી રાજાને યોગ્ય ઉપદેશ દીધો. સત્કાર કાજે રાજાએ ભેટ ધરી તે વખતે સંન્યાસીએ કહ્યું: 'આ જરૂઝવેરાત, સોનુંચાંદી, હીરામાણેક વગેરે તારી દૃષ્ટિમાં દ્રવ્ય છે; પરંતુ મારે મન તો એ કાંકરા છે ને માટીનાં ઢેફાં છે.' એમ કહી એ ચાલ્યો ગયો.

થોડા દિવસ બાદ તે જ બહુરૂપી એ જ રાજાને ત્યાં નટીનો વેશ ધરી આવ્યો. નૃત્યાદિથી તેણે તે સભાને ચકિત કરી નાખી. પણ રાજા જાણી ગયો કે આ પેલો જ બહુરૂપી છે. નૃત્યને અંતે રાજાએ નટીને એકહજારનું ઇનામ આપ્યું, ત્યારે પેલા બહુરૂપીએ એથી વધુ દ્રવ્ય માગ્યું. રાજા બોલ્યો: 'તે દિવસે તો તેં જો અરધું રાજ્ય માગ્યું હોત તો આપી દેત, ત્યારે તો ના કહેલી ને આજે કેમ વધુ માગે છે?'

બહુરૂપીએ જવાબ દીધો:

'અન્નદાતા! તે વખતે તમે અધું તો શું આખું રાજ્ય આપ્યું હોત તો પણ લેત નહીં; કારણકે સંન્યાસીનો વેશ હતો. તે વેળા કંઈ પણ લીધું હોત તો યથાર્થ વેશ ભજવ્યો કહેવાત નહીં. પોતાના વેશને અનુરૂપ ભજવો જોઈએ નહીં.'

*

# ભાગવત ધર્મ

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

'હિંદુધર્મમાં ભક્તિનું માહાત્મ્ય ઘણું મોટું ગણાયું છે. સચરાચર સૃષ્ટિમાં વ્યાપ્ત એવા વિશ્વના ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભૂત દયાસાગર પરમેશ્વરની અનન્યભાવે ભક્તિ કરનાર જ સાચો ભક્ત છે. અત્યારના જગતની વિષમ પરિસ્થિતિમાં ભાગવત ધર્મ વિશ્વધર્મ થવાને યોગ્ય છે એવો લેખકનો મત છે. એમાં જાતિવર્ણના ને ઊંચનીચના ભેદ નથી. સર્વધર્મ-સમભાવનું ને સર્વજન-સમતાનું સાચું સ્વરૂપ આ ધર્મમાં મળે છે. 'आत्मवत् सर्वभूतेषु' કહીને આ ધર્મે સકળ જીવકલ્યાણનો માર્ગ પ્રબોધ્યો છે. લેખકે એ ધર્મની અહીં ઝાંખી કરાવી છે.

ભાગવત એ ભક્તિધર્મનું શાસ્ત્ર છે અને એ ધર્મની પરંપરા અતિ પ્રાચીન છે. પ્રત્યક્ષ નારાયણથી આ ધર્મની ઉત્પત્તિ થયેલી કહેવાય છે. મહાભારતમાં વર્ણવેલા પંચરાત્રાગમનું, પરિપક્વ અને મધુર ફળ તે સાત્વત અથવા ભાગવત ધર્મ છે. ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમાં મેગેસ્થિનિસ નામનો પરદેશી એલચી હતો તેણે સાત્વતધર્મનું વર્ણન કરેલું છે. આ ઉપરથી આ ધર્મ હિંદુસ્તાનમાં ખ્રિસ્તી શતક પૂર્વે ચારસો વર્ષ ઉપર પણ પ્રચલિત હતો એ સિદ્ધ થાય છે. મહાભારતમાં એ ધર્મનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે ઉપરથી તે ધર્મ અદ્વૈત વેદાંતને અનુસરતો જ હતો, એ સ્પષ્ટ થાય છે. ભાગવત ધર્મ ભક્તિપ્રધાન છે અને તે અદ્વૈતમતનો ધર્મ છે. વચમાંજી રામાનુજ, મધ્વાચાર્ય ઇત્યાદિ મહાભાગવતોએ એને દ્વૈતમતનો ઓપ આપવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે સફળ થયો નહિ. આ ધર્મમાં વિષ્ણુ, વાસુદેવ, રામ, કૃષ્ણ વગેરે દેવોને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; છતાં શિવ અગર બીજા દેવતાઓની નિંદા એને માન્ય નથી. શિવ તે જ વિષ્ણુ છે અને હરિ-હરમાં ભેદ નથી એમ તે જણાવે છે. સર્વ પ્રાણીઓ પર પ્રેમ કરવાનો એમાં ઉપદેશ છે.

ભાગવત ધર્મ એ વિશ્વવ્યાપી ધર્મ છે. વિશ્વબંધુત્વના પાયા પર એ રચાયેલો છે, અદ્વૈતના મજબૂત પાયા પર એ ઊભો છે અને વિશ્વધર્મ થવાની દરેક યોગ્યતા એ ધરાવે છે. આજના ખળભળેલા અને અશાંત સમયમાં સર્વ રાષ્ટ્રોમાં શાંતિ સ્થપાય એમ આપણે ઇચ્છતા હોઈએ-વિશ્વશાંતિનું સ્વપ્ન સેવતા હોઈએ, તો ભાગવત ધર્મનો પ્રચાર એ જ એનું મુખ્ય સાધન છે. આધુનિક ભૌતિક વિજ્ઞાન સામે અદ્વૈતવાદ કેવો ટકી શકે છે તેનું પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓએ તુલનાત્મક અભ્યાસથી મનન કરવું આવશ્યક છે. આ ધર્મમાં સ્થળની અગત્ય, અમુક જાતિમાં જન્મવાથી મળનારી વિશિષ્ટતા, અભિમાન અને બીજાઓ પ્રત્યે દ્વેષ, તિરસ્કાર તેમ જ ઉદાસીન વૃત્તિને જરા પણ સ્થાન નથી. ભાગવત ધર્મ ખ્રિસ્તી, મુસલમાન, જૈન કે બુદ્ધમાર્ગી, સર્વના હૃદયમાં એક જ ચિદંશ જુએ છે. એ રાતી, પીળી કે ધોળી ચામડીનો રંગભેદ જોતો નથી. સર્વ ધર્મોના પયગંબરો તરફ આદરભાવથી અવલોકે છે. સર્વ ધર્મોનો સમન્વય કરવાનું એ અગાધ સામર્થ્ય ધરાવે છે. સર્વનો ઈશ્વર એક જ છે અને કેવળ ઉપાસનાભેદથી તે જુદો થતો નથી, એમ ભારપૂર્વક એ દર્શાવે છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એક સ્થાને યોગ્ય જ કહ્યું છે: 'મારા ધર્મનાં તત્ત્વો બીજા ધર્મમાં,

દેખાય તો તે કબૂલ કરવામાં અમને કમીપણું લાગતું નથી. ઇજિપ્તની નાઈલનદી સાથે પોતાનું સામ્ય છે, એમ કહેવામાં ગંગાનદીને શરમ લાગવાનું શું કારણ હોય?'

આપણાં પુરાણોમાં વર્ણવેલા વિષ્ણુ, શંકર, ગણપતિ ઇત્યાદિ દેવોની ભક્તિ એટલે જ માત્ર ભાગવત ધર્મ નથી. કાયા, વાચા ને મન, એ ત્રણેના સર્વાંશથી જે વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભૂત છે; સર્વ વિશ્વના અને વિશ્વમાં પળાતા નિયમોના જે સ્વામી છે; દૃશ્ય ચરાચર સૃષ્ટિની અંદર અને બહાર તેમ જ આદિથી તે અંત સુધી વ્યાપીને જે સચ્ચિદાનંદરૂપે રહેલા છે; તે ચાંઘન વિશ્વાત્મા ઈશ્વરની જે અનન્યભાવે ભક્તિ કરે છે, તે જ ખરો ભાગવત છે. પછી તે ઈશ્વરને ગમે તે નામ આપો. નામ એ કેવળ સંકેતાત્મક છે. પ્રેમને ગમે તે ભાષામાં ગમે તે નામ આપો, તેના સ્વરૂપમાં જે પ્રમાણે અંતર પડતું નથી, તે પ્રમાણે ઈશ્વરને ગમે તે નામ આપીએ તોપણ તેના સ્વરૂપમાં અંતર પડતું નથી. ઇસુ ખ્રિસ્તની આજ્ઞા પ્રમાણે: 'માલિકને–પ્રભુને તારા સઘળા હૃદયબળથી, તારા સર્વ આત્મા વડે, સંપૂર્ણ મનથી તારે ચાહવો જોઈએ.'*

આ જાતની પ્રભુની અનન્યભક્તિ એનું જ નામ ભાગવત ધર્મ છે. જગતમાં પ્રભુનું રાજ્ય ( અં. 'કિંગ્ડમ ઑફ ગૉડ ) સ્થપાય એટલા માટે આ ( અં. યુનિવર્સલ રિલિજ્યન) વિશ્વધર્મ, ભાગવત ધર્મનો જગતનાં પ્રમુખ રાષ્ટ્રોએ સ્વીકાર કરવો જોઈએ અને એમ થાય તો જ આજના સર્વનાશી જીવનકલહમાંથી તેઓ ઊગરી શકે. આજે તો ધર્મપ્રેમનું સ્થાન રાષ્ટ્રપ્રેમે ઝૂંટવી લીધું છે. આજે પશ્ચિમનાં રાષ્ટ્રો 'एकदेशहितेरताः'–એક દેશના હિતમાં રચ્યાંપચ્યાં, થઈ બેઠાં છે. તેને બદલે ભાગવત ધર્મનો 'सर्वभूतहितेरताः' સર્વ પ્રાણીના હિતનો ધ્યાનમંત્ર તેમણે સ્વીકારવો જોઈએ.

ભાગવત ધર્મ એ પ્રેમનો ધર્મ છે. ઈશ્વરપ્રાપ્તિનો એ સહેલામાં સહેલો ઉપાય છે. ઈશ્વરનું પવિત્ર નામ ગમે તે વખતે, ગમે તે સ્થાને અને ગમે તે સ્થિતિમાં શક્ય હોય તે રીતે લેવું. સર્વ વ્યવહારમાં પરમેશ્વરનું સ્વરૂપ જોવું. ચરાચર વસ્તુમાત્રમાં પરમેશ્વરનું ચિંતન કરવું. ખાવુંપીવું, શ્વાસ લેવો, રમવું ઇત્યાદિ સર્વ વ્યાપાર ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવો. ભાગવત ધર્મનો વિધિ આચરવા માટે સર્વને એટલો સુલભ છે કે તેને માટે બીજી કોઈ ખાસ ખટપટ કરવાની આવશ્યકતા રહેતી નથી. આમ આ ધર્મમાં વિધિનિષેધનું ખાસ બંધન ન હોવાથી કબીર અને શેખમહંમદ જેવા પરધર્મીઓએ પણ એનો ખુશીથી સ્વીકાર કર્યો હતો. ઈશ્વર વિષે અનન્ય પ્રેમ એ જ સર્વધર્મનું રહસ્ય છે. આવો અનન્ય પ્રેમ રાખનારને કશા વિધિનિષેધની અગત્ય નથી. વ્યવહારમાં સતત મગ્ન રહેવા છતાં ઈશચિંતન ન છોડનાર માનવને શાસ્ત્રાજ્ઞાનો બાધ નડતો નથી. મનુષ્યમાત્ર શિવાલય છે અને તેનો પ્રેમ સંપાદન કરવો ને તેનું હિત સાધવું એટલે ઈશ્વરની સેવા કરવી, એવું જેના મને સ્વીકાર્યું છે તેને હાથે ઉચ્ચ પ્રકારનું તપ થાય છે. ભાગવત ધર્મમાં આ બધી વાતોનો પુષ્કળ અવકાશ છે. 'સારી રીતે અને સર્વાંગે આચરેલા પારકા ધર્મ કરતાં કોઈ પણ જાતના ગુણોથી રહિત એવો પણ પોતાનો ધર્મ શ્રેષ્ઠ છે. સ્વધર્મમાં મરણ શ્રેષ્ઠ છે, પણ પરધર્મ તો ભયકારી છે* એવું

* Thou shalt love the Lord, thy God with all thy heart, and with all thy soul and with all thy mind.

* श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः॥

શ્રીકૃષ્ણે સ્પષ્ટ કહેલું છે. એમાં પરમતસહિષ્ણુતાની પરમાવધિ છે; તથાપિ સર્વ જન આ ધર્મ સરળતાથી પાળી શકે એટલા ખાતર શ્રીકૃષ્ણે એને અત્યંત સહેલો કરી આપ્યો છે. એમણે કહ્યું છે: 'સર્વ વ્યવહાર મને અર્પણ કરીને મારામાં અનન્યભાવ રાખ. સર્વભૂતમાત્રમાં હું જ વસું છું એવી ભાવનાથી સર્વ ભૂતો પર પ્રેમ કરજે. એટલે તારી પાછળની જંજાળમાંથી તને હું મુક્ત કરીશ.' 'કર્મયોગનું આચરણ કરતાં તેમાં આરંભેલા કર્મોનો નાશ થતો નથી; અર્થાત્ તે કર્મોનો આરંભ નિષ્ફળ થતો નથી. વળી તે કર્મારંભ ઈશ્વરને ઉદ્દેશીને કરેલો હોવાથી તેમાં કંઈ દોષ પણ હોતો નથી. આ નિષ્કામ કર્મરૂપ ધર્મનો લેશમાત્ર આરંભ કર્યો હોય તોપણ તે મહાન ભય(સંસાર)માંથી બચાવી લે છે *'

આવો છે શ્રીકૃષ્ણનો ઉપદેશ. આવા ભાગવત ધર્મના આચરણથી રામકૃષ્ણ પરમહંસે ખ્રિસ્તીધર્મના પાલનથી તે ધર્મમાંનું પરમ શ્રેય મેળવ્યું; તેમ જ ઇસ્લામ ધર્મના સેવનથી તેમાંના પરમસાધ્યની પ્રાપ્તિ કરી લીધી; અને છેલ્લે સર્વધર્મનું રહસ્ય એક જ છે એ સત્ય સ્વાનુભવથી જગત સમક્ષ રજૂ કર્યું.

પરંતુ પશ્ચિમની સંસ્કૃતિના સંસર્ગથી 'હિંદુસ્તાનને હાલમાં વેદાંતના શિક્ષણની જરૂર નથી. વેદાંતથી લોકો નિમાલ્ય થઈ ગયા છે. વેદાંતની નિરાશાવાદી વૃત્તિથી અને નૈરાશ્યશીલતાથી લોકો કર્તવ્યવિમુખ થઈ ગયા છે.' એવા આક્ષેપો થતા સંભળાય છે. પરંતુ આ દોષ વેદાંત વાઙ્મયનો નથી, પણ વાઙ્મયનું રહસ્ય ન સમજવાનો છે. વેદસંહિતામાં ગહન તત્ત્વજ્ઞાન છે, યજ્ઞયાગાદિ ધાર્મિક વિધિ છે; પણ તે સાથે ક્ષાત્રધર્મ પણ તેટલા જ પ્રમાણમાં સદૈવ જાગ્રત હતો એમ જણાય છે. અંભૃણઋષિની બ્રહ્મવિદુષી કન્યા પોતા વિષે કહે છે:

अहं रुद्राय धनुरातनोमि ब्रह्मद्विषे शरवे हन्तवा उ।
अहं जनाय समदं कृणोम्यहं द्यावापृथिवी आविवेश॥

'બ્રહ્મદ્વેષા શત્રુને મારવા માટે રુદ્રનું ધનુષ્ય હું સજ્જ કરું છું. લોકોના અંગમાં હું મદ આણું છું. આકાશ અને પૃથ્વીમાં મારો પ્રવેશ છે.' આવી ક્ષાત્રવૃત્તિ વેદકાલીન સ્ત્રીઓમાં પણ જાગ્રત હતી. વેદમંત્રો તો આર્યોના ક્ષાત્રતેજનું અને પરાક્રમનું એક સનાતન સ્મારક જ છે. શસ્ત્ર અને શાસ્ત્ર એ બંનેની ઉપાસના એકીસાથે જ આર્યાવર્તમાં થતી હતી. ઈશ્વરે અવતાર લઈને ધર્મરક્ષણાર્થે વારંવાર ક્ષાત્રતેજ પ્રગટ કર્યું છે. શસ્ત્ર અને શાસ્ત્રના ખણખણાટ વચ્ચે જ ભગવદ્ગીતાનો જન્મ થયો હતો અને કર્તવ્યશૂન્ય રામને વસિષ્ઠે યોગવાસિષ્ઠ કહીને કર્તવ્યરત કર્યા. પાંડવ, ભીષ્મ વગેરે મહાભાગવત જ હતા. તેમણે તથા જ્ઞાનદેવ, રામદાસ, તુકારામ, નરસિંહ મહેતા, કબીર, તુલસીદાસ, નાનક, ચૈતન્ય તેમ જ તૈલંગસ્વામી અનેક સાધુવીરોએ ભાગવત ધર્મની મશાલ જલતી રાખી છે.

ભક્તિમાર્ગમાં બ્રહ્મ કહે એટલે ખુદ સગુણ ભગવાન જ સમજવાના હોય છે. એ ભગવાન પોતે જ, જ્યારે જગતની ઘટમાળ ચલાવે છે, સાધુના રક્ષણ માટે અને દુષ્ટોના નિગ્રહ માટે વખતોવખત અવતાર લઈ જગતનું ધારણપોષણ કરે છે, ત્યારે ભગવદ્ભક્તોએ પણ લોકસંગ્રહાર્થે તે જ માર્ગ લેવો જોઈએ, એ જુદું કહેવાની જરૂર નથી. હનુમાન રામચંદ્રના પરમ ભક્ત હતા, પણ પોતાના પરાક્રમથી રાવણાદિ દુષ્ટોનું શાસન કરવાનું કામ તેમણે છોડ્યું ન હતું. ભીષ્મપિતામહ આજન્મ બ્રહ્મચારી હોવા

* नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥
(ગીતા; સાંખ્યયોગ, શ્લો૦ ૪૦)

છતાં સ્વધર્મ પ્રમાણે મરણ પર્યંત રાજ્યનું રક્ષણ કરવાનું કાર્ય તેમણે કર્યું હતું. ભક્તિથી પરમેશ્વરનું જ્ઞાન થયા પછી ભક્તને પોતાના હિત માટે કંઈ પણ કરવાનું બાકી રહેતું નથી; તોપણ 'परोपकाराय सतां विभूतयः' એ કથન પ્રમાણે આવા ભક્તની વૃત્તિ લોકસંગ્રહ-પરાયણ બની જાય છે અને પરમાર્થબુદ્ધિથી લોકસંગ્રહ માટે બધો વ્યવહાર કરવા માંડે છે. આ રીતે તેની મનોવૃત્તિઓ શુદ્ધ થઈ સાત્વિક કર્મોમાં પરોવાય છે. આવી કર્મમય ભક્તિ કરનાર બધાં કર્મો કૃષ્ણાર્પણ બુદ્ધિથી જ કરે છે અને તેથી શ્રીકૃષ્ણે ગીતામાં તેમનો યોગક્ષેમ પોતે ચલાવવાનું આશ્વાસન આપ્યું છે. આ રીતે વેદાંતીઓ પરનો નિષ્ક્રિયતાનો આરોપ અહીં ઊડી જાય છે.

છતાં વેદાંતમાં અને ભાગવત ધર્મમાં એક મહત્ત્વનો ભેદ છે. મનુ ભગવાન સ્ત્રીઓ અને શૂદ્રોને વેદપઠનનો અધિકાર નથી એમ પોતાની સ્મૃતિમાં કહે છે; પરંતુ એને પણ ગાર્ગી અને મૈત્રેયી જેવી વિદુષી સ્ત્રીઓ અપવાદરૂપ હતી એ વાત જાણીતી છે. પરંતુ અહીં એક વાત ખાસ વિચારવા જેવી છે અને તે એ કે ઊંચું જ્ઞાન સમજવાની અપાત્રતાને કારણે શૂદ્રાદિને પ્રાચીનકાળમાં વેદશ્રવણના અનધિકારી માન્યા હશે એવું પ્રોફેસર મેક્સમૂલરનું માનવું છે.૪ અને આ વાતને ટેકો આપતી હકીકત ડૉક્ટર મોડસ્લેએ પોતાના 'બોડી એન્ડ માઇન્ડ' નામના ગ્રંથમાં આપી છે. તેઓ લખે છે: 'જેમની શ્રદ્ધા અને બુદ્ધિ જન્મથી જ અપરિપક્વ અને કમકૌવત છે, તેઓ સારા ઉપદેશનો પણ વિપરીત અર્થ કરે છે, એવું વ્યવહારમાં માલૂમ પડ્યું છે. દાખલા તરીકે ખ્રિસ્તી ધર્મોપદેશક આફ્રિકાના અબુધ હબસીઓને, જ્યારે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવા માંડે છે, ત્યારે જેને આકાશમાંના પિતાની અથવા ખ્રિસ્તની પણ વાસ્તવિક કલ્પના થઈ હોય એ બનવા જેવું નથી, તેને જે ઉપદેશ કરવામાં આવે છે તે તે પોતાની અપક્વ બુદ્ધિ પ્રમાણે ખોટી રીતે સમજે છે, તે આપણે જોયું છે. તેવા લોકોમાં સુધરેલો ધર્મ સમજવાની પાત્રતા આવવા માટે તેમને પ્રથમ અર્વાચીન મનુષ્ય જેવા લાયક બનાવવા જોઈએ.'

'ગુરુ એક જ હોવા છતાં શિષ્ય-શિષ્યમાં ભેદ પડે છે. સૂર્ય એક જ છે પણ તેના પ્રકાશથી કાચમાંથી અગ્નિ નીકળે છે, પણ માટીના ઢેફામાંથી તેનું કશું યે પરિણામ ઊપજતું નથી.' એવા ભવભૂતિના કથનનો પણ એ જ અર્થ છે અને આવાં કારણસર જ શૂદ્રો તથા સ્ત્રીઓને વેદશ્રવણના અનધિકારી ઠરાવ્યાં હોય એમ લાગે છે. આમ હોવા છતાં તેમને જો જ્ઞાન થાય તો અવશ્ય મોક્ષપ્રાપ્તિ થઈ શકે છે એ વાત ઉપનિષદોમાં ગાર્ગી અને પુરાણોમાં વિદુરના દાખલાથી સ્પષ્ટ થાય છે.

પરંતુ ભાગવત ધર્મમાં આવો ભેદાભેદ નથી. તે તો 'વિવિધતામાં એકતા'નો સિદ્ધાંત જ સ્વીકારે છે અને સૌને સમાન ગણવાની નીતિ અખત્યાર કરે છે. એ તો સ્ત્રી-શૂદ્રોનો જ નહિ પણ વેશ્યા અને ચોરોનો પણ ઉદ્ધાર કરે છે. હિંદુધર્મમાં જ નહિ પણ બૌદ્ધધર્મમાં યે આ સિદ્ધાંત સ્વીકારાયેલો છે. બુદ્ધે આમ્રપાલી નામની વેશ્યાને અને અંગુલિમાલ નામના ચોરને પણ દીક્ષા આપી હતી. ખ્રિસ્તની સાથે વધસ્તંભ પર ચઢાવેલા બે ચોરમાંનો એક મરણસમયે ખ્રિસ્તને શરણે ગયો, તેથી ખ્રિસ્તે તેને સદ્ગતિ આપી હતી એવી કથા છે. પોતાના ધર્મ પર શ્રદ્ધા રાખનારી વેશ્યાને પણ મોક્ષ મળે છે એમ ખુદ ઈસુએ કહેલું છે,

૪. 'વેદાંતિક તત્ત્વજ્ઞાન' ઉપરનાં યોગનાં ત્રણ પ્રવચનો જુઓ પા. ૯૨-૯૩.

# ઘર ભડકે બળે છે!

શ્રી. રવિશંકર રાવળ

'બાહ્ય શત્રુથી માનવી' વધુ શક્તિશાળી બને છે, તેની સુષુપ્ત શક્તિઓનો વિકાસ થાય છે; પરંતુ આપણી અંદર રહેલો શત્રુ આપણો સર્વનાશ જ કરે છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાં પ્રજાને બહારના દુશ્મનો સામે લડવાનું હતું; આજે સ્વરાજ્ય આવ્યા બાદ પ્રજાના જીવનને કોરી ખાનાર, આપણને વિનાશને પંથે વાળનાર આંતરિક શત્રુઓ સામે ઝઝૂમવાની ખાસ જરૂર ઊભી થઈ છે. સવેળા નહિ ચેતીએ તો જેમ ગ્રીસ, રોમ ને બેબીલોનમાં વિજયોત્સવોને પગલેપગલે બન્યું હતું, તેમ ભારતની સંસ્કૃતિ પણ હતી ન હતી થઈ જશે. સમગ્ર પ્રજાનો આ સવાલ છે. હિંદીસંઘમાં શ્વાસ લેતા હરેક માનવીનો આ પ્રશ્ન છે. લેખને અંતે અપાયેલાં બ્યનહારુ સૂચનોનો જેટલો વહેલો અમલ કરીએ તેટલું સારું. મૂળ લેખ શ્રી. કલાઈડ બેલે અમેરિકન પ્રજાને ઉદ્દેશી લખ્યો હતો; પરંતુ આજની આપણી પરિસ્થિતિમાં આપણને તે ખૂબ ઉપયોગી છે. એમ લખવાથી ગુજરાતના કલાગુરુ શ્રી. રવિભાઈએ અહીં એ યોગ્ય સુધારા સાથે ઉતાર્યો છે.

ખરી વાત કહું છું. તમે એક હિંદવાસી તરીકે વિચાર કરો અને યાદ રાખો કે, તમારા ઘરમાં ભડકા ઊઠ્યા છે. તમારો રાષ્ટ્રવાદ, તમારો પ્રાંત, તમારી મિલકત, તમારી સ્વતંત્રતા; એ બધું જોખમમાં છે. જો તમે વખતસર કંઈ નહિ કરો, અગર નહિ માનો તો બધું ભસ્મીભૂત થશે ત્યારે તમને સત્ય સમજાશે.

પૈસાથી સર્વ કંઈ મળે અને કંઈ પણ થઈ શકે એવું માનનારા અને મનાવનારા આજે ઘણા નીકળી પડ્યા છે; અને તેમાં અનેક લપટાતા જાય છે. ધર્મ પાળનારો આ દેશ ધતિંગ અને આડંબરોમાં સપડાયો છે. અંતે એવા અનેકના હાથમાં પૈસો અને સત્તા આવી જાય એટલે પ્રજાસત્તાક રાજ્યની વાત ક્યાં રહી? સાધારણ નીતિ પણ ઢીલી પડી ગઈ છે. કોઈકના હાથમાં પાંચદશ પડે તો જ કામ થાય એવો વખત આવી ગયો છે. મોટા નેતાઓ આને બદીઓ કહીને તિરસ્કારે છે. પણ તેમના જ હાથ નીચેના માણસો ધંધો મેળવવા કે વધારવા ક્યાં ક્યાં સુધી પૈસાની થેલીઓ પહોંચાડે છે કે ન પૂછો વાત.

સારો ગણાતો એક બેંક મેનેજર કહેશે કે ધંધામાં બધું કરવું પડે, તો પછી આજે અનીતિને કે અપ્રામાણિકતાને રોકનાર કોણ રહ્યું? અને સમાજની પડતી ભીંતને કોણ ટેકો આપશે?

મજૂરસંઘનું કામ કરતો એક મિત્ર મૂડીપતિઓને વારંવાર કહે છે: 'હવે બેહુકમી નહિ ચાલે. પંચ નીમી સમાધાનીથી ઝઘડાનો

---

(માથ્યૂ. ૨૧-૩૧) અને ગીતાના ભક્તિમાર્ગનું પણ આ જ રહસ્ય છે, 'સર્વ ધર્મ છોડી તું મને એકલાને જ શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તું ગભરાઈશ નહિ.' એવો પ્રતિજ્ઞાપૂર્વક ગીતાશાસ્ત્રનો જે ઉપસંહાર ગીતાના છેવટના અધ્યાયમાં ભગવાને કરેલો છે, તેનો સ્પષ્ટાર્થ પણ ઉપરોક્ત તમામ વાતોનું જ સમર્થન કરે છે. ભાગવત ધર્મ જગતના અન્ય મહાન ધર્મોનાં શુભ તત્ત્વો પોતામાં ધરાવે છે, તે એની વિશેષતા છે+

+ ભાગવતપ્રેમીઓ માટે 'એકનાથી ભાગવત' નામનો ગ્રંથ આ સંસ્થાએ હમણાં જ બહાર પાડ્યો છે. પાન ૬૧૦, મૂલ્ય રૂ. ૫.

★

અંત લાવો.' પણ મૂડીપતિ શું કરે? '૩૦-'૩૨ના વર્ષોમાં મૂડીપતિઓ મજૂરોનાં ધોરણો નક્કી કરવા બેઠા હતા. આજે મજૂરો મૂડીપતિઓને કહે છે: 'અમે કહીએ તેમ કરો.' આ બધા પેંતરાનો અંત ક્યાં આવશે?

કામ કરનારાઓને સારી આવક મળવા લાગી ખરી, પણ કામ ઢીલાં પડ્યાં છે અને ધંધામાં મંદી આવી છે. આગલી પેઢીઓએ કામ કરીને ધંધા ઊભા કરવામાં મદદ કરી હતી. આવકનાં સાધનો મેળવ્યાં ને તેઓ કામ કરવામાં સ્વમાન સમજતાં. આજે આપણે કામ નથી કરતા અને ધંધાને બેસાડી દેવા તૈયાર થયા છીએ!

નીતિ અને જ્ઞાન આપનારો શિક્ષકસમાજ ચારિત્ર્ય અને નીતિના મૂળભૂત સિદ્ધાંતોની અવગણના કરી રહ્યો છે. કામનાં વર્ષોનાં પ્રમાણપત્રો ઉપર શિક્ષકોને શાળા અને કૉલેજના સંચાલકો નોકરી આપે છે. વિશેષ શક્તિ, જ્ઞાન કે કૌશલ માટે એમાં અવકાશ નથી. ભાવના અને લાગણીવાળા શિક્ષકને વધારે પગાર મળવાનો સંભવ નથી. પછી તમારાં બાળકોને જે કંઈ જ્ઞાન આવા શિક્ષકો દ્વારા મળશે એવી તમારી પેઢી વિસ્તારશે. આ જાતની આગ તો તમારા ઘરમાં જ પહોંચી ને?

હવે પછી દેશનું રાજતંત્ર પણ એ આવતી પેઢીના હાથમાં આવશે. તેને સત્ય નિષ્ઠા, દેશભક્તિ અને સમાજ માટે સ્વાર્પણ કરવાના બોધપાઠ ક્યાંથી મળશે? આજે કેટલા યે શક્તિશાળી જુવાનો કામ અને ધંધો મેળવવા જ્યાંત્યાં ફાંફાં મારે છે. પણ તેમને બદલે ઘમંડી, સંકુચિત દૃષ્ટિવાળા અને પેટભરા માણસો પ્રજાતંત્ર પર કાબૂ લઈ બેઠેલા જોઈ તેઓ પાછા પડે છે અને પ્રજાવાદમાં નિરાશા અનુભવે છે.

સ્વતંત્રતાનાં મૂલ્ય મોંઘાં થઈ પડ્યાં છે. અનેક વીરો, રાષ્ટ્રભક્તો અને દેશનેતાઓનાં બલિદાનો અપાયાં છે; છતાં આપણને 'સાચા અર્થમાં હજી સ્વતંત્રતા પ્રાપ્ત થઈ નથી. પ્રજાતંત્ર પ્રત્યે વફાદારીથી નહિ વર્તે, લોકશાહીના નિર્વાહ માટે આત્મભોગ અને ઉચ્ચ સિદ્ધાંતોનું પાલન જે પ્રજા નહિ કરે તે પ્રજાનો નાશ થશે. જે લોકો ઉપર પ્રજાતંત્રનો આધાર છે, તે લોકો દ્વારા જ પ્રજાતંત્રમાં મોટો સડો પેસવાનો સંભવ છે. માટે ભાઈ! ચેતો! આગ બુઝાવો!

તમારી ચારેબાજુ જુઓ. કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓ બીજા અનેકને ભોગે પોતાને માટે ખાસ હક્કો, ઇજારા, પરવાના મેળવવા તલપાપડ બની રહી છે. પૈસા પ્રાપ્ત કરવા સમાજના થોડા ધનલોલુપ માણસો દુનિયામાં કેવી રીતે માર્ગ શોધી કાઢે છે તેની સંખ્યાબંધ વાતો આપણને સાંભળવા મળે છે.

ધર્મ અને જાતિના સિદ્ધાંતોનું સ્થાન આજે ક્યાં છે?

સંઘો અને સમિતિઓનાં જૂથો એકલા પડેલા માણસને રહેવા માટે ઘર કે જગ્યા અપાવવાનું મુશ્કેલ બનાવી રહ્યાં છે. ખાસ હક્કો અને પરવાના મેળવનાર દરેક સંઘ કે યુનિયન કે એસોસિએશન બીજા સંઘ અને બીજા લોકોનાં હિતો ગૂંગળાવીને પોતાનાં હિતો પાકાં કરવામાં મશગૂલ છે. થોડું કામ, અને મોટા પગારોની નીતિથી સ્વતંત્ર ધંધા તૂટી પડવાના, અને પ્રજાનું અર્થશાસ્ત્ર રગદોળાઈ જવાનું. આજે બધાં યુનિયનો અને બધી સંસ્થાઓ એ જ કરી રહ્યાં છે.

હેન્રી ફોર્ડનું એક વાક્ય છે: 'કરેલા કાર્યનો બદલો માગવો એને ભાવવધારો કહેવાય જ નહિ.' એ બરાબર છે. આજે ચારે તરફ જુઓ. કોણ કામનો હિસાબ કરીને

ભાવ માગે છે?

ચણતર, વણાટ કે એવાં બીજાં કામોનાં માપ કાઢી તેની કિંમત યુદ્ધ પહેલાંના ભાવો સાથે સરખાવો. બધી રીતે અર્થશાસ્ત્રની દૃષ્ટિથી જોઈએ તો કરેલાં કામ ઉપર અને વધારેલા માલ ઉપર કિંમત આપવામાં આવે છે. પણ ધંધા-ઉદ્યોગના ઇતિહાસમાં પહેલી જ વાર માણસના સમયના પ્રમાણમાં માલની ઊપજ ઓછી ઊતરી છે. અને તે સાથે ધંધાનું અર્થતંત્ર તૂટે છે. જુઓ ભાઈ! ધંધામાં પણ આગ લાગી છે ને?

માત્ર મજૂરી કે ધંધા કે રાજદ્વારીઓમાં કે શિક્ષકોમાં અથવા ખેડૂતોમાં અને કોઈ પણ સમાજમાં જ આમ બને છે એવું નથી. આપણે દરેક જણ વત્તેઓછે અંશે ગુનેગાર છીએ. દરેક માણસ પોતાનાં બાળકોને શિક્ષા અને જવાબદારીનું ભાન કરાવવામાં શિથિલ છે. હા, એકાદ માણસ કદાચ દેશને બચાવી ન શકે, પણ શુદ્ધ પ્રયત્ન કરી તે પોતાના અંતરને અને આત્માને ઉન્નત તો જરૂર રાખી શકે, દેશને રાહ પર લાવવામાં તે પોતાનો ફાળો જરૂર આપી શકે. તમે અને હું બે મળીને શું કરી શકીએ, તે માટે આ રહ્યા થોડા નિયમો.

૧. ઠગાઈ ન કરતા.

સૌને સરખાં સુખ-સગવડ મળે, તેનો વિચાર કરો. કોઈને લાંચ આપીને, બગાડીને કામ ન કરાવો. ભલે થોડું દુઃખ વેઠો, પણ આવું તો કરશો જ નહિ.

૨. ચોકીદાર બનો.

તમારી આસપાસની બદીઓ પર કડક નજર રાખો. પહેલાં તો તમારી જાતની ખામીઓ અને અવળી રીતો બંધ કરો. તમારી વગના મંડળમાં એ બંધ કરો. પછી જ બીજાની નાબૂદી કરવાને તમે યોગ્ય ઠરશો.

૩. પ્રચાર કરો.

ફુરસદની દરેક પળમાં કોઈ ને કોઈ આગળ દેશની નવ જાગૃતિ માટે, દેશના ઉદ્ધાર માટે શિસ્ત અને સ્વાર્પણની જરૂર છે એવો સંદેશ પહોંચાડો. તમારા વર્તુળમાં તમારો પોતાનો જ દાખલો બેસાડો.

૪. કંઈક સેવા સ્વીકારો.

તમારા કુટુંબની સેવા ઉપરાંત કોઈ જાહેર જનસેવાનું કે સમાજસેવાનું કામ શોધી કાઢો કે મેળવો.

૫. તરુણ પ્રજાને કેળવો.

ભેદાભેદ કરાવતી સંસ્થાઓ અને ધંધારોજગારમાં વિક્ષેપ કરતાં બળોનો યુવાનો અને વિદ્યાર્થીઓનાં મંડળોને ખ્યાલ આપી, તેનાથી દૂર રહેવા તરફ જૂથોને સમજાવો.

૬. સ્વાર્થીઓને સમજાવો.

વેપારી અને ધંધાદારી માણસોને કહો કે પૈસાની પ્રાપ્તિ એ જ સર્વ કંઈ નથી. જેઓ નીતિમાન, સમાજસેવકો, વિદ્વાનો અને પ્રચારકો છે તેમને મદદ કરો.

૭. બાળકોને શીખવો.

માબાપ તરીકે બાળકો પ્રતિ ફરજ બજાવો. તેમને શિસ્તપાલન અને જવાબદારીનું જ્ઞાન આપો. એ તેમને માટે અમૂલો વારસો બનશે.

૮. સ્વાર્પણ કરો.

પ્રજાતંત્રનો વિનાશ અટકાવવા, તેને શુદ્ધ કરવા તમે કંઈ ને કંઈ ભોગ આપો જ; કારણ કે ભાઈ! તમારા ઘરમાં જ આગ લાગી છે.

★

પૃથ્વી પરનો એક ચોરસવાર ટુકડો દોઢ હોર્સપાવર જેટલી શક્તિ (ગરમીના રૂપમાં) મેળવે છે. એક હોર્સપાવર કાર્યશક્તિનું મૂલ્ય માત્ર એક રૂપિયો ગણીએ તોપણ પૃથ્વી પર પડતા આખા દિવસના તડકાનું મૂલ્ય, દુનિયાના સૌથી મોટા ધનકુબેર ગણાતા નિઝામ પણ ચૂકવી ન શકે. એ સૂર્યની રકમ છે ૯૬ અબજ રૂપિયા! એક વર્ષનું પૂરું મૂલ્ય ચૂકવવું હોય તો સમસ્ત પૃથ્વીની બધી બેંકોને દેવાળું કાઢવા સમય આવે!

આપણું સદ્‌ભાગ્ય છે કે કુદરત તરફથી આટલી શક્તિ આપણને સાવ મફત મળે છે, એટલું જ નહિ પણ એ મેળવવા માટે સરકારી પરવાનાની કે કર ભરવાની કશી જરૂર પડતી નથી. ભારે રહસ્યની વાત એ છે કે સૂર્યની આ શક્તિ આપવાની વાત આજકાલની નથી. કરોડો વર્ષ થયાં પૃથ્વીને આ પ્રમાણે ગરમી મળતી રહી છે અને હજી યે કરોડો વર્ષ સુધી મળતી રહેશે. પૃથ્વીને સૂર્યમાંથી જન્મ પામેલી માની લઈએ, તો એને મળેલી પ્રથમ સૂર્યશક્તિના સાક્ષીરૂપ, પૃથ્વીના પેટાળમાં જે સ્વયંજ્યોતિ× પદાર્થો છે એમના વિશ્લેષણને આધારે નિશ્ચિત થયેલા મત પ્રમાણે કહી શકાય કે પૃથ્વીની ઉંમર લગભગ બે અબજ વર્ષની છે. પૃથ્વીની પેઠે બીજા ગ્રહોને પણ પૃથ્વીની સાથે જ જન્મેલા ગણીએ તો આપણે એમ કહી શકીએ કે સૂર્યશક્તિનો અતિ અલ્પાંશ પૃથ્વી અને ગ્રહોને મળે છે. બાકીનો એનો શક્તિપ્રવાહ અવકાશમાં જ વહી જાય છે.

આ પરથી રખે માની લેતા કે સૂર્યની શક્તિનો ખજાનો અખૂટ છે. એને મર્યાદા છે અને એ પણ ધીરેધીરે ઓછો થતો જાય છે સૂર્ય પોતાના દ્રવ્યનું શક્તિમાં રૂપાંતર કરીને જ આપણને ગરમી અને પ્રકાશ આપી

× અં. 'રેડિયો એક્ટિવ'

રહ્યો છે. સૂર્ય દર સેકંડે ૪૦ લાખ ટન જેટલું દ્રવ્ય શક્તિમાં ફેરવી નાખે છે. આમ છતાંય આશ્ચર્યની અને સૌભાગ્યની વાત એ છે કે સૂર્યમાં હજી યે ૨×૧૦ ²⁷ (૨ ઉપર ૨૭ મીંડાં) ટન જેટલું દ્રવ્ય બાકી છે, જે હજી કરોડો વર્ષ સુધી એની ગરમી અને પ્રકાશ આપવાની શક્તિ ટકાવી રાખશે.

આજકાલ કોયલા, પેટ્રોલ વગેરેનો અછત વરતાવા માંડી છે. માણસોએ પૃથ્વીના પેટમાંનો કુદરતે સંઘરેલો આ ખજાનો ઘણોખરો સાફ કરી નાખ્યો છે. ખજાનાના મૂળ પાયારૂપ વૃક્ષોનો પણ માણસ જાતે સારી પેઠે ઓછો કાઢી નાખ્યો છે. મતલબ કે હવે એવી એક પરિસ્થિતિ પેદા થઈ છે કે જેમાં માણસ પોતે જ પોતાની કરણીનાં ફળ ભોગવવાના ચકરાવામાં ફસાતો જાય છે. એને હવે બીક લાગવા માંડી છે કે આજની રીતે જ એ ઝાડ, કોયલા, ઘાસતેલ વગેરેનો ઉપયોગ કરતો રહેશે તો થોડાં જ વર્ષોમાં એને 'શંખ ફૂંકવાનો' વારો આવશે. પણ આ બાબતની ચિંતા આપણે કરીએ તે કરતાં વિજ્ઞાનીઓને વધુ કરવી પડે છે. એમણે વિચાર્યું છે કે ઉપરોક્ત પ્રકારનો પ્રસંગ ઊભો થાય તે પહેલાં જ, પૃથ્વી પર પડતા સૂર્યના તડકાની શક્તિ સંગ્રહી લેવાની તરકીબ રચી શકાય તો ઘણું મોટું કામ કરી લીધાની રાહત અનુભવાય.

સૂર્યના તડકાની મદદથી શક્તિ પેદા કરવાના ઘણા અખતરા થયા છે; પણ એ બધા 'સોના કરતાં ઘડામણ મોંઘું' એ ન્યાયે પડતાં મુકાયા છે. આમ છતાંય વિજ્ઞાનીઓ હિંમત હારતા નથી. આજના અણુવિજ્ઞાનના જમાનામાં સૂર્યની ગરમીમાંથી યુરેનિયમ બનાવી લેવાની યુક્તિ વિજ્ઞાનીઓ વિચારી રહ્યા છે. અને એ માટે સસ્તી રીત મળી આવે એવા અખતરાના વિચાર પણ કરી

# શ્રેષ્ઠ દાન

**શ્રી. જયંત તુરખીઆ**

ધર્મના અતલ સાગરનો પાર મહાન તત્ત્વજ્ઞાનીઓ ને ઋષિમુનિઓ સિવાય કોણ પામી શકે ? સામાન્ય માનવી તો એમાં પ્રવેશ કરવાની હિંમત પણ ન કરે. આપણા ધર્મપુરુષોએ માનવોની આ સામાન્યતા જોઈને ધર્મનાં ગૂઢ રહસ્યો કથા દ્વારા માનવજીવનમાં ઉતારવાનો પ્રયોગ કર્યો છે. દરેક ધર્મ ને સંપ્રદાયનું કથાસાહિત્ય એનો પુરાવો છે. ભગવાન બુદ્ધનાં જીવન અને તત્ત્વજ્ઞાનની આસપાસ પણ અનેક કથાઓ વીંટાયેલી છે. આમાંની એક કથા લેખકે અહીં રજૂ કરી છે. મનુષ્ય જ્યાંસુધી બાળક જેવી હૃદયબુદ્ધિ ધરાવતો રહેશે ત્યાંસુધી એને સંસ્કારવા માટે કથાવાર્તાની જરૂર રહેવાની જ.

નગરજનોને સમાચાર મળી ચૂક્યા હતા કે ભગવાન બુદ્ધ વૈશાલિમાં ભિક્ષા અર્થે પધારવાના છે. ગ્રામજનોના આનંદનો પાર ન હતો. હતી તેટલી સર્વ કળા જાણે વેરાઈ ગઈ હતી. વૈશાલિનું રૂપ અપ્સરાની હરીફાઈ કરતું હતું. નગરજનો રાત્રે જાગતા જ રહ્યા હતા અને ગૃહઆંગણાં, અટારીઓ, રસ્તાઓ અને પોતાને અપૂર્વ રીતે શણગારવામાં મશગૂલ હતા. સૌ પોતાનું દુઃખ ભૂલી ગયું હતું. આવતી કાલનો આનંદ હૃદયોર્મિને હેલે ચઢાવતો હતો. ઉષાનો સુમધુર પ્રકાશ આંગણાંને અજવાળી રહ્યો. સુગંધી દ્રવ્યોથી રસ્તા પર છંટકાવ થયો અને મંદમંદ સમીરલહરીઓનો આહ્લાદક સ્પર્શ દિલ અને દિમાગને તરબતર કરી ગયો. નારીવૃંદોનાં મંજુલ ગીતો અને બાળકોના કલબલાટથી વાતાવરણ ગાજી ઊઠ્યું. વૈશાલિ જાણે ભગવાનના સ્વાગત માટે અધીરી બની હતી. આસોપાલવનાં તોરણોથી, અનેક પ્રકારનાં ફૂલોથી અને કળામય રીતે શણગારેલા ઘરનાં ચોકમાં નગરશેઠીઓ ભગવાન બુદ્ધને ભિક્ષા આપવા માટે વિવિધ પ્રકારની અમૂલ્ય વસ્તુઓના ઢગ કરી રહ્યા હતા. ચાકરોને બૂમ પાડતા, ઉતાવળે ઉતાવળે કામ પતાવતા અને રસ્તા ઉપર આવી લાંબી નજર કરતા ઉત્સુક નેત્રોથી જોઈ રહેતા.

કોઈએ બત્રીસ જાતનાં ભોજનો તૈયાર કરી ચાંદીના થાળમાં પીરસી તૈયાર રાખેલાં હતાં, તો કોઈએ અનેક પ્રકારનાં ઋતુરમ્ય મિષ્ટ મધુરાં ફળફૂલોને આકર્ષક રીતે ગોઠવી ભિક્ષાર્થે તૈયાર કરેલાં હતાં. કોઈએ અમૂલ્ય હીરા, માણેક, મોતી, પોખરાજ વગેરે આભૂષણો કઢાવી રાખેલાં હતાં, અને કોઈએ શાલ-દુશાલા, જરિયાન વસ્ત્રો અને મુલાયમ રેશમી અંબર તૈયાર કરેલાં હતાં. એકબીજાથી ચડિયાતી વસ્તુઓનું જાણે બજાર મંડાયું હતું. સર્વ

---

રહ્યા છે. એક વૈજ્ઞાનિકનું કહેવું છે કે માત્ર રૂા. ૪૫૦૦ જેટલો ખર્ચ કરીને એક રતલ જેટલું યુરેનિયમ બનાવી લેવું શક્ય બને તો એની શક્તિથી અનેક વર્ષ સુધી કોલસા યા પેટ્રોલ વગેરે વિના ચલાવી શકાય. પણ આમાંયે જાણવાની સંભાવનાનો જેટલો વિકટ પ્રશ્ન છે તેથી વધુ વિકટ એ બન્યા પછી યે એની શક્તિ બહુજનહિત માટે એ વપરાય એવી સદ્‌વૃત્તિના પ્રકટ થવાનો છે.

આજની સંહારપ્રિય અને ઉદ્ધત બુદ્ધિવાળી દુનિયા આવા કોઈ સુખદ દિવસની કલ્પના કરતી હશે ખરી ?

★

કોઈને પોતાની વસ્તુ સર્વશ્રેષ્ઠ ભાસતી હતી. ભગવાન બુદ્ધ પોતાની જ વસ્તુનો, પોતાના જ દાનનો સ્વીકાર કરી પોતાને ઉપકૃત કરશે એવી દરેકને ખાતરી હતી. અન્યોન્ય રોળ અને મશ્કરી થતાં હતાં અને હાસ્ય-લહરીઓ વેરાઈ જતી હતી, ત્યાં વાતાવરણને મધુર સ્વરથી ભરી દેતો અંતરાત્માને આનંદ પમાડતો એ જ ચિરપરિચિત અવાજ સંભળાયો :

'बुद्धं शरणं गच्छामि, धम्मं शरणं गच्छामि, संघम् शरणं गच्छामि।' 'ભગવાન તથાગતનો જય હો' કોઈએ જયઘોષ ઉચ્ચાર્યો અને પ્રચંડ પ્રતિઘોષે ગગનમાં પડઘા પાડ્યા 'જય હો, ભગવાન બુદ્ધનો જય હો...'

તથાગતે સુમધુર હેતાળ સ્મિત કર્યું. અમી રસતી આંખો જનમેદની પ્રત્યે ભાવપૂર્વક રખી રહી. તેજના ફુવારા છૂટ્યા. અમી-ર્મિમાં ભક્તિપૂર્વક પુરજનો નાહી રહ્યા. કેવા હતા બુદ્ધ? અરે, આટલા કૃશ કાં થઈ ગયા? પણ રે, મુખકાંતિનું તેજવલય તો જુઓ. અરે, એ દૃઢ ગતિએ ચાલતા પગની સામે તો નજર કરો. ના રે ના......એ તો ભવ્ય જ હતા. સૌજન્ય, સ્નેહ, સૌમ્યતા અને પરમપ્રેમની માંગલ્ય મૂર્તિ હતા.

સર્વને વશ કરતી એ નિર્મોહી મૂર્તિ આગળ ને આગળ આવતી રહી. આંખે તેજ-પુંજની ધારા વરસતી રહી. સાથે આનંદ, ગૌતમબુદ્ધનો પરમભક્ત, ચરમ સેવક તથા અનન્ય પ્રતિહાર સમો આનંદ અને બીજા અનેક શિષ્યો હતા. પ્રભુને ભિક્ષા અર્પવા સૌ કર લંબાવી રહ્યા. આતુરતાપૂર્વક કરુણામય નેત્રે વીનવી રહ્યા, પ્રેમ અને ભક્તિપૂર્વક નમન કરી રહ્યા...પરંતુ અમૃતરસની એક વિનમ્ર લહરી સમી અમીદૃષ્ટિ કરતા સ્મિતમુખે બુદ્ધ તો આગળ વધ્યા.

'વૈશાલીમાં આજે કોઈનું ય સૌભાગ્ય નથી શું?'

'અરે, આ તો રાજમહાલયથી ય આગળ ચાલ્યા ગયા છે.'

'ભગવાનની શી ઇચ્છા હશે?'

એવા એવા અનેકાનેક પ્રશ્નો પરસ્પર પુછાતા હતા અને જવાબ માટે બુદ્ધ અને શિષ્યમંડળ પાછળ દૃષ્ટિ દોડાવતા હતા.

'અરે અરે, આ તો ક્ષુદ્રજનોનો વાસ આવી લાગ્યો!' કોઈ આશ્ચર્ય સહ બૂમ પાડી ઊઠ્યું.

'અટકો, ઓ પ્રિયદર્શી, ઊભા રહો. આમ આ તરફ ક્યાં ચાલ્યા? ત્યાં કોઈ ભદ્રજનની વસ્તી નથી, પ્રભો!' કોઈ ગૌતમ બુદ્ધને વીનવી રહ્યું.

'આપ શું સ્વીકારશો ભગવન્. કૃપા કરો, કહો નાથ; અમને તરછોડી આપ આ ક્ષુદ્ર પરિચારકોનાં ઝૂંપડામાંથી શું પામશો?' પરંતુ તથાગત અટક્યા નહિ. મુખ ઉપરનું સ્મિત જરાય વિલાતું નથી. અમીવર્ષા વરસતી જ રહી.

થોડું આગળ ચાલ્યા એટલે એક ઝૂંપડી-માંથી કોઈ જીર્ણ, મેલાંઘેલાં વસ્ત્રો પહેરેલો એક માનવ પ્રભુના ચરણો આગળ નમી રહ્યો. એનું સુકાયેલું મુખ, બિહામણી ભાસતી આંખો, જથરપથર વાળનાં ઝીંથરાં અને શરીર ઉપરથી આવતી મેલની બદબૂ જન-મેદનીને ઘૃણા ઉપજાવી રહ્યાં. મહિનાઓથી સ્નાન સુદ્ધાં નહિ કર્યું હોય! એના હાથમાં અર્ધું દાડમ હતું, કદાચ ખાતાં વધ્યું હશે. પ્રભુને વંદન કરતો દયામય નેત્રે એ વીનવી રહ્યો હતો. 'ભગવન, જરા ઊભા રહો. મુજ ગરીબ પાસે આટલા સિવાય હવે આપવા જેવું બીજું કશું નથી. ક્યારેક રોજી મળે છે તો ક્યારેક નથી મળતી. છેલ્લા બે

દિવસથી ભૂખ્યો હતો, પણ આપના પુણ્ય-પ્રતાપે આજે થોડું મળેલું તેમાંથી ક્ષુધા સંતોષવા આ દાડમ લીધું. ત્યાં સાંભળ્યું, આપ ભિક્ષા લેવા પધારેલા છો; પરંતુ અમ અભાગિયાના નસીબમાં આપનાં દર્શન પણ દુર્લભ છે તો ભિક્ષાનો યોગ તો ક્યાંથી આવે? પ્રભુ, આપે હજી કંઈ સ્વીકાર્યું લાગતું નથી, તો કૃપા કરી આટલું-અધું વધેલું-આ દાડમ લો અને મુજ અભાગીને ઉપકૃત કરો નાથ!' એની દયા માગતી આંખ-માંથી અશ્રુ ટપકી પડ્યાં. બુદ્ધદેવના ચરણોને એ ચૂમી રહ્યો અને ભિક્ષા સ્વીકારવાની યાચના કરી રહ્યો. ગૌતમબુદ્ધ હસ્ત લંબાવી રહ્યા. એમની દૃષ્ટિ એ ક્ષુદ્રજનને શાતા પમાડી રહી. એમનું મુખમંડળ વધુ ઉજ્જવળ ભાસ્યું અને શિષ્યમંડળે ધર્મઘોષ કર્યો: 'बुद्धं शरण गच्छामि.'

પુરજનોનું આશ્ચર્ય શમતું નથી. 'અહો, ભગવાને આટઆટલાં મિષ્ટ-મધુરાં સુગંધી દ્રવ્યો, ફળફૂલો, જરિયાન વસ્ત્રો, આભૂષણો, મૌક્તિકમાળા કે હીરા-માણેકનો સ્વીકાર ન કરતાં આવું ઉચ્છિષ્ટ, અગ્રાહ્ય શું ભિક્ષામાં લીધું!'

'અરે, બોલો મા ભાઈ, એ મહાજ્ઞાની પુરુષના રહસ્યનો પાર આપણને-પામરને ન આવે.' બીજાએ સમાધાન કર્યું. 'જરૂર, એમ જ કંઈક હશે. ચાલો આનંદને પૂછીએ.' એમ વાતો વધતી ગઈ.

વૈશાલિની-સીમા ગ્રામના પાદરથી વન-રાજી તરફ જતા રસ્તા ઉપર ભગવાન તથાગત આગળ વધી રહ્યા હતા. ત્યાં રમણીય બાગ-બગીચા હતા, ક્રીડાંગણો હતાં, આનંદપ્રમોદ-નાં સ્થળો હતાં, એમના વિહારનો એ રસ્તો હતો. એકાએક કોમળ, મૃદુ ને લાગણીભર્યો સ્વર આવ્યો. રૂપેરી ઘંટડી સમો અવાજ સૌના કાનને સ્પર્શી ગયો: 'ભગવન્, આટલું સ્વીકારશો?' બુદ્ધે સહેજ ઊંચું જોયું. આનંદ તાકી રહ્યો. 'અરે, કોઈ નજરે કાં નથી દેખાતું? દૃષ્ટિભ્રમ તો નથી? ઝાડને તો વાચા નથી આવી કે?'... સૌ અટકી ઊભા રહ્યા. ઝાડને ઓથેથી કો યુવાન નારીનો લંબાવેલો હાથ એક વસ્ત્ર અર્પી રહ્યો હતો.

'અરે, કોણ છે? એય, એમ સંતાઈને ક્યાંય ભિક્ષા અપાતી હશે? સામે આવીને આપ-સામે આવીને......' કોઈએ બૂમ મારી. જવાબમાં નાનું શું ડૂસકું સંભળાયું. 'ક્ષમા કરો નાથ! હું સ્ત્રી છું મારી મરજાદ લોપાય. આપને મારું ઉપવસ્ત્ર ભિક્ષામાં આપવાનું અહોભાગ્ય હોય તો ભગવન્, મારી લાજ આપે જ ઢાંકી ગણાશે.' અને સુમધુર હાસ્ય વેરતા જ્ઞાતપુત્રે એ જીર્ણશીર્ણ મેલા ગંધાતા વસ્ત્રનો સ્વીકાર કરી આગળ ડગલાં માંડ્યાં. લોકોને એ ચીથરું મહામૂલું પીતાંબર જરિયાન વસ્ત્રોથી અધિક ઉજ્જવળ ભાસ્યું.

'પ્રભો!' બે હાથ જોડી આનંદ ઊભો રહ્યો 'આ ભિક્ષાસ્વીકારનું રહસ્ય નથી સમજાતું.'

'હે તથાગત! ઉત્તમોત્તમ દાન અને સુંદર પાત્ર છતાં આપે કશું એમાંનું ન સ્વીકારતાં આજે રહસ્યમય વર્તન બતાવ્યું તે પણ સમજાવતા જાઓ દેવ!' જનગણ પોકારી રહ્યો, દેવદારુના ઘટાદાર વૃક્ષ નીચે ગૌતમ બેઠા. સૌ આસપાસ ગોઠવાઈ ગયા. એકકાન થઈ રહ્યા. અનિમેષ નયને એમની મત્યે ભક્તિભાવપૂર્વક નીરખી રહ્યા. એમની મંજુલ વાણી ઝીલવા સૌ અધીરા બની બેઠા.

'પુરજનો! દાનનું અને ભિક્ષાનું રહસ્ય ખરે જ સમજવા જેવું છે.' ધીર, ગંભીર મિષ્ટ વાણી એમને કાને અથડાઈ. જાણે રૂપેરી ઘંટડીનો મધુર રવ-રણકાર ગાજ્યો. મધુર

બંસરીના વીણાસ્વરશા શબ્દો કાનને આનંદ આપી રહ્યા. 'દાન સ્વીકારનારે ભિક્ષા લેતાં પહેલાં એ ઉપર વિવેક બુદ્ધિ વાપરી અંતરમાં એની પાત્રતા માટે ચકાસણી કરવી જોઈએ. જેની પાસે પોતાના પરિશ્રમ વગરનું, સ્વ-કમાઈનું નહોતાં અન્યને ભોગે પ્રાપ્ત કરેલું થોડું હોય કે વધારે જે એકઠું થયું છે તે નૈતિક ધોરણે દાનને પાત્ર નથી. દાન દેનાર દોષિત ભલે ન માને, પરંતુ સ્વીકાર કરનારે એનું પૃથક્કરણ કરવું જ જોઈએ. કસોટી-એ ચડાવ્યા વગર, પૂરી ચકાસણી વગર, સારાસારનો નિચોડ કર્યા વગર જે ભિક્ષુક એ ગ્રહણ કરે છે તે મહાપાપનો ભાગીદાર થાય છે, આનંદ!' ભગવાન બુદ્ધ જરા થોભ્યા. સૌનાં મુખ ઉપર શરમ અને લજ્જા પથરાતાં હતાં. શાંત અવાજ એમના હૃદયને સ્પર્શી રહ્યો હતો, અંતરતમને હલાવી રહ્યો હતો. 'અને વળી અઢળક સંગ્રહમાંથી અનેકગણું સંઘરી રાખી, પોતાના સ્વાર્થ માટે, પોતાનાં આનંદ, પ્રમોદ, વૈભવવિલાસ માટે સંચય કરી સાચવી રાખી એમાંથી અંશતઃ માત્ર નામનું જ દાન કરવું તે પણ યોગ્ય નથી જ. એ કદાચ દાન કહેવાશે પણ એમાં શ્રેષ્ઠતા તો નથી જ નથી. તમે જરા લક્ષ્ય આપીને સાંભળજો અને સમજી લેશો, વિચારશો, મનન કરશો અને આચારમાં મૂકશો. લાખો કરોડોની મિલકતમાંથી થોડું અર્પણ કરવું એ સર્વસ્વત્યાગ તો નથી જ. તમને તમારા અનેકગણા માલમિલકતની જેટલી કિંમત લાગતી હશે એટલી જ કિંમત જેની પાસે અતિ અલ્પ હશે તેને પણ હશે. લાખોના દ્રવ્યની તમારી કિંમત એની પાસેના એના એકના એક સોનૈયા બરાબર જ છે; કારણકે બન્નેનાં ભાવ-પરિણામ સરખાં છે, એટલું પણ, એણે સ્વબળે પ્રાપ્ત કરેલું હશે. નીતિથી રળેલું હશે, એ એની પસીનાની કમાઈ હશે. આ ભિક્ષા જે સ્વીકારી છે તેનું એ જ માહાત્મ્ય છે. જુઓ, આ દાડમ અર્પનાર એ અજ્ઞાન માનવી પાસે. પોતાની ભૂખ શમાવવા આથી વધુ કંઈ ન હતું. એણે ધાર્યું હોત તો પોતાને માટે વાપરી શકત. આ વસ્ત્ર અર્પનાર નારી પાસે લજ્જા ઢાંકવા આ સિવાય બીજું કંઈ ન હતું. એમને કંઈ પડી હતી દાનભિક્ષાની? કયો ભંડાર એથી ભરાઈ જવાનો હતો? કંઈ નગદપ્રાપ્તિ એમાં લભ્ય હતી? પણ ના......એ અર્પણ પાછળ કોઈ ભાવ, કોઈ ઇચ્છા, કોઈ તૃષ્ણા, કોઈ વાંચ્છના ન હતી. હતી કેવળ ભાવના સર્વસ્વના સમર્પણની. પોતે સંકોચ વેઠી આત્મત્યાગ દર્શાવવાની. એટલે જ એ ઉત્કૃષ્ટ કોટિનાં દાન હતાં.

જ્યાં સમર્પણની ભાવના છે, જ્યાં આત્મવિલોપન છે, જ્યાં સર્વસ્વનો ત્યાગ છે ત્યાં અધિકારની શ્રેષ્ઠતા છે. વસ્તુનું તો કંઈ જ મૂલ્ય નથી, છે માત્ર ઔદાર્યભાવનું; માટે જ એ સ્વીકાર્ય હતાં, માટે જ એ શ્રેષ્ઠ દાન હતાં આનંદ!'

ભગવાન તથાગતે અમીદૃષ્ટિ કરી મૌન લીધું. આનંદ ભક્તિભર્યા ભાવે બુદ્ધદેવના ચરણોની રજ મસ્તકે ચડાવી રહ્યો. પુરજનોએ મહાનાદ ગજાવ્યો. પ્રચંડ જયઘોષ કર્યો અને વાતાવરણમાં

'बुद्धम् शरणम् गच्छामि,' 'धम्मम् शरणम् गच्छामि,' 'संघम् शरणम् गच्छामि'—

ના સુમધુર પડઘા વિરમતા લય પામ્યા.

*

# જીવ તું શિવને સંભારજે !

શ્રી. મધુભાઈ પટેલ

મૃત્યુને આપણા કવિઓએ બે સ્વરૂપે નિહાળ્યું છે સૌમ્ય અને રૌદ્ર. સૌમ્ય સ્વરૂપથી ક્રાંતદ્રષ્ટા કવિના હૃદયમાં આનંદનો ભાવ જાગે છે, તો એના કરાળ સ્વરૂપથી બીભત્સતાનો ભાવ પ્રગટે ને ગ્લાનિ જન્મે છે. આમાંથી પારલૌકિક જીવનનો પડઘો પડે છે. પરલોકનાં પાથેય માટે આ જીવનમાં સત્ય, શિવ, સુંદરમ્‌ની સાધના લોકકવિને, આથી જ જરૂરી જણાઈ છે. તળપદી બોલીમાં પણ ભાવની ઉત્કટતા આણે છે અને ઉપદેશાત્મક બનતાં છતાં એ સચોટતા સાધી શકે છે. અહીં રજૂ થયેલા મૃત્યુગીતો આ વાતની પ્રતીતિ કરાવે છે.

સંસારની રંગભૂમિ પર કૌમાર્ય, યૌવન અને વૃદ્ધાવસ્થાનું ત્રિઅંકી નાટક સાંગોપાંગ ભજવીને સમાપ્તિનો પડદો પાડી દેવો એટલે મૃત્યુને વરવું. માયાની જાળમાં ફસાયેલા માનવોએ જીવનના આ સર્વસાધારણ પ્રસંગને આંસુડાં સારવાનો અંતિમ કરુણ કાળ આલેખ્યો છે, જે વસ્તુત: ન હોવું ઘટે. ખીલ્યાને કરમાવાનું અને ઊગ્યાને આથમવાનું, તેમ માણસ પણ તેની સર્વ પ્રવૃત્તિઓને સંકેલી લઈ પંચતત્ત્વને વિષે (આવ્યો ત્યાં પાછો) ચાલ્યો જાય તેમાં શોક શાનો? પરંતુ આમ કહેનાર પણ વખત આવ્યે કોણ જાણે શાથી તેનાં વહેતાં અશ્રુઓ પાછાં ઠેલી શકતો નથી, અને ખાસ કરીને જીવનની અધૂરી લીલાને ત્યાગી જતાની પાછળ 'હાય, હાય!'ના દીર્ઘ નિ:શ્વાસ નાખતાં ને ઊની અશ્રુધારા રેલાવતાં સ્નેહીઓને દેખીને તો ગમે એવા પાષાણહૃદયો પણ પીગળી ઊઠે છે.

હર પ્રસંગે ગીતગંગામાં ઝબોળા લેતા ગ્રામજીવનમાં મૃત્યુકાળનું પણ સંગીત હોય છે. જીવનમાં જીવ્યાનાં અને જશ કમાયાનાં અવનવાં ગીતો ગવાયાં, તો જમપુરીએ જતી વેળાનાં, જીવનયાત્રાના છેલ્લા તીર્થધામનાં ગીતડાં કાં ન હોય? જેણે પારણિયે પોઢતાં માડીનાં મીઠાં ગીત સાંભળ્યાં હતાં, વરઘોડે ચડતાં સ્નેહીઓ પાસે લગ્નગીત ગવડાવ્યાં હતાં, પત્નીના પ્રેમવિયોગના રાસ ઝીલ્યા હતા અને શ્રમજીવીઓનાં શ્રમગીતો સૂણ્યાં હતાં, એવી સંગીતઘેલી ગ્રામવ્યક્તિ આટઆટલાં સંગીતમય જીવનને અંતે રુદનનો કરુણનાદ કેમ સાંભળી શકે? એને તો ઊંઘી વેળા પણ ગીત સાંભળીને જ જવું ગમે છે.

એક ઘરના પ્રશાંત ખૂણે ઝાંખા બળતા દીવડાના પ્રકાશમાં રણછોડની મહેરથી એક માડી ખોળલે રમતો બેટડો પામી હતી. તે બેટડો આજે વર્ષો પછી તેના વંશને વિસ્તારીને, જીવનની સર્વ સિદ્ધિઓ માણીને વૃદ્ધાવસ્થા વગાવી, ગ્રામજીવનગીત ગાતો ને ગવડાવતો, દેહ ને આત્માના અનિત્ય સંબંધની છેલ્લી ઘડીએ આવી પહોંચ્યો છે. તેનાં પુત્રો, પૌત્રો, દીકરો, દૌહિત્રો અને પુત્રવધૂઓનો મોટો સમુદાય તેની ફરતે ટોળે વળ્યો છે. ગાયના છાણથી લીંપેલી ધરતી પર પોઢેલો તે ઝાંખા દીપતેજમાં સ્નેહીઓ પર છેલ્લો દૃષ્ટિપાત નાખી રહ્યો છે, ને પુત્રોના 'હરે રામ, હરે રામ'ના ઉચ્ચારનો જવાબ વાળી રહ્યો છે. ત્યાં એના આત્માને ઉપાડી જવા આવેલા યમદૂતો એને નજર સમક્ષ તરવરતા દેખાય છે. 'રે રે સૌને મૂકીને જવું જ પડશે શું?' એના હોઠ હાલુંહાલું કરી રહ્યા છે, પણ કશો ઉચ્ચાર નીકળતો નથી.

એની આંખોના બેઉ ખૂણેથી માયાના

છેલ્લાં એ અશ્રુબિંદુઓ ટપકી પડે છે અને સૌને કકળાણ કરાવતું તેનું પ્રાણપંખેરું દેહપિંજરને પડતું મેલી અજરધામમાં ઊડી જાય છે.

વહેલી પરોઢે એ વૃદ્ધની સ્મશાનયાત્રા નીકળે છે. લીલા વાંસની પાલખી–ઠાઠડીએ પરમપુરુષ પોઢ્યા છે. ઉપર પુષ્પોનાં ઓઢણાં ઓઢાડ્યાં છે. ચાર ખૂણે ચાર શ્રીફળો લટકી રહ્યાં છે. બેટડાએ બાપુની પાલખી ખભે લીધી છે. તેમની પૂંઠે ભજનિકો હરિભજન કરતા ને આત્માનાં મુક્તિગીત ગાતા ચાલી રહ્યા છે. દાદાની પાલખીની સામે ફરી વળી દીકરીઓ પાલખીધરોને વારંવાર રોકી રહી છે; અને પાલવને આમતેમ હલાવી પિતાને પ્રવાસપંથે વાળી રહી છે. મૂઠી ભરી-ભરી એક દીકરો પિતાના માર્ગમાં પૈસા વેરી રહ્યો છે. પિતાનાં એ છેલ્લાં દાન ! સૌથી છેડે નારીસમુદાય મરણનાં ગીતો ગાતો ધીરેધીરે ચાલી રહ્યો છે.

હરિ હરિ કરતાં આણાં રે આઈવાં !
તેડાં આઈવાં શ્રીરામનાં રે,
હવે આ શેની વાર ?
સાંગાં રે માંચી[૧] હીરે ભરી,
બેસણાં કરતેલા જાવ રે. હવે૦
બેસણાં કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર રે. હવે૦
સરગની[૨] શેરીએ નદી દાણીરી,[૩]
નદીએ કેમ ઉતરાશે રે ! હવે૦
કરનો[૪] છોકરો બ્રાહ્મણ ગાય આપે,[૫]
પૂંછડે વળગેલા જાશું રે[૬] હવે૦
સરગ-શેરીએ કાંટા ઘણેરા.
કાંટામાં કેમ ચલાશે રે ? હવે૦
કરની છોકરી હોય તો શેરી રે વાળો,
તે પુન્યે ચાલ્યા જાશું રે. હવે૦

શ્રીરામના સ્વધામે બોલાવ્યાંના તેડાં આવ્યાં. હવે વિલંબ કર્યે ના છાજે ! અરે ! પણ સ્વર્ગની શેરીએ વૈતરણી સરખી નદીઓ કેમ કરી પાર ઉતરાશે ? ત્યારે કહે છે કે પુત્રો જેનું ગૌદાન કરશે તે ગાયોને પૂંછડે વળગી સ્વર્ગગંગા તરી જશું અને દીકરીઓના શેરી વાળ્યાના પુણ્યથી વૈકુંઠના કાંટા વગરના મારગડે ચાલ્યા જશું.

પાલખીએ ચઢી જતાં મૃતદેહને આંહૈ હજુ થોડું જીવ્યાની મમતા રહી હોય તેવી કલ્પના સાથે લોકો કહે છે:

જોગીડો[૭] તો અઈવો છે પરોણેલો !
હું તો મારી ઝૂંપડીની રહેનારી રે !
જોગીડા તું મને કયા ખૂણે લઈ જાય ?[૮]
હું તો તારા જમરા જોઈ જોઈ ડરું રે !
જોગીડા તું મને કયા ખૂણે લઈ જાય !
હું તો તારી સૂરત જોઈ જોઈ ડરું રે !
જોગીડા તું મને કયા ખૂણે લઈ જાય રે.

યમરાજ ને તેના દૂતો એને ક્યાંક ઉપાડી લઈ જાય છે, પણ સમજાતું નથી ક્યાં ?

ધર્મનું તત્ત્વજ્ઞાન કહે છે કે કરેલાં કૃત્યોનું ફળ માનવીને મૃત્યુ પછી ભોગવવું પડે; યમદંડ સહેવા પડે છે.

આવી રૂડી લીમડી[૯] આવીલ ફળિયામાં.
મરઘ[૧૦] બોલ્યો રે કરોધમાં[૧૧]

૧ સાંગો-માંચી–અહેલીને બેસાય તેવી પાટી ભરેલી ખુરશી ઘાટની માંચી.

૨ સ્વર્ગની.

૩ યમપુરીમાં જતાં આવતી કલ્પિત પૌરાણિક નદી વૈતરણિ

૪ નિજનો.

૫ બ્રાહ્મણને ગોદાન કરવું તે.

૬ એટલે જ મૃતાત્માની ઉત્તર ક્રિયામાં પુચ્છ–પાણી (વાછરડીની પૂંછડી વતી અંજલિ પાણી લેવા-દેવું)નો વિધિ કરવામાં આવે છે.

૭ યમરાજ.

૮ ભવ્ય કલ્પના, મૃત્યુ પછીના પરદાની પાછળ શું હશે એનો માનવીને ક્યાંથી ખ્યાલ હોય ?

૯ લીમડાના વૃક્ષનો ઉલ્લેખ લોકગીતોમાં કેવળ મૃત્યુપ્રસંગે મળે છે.

૧૦ મરઘાનું બોલવું અપશુકન ગણાય, એનો ઉલ્લેખ પણ મૃત્યુગીતમાં જ થયો છે.

૧૧ ક્રોધમાં.

મરઘે બોલી કોને જગાડ્યાં?
મરઘે જઈ એના વીરાને સંભળાઈવાં,
વીરાના આનમાન હોય રે;
પરદેશી પંખીડો એને મારશે !૧૨

યમપુરીએ સિધાવતા એ અમર આત્માની રૂમઝૂમતી રથસવારી આગળ વધી રહી છે. પખવાજ, કીર્તનિયાં ને હરિભજનના નાદને લીધે ગામના ઘરેઘરમાંથી જીવના મૃતાત્માને શાંતિ ઇચ્છતા ગ્રામગીતના પડઘા સંભળાઈ રહ્યા. બાળકોનાં બાલ-કૂદણાંથી આખો દિવસ ગાજી રહેતી શેરીઓ પણ મૃત્યુગીત ઝીલી રહી છે. ગામની આ શેરીએ જોગીડાની સારંગી સાંભળી છે. ગોરીઓના ગરબા ને વિરહરાસ ઝીલ્યા છે. ઘેરૈયા રાસ ખેલતાં પુરુષોનાં પડછંદ પગલાં અહીં પડ્યાં છે. વરરાજની જાનનાં ગીતથી વારેવારે એ શેરી પ્રસન્ન થઈ છે. સર્જનકાળથી ગ્રામજીવનનાં ગીતડાં ગાઈ રહેતી એ ગામશેરીઓમાં આજે આતમગીતોના બ્રહ્મનાદ ગર્જી રહ્યા છે પૃથ્વીને પાટલે આવી ઊતર્યાના પ્રથમ દિનથી ગીતો ગવડાવતો પેલો ગરવો ગ્રામદેહ મૂક બનીને પાલખીએ પોઢ્યોપોઢ્યો પણ જાણે શું હજી રહ્યાંસહ્યાં ગ્રામગીત સાંભળી રહ્યો છે?

કંઠની ચાવી આપો મારા ગુરુજી,
ઊઘડે હૈયાનાં તાળાં રે,
પ્રાણ મારા! ભજવા છે રાત ને દિવસ!
સાંગામાંચી, હીરે ભરી મારા ગુરુજી,
બેસણ બેસતાં જાવ રે પ્રાણ૦
બેસણ કરતાં વાર લાગે ગુરુજી,
જાઉં છું જમરાજની સાથ રે. પ્રાણ૦
તાંબાકુંડી જળે ભરી રે ગુરુજી,૧૩
નાવણ કરતેલા જાવ રે! પ્રાણ૦
નાવણ કરશું વાડી રે ગુરુજી,
જાઉં છું જમરાજની સાથ રે! પ્રાણ૦
પીળાં પીતાંબર ધોતિયાં ગુરુજી,
અબોટ કરતેલા જાવ રે! પ્રાણ૦
અબોટ કરશું ધાંવડી રે ગુરુજી,
જાઉં છું જમરાજની સાથ રે૧૪! પ્રાણ૦

હૈયાનાં તાળાં ઉઘાડી દઈને રાતદિવસ હરિ ભજવાની આખરી ઝંખના સેવતો દૂર દૂર ચાલ્યો આવે છે. પુણ્યહીન દેહ પાછું વળીને જુએ છે કે સંઘાતે કોણ કોણ આવી રહ્યું છે:

ઊંડા તે વનમાં તલાવડી રે બેની,
કમળ કેરાં ફૂલ ફૂટે રે બેની,
ધૂપ પડે ને કરમાય જો રે બેની,
આપું જઈને પાછું બાળિયાં રે બેની,
શું એક આવે રે સંઘાત ? જો રે૦
તાંબાની તાંસડીમાં આગ, જો રે બેની.
તેઓ પણ આવે રે સંઘાત? જો રે૦
લીલા તે વાંસની પાલખી રે બેની,
તેઓ પણ આવે રે સંઘાત ? જો રે૦
ગાડું ભરી રે કોઠી લાકડાં રે બેની,
તેઓ પણ આવે રે સંઘાત ! જો રે૦
દાભ દરોઈનો સાથરો રે બેની.
તેઓ પણ આવે રે સંઘાત ! જો રે૦

માનવીને આ દુનિયા છોડતાં સર્વ નિરાશ થઈ પડે છે, કોઈ વસ્તુ સાથે આવતી નથી, આવે છે કેવળ એના દેહને બાળી મૂકનાર ગાડું ભરેલાં લાકડાં અને આગ. મૃત્યુ પછી એને તો આટલી ચીજો જ ખપની છે.

આત્માના એ સૌ સંઘાતી સાથે દાનધર્મ પણ:

ભાઈ કળજુગની ગાડી વાળે ઢોલીઓ,
આવો હોણુસભાઈ બેસો બેસણાં.
કરીએ કળજુગની વાત હો રામ,
કાયા વાડી રે રામે દાડમી.

૧૨ યમરાજની કલ્પના.

૧૩ હિંદુ ધર્મ પ્રમાણે દેહમાંથી જીવ નીકળી જતા પહેલાં મલિન દેહને નવડાવીને સ્વચ્છ કપડાં પહેરાવવામાં આવે છે. અગ્નિદાહ માટે એ દેહ ત્યારે જ યોગ્ય થયો કહેવાય છે.

૧૪ ઈશ્વરને ત્યાંનું આણું લઈ યમદૂત આવી પહોંચ્યા છે. હવે એક ઘડી પણ વિલંબ ન પાલવે એને તો યમરાજની સંઘાતે જ જવું છે.

ભાઈ દાતણનાં કડવો લીમડો,
ભાઈ સરગે મીંઢોળ બાંધ્યાં હો રામ.
કાયા વાડી રે રાસે દાડમી.
ભાઈ શું ખાધાં ને શું વાવર્યાં[15] ?
ભાઈ ગૌરીનાં દીધાં ગૌદાન હો રામ.
કાયા વાડી રે રાસે દાડમી.

ગામને પાદરે વાડી પાસે ઘડીએક વિસામો લઈ સ્મશાનયાત્રાળુઓ આગળ ચાલવા માંડે છે અને સ્ત્રીઓ ગીત ગાતી આંથી પાછી ફરે છે.

*

નદીકાંઠેના રૂખડાં[16] પાણી વિના સુકાય,
જીવ તું શિવને સંભારજે !
મારું મારું રે બહુ કીધું,
અંતે નહિ આઈનાં કામ ! જીવ૦
સાંગામાંચી હીરે ભરી,
બેસણ કરતેલા જાવ ! જીવ૦
બેસણ કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર. જીવ૦
અવળ[17] દાતણ મોડીઆ,
દાતણ કરતેલો જાવ. જીવ૦
દાતણ કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર. જીવ૦
તાંબાકુંડી જળે ભરી,
નાવણ કરતેલા જાવ. જીવ૦
નાવણ કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર. જીવ૦
પીળાં પીતાંબર ધોતિયાં,
અબોટ[18] કરતેલા જાવ ! જીવ૦
અબોટ કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર ! જીવ૦
સાકે સુંવાળી લાપસી,
ભોજન જમતેલા જાવ. જીવ૦
લવંગ, સોપારી, એલચી,
મુખવાસ કરતેલાં જાવ. જીવ૦
મુખવાસ કરશું રે વાવડી,
વાસો હરિને દરબાર. જીવ૦
સોના રૂપાનાં સોગઠાં,
રમત રમતેલા જાવ. જીવ૦
રમત રમશું રે વાવડી,
વાસો હરિને દરબાર ! જીવ૦
સાગ સીસમનો ઢોલીઓ,
પોઢણ પડતેલા જાવ. જીવ૦
પોઢણ પડશું રે વાવડી,
વાસો હરિને દરબાર. જીવ૦

લોકો જ્યારે જીવને શિવસ્મરણ કરાવી રહ્યા હતા ત્યારે ભજનિકો તે વેળા 'જીવનું જતન કરો !'નું ગાન ગાઈ રહ્યા હતા.

જીવનું જતન કરો રે હરિનું ભજન કરો,
તારા રે જીવડાને જોખમ લાગશે.
રે મન લોભી જીવડાજી.
જાઉં તારે દ્વારિકાની વાટ, (૨)
દ્વારિકા જાતાં રે ડાબા[19] લૂંટશે,
રે મન લોભી જીવડાજી.
ભાથાં લેજો રે સંઘાત, (૨)
સરગે નથી રે હાટ વાણિયા,
રે મન લોભી જીવડાજી !
પાણીડાં લેજો રે સંઘાત (૨)
સરગે નથી રે કૂવા વાવડી,
રે મન લોભી જીવડાજી.
લોભિયા લેજો સંઘાત, (૨)
લોભિયા હશે તો લોભ બતાવશે;
રે મન લોભી જીવડાજી,
દાંડા નહિ ઝીલે ભાર (૨)
ભીંત હશે તો ભાર ઝીલશે,
રે મન લોભી જીવડાજી.
સરવે નહિ આવે કામ (૨)
ખાવો પીવો ને વિગતે વાપરો,
રે મન લોભી જીવડાજી !
બોલ્યા ધ્રુવ ને અહ્લાદજી રે,
એતો રે હરિજન એક વીરલો.
રે મન લોભી જીવડાજી[20]

---

15 વાવરવું- વર્તવું, ખરચવું.
16 વૃક્ષ, 17 ઊલટાં, 18 શુદ્ધ વસ્ત્ર પહેરવું.

19 કચ્છમાં વસતી એક લૂંટારાની જાત-કોમનો માણસ.
20 સ્વર્ગે જતાં સાથે શું શું લઈ જવું જોઈએ તેનું વર્ણન કરતું, સ્મશાને લઈ જતાં સૂતાભા માટે ગાવાનું ભજન.

મૃત્યુથી શોક શાનો ? હે જીવ તું રમતો જા, પણ જીવને તો હરિના દરબારમાં રમત રમવી છે એ દુનિયાની રમતમાં સમય ન બગાડે.

*

ઘેરા ને ગદ્‌ગદ કંઠે ગીત ગાઈ રહેલી ગ્રામ-સ્ત્રીઓના એકાદા મૃત્યુગીતના સ્વર ગામમાંથી નદી તરફ વહેતા આવી રહ્યા છે

રામની વાડીમાં રામ આવીને ઊતર્યા રે,
રામને શાનાં બેસણ દેશું, હો રામ,
કાયા વાડી રે રામે દાડમી
રામની વાડીમાં જમરાનાં ઝાડ રે,
રામે બેડયાં છે દાડમ દરાખ, હે રામ
કાયા વાડી રે રામે દાડમી
ભાઈ આઘાં જઈને પાછા ભાળિયા રે,
સાથે શું રે આવે સંઘાત હો રામ !
કાયા વાડી રે રામે દાડમી
ભાઈ કેરી એ હાંડલીમાં આગ રે,
તેઓ પણ આવે રે સંઘાત, હે રામ.
કાયા વાડી રે રામે દાડમી
ભાઈની લીલા તે વાંસની પાલખી
તેઓ પણ આવે રે સંઘાત, હો રામ
કાયા વાડી રે રામે દાડમી
ભાઈનાં ગાડી ભરી કાડી લાકડાં રે,
તેઓ પણ આવે રે સંઘાત, હો રામ !
કાયા વાડી રે રામે દાડમી
ભાઈનો પાદર લગી રે સગો છોકરો રે,
ભાઈનું સમશાન લગી સગું કુટુંબ, હો રામ
કાયા વાડી રે રામે દાડમી.
ભાઈને સોનલા કેરી ચિતા શો રાઈ,
ભાઈની રૂપલા કેરી કાયા બળે હો રામ
કાયા વાડી રે રામે દાડમી
ભાઈનો સોમેલ કેરો ધુમાડો રે,
ધુમાડો તો જાય રે આકાશ, હો રામ !
કાયા વાડી રે રામે દાડમી

જીવનને જન્મથી મૃત્યુ પર્યંત જે ગીતસરિતામાં વહાવતી તે વૃદ્ધની રૂપાની કાયા આજ નદીના નીરપ્રવાહમાં પગ બોળતી બળી રહી છે તે સમયે નદીને સામે કાંઠે ઊંચીઊંચી ભેખડ પર બેસીને બકરાં ચારતો આહીર લાવણીઓ લલકારી રહ્યો છે; એક વડલા હેઠળ તૂરથાળી સાથે દળપતિ નર દંપતી અને તેનાં સ્નેહીઓ નૃત્ય કરતાં ગીત ગાઈ રહ્યાં છે બાજુના મંદિરમાં ઘંટનાદ સંભળાય છે દર્શનાર્થીઓ દેવદર્શન કરી યાત્રાગીતો અને ગરબા ગાઈ રહ્યાં છે, ઘેરૈયાઓ દેવ ને ચોકે ઘેરૈયારાસ રમે છે, સરિતા તટના કોઈક ઝૂંપડામાંથી ઘરર ગાજતી ઘંટીનું દળણાગીત કે ખેતરાળીમાં લણણી કરતી કોઈક સ્ત્રી વિરહગીત ગાઈ રહી છે ગામમાં વૃદ્ધને ત્યાં મૃત્યુગીત ગવાઈ રહ્યાં છે

ગ્રામજીવન ગીતનાં આ અનેકવિધ જીવનસૂરોને સમેટતો બળતી ચિતાનો સોનલવર્ણો ધુમાડો ઊંચે ગગનમાં જઈ રહ્યો છે અને ત્યાં સ્મશાનભૂમિમાં લીમડાની છાયા હેઠળ ભક્તકવિ નરસિંહનું છેલ્લું જીવનગીત ગવાઈ રહ્યું છે

કર મન ભજનનો વેપાર,
હરિ તારા નામનો આધાર
તરવા આરો રે સંસાર,
માયા જાણ જૂઠી.

★

બે ફકીર હતા એક વૃદ્ધ અનુભવી ને બીજો નવો થયેલો ફકીર
વૃદ્ધે નવા ફકીરને પૂછ્યું 'જે દિવસે ખાવાનું ન મળે ત્યારે મનમાં શી લાગણી થાય ?'
'મને થાય કે ખુદાની આજ મારા ઉપર મહેરબાની નથી '
'પણ ત્યારે તમને ખાવાનું ન મળે તો શું થાય ?' નવાએ વૃદ્ધને પૂછ્યું ઓલિયા ફકીરે જણાવ્યું.
'મને એમ થાય કે મને ભૂખ્યો રાખવામાં પણ મારું ભલું કરવાનો ખુદાનો કોઈ ઇરાદો હશે।'

# વિદાય

શ્રી રમણીક કિશનલાલ મહેતા

શ્રીરામચંદ્રજીના વનવાસગમન કાળે સૌથી વધુ દયાજનક સ્થિતિ કદાચ લક્ષ્મણપત્ની ઊર્મિલાની હશે. અયોધ્યાના રાજમહેલમાં સૌથી વધુ દયાપાત્ર વ્યક્તિ પણ કદાચ એ જ હશે. મોટાભાઈના વચનપાલન ખાતર સ્વેચ્છાએ ચૌદ વરસનો વનનો ભોગવટો સ્વીકારનાર નાનાભાઈની પત્ની બનનાર ઊર્મિલાની વેદના બીજી ઊર્મિલા જ અનુભવી શકે. ભરતના રાજ્યાભિષેકના ને રામવનવાસના સમાચાર સાંભળી સુમિત્રા ને ઊર્મિલાએ કેવી આત્મવેદના અનુભવી તે આ નાનકડી નાટિકા સુંદરરીતે બતાવે છે.

**લક્ષ્મણ :** અયોધ્યાનો રાજકુમાર : રામનો નાનો ભાઈ

**સુમિત્રા :** લક્ષ્મણની માતા

**ઊર્મિલા :** લક્ષ્મણની પત્ની

**સ્થળ :** અયોધ્યાના રાજભવનનું અંતઃપુર

**સમય :** પ્રાતઃકાળ

[એક બાજુથી સુમિત્રા અને બીજી બાજુથી લક્ષ્મણ પ્રવેશ કરે છે.]

**લક્ષ્મણ :** (ચરણોમાં ઝૂકીને પ્રણામ કરે છે.) !

**સુમિત્રા :** અરે બેટા, લક્ષ્મણ ! અત્યારે તું અહીં ક્યાંથી ?

**લક્ષ્મણ :** મા !

**સુમિત્રા :** કહે બેટા, જલદી કહે. અભિષેકનો સમય થવા આવ્યો છે. મારે હજી દેવી કૌશલ્યાના મંદિરે જવાનું છે. તેઓ ત્યાં મારી રાહ જોશે. અમે સાથેસાથે જ સભાભવનમાં આવીશું.

**લક્ષ્મણ :** પરંતુ મા ! તમારે ત્યાં જવું જ નહિ પડે.

**સુમિત્રા :** નહિ વત્સ ! દેવી કૌશલ્યાનો આગ્રહ છે. જરૂર જવું પડશે. આ અભિષેક તો સૌને પ્રિય છે. આજના દિવસ માટે તો તું ખૂબ ઉતાવળો બની રહ્યો હતો. અને આજે આમ ઉદાસ શા માટે ?

**લક્ષ્મણ :** મા ! આશ્ચર્યની વાત છે કે હજુ તમને કોઈ બાતની ખબર નથી. સમસ્ત નગરીમાં ઉત્સવને બદલે દુઃખની છાયા છવાઈ ગઈ છે.

**સુમિત્રા :** મહારાજ તો કુશળ છે ને વત્સ ? રામ અને સીતા તો સ્વસ્થ છે ને ?

**લક્ષ્મણ :** એ તો છે, પરંતુ મા...

**સુમિત્રા :** કહી નાખ, વત્સ ! જે હોય તે કહી નાખ. ગમે તેવી કઠોર વાત હોય તોપણ કહી નાખ.

**લક્ષ્મણ :** મા ! અભિષેક હવે નહિ થાય. ભાઈ રામચંદ્રનો અભિષેક હવે નહિ થાય.

(ગળું ભરાઈ આવે છે.)

**સુમિત્રા :** તો પછી કોનો અભિષેક થશે ?

**લક્ષ્મણ :** ભરતનો !

**સુમિત્રા :** ભરતનો ? શું કહ્યું ? ભરતનો ! શા માટે ?

**લક્ષ્મણ :** માતા કૈકેયીની એવી ઇચ્છા છે.

**સુમિત્રા :** માતા કૈકેયી આજે ઇચ્છે છે એટલા માટે રામનો અભિષેક ન થતાં ભરતનો થશે. કાલે તે ઇચ્છશે કે મંથરાના નામની રાજમુદ્રા લગાડવામાં આવે. એટલે અસલ રાજમુદ્રા સમુદ્રમાં પધરાવી દેવાશે ને મંથરાની રાજમુદ્રાનો અમલ થશે ? અરે ! આ બધું હું શું સાંભળી રહી છું ? મહારાજ ક્યાં છે ? ઉંમરની સાથેસાથે શું એમનો રાજદંડ પણ શિથિલ થઈ ગયો છે ?

**લક્ષ્મણ :** છળથી માતા કૈકેયીએ પિતાજી પાસેથી એ વરદાન માગ્યાં છે. એને ખબર છે

કે પિતાજી કદી યે વચનથી ચલિત નહિ થાય.

સુમિત્રા : કયાં કયાં વચન લીધાં છે?

લક્ષ્મણ : એ જ કે ભરતનો અભિષેક થાય.

સુમિત્રા : એ તો સાંભળી ચૂકી; પણ બીજું—?

લક્ષ્મણ : અને બીજું એ કે ચૌદ વર્ષ લગી રામ તપસ્વીવેશે વનવાસ ભોગવે!

સુમિત્રા : (કાન પર હાથ મૂકીને) ધરતી માતા! તું આ સઘળું સાંભળી રહી છે તોપણ કેમ ફાટી પડતી નથી? ચાલી જા, રસાતળમાં ચાલી જા! અને ઓ આકાશ! તું કેમ થંભી રહ્યું છે? ટુકડે ટુકડા થઈને શા માટે તૂટી પડતું નથી? (કટાક્ષથી) આહ! એક સાવકીમાના પુત્રને કારણે અપાયેલો આ કેવો બદલો છે!

લક્ષ્મણ : શાંત થાઓ, માતા!

સુમિત્રા : શાંતિ, શાંતિનું નામ ન લે લક્ષ્મણ! તું સુમિત્રાની કૂખથી જન્મ્યો હોવા છતાં યે આવી વેળાએ શાંતિનું નામ લે છે? છિઃ તું કાયર છે. ચાલ્યો જા અહીંથી—અને સાચે જ જો તું મારો પુત્ર હોય, તો હમણાં જ જઈને ધરતીને ઉલટાવી નાખ. કૈકેયીને બતાવી આપ કે એનો દુષ્ટ વિચાર કદી યે સફળ થવા દેવામાં નહિ આવે.

લક્ષ્મણ : પરંતુ મા! મોટાભાઈ રામચંદ્રની આજ્ઞા નથી.

સુમિત્રા : એની વળી શી આજ્ઞા છે?

લક્ષ્મણ : તેઓ વનવાસમાં જઈ રહ્યા છે, મા!

સુમિત્રા : વનમાં જઈ રહ્યા છે? અન્યાય અને અત્યાચારની સન્મુખ મસ્તક ઝુકાવી રહ્યા છે?

લક્ષ્મણ : ભાભી જનકી પણ ભાઈની સાથે જઈ રહી છે.

સુમિત્રા : શું કહે છે તું, પુત્ર! તને ભ્રમ થયો લાગે છે. સુકુમારી જનકદુલારી રાજમહેલોનો ત્યાગ કરીને વનમાં જઈ રહી છે, એ કોણ માને તેમ છે?

લક્ષ્મણ : સાચે જ એ કલ્પનાની વસ્તુ નથી; છતાં યે એ સત્ય છે. ભાભી પણ વનમાં જવાને તૈયાર છે. ભાઈ રામચંદ્રે સંમતિ પણ આપી છે.

સુમિત્રા : રામચંદ્રે સંમતિ આપી છે અને દેવી કૌશલ્યાએ કંઈ જ ન કહ્યું? મહારાજ પણ કાંઈ ન બોલ્યા? જો એ સત્ય હોય તો અયોધ્યામાં ચામાચીડિયાં અને ઘુવડ સિવાય બીજું કોણ વસશે? કૈકેયી, કૈકેયી! તેં આ શું કર્યું? રંગમાં ભંગ પાડીને તું એકલી રાજસુખ ભોગવીશ: એ તારી ભૂલ છે. તું જનહીન બની અયોધ્યા સાચવીને બેસી રહેજે, રાજસુખ ભોગવજે. અમે સૌ જઈએ છીએ.

લક્ષ્મણ : મા! દુઃખથી અધીર બનવાની આ વેળા નથી.

સુમિત્રા : તો શું કરું દીકરા! ઉત્સવ મનાવું?

લક્ષ્મણ : ધીરજ રાખ! ભાઈ રામનું અનુકરણ કરો. જુઓ, કેટલા ધૈર્યપૂર્વક એમણે આ સમાચાર સાંભળ્યા છે અને અભિષેક ત્યાગીને હસતાહસતા વનમાં જવાને તૈયાર થઈ રહ્યા છે!

સુમિત્રા : તો રામ અને સીતાને એકલાં જ વનમાં જવા દઉં? દીકરા! દેવી કૌશલ્યા શું કહેશે?

લક્ષ્મણ : એકલાં શા માટે મા? ભાઈ રામ શું કદી યે એકલા રહ્યા છે? શું એમનો આ નાનો ભાઈ સદા યે છાયાની માફક એમની પાછળ નથી ગયો? અવિરત

વિશ્વામિત્રના આશ્રમમાં પણ અમે બંને સાથે જ ગયા હતા ને મા?

સુમિત્રા : લક્ષ્મણ, વત્સ! તું યે રામ અને સીતાની સાથે જશે?

લક્ષ્મણ : તું કહેશે તો મા! હું જરૂર જઈશ.

સુમિત્રા : હાય! શું મારે એ પણ કહેવું પડશે? (આંખમાં આંસુ ઊભરાય છે, કંઠ રુંધાય છે.)

લક્ષ્મણ : મા! આવો સમય ફરીફરીને નહિ આવે.

સુમિત્રા : (આંસુ લૂછીને) વત્સ! આ વક્ષઃસ્થળમાં માતુ હૈયું ધડકી રહ્યું છે એ સાચું, પરંતુ એ એવું નથી કે જે કર્તવ્ય પ્રત્યેના મોહથી અંધ બની જાય.

લક્ષ્મણ : શું હું એ નથી જાણતો મા?

સુમિત્રા : તો મારા તરફથી તને કોઈ બંધન નથી. રામ સર્વ પ્રકારે તારે કાજે પિતા તુલ્ય છે અને સીતા માતા તુલ્ય. તું એમની સેવા કાજે જા. મને સર્વ રીતે સંતોષ છે. (લક્ષ્મણ ઝૂકીને માતાના ચરણોમાં પ્રણામ કરે છે.)

સુમિત્રા : બેટા, તું તારું જીવન સફળ કર. રામ અને સીતા જે માર્ગે જવા માગે ત્યાં તું એમનો અગ્રેસર બની ચાલજે. જે રામ અને સીતાના વસવાટને સહી શકતી નથી. તે આ અયોધ્યામાં એક ઘડી પણ રહેવું તારે માટે યોગ્ય નથી.

લક્ષ્મણ : એમ જ થશે, માતા!

સુમિત્રા : વત્સ! હવે મને સમજાય છે કે તારા ભાગ્યબળે જ રામ વનમાં જાય છે. નહીં તો આવો જોગ ક્યાંથી આવે?

લક્ષ્મણ : (પ્રણામ કરીને) એમ જ છે, માતા!

સુમિત્રા : જા. વત્સ! જા. વિલંબ ન કર. કૈકેયી પોતાના પુત્રને માટે શોક્યના પુત્રને દેશવટો આપી શકે છે તો સુમિત્રા એમને માટે પોતાના પુત્રનો વિયોગ પણ સહી શકે છે. તું જા!

(લક્ષ્મણ ધૂંટણીએ પડી પ્રણામ કરે છે.)

સુમિત્રા : વત્સ! આવ. તને એકવાર હૈયે ચાંપી લઉં. પછી જઈને દેવી કૌશલ્યાની ખબર કાઢું. આહ! દુખિયારી કૌશલ્યા!

[લક્ષ્મણને હૈયા સરસો ચાંપીને જાય છે. બીજી બાજુથી ઊર્મિલા પ્રવેશ કરે છે.]

ઊર્મિલા : હા! નાથ! આ બધું શું થઈ ગયું?

(છિન્ન લતા સમી આવીને લક્ષ્મણની ગોદમાં પડે છે.)

લક્ષ્મણ : રાણી! પ્રિયે! ધીરજ ધાર.

ઊર્મિલા : (લક્ષ્મણની ગોદમાં મુખ છુપાવીને) આ બધું શું થઈ ગયું, નાથ?

લક્ષ્મણ : જે કાંઈ થવાનું હતું તે થઈ ચૂક્યું છે, પ્રિયે!

ઊર્મિલા : મને ખબર નહોતી કે અયોધ્યાના રાજભવનમાં જ્વાલામુખી ફાટી નીકળશે.

લક્ષ્મણ : હા, પણ એ કોણ જાણતું હતું?

ઊર્મિલા : મોટીબહેનના શરીર પર વલ્કલ જોઈને તો મારું હૈયું ચિરાઈ જાય છે.

લક્ષ્મણ : પણ એમ ધીરજ ખોઈ દેવાથી કેમ ચાલશે?

ઊર્મિલા : ધીરજની પણ હદ હોય છે, નાથ!

લક્ષ્મણ : હોય છે, પરંતુ વંશના ગૌરવ અનુસાર એનો વિસ્તાર વધતો જાય છે. જો, માતા કૌશલ્યા પણ કોઈ સાધારણ નારીની માફક રુદન કરી રહ્યાં છે.

ઊર્મિલા : પરંતુ સ્વામી! મારાથી આ શિષ્ટાચાર નથી પળાતો. મારા હૃદયના બંધ આજે તૂટીને છિન્નભિન્ન થઈ ગયા છે.

લક્ષ્મણ : (ઊર્મિલાને એક બાજુ બેસાડતાં) છિ : તું આજે કેવી બની ગઈ છે ?

ઊર્મિલા : નાથ ! મારાથી એ દેખાવ નહિ જોઈ શકાય. તમારા ભાઈ મુકુટને બદલે જટાજૂટ બાંધીને ખુલ્લે પગે ઘરમાંથી વિદાય થશે. વલ્કલધારિણી બહેન સીતા એમની પાછળપાછળ પરવરશે ! એમને વિદાય કરીને માતા કૌશલ્યા અને મહારાજ ધૂળમાં આળોટી રહ્યાં હશે. આખી અયોધ્યા કલ્પાંત કરતી હશે. સરયૂ નીરને બદલે આંસુ વહાવતી હશે. એ દશ્ય—એ કરુણાભર્યું દશ્ય હું કેમ જોઈ શકીશ, સ્વામી ?

લક્ષ્મણ : ઊર્મિલે ! આવા દુઃખની વેળાએ શું તારું આવું કર્તવ્ય છે ? શું તું ઇચ્છે છે કે ભાભી તારી રડતી સૂરત જોઈને વિદાય થાય ? તારે વિચાર કરવો જોઈએ કે ભાઈ કર્તવ્યને કારણે જ વનમાં જાય છે એમને ન જવું હોય તો કોણ એમને ના પાડી શકે તેમ છે ? પિતાજીને તો એથી ઊલટો આનંદ થાય. એટલા માટે દેવી ! કર્તવ્યનો વિચાર કર અને ધીરજ રાખ.

ઊર્મિલા : કર્તવ્ય, કર્તવ્ય—કર્તવ્યની વાત વિચારું છું ત્યારે નાથ ! મારા મનમાં એક વિચાર જાગે છે.

લક્ષ્મણ : શો ?

ઊર્મિલા : વજ્રકઠોર એક વિચાર જેની આગળ ક્ષણભરમાં મારું કર્તવ્ય પાણીપાણી બની વહી જાય છે.

લક્ષ્મણ : એ વજ્રકઠોર વિચાર જ કર્તવ્યની કસોટી છે.

ઊર્મિલા : નહિ નાથ ! એની આગળ મારું હૃદય કંપી ઊઠે છે.

લક્ષ્મણ : બોલો, પ્રિયે બોલો, એ શું છે ?

ઊર્મિલા : એ ન સાંભળશો નાથ ! એ જાણવાનો આગ્રહ ન રાખો.

લક્ષ્મણ : હું તારી માફક કોમળ નથી, રાણી ! તું નિર્ભય થઈને કહે !

ઊર્મિલા : વનનાં બિહામણા પથે ચાલ્યા જતાં જેઠજી અને મોટી બહેનની હું કલ્પના કરું છું, ત્યારે મને એમાં કાંઈક અપૂર્ણતા જણાય છે. આગળ—આગળ જેઠજી, એમની પાછળ મોટીબહેન અને એમની પાછળ ધનુષબાણ લઈને તમને ચાલતા જોઉં છું, ત્યારે મને સંતોષ થાય છે. ત્યારે કોઈ પણ પ્રકારનો ભય નથી જાગતો. આહ ! નાથ ! કેવો ભયંકર છે એ વિચાર !

(લક્ષ્મણ ઊર્મિલાને ખેંચીને ગળે લગાડે છે.)

લક્ષ્મણ : રાણી ! પ્રિયે ! તારા વિચાર પણ તારા જેવા જ સુંદર હોય છે.

ઊર્મિલા : નહિ નાથ !

લક્ષ્મણ : આવ પ્રિયે ! વિદાય આપ. હું ભાઈ અને ભાભીની સાથે જઈને તારી કલ્પનાને સાચી પાડું.

ઊર્મિલા : (ભયભીત બનીને) શું કહો છો, નાથ !

લક્ષ્મણ : તારા જ વિચારને મૂર્તરૂપ આપું છું, પ્રિયે !

ઊર્મિલા : નહિ નાથ ! વસંતના આ ઊગતા પ્રભાતે મને એકલી મૂકીને તમે ચાલ્યા જશો ?

લક્ષ્મણ : રાણી, આકાશની માફક ઊંચે ચઢીને હવે તું મોહના પાતાળમાં જઈ રહી છે ?

ઊર્મિલા : પરંતુ આ જ સત્ય છે, સ્વામી ! એ તો કલ્પના હતી, શૂન્ય હતું !

લક્ષ્મણ : નહિ ઊર્મિલે ! એ સત્ય હતું.

ઊર્મિલા : નાથ !

લક્ષ્મણ : માતા સુમિત્રા પાસેથી હું પહેલેથી જ વિદાય લઈ ચૂક્યો છું દેવી ! મારે

તું તારા હૃદયને નકામું કુંઠિત ન કરીશ. તું સ્વભાવે જ કેટલી ઉદાર છે. પછી આજે આ મોહ શા માટે? હું ગમે ત્યાં વસીશ પરંતુ તારા હૈયામાં જ વસેલો રહીશ. તું ક્યાંય પણ રહે, પણ મારા હૃદયમાંથી બહાર નહિ રહી શકે; છતાંયે આટલી અધીર શા માટે બને છે? માની લે કે હું તારી પાસે જ છું. અવધિ પૂરી થતાં જ અમે સૌ પાછાં આવી મળીશું. એ મધુર મિલનની પ્રતીક્ષામાં વિયોગની આ ઘડીની તને ખબર સરખી પણ નહિ રહે.

**ઊર્મિલા :** નાથ! ઊર્મિલા તો આપની ઇચ્છાઓની દાસી છે. એને કૃપાળુ જે કાંઈ મંગળકાર્ય સમજો એની આગળ તે સદા યે શિર નમાવે છે.

**લક્ષ્મણ :** તું લક્ષ્મણની હૃદયેશ્વરી છે. રાણી!

**ઊર્મિલા :** હું તો ચરણોની દાસી છું, નાથ!

**લક્ષ્મણ :** નહિ. તું હૃદયેશ્વરી છે અને સદા ય હૃદયેશ્વરી જ રહેશે.

[ ઊર્મિલા લક્ષ્મણના વક્ષઃસ્થળ પર માથું ઢાળે છે. ઊર્મિલાની આંખમાં આંસુ છે. ધીમેધીમે લક્ષ્મણ પ્રસ્થાન કરે છે. ]

**ઊર્મિલા :** હાય! આ શું થયું?

[ સુમિત્રા પ્રવેશ કરે છે. ]

**સુમિત્રા :** હાય! મારી કોકિલા ઊર્મિલા, બેટી! મારી મધુમયી પૂર્ણિમાની ચંદ્રલેખા! હાય! તારી આ દશા?

( ઊર્મિલા રુદન કરે છે. સુમિત્રા એને ગોદમાં લઈને લાડ કરે છે )•

* મૂળ લેખક : **શ્રી. શંભુદયાળ સક્સેના**



બીજા વિશ્વયુદ્ધના રણમોરચે આ બનાવ બન્યો. પરસ્પર વિરોધી દળના અસંખ્ય સૈનિકો શરીરના એકેએક ભાગ પર થયેલા કારી જખમો વેઠતા, મૃત્યુની રાહ જોતા પડ્યા હતા. એમને હવે કોઈ દેશ નહોતો, કોઈ દુશ્મન નહોતો. કેટલાક દુઃખની કરુણ ચીસો નાખતા તો કોઈ 'પાણી, પાણી'ના પોકારો નાખતા અસહાય પડ્યા હતા. એવામાં રેડક્રોસ સોસાયટીનો કોઈ એક સભ્ય પાણી લાવ્યો. પાણીના ટીપા વિના જેનું ગળું અત્યંત સુકાતું હતું એવા એક લશ્કરી અમલદાર પાસે એ આવ્યો. જેવું પાણી એના મુખમાં નાખવા જાય છે ત્યાં જ સહેજ દૂર પડેલા વિરોધપક્ષના સૈનિકને 'પાણી'ની દુઃખભરી ચીસો નાખતો સાંભળ્યો એટલે રેડક્રોસના માણસને અમલદારે તે તરફ જવાની ઇશારત કરી કહ્યું : 'પહેલાં એને આપી આવો, પછી હું પીશ' પેલો ત્યાં જઈને બીજાના મુખ આગળ પાણીનું વાસણ ધરે છે ત્યાં જ એ સૈનિકે પાણી વિના તરફડિયાં મારતા એક અન્ય સિપાહીને પોકાર નાખતો સાંભળ્યો. આંખના ઇશારે એણે રેડક્રોસના માનવીને તે તરફ વાળ્યો. ત્રણેયને પાણીની અત્યંત જરૂર હતી. એટલે પવનવેગે આ કામ આટોપવા રેડક્રોસવાળાએ નિશ્ચય કર્યો પણ નજીક આવે તે પહેલાં જ આ ત્રીજો સૈનિક મૃત્યુ પામ્યો હતો. તે બીજી તરફ પાણીનું વાસણ લઈ દોડ્યો, પણ તે યે મૃત્યુ પામ્યો હતો. અત્યંત ઝડપથી એણે પહેલે સ્થળે આવીને જોયું તો પહેલો અમલદાર પણ મૃત્યુને શરણ થયો હતો.

ત્રણેમાંથી કોઈને યે પાણી ન મળ્યું. પરંતુ એ ત્રણે મૃતદેહોના મુખ ઉપર વિરલ ત્યાગની જે અદ્ભુત પ્રસન્નતા પથરાઈ હતી તે કેટલી અલૌકિક હતી!

# બાબા મલિક

શ્રી. માણેકલાલ શંકરલાલ રાણા

અત્યારના આટલા બધા ચેતનવંતા ને પ્રગતિમાન જણાતા યુગમાં સાચા ભક્તોનું પ્રમાણ સરખામણીમાં કેટલું બધું ઓછું છે? શું મેકોલેએ કવિતા માટે કહેલું છે તેમ જેમ વિજ્ઞાન આગળ વધશે તેમતેમ કાવ્યરચનાનો ઝરો સુકાતો જશે—તે શું ભક્તો માટે પણ સાચું હશે? આપણે ભારતની ને ગુજરાતના પ્રાચીન વારસાની વાતો ઘણી કરીએ છીએ, પણ એના અમીપાન ઝીલવા આપણે શું કર્યું? તત્વજ્ઞાનથી ઓતપ્રોત ને પ્રાચીન વારસાનું પ્રતિબિંબ પાડતા આપણા સંતકવિઓનું વાચન એ અમૂલ્ય વારસો સાચવવામાં ઠીકઠીક ઉપયોગી નીવડી શકે; હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે સંત કબીરની યાદ કરાવતા મુસ્લિમ સંતના જીવન-કવનનો પરિચય આપતું આ વાચન તો આપણને રુચિકર થઈ પડવું જોઈએ.

બાબા મલિકનું નામ સાંભળતાં જ હિંદીના મશહૂર સૂફી કવિ મલિક મહંમદ જાયસીની યાદ આવી જાય છે જ્યારે મોગલ સલ્તનતના પાયા ભારતવર્ષની ભૂમિમાં દિગપાલની જેમ અડગ હતા, જ્યારે 'દિલ્હીશ્વરો વા જગદીશ્વરો'ની—દિલ્હીપતિઓની જય બોલાતી, ત્યારે એ મોગલ કુળદિવાકરોની રોશની પૂરબહારમાં ખીલી રહી હતી.

સમ્રાટ જહાંગીરની સત્તા પ્રવર્તી રહી હતી તે સમયે બાબા મલિકનો જન્મકાળ હતો. તેમનાં માતાપિતા વિશાળ મોગલ વંશવૃક્ષમાંથી ઊતરી આવેલાં હોઈ, ખાનદાન અને પૈસાદાર હતાં. તેઓ ભરૂચ જિલ્લામાં આવેલા ચાણોદમાં નિવાસ કરી રહ્યાં હતાં. તેઓ મૂળવતની ક્યાંનાં હશે એ જાણવા મળી શક્યું નથી, છતાં મલિકનો જન્મ તો ચાણોદમાં જ થયો હતો, એ નીચેના એમના પોતાના પદ ઉપરથી જાણવા મળે છે.

[૫૬]

મલિક તુને મેરમ કોન મિલ્યા ? ટેક૦
મોગલ મલિક કો રોવત દેખ, હરિ સંતે આંસુ ખળ્યા. ૧
જાત બરન સબ અલગા કીના, જાકે સત્સંગ ભળ્યા. ૨
જન્મભૂમિ ચાણોદ નગર સે, તીરથ વ્રત મે ચલ્યા. ૩
'દાસ મલિક' ભેટ્યા હરિદાસા, ત્રિવિધ તાપ ટળ્યા. ૪

સદ્‌ગુરુ હરિદાસ મળ્યા અને મલિકના હૃદયના તાપ ટળી ગયા.

સદ્‌ગુરુ મળ્યા અને અસાર સંસાર તજાવ્યો. અત્યંત ધનિક પિતાના ફરજંદ હોવા છતાં સંસાર ત્યજી ફકીરી શા માટે લીધી? પોતે યુવાન વયમાં હતા, મુગલાઈનું ઉચ્ચ ખમીર હતું. અફઘાની લેબાસમાં જ્યારે બહાર નીકળતા ત્યારે ભલભલી લલનાઓનાં મન એમના તરફ આકર્ષાતાં; છતાં પોતે તે તરફ બેદરકાર હતા. પરંતુ વિધિના વિધાનમાં કોઈ અકલિત ઘટના ઉપસ્થિત થઈ અને એમનું હૃદય કોઈ લાવણ્યમયી હિંદુ લલનાએ હરી લીધું. એ ઉન્મત્ત બનેલી યૌવન પ્રણયીના પ્રેમાલાપનો ચિતાર નીચે આપેલા પદમાંથી મળી આવે છે...

૫૬

બાલમ અબ તો આય જવાન.: ટેક૦
યૌવનમદ ચકચૂર બને હમ, ફિરત અભિમાન.. ૧
હર દિસ કે બાત ન માને, કરતે મન માન.. ૨
નૈન સેન સમજાય ગઈ વો, બાંકી નજર હિંદવાન.. ૩
પ્રીત હુઈ અબ ચહો નિભાના, યે હી મુગલ કી બાન.. ૪
'દાસ મલિક' વો સૂરત નૂરાન., નિજ હૃદય મેં ઠાન.. ૫

પ્રેમ અલૌકિક વસ્તુ છે. દ્વૈત મટી અદ્વૈત થયા પછી વર્ણાશ્રમનો ત્યાં કોઈ પણ પ્રકારનો ભેદ રહેતો નથી. પરંતુ વાસનાનો મલિન પાસ પ્રેમના વિમલ નામને વગોવે છે. શુદ્ધ પ્રેમ માનવીના વિમલ હૃદયમાંથી જ પ્રગટે છે.

એક સ્થળે સંતો કહે છે:

'પ્રેમ ન વાડી ઉપજે, નહિ બાજાર બિકાય;
રાજા પરજા બાદશાહ, જીતે સો લે જાય.

શિર સાટે સોદો કરે એ જ સાચા પ્રેમનો આસ્વાદ અનુભવે, દિલ લગાવી પ્રીત તો ઘણાઓ કરી જાણે છે; પરંતુ નિભાવનારા વિરલ જ નીકળે છે.

જો મૈં એસા જાનતી, પ્રીત કિયે દુઃખ હોઈ;
નગર ઢંઢોરા ફેરતી, પ્રીત કરો મત કોઈ.

કોને ખબર હતી કે પ્રીત કરીને અંતે પસ્તાવો થશે? મલિકનું સુંદર મુખારવિંદ જોતાં પોતાની જાતનું ભાન ભૂલેલી હિંદુલલનાના શિર ઉપર ઘણુંઘણું વીત્યું, દારુણ દુઃખનાં વાદળો તૂટ્યાં. યુવાનીના ઉન્માદમાં અંધ બનેલી લલના એક રાત્રે મલિકને દ્વાર આવી. ઉભય પ્રેમીઓ મળ્યાં. એકબીજાથી કદી અલગ નહિ થવાના શપથ લીધા, 'અવર પુરુષ મારે ભાઈ-બાપ સમાન છે' કહી સાચી પ્રીત બાંધી તે નિજગૃહે આવી. પરંતુ એ પ્રસંગની માતાપિતાને જાણ થઈ અને વાત એટલે સુધી વધી કે એ બિચારી અબળાને જીવન વિષમય લાગ્યું. અને અંતે એક દિવસ હળાહળ વિષનું એણે પાન કર્યું.

જીવનમરણના સાથી બનીને એકબીજાથી કદી અલગ નહિ થવાના જેણે શપથ લીધા હતા, એ હિંદુ નારી તો પોતાના વચનનું યથાર્થ પાલન કરતાંકરતાં પરલોકને માર્ગે પરવરી. અંતિમ વિદાયના એ હૃદયભેદક સમાચાર મલિકના કાને પડતાં જ તેઓ નિર્બળની જેમ મૂર્છા ખાઈ ધરણી પર ઢળી પડ્યા. જાણે દાવાનળ પ્રજળતો હોય તેમ સંસાર શૂન્ય-ભયાનક ભાસવા લાગ્યો. વિરહની વેદનાએ કાળજામાં છૂરી હુલાવી હોય તેમ દારુણ વેદનામાં દાઝતા મલિકના હૃદયની વ્યથા અતિ શોચનીય બની.

૫૯

દિલ મેં લગી હો પ્રેમ છૂરી.: ટેક૦
નેહ લગાય કે દૂર ચલી, કછુ કહીં ના ભલી બૂરી.. ૧
રૂઠ ચલી કયોં અવગુણ મેરા, દર્દે હુઈ દૂરી.. ૨
હમ બેવચની, વચન ચૂકે, તેરી પ્રતિજ્ઞા પૂરી. ૩
'દાસ મલિક' કો બેરન પાયા, વો હી સૂરત નૂરી.. ૪

. હિંદુ નારીના વિયોગમાં દીવાના બનેલા મલિકને માતાપિતાએ ઘણો સમજાવ્યા. કોઈ બીજી સ્ત્રી સાથે સાદી કરાવી આપવા માતાપિતાએ ગોઠવણ કરી. એ બનતાં જ મલિકે ગૃહનો ત્યાગ કર્યો. મરનારનો વિયોગ તેમના હૃદયમાં શૂળની જેમ ખટકતો હતો એ પ્રેમ-લગનીમાં ઝૂરતા મલિક દર્દે ઇશ્ક-પ્રેમના દુઃખમાં દરવેશ બની ગયા. ગૃહનો ત્યાગ કરી ગામે-ગામ ભટકવા માંડ્યું. એમના વેદનામય હૃદયમાંથી વિરહનાં દારુણ સૂરો ઉપસ્થિત થતાં હતાં.

[ ૫૬ ]

પિયા કે ખટકે કલેજે બેન: ટેક૦
આવ પિયા મોહે આન મિલો, બહત રહે દો નૈન. ૧
સૂરત સાવરી મૂરત ન દેખે, કૈસે પાવું સુખચેન. ૨
અનજળ મોહે વિષમય લાગે, દિસત ભયાવની રેન. ૩
રોવત દિન બિતત નહિ સજની, સુનહો ગરીબ કી સેન. ૪
'દાસ મલિક' અબ ભયે એકલા, જાકો પ્રેમનગર દુઃખ દેન. ૫

વિયોગની દારુણ વ્યથામાં ઝૂરતા મલિકનું શરીર અતિ દુર્બળ-જર્જરિત બની ગયું. દુઃખી હૃદયે ભટકતા એ દરવેશને એક દિવ્ય બાબા હરિદાસ નામના એક સંત મળ્યા. એ દર્દીની વેદના અવધૂતે પિછાની અને સંતનું હૃદય દાઝ્યું. પાસે બેસાડી સદ્‌ગુરુએ વાત્સલ્ય પ્રેમથી મમતાભર્યા સાદે વાને રુઝવ્યો.

[ ૫૬ ]

કૈસે ભયો બ્હાવરે, યહ તન જાયગા : ટેક૦
સુંદર નરતન પાય દીવાના, ક્યોં વિષય દેખ લુભાયો;
અમૃત છાંડ તુને ઝહર પિયા, ક્યોં કાચ દેખ ભરમાયો. ૧
જોબન નારી દિન ચાર કી ચંદા, કિસ કી બની ન રહાયો;
છાંડ ચલે કંઈ છત્રપતિ, પતશાહી મેં આગ લગાયો. ૨
પામર હુઈ કછુ પાસ રહ્યો, વિષય કીટ લિપટાયો;
મોહનિશા સે જાગ અભાગી, અબ અવસર આયો. ૩
નૈના ખોલી તુ દેખ પિવ કો, દરશ મહાસુખ પાયો;
ક્ષણિક સુખ મત રાચ પિયા રે, આનંદ કો ઘર પાયો. ૪
સદ્‌ગુરુ સેન બતાઈ જબ હી, સુરત સે તાર મિલાયો;
હરિદાસા ચેતાવણી ગાયા, દાસ મલિક મને ભાયો. ૫

સદ્‌ગુરુએ નિર્ભય જ્ઞાન આપતાં સાત્વિક અનુરાગમાં રાચેલા હૃદયને વિમળ બનાવી દીધું. સદ્‌ગુરુના સહવાસમાં રહેતાં અંતરમાં અજવાળાં થયાં પ્રેમનિશામાં મસ્ત બની મલિકે જીવનનો વિશાળ પટ ખૂંદી નાખ્યો; છતાં દુનિયા પ્રત્યે હૃદયમાં જે અલગભેદ-વૈરાગ્ય ઊપજ્યો હતો, એનો ઘેરો રંગ તો કાળાંતરે પણ ફીકો ન પડ્યો ઊલટી વિશેષ અસારતા જણાતાં 'ત્હારી દુનિયા મ્હને ગમતી નથી' કહી જગતકર્તાને એમણે હૃદયનો વિરક્ત ભાવ કહ્યો.

[ ૫૬ ]

બાબા તેરી દુનિયા મૂંઝે ન ભાવે: ટેક૦
મતલબ કે સબ લોક યહાં કે, બિનમતલબે કોઈ ન આવે. ૧

અપના શરણ સુહાવત સબ હી, હમારે કોઈ ન ગાવે. ૨
સુખ મીઠે મન મૈલા બહોરી, બાહિર બગ સુહાવે. ૩
જૂઠ બાત જગલોક રીઝે, સચ કહે મારન ધાવે. ૪
'દાસ મલિક', યહ જગ કા નહિ; અબ યહાં રહા ન જાવે. ૫

અસાર સંસાર ઉપરથી મન હઠાવી ત્યાગી બનેલા દરવેશ સદ્ગુરુ સંગાથે અસંખ્ય તીર્થોમાં ઘૂમ્યા. પ્રભુતા ત્યજી લઘુતામાં ચિત્ત પરોવી, એ મોસલ મલિક સદ્ગુરુના ચરણમાં રહી દીનતાથી સદ્ગુરુની સેવા કરવા લાગ્યા. આધીનતા દર્શાવતા એમને દરેક પદમાં પોતાને 'દાસ મલિક'ના નામથી જ ઓળખાવ્યા છે.

માયામય સંસારના મટી જે સદ્ગુરુના બની ગયા, એ મલિકના હૃદયમાં પોતાના જ્ઞાનદાતા સદ્ગુરુ પ્રત્યે વિમળ અનુરાગ હતો. એ વંદનીય સદ્ગુરુને સૌથી સર્વોપરી અને સમર્થ જાણી એમનું શરણ સ્વીકાર્યું. એ સદ્ગુરુ, મુરશદ—સદ્ગુરુ કબીર સાહેબ પણ એક પદમાં એ સદ્ગુરુના યશ ગાતાં કહે છે:

'ગુરુ સમ દાતા કોઈ નહિ, જગ માંગન હારા હો;
રાજા પરજા બાદશાહ, સબ્બ હાથ પસારા હો.'

સદ્ગુરુ સમાન કોઈ સમર્થ દાતાર નથી. સારી દુનિયા જેની આશા કરે, એ દાની સદ્ગુરુનો મલિકે પણ મુક્તકંઠે યશ ગાયો છે:

ગુરુબિન કો ભવ પાર કરે: ટેક૦
માયા મમતા અતિ સતાવે, વિષયા લાર બહે. ૧
બિકટ રાહમેં પંથ ભૂલાયો, મારગ કોન કહે. ૨
દ્વૈત છાંડ અદ્વૈત દરશાયા, ફિર બિચાર લહે. ૩
'દાસ મલિક' સદ્ગુરુ શબ્દ કો, બેર હૈ, બેર સહે. ૪

સદ્ગુરુ વિના આ અસાર અને અનિત્ય સંસારમાંથી કોણ પાર ઉતારે? પોતાને એ ભવતારક સદ્ગુરુએ જ સાન બતાવી.

પદ

જાકો સદ્ગુરુ મિલે સાચા: ટેક૦
પામર જીવ કો સમર્થ કિયા, મૂઢ કો દીની વાચા. ૧
વિષયકીટ ડૂબત સંસારા, મિલન સુરાની સાચા. ૨
મૂર્હાપતિત કો પાવન કિન્હો, રામરંગ મેં રાચા. ૩
'દાસ મલિક' નિર્ભય હુઈ સોયા, કાળ ન ભાંગે ડાચા. ૪

સમર્થ સદ્ગુરુ પ્રાપ્ત કરી પોતે કરાળ કાળથી નિર્ભય—નીડર બની ભક્તિક્ષેત્રમાં મરજીવા બની ઘૂમ્યા.

દુનિયાના મલિકની બંદગી—પ્રાર્થના કર્યા વિના આ માનવદેહની સાર્થકતા નથી. સંસારમાં આવી જેણે સ્મરણ નથી કર્યું, એ સાચે જ પામર નીવડ્યો છે.

પદ

ભજન બિન ફટ પામર પ્રાણી: ટેક૦
વિષયકીટ મેં સુખ કો ખોજે, અરી મૂઢ અજાણી. ૧

હરિ સુમરણ બીન એજ પાવૈં, ઉચરત બેહાણી. ૨
દાવાનલ સંસાર બિચ મેં, દાઝ રહે અજ્ઞાની. ૩
'દાસ મલિક' હરિ સંતચરણમેં, સોયા સોડ તાણી. ૪

જ્યારે તારે બંદગી–હરિભજન કરવાં નહોતાં તો હે મૂરખા ! તું શા માટે માનવદેહ ધરી આ અવનિમાં આવ્યો ?

[ પદ ]

ભજન બીન મૂરખ દેહ ધરે.
કોલ કિયાથા ગર્ભ બસેરા, બાહિર આવ બિસરે. ૧
યૌવનમદ અરુ નારી દેખ, વિષયફંદ ઉર ધરે. ૨
પલ એક સાહિબ ન પૂજી, પ્રેમહીસે ઉચરે. ૩
'દાસ મલિક' દુખધામે ડૂબત, જનની ભારે મરે. ૪

[ પદ ]

મુખ રામનામ નહિ ગાયો: ટેક૦
અપને વતન કી યાદ ભૂલે, તું અવનિ મેં આયો. ૧
બાહિર આઈ બદફેલ આદરે, ભગવતનામ ભુલાયો. ૨
દિન ચાર કી યહી જિંદગાની, જોબનરંગ જમાયો. ૩
'દાસ મલિક' મૂરખ નહિ ચૈત્યો, માનુષદેહ ગુમાવ્યો. ૪

અરે ! તને આ સંસાર અતિ આનંદમય–પ્યારો લાગે; પરંતુ ઈશ્વરના ભજન વિના સર્વે બાજી જૂઠી છે. તું એને સાચી માની મિથ્યા મલકાઈ રહ્યો છે.

[ પદ ]

હરિ બીન જૂઠ યહી બાજી: ટેક૦
મહલ અવાસા મલકત ફીરે, વિષયરંગ રાજી. ૧
મેવા મિઠાઈ સુખવાસ ભાંતિ કે, સુંદર ઔર તાજી. ૨
સુખમાયા હરિ સુમરત નાહિં, જનની જુગ મે લાજી. ૩
'દાસ મલિક' ગફલતે નહિ છાંડી, શિર કાલ રહે ગાજી. ૪

દુનિયામાં આવાં દયાધર્મ અને આધીનતાનાં ભૂષણો ધારણ કરનારાં જ સાચી માનવતા સમાયેલી છે; છતાં 'આધીનતા, આધીનતા.' મોઢેથી બોલી જાણનારા ઘણાં છે પરંતુ આધીન થઈ રહેવું, એ અતિ દારુણ અને શોચનીય છે કેમકે–

દાસ કહાવન કઠિન હૈ, મૈ દાસન કો દાસ;
અબ તો એસા હોર હું, પાવ તળે કી ઘાસ.

સંતો આવા કઠણ દાસત્વને પણ સહર્ષે સ્વીકારતા, દાસ નહિ પણ દાસના દાસ–દાસાનુદાસ–દાસાનુજ બની, નિજપ્રભુતા તજી, વિનમ્ર થઈ સૌથી નાનામાં નાના નિરાભિમાની બની રહેતા. એ સાધુતાને લીધે જ તેઓ જગવંદનીય અને પરહિતકારી છે. એક પદમાં બાબા મલિકે એ કઠોર દાસત્વની વેદના વ્યક્ત કરી છે

પદ

દાસ પદ કઠિન અતિ ભાઈ: ટેક૦
દાસપણા અતિ દુઃખ દીસે, જગ આંખો ધુરકાઈ. ૧
કિંકરપે કોઈ દયા ન લાવે, ઊલટા લોક ઈતરાઈ. ૨
ચાકરી મેં ચિત્ત લગ રહે મેરા, લાલ કે સંગ લુભાઈ. ૩
મોગલ મલિક હુવે દાસ મલિક, જીને પ્રભુ બિસરાઈ. ૪

'હું તો સૌનો દાસ છું, મને આપનો બનાવી લો!' કહી ચરણારવિંદમાં શિર ઝૂકતા સંતો અભ્યાગતના દાસ બની જવા માટે કેટલા બધા આતુર હોય છે!

પદ

મોગલ મલિક કિંકર તેરા: ટેક૦
તેરી શરણ મે શિર રખા, વો અબ નહિ મેરા. ૧
અષ્ટ પ્રહર પ્રભુ સેવા આપ કી, મે શરણાગત તેરા. ૨
ચાકરી બીન સોહે ચેન ન આવે, મન વ્યાકુળ મેરા. ૩
'દાસ મલિક' સંસંગ સુધારસ, જગ સે નહિ સનેરા. ૪

'આ માથું જ્યારે તારા ચરણમાં મૂકી દીધું, ત્યારથી તારું બની ગયું, હવે એના ઉપર મારો અધિકાર નથી. દુનિયા સાથે મારે કામ નથી. મારે તો તારી દયાની જરૂર છે.' માણસ તો શું પરંતુ દેવ-સરજનહારને પણ પોતાના બનાવી દે, એવો અનન્ય ગુણ આવી સમર્પણ ભાવનામાં સમાયેલો છે

લૌકિક વહેવારમાં કહીએ છીએ કે 'આપણે કોઈના થઈ રહીએ તો કોઈ આપણા થાય.' એમ સંતો ઈશ્વરના થઈ રહે છે, ત્યારે જ ભાગવતમાં શ્રીમુખે ભગવાને કબૂલાત આપી છે:

'હમ ભગતનકે ભગત હમારે.'

સંતોનાં હૃદયમાં અનુભવની જ્યોત પ્રકાશી કે એમનામાં ચારેય તરફ અજવાળાં થવાનાં. ગહન કાળાતમિનો અજ્ઞાન-તિમિર-અંધકાર ટળ્યો. જ્ઞાનરવિનો ઉદય થયો એટલે સરજનહાર પ્રભુની કળા અને અમીમય કરુણાનો એમને સર્વત્ર આભાસ થવાનો-હૃદયમાંથી હુંપદના ઓળા આથમી જઈ અનંતાનંદમાં ભળી જવાના. સાથે જ વિશ્વમાં એવા મહાનુભાવોની તો બલિહારી જ છે.

અજ્ઞાનરૂપી અંધકાર દૂર થતાં સંત મલિકની પણ આંખો ખૂલી. સર્વત્ર જ્ઞાનપ્રકાશ દેખાયો. અંતરપટ દૂર થતાં કર્મની મડાગાંઠ ટળી-આદતની આંટીઓ ખૂલી ગઈ.

[ પદ ]

આંખાં ખૂલી અજ્ઞાન ઊડ ગયાં: ટેક૦
અંધિયારા મિટ ગયે આદકો, પ્રેમ ઉજીઆર ભયો. ૧
આપા છાંડ અવધૂ ઘર આયા, અનહદ નાદ ભયો. ૨
હુંપદ છાંડ તુ કર બેઠે, જબ અભિમાન ગયો. ૩
'દાસ મલિક' હરિદાસ ચરણ મે, તનમન અરપ દિયો. ૪

બાબા મલિક એકેશ્વરવાદી અને ઐક્યના પરમ ઉપદેશક હતા. ઈશ્વર પ્રત્યેનો એમનો અનન્ય પ્રેમ ખરેખર અદ્વિતીય અને પ્રશંસનીય છે જેના દિલમાંથી મતમતાંતરની ભિન્નતા સદાને માટે દૂર ભાગી ગઈ છે, એને મજહબ-ધર્મોના માર્ગોની માથાકૂટ જ શી રહી!

એક સ્થળે તેઓ કહે છે:

[ ૫૮ ]

મેરા મન એક હરિ સે લુભાયા: ટેક૦
રામરહીમા, કૃષ્ણકરીમા, જુજવા નામ ધરાયા. ૧
મહાદેવ કહું મહમદ પુકારું, ભાગે ન ભેદ ભમાયા. ૨
મતમતાંતર બહુત જહાં મે, કાશી-કાબા ભરમાયા. ૩
'દાસ મલિક' અવર નહિ દેખા, જીને એક હી રબ્બ ગાયા. ૪

જેના હૃદયમાં એ ઈશ્વરનું નામ જ અહોનિશ વસી રહ્યું છે, એના હૃદયમાં રામરહીમનો ભેદ ક્યાંથી હોઈ શકે? એને મતમતાંતરોની ભિન્નતા ભેદી શકતી નથી. એને મન સર્વ તીર્થ એકસરખાં હોઈ ઈશ્વરના ધામ સમા છે.

એક દેશ અને એક પિતાનાં ફરજંદ-પુત્રો હોવા છતાં સૈકાઓ થયા આપણી આંખોમાં જે એક પ્રકારની છાની છે, તેને લીધે જ આપણે વિધિના આ અવનવા વિધાનને સમજી શકતા નથી ને ધર્મધર્મમાં ભેદ નિહાળીએ છીએ.

હિંદુ-મુસ્લિમ વૈમનસ્યનો એ પુરાણો રોગ તો કોઈ બાબા મલિક જેવા મુરસદ-સદ્ગુરુ મળે ત્યારે જ દૂર થાય. સદા નિષ્પક્ષ રહી બાબા મલિકે હિંદુ-મુસલમાન બંનેને સંબોધીને ઉપદેશ કર્યો છે:

[ ૫૯ ]

યાર તુમ દોનો રાહ ભુલાઈ: ટેક૦
કોઉ કાબા કોઉ કાશી ખોજે, મિલે ન અપનો સાંઈ;
જો મંદિર મેં વો હી મસજિદ મેં, ક્યોં તુમ કો નહિ પાઈ. ૧
અપની પાસ જો પરગટ બોલે, અધે ક્યોં દરસાઈ;
નહિ હમ હિંદુ નહિ મુસલ્મા, હમરો એક ખુદાઈ. ૨
વહી રામ ઓર વહી રહીમા, વોહી પાક ખુદાઈ;
એક ખુદા જીને ખલક બનાયા, દૂસરો કોન બતાઈ. ૩
દોનો મિલ તુમ જીક બનાવો, હરિ હજરતકો ગાઈ;
'દાસ મલિક' હમ એક ભયેરી, અબ કહો કોન જુદાઈ. ૪

તમે બંને રાહ-માર્ગ ભૂલીને ઈશ્વરને જુદા કહો છો; પરંતુ સૌનો સરજનહાર, અવિનાશી પ્રભુ એક અદ્વૈત છે. તમને એ હજુ સમજાયું નથી, નહિતર આમ અંધારે અથડાઓ નહિ.

[ ૬૦ ]

સાહેબ એક હૈ, મેરા ભાઈ: ટેક૦
આપા છાંડી, તુમ એક બનો, જો પરવર કો ચાહી;
સબ મહજબ સાહિબ કો ખોજે, સબ કી એક નિગાહી. ૧
યહાગમ હિંદુ યે હી મુસલ્મ, વો ઘર એસા નહિ;
સાચજુઠા કો સાહિબ પૂછે, મહજબ સે નાતા નાહિ. ૨
પાની, યહ દો દિન કા મેળા, યહ જગ દેખા સારા હી;
કલ હમ તુમ સોં બિખર જાયગે, મત કરો વેર બુરાઈ. ૩

એક પિતા કે દો ફરજંદ તુમ, કયા સુખ આપ બિગોઈ;
'દાસ મલિક' યે હી દાગ મિટે, જબ હમ દોનો એક હોઈ. ૪

કેમ જાણે કબીર ન બોલતા હોય એવો અહીં ભાસ થાય છે!

[ પદ ]

જેને અંતરપટ દૂર કિયો: ટેક૦
એક પિતા એક સાહિબ બંદે, હિંદુ મુસલમા કિયો. ૧
એક મહઝબ અલ્લાહ પુકારે, વો હમને સુન લિયો. ૨
રામરહીમા દોનો એક થે, જહાં પાકને રૂપ લિયો. ૩
'દાસ મલિક' ભટકત નાહિ, જીને થાણા સ્થિર કિયો. ૪

શિર પર કાળનું ચક્ર ફરી રહ્યું છે, છતાં માયિક પ્રપંચમાં રાચેલા સંસારીને લગારે ભાન નથી કે એક વહેલી સવારે પોતાને પરલોકના માર્ગે પ્રયાણ કરી જવાનું છે. એ તો એમ જ સમજે છે કે 'મારે મરવું જ નથી.' પરંતુ ભલા! આ અનિત્ય જીવન કયાં સુધી ટકાવી રાખીશું? કાચી માટીનો ઘડો એક દિવસ પણ ફૂટી જશે!

[ પદ ]

શિર પે કાલ-પારધી ફિરે: ટેક૦
શાહ નબીરા પતશાહી છોડી, પરલોક પંથ પરવરે. ૧
ઊંચા મહલ અવનિ મેં ત્યાગ કે, બૂરી મોત સે મરે. ૨
મેરા કર મૂરખ ભરમાયે, મિથ્યા ગુમાન કરે. ૩
'દાસ મલિક' નાંહિ સમજે અભાગી, સાચે એક શ્રીહરે. ૪

અને—

[ પદ ]

પંછી તુ કહાં પરદેશ ફસાયો? ટેક૦
અપને વતન કી યાદ ભૂલ, તુ પરલોમ ભરમાયો. ૧
નિજ વતન કા બિરહ બિગોયા, નિશદિન રોવે નસાયો. ૨
આદલ બિચ અંધે નહિ દેખા, ધૂતા સંગ ધુતાયો. ૩
'દાસ મલિક' નિજ દેશ કો ખોજત, સદ્‌ગુરુ ચરણ સમાયો. ૪

બીજે પણ એ કહે છે:

[ પદ ]

ક્યોં નિંદ મેં સોતા, મુસાફીર, આય ઠાઢે જમદૂતા: ટેક૦
માનુષ તન દેવન કો દુર્લભ, કાહે ભટકત ભૂતા: ૧
જોબનરંગ ભરત કા પાની, પલ છીન મેં ખૂટા. ૨
માયા-મમતા છોડ દીવાના, કહા વિષયકટ લૂંટા. ૩
'દાસ મલિક' ઊડ જાવે હંસા, યહ તન અવનિ મેં સૂતા. ૪

દુનિયારૂપી બજારમાં આવીને તેં શી કમાણી કરી? જીવ! પરદેશમાં તું કમાવા આવ્યો છે, માટે જોજે, રખેને તું ફંદમાં ફસાઈને કરેલી કમાણી વૃથા ગુમાવી દેતો!

[ પદ ]

પછી તુ યહ જગ મેં કયા કમાયો: ટેક૦
માંસ મદિરા ભોગ બહુ કીને, તૃપ્તિ આજ હુ નાહિ આયો. ૧
વિષય ખાટ મેં સોઢ તાણુ કે, સુંદરી સંગ ભ્રમાયો. ૨
આયા થે તુ યહાં કમાવા, અપનો ગરથ ગુમાંયો. ૩
'દાસ મલિક' ભગવંત ભજ્યા બીન, શઠ કયોં સંસાર મે આયો. ૪

સાઠાત્રણુસો વર્ષનાં વહાણાં વાયાં, છતાં આજે પણ સંતવાણીમાં એ મસ્ત ભજનિક બાબા મલિક વિમળ હૃદયે ઘૂમતા દૃશ્યમાન થાય છે. એમણે રચેલી વાણીમાંથી જ વિશેષ કરીને એમનું ચરિત્ર જાણી શકાય છે. કેટલાક દોહરામાં એ વિષે તેમણે સ્પષ્ટીકરણ કર્યું છે.

[ સાખી ]

ચાણોદ નગ્ર સે ચલ પરે, સદ્‌ગુરુ હરિ કે સંગ;
ભવતારક હુઈ તારિયા, વોહિ 'મલિક' મનભંગ. ૧
મન કી ભરમણા મિટ ગઈ, દરશે હરિ કા રૂપ;
વો હજરત કો પાય કે, મલિક બૈઠે ચૂપ. ૨
અંતરપટ અલગા હુવા, સમજયો મૂઢ મલિક;
નૈના સે નીર બહ રહે, લગી કાળ કી બ્હીક. ૩
સૂરમા સદ્‌ગુરુ ખાઈયા, મિટે મદ—અભિમાન;
મલિક અબ સમજે નહિ, મંન માના અપમાન. ૪
આદિ કાલ કા રવૈયા, દૂર કિયા હરિદાસ;
કાશી કાબા મત ભૂલે, પાયા અપની પાસ. ૫

'અમારો એક ધર્મ સ્વર્ગનો માર્ગ બતાવે છે અને બીજાનો નર્ક લઈ જાય છે,' એવી પક્ષાપક્ષીની વાતો કરવી એ અજ્ઞાનથી બાબા મલિકનું દિલ દુખાય છે. અને એને લીધે જ તેમણે સંસારને મતિમંદ કહ્યો છે.

બાબા મલિકે હિંદી તેમ જ ગુજરાતીમાં પણ ઘણાં પદો રચ્યાં હોવાનું કહેવાય છે. કાળના વહન સાથે એ દુર્લભ્ય સંતવાણીસંગ્રહ ક્યાંય વિલીન થઈ આજે અપ્રાપ્ય બન્યો છે. કેવળ થોડાં પદો જ પ્રાપ્ત થાય છે, જેનાથી આપણે એ મસ્તફકીરના વિમલ હૃદયને ઓળખી શકીએ છીએ. સદ્‌ગુરુ હરિદાસ સંગાથે અનેક તીર્થોમાં ઘૂમતા એ સંત ક્યાં ગયા, ક્યાં સમાયા, તે વિષે કોઈ જાણી શક્યું નહિ. સંતવાણીમાં એક સ્થળે તેમનો અંતિમ ઉલ્લેખ મળે છે:

"મલિક મરઘટ નો સૂતા, જહાં બાબા હરિદાસ;
છિપ ગયે પિવ કી ગોદ મેં, તૂ હી મિલન કી આસ."

અંતે તેઓ સદ્‌ગુરુના હૈયા એટલે સ્વામી હરિદાસના ચરણમાં જ વિરામ પામતા સાચી શાંતિ અને આનંદ અનુભવ્યો.

ઐક્ય આદિનો દિવ્ય આદેશ સમજાવીને આપણને સન્માર્ગે વાળવા એમણે ઘણું કહ્યું છે. પરંતુ 'નવ નેજાં પાણી ચઢે, પથ્થર ભીંજે ન કોર' આપણે ખરેખર પથ્થર હૃદયના માનવી છીએ, નહિ તો બાબા મલિક જેવા વંદનીય સદ્‌ગુરુના ઉપદેશથી વિમુખ ન રહીએ! હૃદયના મિથ્યા અભિમાનનો ત્યાગ કરી આ જ્ઞાની સદ્‌ગુરુ—મુરસદ બાબા મલિકના ચરણારવિંદમાં સપ્રેમ વંદના હો!

★

# કેદ કરજદાર?

પં. મંગળજી ઉદ્ધવજી શાસ્ત્રી.
'સદ્વિદ્યાલંકાર'

'જગતના તાંત'ની ઉપમા પામેલ ખેડૂત વધુ ને વધુ દેવાદાર બનતો ગયો છે, તેનું કારણ એની દાનત ખરાબ થઈ ગઈ છે કે લેણદારની હિંસાખોરી વધી છે? લેણદેણની આ પરિસ્થિતિમાં વાસ્તવિક રીતે શું હોવું જોઈએ તે લેખકે કુશળતાથી વાર્તામાં ગૂંથી બતાવ્યું છે.

ભારતવર્ષની 'ખોરી'ઓમાં જો કે વ્યાજખોરીને સ્થાન આપવામાં આવ્યું નથી, છતાં નફાખોરી, દગાખોરી, ઇર્ષ્યાખોરી વગેરેમાં વ્યાજખોરી એ પ્રથમ નંબરે મૂકવા યોગ્ય ખોરી છે. શાહુકારધારો થયા પછી પણ આ ખોરીના પ્રકારમાં જ માત્ર સુધારો થયો છે, એનું આંતરિક સ્વરૂપ બદલાયું નથી. મુદ્દલ રકમ બમણી કે ત્રણગણી ભરપાઈ થઈ જવા છતાં કરજદાર કરજના બોજામાંથી મુક્ત થઈ શકતો નથી. મુસલમાન ધર્મમાં વ્યાજ ખાવાનું હરામ માનવામાં આવ્યું હોય તો તેનું એક જ કારણ છે કે તેમાં ગરીબોને બહુ જ ચુસાવું પડે છે.

બજારના દલાલોની જેમ વ્યાજખોરીના પણ દલાલો હોય છે. વ્યાજે રકમ આપનારને એમાં કંઈ આપવાનું હોતું નથી, 'એની દલાલી પણ એ વ્યાજે રકમ લેનારને જ આપવી' પડે છે. સેંકડે ૫-૧૦ ટકા અને કેટલીકવાર તો ૨૫ ટકા જેવી રકમ એકીસાથે એ દલાલદેવો સ્વાહા કરી જાય છે. બિચારો ગરીબ દેવાદાર જિંદગી સુધી એમાંથી મુક્તિ મેળવી શકતો નથી.

પટનાના લાલાજી દયાલદાસ પણ એ જ પંક્તિના મહાજન હતા. કચેરીમાં જઈને જે દેવાદાર ઉપર કેસ ચાલતો હોય, તેની મુખત્યારગીરીનું કામ પણ તેઓ કરતા; એમાં તેઓ ૨૫ ટકા જેટલું વ્યાજ મેળવી શકતા. તેમનો વ્યવહાર ગરીબ લોકોની સાથે ખાસ રહેતો; મૂળ રકમ કરતાં એમને વ્યાજ વધારે વહાલું હતું.

જ્યારે તેઓ મિત્રોની સાથે ગપ્પાં મારતા ત્યારે કોઈવાર કહેતા :

'બ્રાહ્મણ, ક્ષત્રિય કે કાયસ્થ લોકોને રૂ.પૈસા ધીરવા એ તો હાથે કરીને રૂપિયાને કૂવામાં નાખી દેવા જેવું છે. એ લોકો તો ઓછે વ્યાજે માગે છે અને મુદ્દતસર પૈસા ભરી આપે છે, એના કરતાં તો ગરીબોને ધીરવું સારું કે જેથી તેઓ બિચારા પેટે પાટા બાંધીને વ્યાજની રકમ આપતા જ રહે.'

આમ તેઓ અનાયાસે ગરીબોની સેવા કરવાનો યશ ખાટી જતા! લાલાજીના મિત્રો પણ હામાં હા મેળવીને એમની વ્યાજખોરી ઉત્તેજિત કરતા રહેતા; અને એમ ન કરે તો લાલાજીને ત્યાં મોજ ઉડાવવાનું કેવી રીતે બની શકે?

એકવાર લાલાજી કચેરીમાંથી ઘર તરફ ચાલ્યા આવતા હતા. રસ્તામાં તેઓએ એક વિચિત્ર ઘટના જોઈ. બરાબર ચોકમાં ઊભો રહીને એક મુસલમાન ગાય વેચી રહ્યો હતો. ગાયનું વ્યવસ્થિત લીલામ થઈ રહ્યું હતું, 'પંદર... વીસ...પચીસ એમ ' ટોળામાંથી અવાજ આવતો હતો, ગરીબ મુસલમાનની આંખમાં હતાં ઝળઝળિયાં અને હૃદયમાં હતો ગાયના વિયોગનો શોક.

ભરાવદાર ને ચમકવાળું શરીર અને સુંદર, રૂંવાડીવાળી ગાયને તેણે પ્રાણની માફક પોષી હતી. તેના આગળ ઊભેલો સફેદ–હૃષ્ટપુષ્ટ વાછરડો માથું ધરીને ઊભો

હતા. મુસલમાનની અશ્રુભીની આંખો ઘડીકમાં ગાય તરફ અને ઘડીકમાં ગાયની કિંમતમાં વધારાની રકમ પર ફર્યા કરતી હતી. એનું મન કહેતું હતું: 'ગાય વેચીને વળી કેટલા દિવસ જીવી શકાશે?' અને શરીર કહેતું હતું; 'જેટલા દિવસો શાંતિ મળી તેટલી...'

કુતૂહલવશ લાલાજી એ માનવટોળા તરફ વળ્યા. એમ તો લાલાજીને ત્યાં બેચાર ગાયો–ભેંસો હતી. આમતેમ વિહ્વળ બનીને ફરતા મુસલમાનને તેમણે પૂછ્યું:

'ભાઈ, ગાય વેચવી છે?'

મુસલમાને લાલાજી તરફ આશાભરી દૃષ્ટિથી જોયું અને કહ્યું:

'જી હજૂર!'

લાલાજીએ પૂછ્યું: 'ક્યાંથી લાવ્યો છે? તારું નામ શું છે?'

મુસલમાને હાથ જોડી કહ્યું: 'હજૂર, અહીંથી ત્રણચાર ગાઉ દૂર પસૌલી ગામે હું રહું છું. મારું નામ રહેમાન છે. મારા છોકરાને આ ગાય બહુ વહાલી છે હજૂર...'

'દૂધ આપે છે?'

'જી, એક ટંકે પાકું ત્રણશેર. નાનું છોકરું પણ દોહી શકે ને ઊંચો પગ પણ ન કરે એવી સીધી છે મારી લછમી, હજૂર. આપને જોઈતી હોય તો આપ જે આપશો તે લઈ લઈશ. આ લોકો તો મારી અને ગાયની મશ્કરી કરે છે. ગયે વર્ષે જ્યારે એ પહેલીવાર વિયાઈ હતી, ત્યારે એની પોણોસો રૂપિયાથી માગણી મેં ઠેલી, પણ મને એ મારા દીકરા કરતાં પણ વધારે વહાલી છે. આજે એને વેચવાનો દિવસ આવ્યો છે, આપ એને લઈ જાઓ. આ ગાય એવી છે કે જ્યાં જાય તે ઘરમાં કદી દુ:ખ આવતું નથી. આપને ત્યાં હશે તો હું પણ એને કોઈવાર જોઈ શકીશ અને ગાય પણ સુખી થશે. આ લોકો તો પચીસત્રીસ રૂપિયામાં ગાયને...' રહેમાનનું ગળું ભરાઈ ગયું એ આગળ બોલી ન શક્યો.

પળવારમાં લાલાજીએ રહેમાનનું હૃદય વાંચી લીધું. રહેમાનને રૂપિયાની જરૂર હતી એટલે એ સોદો ૪૫ રૂપિયામાં પતી ગયો. ઘડીભર રહેમાન નીચું જોઈને ઊભો રહ્યો અને વાછરડાને દોરીને લાલાજીની પાછળ ચાલી નીકળ્યો.

આગળ જતાં એક માણસે રહેમાનને અટકાવ્યો અને કહ્યું:

'હું પચાસ રૂપિયા આપું છું.'

લાલાજીએ પાછું વાળીને જોયું રહેમાનના દિલમાં એ પ્રલોભન પ્રવેશી શક્યું ન હતું, ત્યાં તો એ જ માણસે બીજીવાર કહ્યું:

'લે આ પંચાવન રોકડા, પછી છે કાંઈ?'

રહેમાને આંખો આડો હાથ રાખીને કહ્યું:

'સાઠ આપો તોય નહિ, રૂપિયા કરતાં મારી ગાય... અને એવા મળે તોય લાખો છે.'

લાલાજી અને રહેમાન હવે દૂર નીકળી ગયા હતા. ચાલતાંચાલતાં રહેમાને કહ્યું:

"હજુર, આપ ઠીક મોકાસર આવી ગયા, આ કસાઈ લોકો મારા હાથમાંથી જબરદસ્તીથી ગાયને ઉઠાવી જાત! બહુ વિપતમાં આવશો હું સરકાર નહિ તો હું મારા ઘરની 'લછમી' ન વેચું. મેં આનું નામ લછમી રાખ્યું છે. આપ પણ એને 'લછમી' જ કહેજો. એને લીલી મકાઈ બહુ ભાવે છે. જેટલો વધારે ચારો આપશો તેટલું વધારે દૂધ મળશે... શું સરસ એનું દૂધ છે!

...અને હજૂર! ચારવાવાળાને કહી દેજો કે લછમીને જરા પણ મારે નહિ. મેં કોઈ દિવસ લછમી પર હાથ સરખો યે ઉગામ્યો નથી.'

'હા...ભૈ, સમજ્યો.' કહીને પોતે પતાવ્યું.

પરંતુ ઘર પાસે આવતાં સુધી લાલાજી વિચારજ કરતા રહ્યા! દરેક હિંદુ રહેમાન જેવો ગોભક્ત બની જાય તો?...એનો ઉત્તર એમની પાસે ન હતો.

ઘેર આવીને લાલા દયાળદાસે રૂપિયા ગણી આપ્યા. રહેમાને એને રૂમાલને છેડે બાંધી લીધા. ફરી એકવાર એણે ગાયના શરીર પર હાથ ફેરવ્યો. આંખમાંથી નીકળેલા અર્ધ્યને અંતરમાં સમાવવાનો પ્રયત્ન કરતો કરતો એ સલામ કરીને ચાલતો થયો.

*

પટનાથી ત્રણચાર ગાઉ દૂર પસૌલી ગામમાં મુસલમાનનાં ઘણાં ઘરો હતાં. રહેમાન પણ ત્યાં રહેનારો એક ગરીબ ખેડૂત હતો. ગામના જમીનદારે રહેમાન પર ચડી ગયેલા લેણાનો દાવો માંડ્યો હતો. એને ભરપાઈ કરવા માટે જ એણે પોતાની પ્રિય ગાય લછમીને વેચી નાખી હતી. એકવાર એ જ બજારમાંના કસાઈઓ પાસેથી એ પાંચ જ રૂપિયામાં એ લછમીને બચાવી લાવ્યો હતો. આખું ઘર કેટલું રાજીરાજી થઈ ગયું હતું તે દિવસે?

અને આજે?...આજે એ લછમીને એ વેચી આવ્યો હતો, ઘરમાં બે બળદો સિવાય બીજી સંપત્તિ હવે ન હતી.

લડાઈને કારણે આઠઆઠ વર્ષ થયાં મક્કાનો બંધ થયેલો રસ્તો હમણાં જ ખુલ્લો થયો હતો. ઘણાં સ્ત્રીપુરુષો મક્કાશરીફ હજ પઢવા માટે જવાનાં હતાં. રહેમાનની બુઢ્ઢી માતાએ પણ પાક પરવરદિગારની બંદગી ગુજારવા માટે મક્કાશરીફ જવાની હઠ લીધી હતી.

રહેમાન માને સમજાવી રહ્યો હતો, પણ માનો એક જ આખરી સવાલ હતો.

'બેટા! મારો આ છેલ્લો સવાલ છે, મારું આ અરમાન પૂરું કર, ખુદા તારી નેકીનો બદલો આપશે.'

જ્યારેજ્યારે માતાના આ શબ્દો કાને પડતા ત્યારે રહેમાન મુઝાઈ જતો, એની માતૃભક્તિ ઉછાળો મારી જતી. જે માતાએ એને હૈયાનું હીર નિચોવી પાઈને મોટો કર્યો, વૈધવ્યનું કષ્ટ વેઠીને પણ પોષણ કર્યું, તેને માટે તે શું આટલું પણ ન કરી શકે?

પણ એ માટે રૂપિયા ક્યાંથી લાવવા? એ સવાલનો જવાબ વાળવામાં એ નાહિંમત બની જતો.

ક્યાંયથી વ્યાજે પણ રૂપિયા મળે તો? તો એ માતાની મુરાદ જરૂર પૂરી પાડવા તૈયાર હતો. એ વ્યાજે આપનારાં પાત્રોને પોતાના દૃષ્ટિપટમાં જોઈ રહેતો; એ વિચારતો :

'અહીંના વાણિયા તો કસાઈથી પણ બૂરા છે. એને પલ્લે પડી જવાય તો જિંદગીભર છૂટવું મુશ્કેલ છે.'

ત્યાં એક બીજો વિચાર આવ્યો :

'લાલાજી પણ લેણદેણનું કામ કરે છે. આ કમબખ્ત વાણિયાઓ કરતાં તો એ ભલા માણસને હાથે જ મરવું સારું. હું જઈને એને પગે લાગીશ. ભલે જરૂર પડે તો બમણા લખી આપીશ; પણ માતાની મુરાદ તો હું જરૂર પૂરી કરીશ.'

વિચારમાં ને વિચારમાં એણે પાંચછ દિવસો તો કાઢી નાખ્યા. કઈ ઓળખાણથી એમની પાસે જઈને ઊભા રહેવું? શહેરના માણસો પણ તીખા હોય છે!...અને મુદત પૂરી થયે એ દાવો દાખલ કરી દે તો?... એમની સામે કોર્ટમાં કયે મોઢે ઊભા રહેવું? ઘરમાં તો આ એક જ બળદની જોડી છે... પણ પછી?

હજ પઢવા જવાની મુદત નજીકમાં આવી પહોંચી. આખરે માતાની જિદ્દ આગળ રહેમાને માથું ઝુકાવ્યું. એ લાલાજી પાસે આવી

સલામ કરીને ઊભો રહ્યો.

લાલા દયાળદાસજી ચોપડામાં નજર ફેરવી રહ્યા હતા. મોટી લઠ્ઠી લઈને ચપરાસી સામે જ ઊભો હતો, પણ એણે રહેમાનને અટકાવ્યો નહિ. લાલાજીએ ઊંચે જોયું અને તેઓ તરત ઓળખી ગયા.

'કેમ રહેમાન, શું છે?'

રહેમાને માતાની હઠ કહી સંભળાવી. પોતાની ગરીબાઈ અને માતાનો પ્રેમ પણ જેવીતેવી ભાષામાં રજૂ કર્યો. અને અંતે સંકોચાતાં-સંકોચાતાં તેણે રૂ. ૨૦૦ વ્યાજે માગ્યા.

લાલાજીએ પોતાનાં ચશ્માં આંખો ઉપરથી કપાળ પર લીધાં—જાણે હવે આંખોએ નજર કરવાનું કામ કપાળને સોંપ્યું હોય! તેમણે કહ્યું: 'રૂપિયા તો હું આપીશ, પણ મારા કાયદાની તને ખબર છે ને?'

'જી.' રહેમાનને તો વ્યાજખોરોના કાયદાની ખબર જ હતી!

'બતાવ, ક્યારે દઈ શકીશ?'

'સરકાર, બે વર્ષની મુદ્દત આપો.'

'હા, તો ૨૫ રૂપિયા સેંકડે થશે અને સમયસર નહિ મળે તો સેંકડે બત્રીસ રૂપિયા થઈ જશે: તું ઈમાનદાર છે એટલે તારો જામીન નથી લેતો.' લાલાજીએ મહેરબાની બતાવી.

રહેમાનને ૨૦૦ના બદલામાં ૧૭૫ મળ્યા, કંઈક ટિકિટખર્ચ, થોડી દલાલી અને લખામણીનો ખર્ચ કપાઈ ગયો. રૂપિયા લઈને એ આનંદભેર ઘરમાં આવ્યો. ઘરમાં ગઈ સાલનો થોડો ગોળ પડ્યો હતો. તેને વેચીને બાકીના રૂપિયા તેણે પૂરા કર્યા અને માતાને લઈને તે હજ પઢવા નીકળ્યો.

*

'કેમ! તારી મુદ્દત પૂરી થઈ કે નથી?' મુદ્દત પૂરી થયા બાદ ચારપાંચ દિવસે લાલાજીએ રહેમાનને બોલાવ્યો હતો અને એના પર ગોખી રાખેલાં પરંપરાના શબ્દોનો પ્રયોગ શરૂ થયો હતો.

'હજૂર, બહુ તકલીફમાં છું. અમ્મા હજ કરી આવીને તરત જ બીમાર પડી ગઈ છે. એની દવા-દારૂમાં દોડધામ કરીકરીને ચાલુ સાલનો પાક પણ લઈ શક્યો નથી. ઘરમાં જે કાંઈ હતું તે ખવાઈ ગયું છે. ખેતરમાં શેરડી વાવી હતી તે પણ હાજરીને અભાવે સુકાઈ ગઈ. થોડા દિવસ મારી ઓરતે તેને પાણી પાયું, પણ હજૂર ત્યાં તો રોટી પકાવવાની મુસીબત પડી! ખુદા જાણે છે સરકાર: મારી તકલીફ ખ્યાલમાં લઈને એક વર્ષની મુદ્દત વધારી આપો. આપની પાઈ પે પાઈ ચૂકતે કરી દઈશ.'

લાલાજીએ રૂઆબથી કહ્યું:

'બત્રીસ રૂપિયા વ્યાજ પડશે.'

'જેવી આપની મરજી.' કહીને રહેમાન ઘેર આવ્યો. આવીને એ માતાની પથારી પાસે ગયો. માતાનો અંતિમ સમય નજીકમાં જ આવી ગયો હતો. એણે રહેમાનના સામે વાત્સલ્યભરી નજરે જોઈ લીધું અને સદાને માટે આંખો બંધ કરી દીધી!

અત્યાર સુધી તો રહેમાન ગરદન સુધી જ પાણીમાં હતો, હવે એના માથા પર પાણી ચડી ગયું. માતાના કફન માટે તો એ વખતે પડોશીએ પણ ઉધાર આપ્યું, પણ એના આત્માની શાંતિ માટે જકાત(ધર્માદા)ની જરૂર તો હતી જ. જે માતાએ એને ઉદરમાં રાખ્યો હતો તે માતાની કબર પણ બંધાવ્યા વિના કેમ ચાલે?...અને બિરાદરોને ચાલીસમે દહાડે ખાણું પણ આપવું જ પડે ને! માતૃસેવાનો આ છેલ્લો અવસર હતો. પછી તો બાકી રહેવાની હતી માતૃસ્નેહની મીઠી યાદ!

એ મનમાં વિચારતો હતો: 'અય ખુદા!

આ તે કેવો દિવસ? મારી ફરિયાદ સાંભળવા માટે કોઈ પણ નહિ? શું મારામાંથી એટલું પણ નૂર ઊડી ગયું છે કે હું મારી પ્યારી અમ્મા માટે એટલું પણ ન કરી શકું?... પણ એને માટે રૂપિયા જોઈએ! ક્યાંથી... ક્યાંથી લાવું એ?...'

'...હા' એ વિચારતંદ્રામાંથી જાગ્રત થયો, 'લાલાજી ભલે તાસીરમાં કડક બની જાય છે પણ છેવટે તો તેનું હૃદય મુલાયમ છે. એની પાસે જઈને મારી આ કહાની સંભળાવું. એના પગમાં પડું, કદાચ એના ખ્યાલમાં આવી જાય તો સો–બસો એમને મન કાંઈજ વિસાતમાં નથી.'

વળી પાછો એ પટના જવા નીકળ્યો. એક–એક પગ મૂકતાં એને ઘણો સમય લાગતો હતો. 'હવે શું મોં લઈને લાલાજીની પાસે જવું? હજી તો ત્રણ જ દિવસ થયા વાયદો વધાર્યો છે, જ્યારે બીજા માગીશ, ત્યારે તેઓ શું કહેશે?

એની જગ્યા પર હું હોઉં તો? પણ પૈસાદાર કેટલા ઉપર દયા રાખે? અને મારી પાસે મિલકત પણ શી છે? લાલાજીને શંકા પડશે કે જરૂર રહેમાનની દાનત બગડી છે! આ વખતે ધક્કા મારીને બહાર કાઢશે તો?'

'તો? શું માતા જે રસ્તે ગઈ તે...'

'નહિ,' રહેમાન મક્કમ બન્યો. કાયરતાને ઘડીભર દૂર ફગાવી દઈને એ વિચારવા લાગ્યો: 'લાલાજી એવા નથી, એના દિલમાં રહેમ છે, મને એ નિરાશ તો નહિ જ કરે.'

લાલાજી હજી કચેરીમાંથી આવીને પોતાની ઑફિસમાં જ બેઠા હતા, એટલામાં જ રહેમાને આવી સલામ કરી. કચેરીમાં કોઈની સાથે ઝઘડો કરી બેઠા હશે એની રહેમાનને ક્યાંથી ખબર પડે? રહેમાનને જોઈને લાલાજી તૂટી પડ્યા:

'વળી આવ્યો તું જીવ ખાવા? જા, મને ફુરસદ નથી.'

રહેમાનને એ ખબર હતી કે મોટા માણસોને ફુરસદ હોતી નથી અને એ પણ ખબર હતી કે નાના માણસો કદી પણ મોટા માણસોનો જીવ ખાઈ શકતા નથી પરંતુ એ વાતને એ જાહેર કરી શક્યો નહિ. ઘડીભર એ નીચું જોઈ ઊભો રહ્યો અને માત્ર આટલું જ ગણીગણી શક્યો:

'લે સાંભળી લે બચ્ચા! મોટીમોટી ઉમ્મીદો બાંધી હતી ને તેં? બહુ રહેમવાળા છે લાલાજી! તારી અક્કલ પર પથ્થર પડી ગયો હતો...ખાઈ લે હજી વધારે ખત્તા, તારા ભાગ્યમાં એ સિવાય બીજું છે પણ શું!...' અને એની આંખમાંથી પાણીની ધારા ચાલી નીકળી!

લાલાજીએ જ્યારે ઊંચે જોયું ત્યારે રહેમાન સીડી ઊતરી ચૂક્યો હતો, પરંતુ રહેમાનના ગણગણાટના શબ્દો તેના કાનમાં અથડાઈ રહ્યાં હતા. લાલાજીનું દિલ પીગળી ગયું. નરમ અવાજે એણે રહેમાનને પાછો બોલાવ્યો. ધીમે પગલે રહેમાન પાછો આવીને નીચે મુખે ઊભો રહ્યો. લાલાજીએ તેને પૂછ્યું:

'કેમ ભાઈ! શું કામે આવ્યો હતો!'

પગમાં પડીને રહેમાન રડી પડ્યો અને તે બોલ્યો:

'સાહેબ, હું તો સલામ કરવા આવ્યો હતો.'

'ના ભાઈ ના, ચાર ગાઉ ચાલીને એકલી સલામ જ કરવા આવે ને પગે લાગતાં રડી પડે એ માની ન શકાય. હું તારા પર ઊતરી પડ્યો તેનું માઠું ન લગાડતો, ભાઈ! બોલ શું કામ પડ્યું?'

રહેમાન કંઈજ બોલી ન શક્યો. ઊલટો પોકેપોકે રડી પડ્યો! લાલાજીએ એના હૃદયને તો પહેલેથી જ માપી લીધું હ-

તેમણે પૂછ્યું :

'શું તારી મા ગુજરી ગઈ ?'

'હા હજૂર, આજે ત્રીજો દિવસ થયો.'

'—તો મારા ભાઈ! રડવાથી શું એ પાછી આવવાની હતી ? કિરતારને જે મંજૂર હતું તે બન્યું. તારે હાથે એની માટી ઠેકાણે પડી ગઈ! એ તો ભાગ્યશાળી બની ગઈ!'

રહેમાને આંસુ લૂછી નાખ્યાં અને તે બોલ્યો :

'હજૂર, એ તો ભાગ્યશાળી હતી અને ભાગ્યશાળી બનીને જ ચાલી ગઈ, પણ મારી પાસે એવું ભાગ્ય ક્યાં ? હું તો આપની પાસે કંઈક અરજ કરવા આવ્યો હતો, પણ કહેતાં જીભ ઊપડતી નથી.'

રહેમાનના શબ્દેશબ્દે લાલાજીનું હૃદય દ્રવી ગયું હતું. રહેમાન જેવો નેકદિલનો માણસ રડી પડે એ હવે એમને માટે અસહ્ય હતું. એમ તો તેમણે ઘણા કરજદારોને રડતા જોયા હતા; પરંતુ આ રુદનમાં એમને રહેમાનના હૃદયની વેદના સંભળાતી હતી. બીજાના રુદનથી વજ્ર બનેલા લાલાજીને રહેમાનના રુદને પિગળાવી દીધા હતા. એમણે રહેમાનને સાંત્વન આપતાં કહ્યું :

'કહે ભાઈ! દુઃખના દિવસો તો સૌને માટે સરખા છે.'

'કયે મોઢે બોલું સરકાર! કોઈ ઠેકાણેથી પાઈ પણ ઉધાર મળવી મુશ્કેલ છે. કામ એવું પડ્યું છે કે એ ન કરવાથી જિંદગીભરનો પસ્તાવો નહીં જાય. આપને હું કાંઈ નથી કહેતો, પણ હજૂર, દયા કરો તો એમ માનીને કરો કે બસો રૂપિયાની રકમ આપ કૂવામાં ફેંકી રહ્યા છો. જો હું જીવતો રહીશ તો પાઈ યે પાઈ દૂધમાં ધોઈને આપી દઈશ.'

લાલાજીએ રહેમાન સામે જોયું અને બોલ્યા :

"ત્રણસોની રકમ તો થઈ ગઈ છે ને બીજા બસો માગવા આવ્યો છે? બે વર્ષમાં તો પાંચસોના સાતસો થઈ જશે, એની કાંઈ ખબર છે!'

હાથ જોડી રહેમાન બોલ્યો :

'ગરીબ પરવર! અગર ખુદા દેશે તો ચાર વીઘાં જમીનમાંથી એક જ વર્ષમાં પાંચસો મળી જશે. મુદતથી યે પહેલાં આપની રકમ ચૂકતે કરી આપીશ.'

લાલાજીએ બીજું ખાતું કરાવ્યું. આ વખતે તેમણે ખર્ચની કોઈ પણ રકમ કાપ્યા સિવાય રૂ. ૨૦૦ ગણી આપ્યા. રાજીરાજી થતો રહેમાન ઘેર આવ્યો અને માતાના ઋણમાંથી મુક્ત થયો. જે માણસો લાલાજીને અને રહેમાનને ઓળખતા હતા તેમણે લાલાજીની આ પ્રથમવારની જ ઉદારતાને વખાણી. રહેમાન પરની લાલાજીની આ રહેમ ઘણાને ખૂંચી પણ ખરી. રહેમાન તો બન્ને બાબતોથી પર બની ગયો હતો.

*

ખેતીની હાલત અનાથ બાળકના જેવી હોય છે. જળ અને હવામાન અનુકૂળ હોય તો અનાજના ઢગલા થઈ પડે છે અને હવા-પાણી પ્રતિકૂળ બને તો કપટી મિત્રની માફક દગો પણ મળે છે. આગ, તીડ, શરદી, ચેપ વગેરેથી બચી જવાય તો તો એને 'ફસલ' કહેવામાં આવે છે, નહિ તો ફસલને બદલે 'ફેસલ' થઈ જાય છે!

રહેમાને પણ ફસલ લેવા માટે રાતદિવસ એક કરી નાખ્યાં. તેની વહુએ પણ રાતદિવસ જોયાં નહિ. બે નાનાંનાનાં બચ્ચાં હોવા છતાં તે દરેક કાર્યમાં રહેમાનને મદદ કરવા ઊભી રહેતી. આ બધા પરિશ્રમના ફળરૂપે રહેમાનના ખેતરમાં એટલી બધી શેરડી થઈ પડી હતી કે જેના ખેતરની વચ્ચેથી હાથી

ચાલ્યો જાય તોપણ દેખાય નહિ! આખું ગામ રહેમાનના વાડ તરફ જોઈને કહેતું કે આ ફસલમાં રહેમાનના પોબાર પડવાના છે, ફેંકી દેશે તોય આકડોથી ઓછાં નહિ આવે.

રહેમાન પણ બેત્રણવાર શેરડી લઈને લાલાજીને ત્યાં પહોંચી ગયો હતો, વાતવાતમાં એ વારંવાર કહેતો :

'નામદાર, વાડ જોઈને જાણે મારું હૈયું ઠરીને હીમ બની જાય છે, એ બધું આપની રહેમનજરને આભારી છે. પણ જો જો, આ રહેમાન પણ ઊતરશે જાય તેમ નથી. ગોળ તૈયાર થાય કે તરત જ જે કંઈ આવશે, તે આપના ચરણોમાં મૂકી દઈશ.' આપ આપના હાથથી જો બેપાંચ રૂપિયા આપશો તો જ છોકરાંઓને કપડાં કરાવી દઈશ, નહિતર આવતી સાલે વાત. દાણાપાણી તો ફરીવાર એ જ જમીન આપી રહેશે.'

જવાબમાં લાલાજી હસીને કહેતા :
'એ તો સમય આવે જોઈ લેવાશે.'

*

મનુષ્યના વિચારોથી કેટલીકવાર ભાગ્ય જુદું વિચારે છે. એકવાર રહેમાન વાડના શેઢા પર શેરડીનાં સુકાયેલાં પત્તાં સળગાવીને, તાપી રહ્યો હતો. શિયાળાની રાત હતી. ઓઢવાનું પૂરું સાધન હતું નહિ; આખી રાત વાડની રખેવાળી કરવાની હતી.

બળદો ઊભા ખેતરમાં લીલુંછમ ઘાસ ચરી રહ્યા હતા. બળદો દૂર ચાલ્યા ન જાય એટલા માટે ચારપાંચ શેરડીના સાંઠા સાથે તેઓને બાંધી દીધા હતા. અર્ધી રાત વીતી ગઈ હતી.

એકાએક રહેમાનને ઝોકું આવ્યું. અર્ધનિદ્રિત અવસ્થામાં એ પોતાનાં બાળકોને રમકડાં અને કપડાં આપી રહ્યો હતો. એની સ્વપ્નોની દુનિયામાં એ જાણે કોઈ મોટો શેઠ બની ગયો હતો અને શેઠાણીનો સ્વાંગ સજીને એની સ્વપ્નશેઠાણી મરિયમ મોતીના હાર એના પર ફેંકી રહી હતી. જંગલની સુમધુર હવાના સ્પર્શથી એની સ્વપ્નસૃષ્ટિ સુરમ્ય બની રહી હતી!

અચાનક હવાનો એક વંટોળ આવ્યો, રહેમાનની આગળનો આગનો ભડકો વિખરાઈ ગયો! સાથેસાથે જ રહેમાન સફાળો જાગી ઊઠ્યો.

જ્યારે તેણે આંખો ચોળીને સામે જોયું ત્યારે આખો વાડ ભડકે બળી રહ્યો હતો! તે એકદમ ઊભો થઈને દોડ્યો! વાડ સળગી રહ્યો હતો એની તો એને ચિંતા ન હતી, એને તો ચિંતા હતી અંદર બાંધેલા બળદોની! ચારેતરફ લાગેલા અગ્નિની પરવા ન કરતાં એ વાડની અંદર ઘૂસી ગયો અને જોયું તો બન્ને બળદો છેવટનો શ્વાસ લઈ રહ્યા હતા!

હતાશ બનીને એ પાછો ફર્યો. ગામમાંથી માણસો દોડી આવ્યાં હતાં. પરંતુ લીલાછમ વાડને કોઈ બચાવી શક્યું નહિ. લીલી હરિયાળી વાડી રાખના ઢગલામાં ફેરવાઈ ગઈ! રહેમાને એના પર એક દૃષ્ટિ કરી, એની આંખોમાંથી પાણી પણ જાણે સળગીને ખાખ બની ગયું હતું. એને બદલે એના ગાલ પરના દાઝેલા ભાગમાંથી પાણીની ધાર છૂટતી હતી! હાથપગના ફોલ્લાને તો એ ગણકારે તેમ ન હતો. આજે તો એના દિલમાં ફોલ્લા પડ્યા હતા! એની દશા અનાથના જેવી બની ગઈ હતી. એના હાથપગ આજે ઢીલા પડી ગયા હતા. એની પીરસેલી થાળી આજે અચાનક છિનવાઈ ગઈ હતી. એને એની પોતાની ફિકર ન હતી. બાલબચ્ચાં તો દુઃખની તાલીમ લઈ ચૂક્યાં હતાં. એને તો ફિકર હતી એના કરજની...

બીજે દિવસમ લાલાજીનો ચપરાસી

આવવાનો જ હતો. લાલાજીને એ બતાવવામાં એને શરમ હતી. એ દિઙ્મૂઢ બની ગયો હતો!

એણે વિચાર કર્યો: કદાચ લાલાજીના પગમાં પડીને એક વર્ષની મુદત માગવામાં આવે તો? પરંતુ બીજી જ પળે તેના હૃદયે એનો જવાબ વાળી દીધો:

'એથી તો સાતસોના નવસો થઈ જવાના; અને કદાચ તેઓ અદાલતે ચડે તો? એ-ક ...દ...બ...ર...પૂરા...'

'પછી કયા ઝાડેથી એ હજાર આપવા? બાપ રે બાપ! એથી તો મરણુ સારું! અને ક્યાંક કેદ મળે તો?' તો? એના જવાબમાં એ મૂછી ઊઠ્યો!

'લાલાજી કેવા ભલા માણસ છે! ત્રણસો રૂપિયા તો ચડ્યા જ હતા. ઉપરાંત દયા કરીને તેમણે બસો બીજા આપ્યા! પચાસ રૂપિયાના વ્યાજથી પણ મને કોણ આપે તેમ હતું? અને હવે! હવે તો મારી ઇજ્જત ખુદાતાલાના હાથમાં છે'

*

સવારનો વખત હતો. પોતાના ખેતરની આગળ બરાબર સામે—ટૂટીફૂટી ઝૂંપડીની સામે ઊભીને રહેમાન પોતાનું બળી ગયેલું ભાગ્ય ભરમરૂપે ઢગલો થઈને પડેલું નિહાળી રહ્યો હતો. ભડકાઓ બુઝાઈ ને જાણે હૃદયમાં લાગી ગયા હતા. ધૂંઆના રૂપે હતા ઊના ઉચ્છ્વાસો અને ચોધારે આંસુની ધારા. એ આંસુની ધારા પણ એના અંતરની આગને બુઝાવવા અસમર્થ હતી!

એણે ઝૂંપડીમાં પડતું મૂક્યું. હવે જાણે ખેતરના સામે જોવું ન ગમતું હોય તેમ એ બે હાથમાં માથું મૂકીને ઢીંચણ જોઈને બેસી ગયો! એ ક્યાં સુધી એમ ને એમ બેસી રહ્યો એની ખબર પડી નહિ!

અચાનક એના કાનમાં એક ભયંકર અવાજ આવ્યો:

'કેમ રે બેઈમાન! પચાવી પાડવાનો વિચાર છે કે શું? ગઈ ફાગે મુદત વીતી ગઈ, છતાં મોં બતાવવા યે આવતો નથી? તું હજી હજૂરને ઓળખતો નથી, ભલભલાને પાણી પાઈ દે તેવા છે એ.'

રહેમાન કંપી ગયો! સામે જ મચંડકાય, લાઠીધર ચપરાસી ઊભો હતો. ઊભા થઈને તેણે લાલાજીના એ પ્રતિનિધિને સલામ કરી અને કહ્યું:

'જુઓ છો ને ભાઈ! મારી 'બદ-કિસ્મતી!'

ચપરાસીએ દમ ભરાવ્યો:

'હાલહવાલ જાણવા એ મારું કામ નથી. સીધી રીતે પૈસા આપી જા. તારા ખેતરનો કંઈ અમે ઇજારો નથી લીધો. સમજ્યો? અને...બધા જવાબ તો હજૂરને જ આપવા પડશે.'

'ચલો' કહીને તેણે રહેમાનને ઉપાડ્યો! પાઘડી બાંધવાનો પણ વખત રહેવા ન દીધો. એ મૂર્ખ ચપરાસીએ એનું કાંઈ જ સાંભળ્યું નહિ. સાંભળવાનો એની પાસે અવકાશ પણ ન હતો. જેટલો એ જાડો હતો તેટલી જ એની બુદ્ધિ પણ સ્થૂલ બની ગઈ હતી.

*

ચાર ગાઉનો રસ્તો કપાઈ ગયો! રહેમાને એકવાર પણ માથું ન ઉઠાવ્યું. ફોડફોડે એ બોલતો હતો: 'યા રહીમ! મદદ કરજે.' હવે એ એક જ એનો આધાર હતો. જો એટલું આશ્વાસન એના હૃદયમાં નહોત તો એ કદાચ રસ્તામાં જ બેભાન થઈને પડી જાત! અને જ્યારે મનુષ્યની બહુ ગંભીર હાલત થઈ જાય ત્યારે 'निरबल के बल राम' વિના બીજો આધાર પણ કોનો હોય?

લાલા દયાળદાસજી આંગણામાં ટહેલી રહ્યા હતા. આવતાં વેંત જ રહેમાને એના ચરણોમાં પાઘડી નાખી દીધી! એની આંખનાં આંસુઓનું સ્થાન હવે હૃદયની આર્દ્રતાએ લીધું હતું અને શુદ્ધ હૃદયની આર્દ્રતા જ બીજાના હૃદયને આર્દ્ર બનાવવા સમર્થ બની શકે છે.

લાલાજીએ પોતાના હાથે જ રહેમાનને ઊભો કર્યો અને કહ્યું :

'શું છે રહેમાન! બધી શેરડી બળી ગઈ અને બળદો પણ?'

'હજૂર, આપ બધું સાંભળી ચૂક્યા હશો. શું કહું સરકાર! મારી પર આફતનો ડુંગર તૂટી પડ્યો છે બીજું કાંઈ નહિ. જો વાડ બચી ગયો હોત તો હું આપનો કરજદાર મટી જાત; પાઈ એ પાઈ ચૂકતે કરી દેત અને મારાં બચ્ચાં...'

રહેમાન આગળ બોલે તે પહેલાં તો લાલાજી તાડૂકી ઊઠ્યા :

'...બોલ હવે શું વિચાર છે? રૂપિયા આપી દેવા છે કે જેલની હવા ખાવી છે?'

રહેમાનને જેલનું નામ સાંભળીને કંપારી આવી ગઈ! ગળગળા અવાજે એ બોલ્યો:

'આપ જે કાંઈ કરવા ધારો તે કરવા મુખત્યાર છો હું જ કમનસીબ છું સરકાર! મેં એ વાયદાઓ કર્યા અને હું જ ખોટો પડ્યો. ઓછામાં ઓછી મારી એક જ અરજ છે. મને એક વરસ બચાવી લો તો આ વખતે વાયદો નહિ કરું, છેવટે મારાં...'

'હાં...હાં. શું કહે છે, તારાં? શું તારાં? ટૂંકમાં પતાવી દેને, તારી છેલ્લી ઉમેદ શું છે?'

લાલાજીના શબ્દોમાં જાણે બળી ગયેલી શેરડીનો રસ ટપકતો રહેમાનને જોવામાં આવ્યો! તે હાથ જોડી બોલ્યો :

'...મારાં બાળકો વેચીને પણ આવતે વર્ષે હું કરજ ભરી દઈશ. મારી ઇચ્છામાં છેલ્લી એ જ ઉમ્મીદ છે કે હું આપનો કરજદાર ન રહું; સરકાર!...એક વર્ષ...ફક્ત એક જ...' તે પોકેપોકે રડી પડ્યો!

'તો સમજી લે રહેમાન! તું કરજદાર મટી ગયો.' લાલાજીએ રહેમાનની પીઠ થાબડી.

'કેવી રીતે સરકાર!' રહેમાન લાલાજી સામે આંખો ફાડી જોઈ રહ્યો: 'હું એક પાઈ પણ સાથે લાવ્યો નથી.'

'તો સમજી લે રહેમાન! હું પણ પાઈ મારી સાથે લઈને આવ્યો ન હતો. હું તો તારું દિલ સમજવા માટે કોશિષ કરી રહ્યો હતો. બાકી તો તું મારો કરજદાર જ નથી. ઊલટો હું તારો કરજદાર છું. આજથી નહિ ચારપાંચ વર્ષથી.'

લાલાજીના શબ્દોનું રહસ્ય સમજવાની રહેમાનમાં શક્તિ ન હતી. એ તો આંખો ફાડીને જાણે એમના શબ્દરસનું પાન કરી રહ્યો હતો. એને હવે એટલી તો ખબર પડી જ ચૂકી હતી કે સરકાર એને જેલની હવા ખવડાવવાના નથી! એટલામાં લાલાજીનો અવાજ શરૂ થયો :

'રહેમાન! તુ બહુ ભોળો છે. તારે તારા કરજની ચિંતા કરવાનું કાંઈ જ કારણ નથી. એ તો ક્યારનું ભરપાઈ થઈ ચૂક્યું છે. લે આ તારા ખાતાનાં પાનાંઓ.' કહીને લાલાજીએ રહેમાનના ખાતા પર મોટી ચોકડી મૂકી દીધી.

'સરકાર! એમ ન કરો. આપને આજે નહિ આપું તો આવતે જન્મે મારે આપવું પડશે.'

લાલાજી હસી પડ્યા અને બોલ્યા:

'રહેમાન! બધા જન્મના કરજમાંથી છૂટો છે. કરજદાર લોકો કરજ કરતી વખતે જેટલી ગરજ બતાવે છે તેટલી ગરજ તેને કરજ ચૂકવતી વખતે બતાવતા નથી. દરેક

વખતે તેઓ જુદાજુદા બહાના જ બતાવતા હોય છે. મને એવાં 'ગરીબ બદમાસ' ઉપર ચીડ છે, પણ મેં તો તારી હરપળે પરીક્ષા કરી છે, તું પાકો ઇમાનદાર છે. તારા જેવા બધા કરજદારો હોય તો?

અને એક બીજી પણ વાત છે.' તું તો મારો કરજેદાર રહ્યો પણ નથી, ખરો કરજદાર કોણ? એ જ સવાલ બની ગયો છે. આ તારી લક્ષ્મી મારી પાસે જ્યારથી આવી છે ત્યારથી આજ સુધીનો હિસાબ મેં બરાબર ગણી જોયો છે. આજ દિવસ સુધીમાં તેણે ઓછામાં ઓછું આઠસો રૂપિઆનું ઘી-દૂધ અમોને આપ્યું છે. ગરીબોને છાશ આપી એ તો વળી જુદી. અને તે ઉપરાંત ખેતીના કામમાં લઈ શકાય તેવા બે વાછરડાઓ તૈયાર જ છે

હું સમજી શકું છું કે એટલી ગરીબીમાં પંદર રૂપિયાની નુકસાની વેઠીને પણ તેં ભેંસેવાનો ઉત્તમ ધર્મ બજાવ્યો હતો. જ્યારે તેં મુસલમાન હોવા છતાં એટલી કસર ખાધી ત્યારે લાખ્ખોની સંપત્તિ ધરાવનારો હું હિંદુ આઠસો રૂપિયા જેટલી કસર ખમી ન શકું તો મારા જેવો બેઈમાન બીજો કોણ હોઈ શકે?

મેં તને જે રૂપિયા આપ્યા હતા, તે તો ધર્મના કામમાં વાપરવા જ આપ્યા હતા. હું બહુ ઝીણવટથી તારી તપાસ કરતો આવ્યો છું કે તેં એનો કદી દુરુપયોગ કર્યો નથી. મારે ત્યાં તો એક જ પુત્ર છે અને તારે ત્યાં ચાર બચ્ચાં છે. તારી પાસે તો હવે આજીવિકાનું સાધન પણ નથી.

ખેતીના ઉપયોગમાં આવે તેવા આ બે વાછરડાઓ હવે તારા જ છે. એને કેળવીને તું તારી ખેતી ચાલુ કરજે અને આ બસો રૂપિયા વધારાના પણ લેતો જા. એનાથી આખુ વર્ષ તારાં બચ્ચાંઓનું પોષણ થશે. હવે હું અને તું બન્ને સરખા થયા. કોઈ કરજદાર નથી. તારા જેવાને મદદ આપવા માટે તો હું સદા તૈયાર છું.'

કહીને લાલાજીએ બે મોટા વાછરડાઓ અને બસો રૂપિયાની રકમ રહેમાનને આપી દીધી.

રહેમાનને આભારના શબ્દો તો આવડતા ન હતા. પણ જાણે કોઈ જુગજૂના ચોપડા ઉકેલતી હોય તેવી તેની આંખો આભારદર્શક બિંદુઓ સારી રહી હતી. લાલાજીને બદલે કોઈ દેવદૂત ઊભો હોય તેમ તેને લાગતું હતું.

—જ્યારે લાલાજી કરજનો ભાર હળવો કરીને ઊંચે જોઈ રહ્યા હતા ત્યારે રહેમાન આનંદથી બે વાછરડાઓ અને બસો રૂપિયાની રકમ લઈને નવી દુનિયા વસાવવા ચાલ્યો જતો હતો!

★

સૌરાષ્ટ્રના ઘડવૈયા સ્વ. ફૂલચંદભાઈના જીવનના અંતિમ દિવસો હતા. શ્રી. નાનાભાઈ ભટ્ટ એમને મળવા ગયા. ઘણીઘણી વાતોને અંતે છૂટા પડતી વખતે નાનાભાઈએ હાથથી નમસ્કાર કરતાં પૂછ્યું: 'કંઈ, આજ્ઞા?'

'હવે આજ્ઞા તો તમારી!'

'કેમ વારુ?' નાનાભાઈએ સામો પ્રશ્ન કર્યો.

'કારણ હવે તો થોડાક જ સમય બાદ તમારી બાલસેનામાં આવીને જોડાઈ જવાનું છે, ત્યારે આજ્ઞા તો તમારે જ આપવાની રહેશે ને?' પોતાના પુનર્જન્મ પછીના બાલ્યકાળનો ઇશારો કરતા ફૂલચંદભાઈએ જણાવ્યું. એના જવાબમાં એવી જ હાજરજવાબી કરતા નાનાભાઈ બોલ્યા: 'પરંતુ ફૂલચંદભાઈ! અમે પણ તમારી પાછળ જ આવી પહોંચવાના ને? એટલે તે વખતે તો તમે અમારા કરતાં મોટા થઈ ગયા હશો. પરિણામે આજ્ઞા કરવાની તો તમારે જ રહેવાની!'

ગંભીર વાતાવરણમાં હાસ્યની લહેરી છવાઈ ગઈ.

# શ્રી રામાનુજાચાર્ય

શ્રી. પ્રશાંત

ભારતવર્ષનાં ધર્મસાગરમાંથી અનેકાનેક પ્રોજ્જ્વળ મૌક્તિકો જગતને સાંપડ્યાં છે. તેમાંના હિંદુધર્મવીરોમાંથી ઘણાએ વેદમાંથી પ્રેરણા મેળવી છે, ને એની ઉપર સ્વતંત્ર ભાષ્ય કે ટીકાઓ લખી છે. આપણો વેદનો રત્નાકર સભર છે, અગાધ છે; તથાપિ વૈદધર્મના વિશાળ રાજમાર્ગમાંથી કેટલાક વિશિષ્ટ ફાંટાઓ કે કેડીઓ રચાઈ છે. એ નવા માર્ગનું પ્રસ્થાન કરનાર એક મહાન વિભૂતિ તે શ્રી રામાનુજાચાર્ય. વિશિષ્ટાદ્વૈતના એ પ્રખર પુરસ્કર્તા હતા. એમના યે જીવનની આસપાસ, અન્ય અનેક મહાપુરુષના જીવનમાં બને છે તેમ, ક્યાંક ક્યાંક દંતકથાઓ વીંટળાયેલી છે; તથાપિ એ મહદ્ વિભૂતિનો તેજપ્રકાશ ક્યાં ય અછતો રહેતો નથી. એમના જીવનની ને જીવનદર્શનની ઝાંખી આ લેખમાં કરાવવામાં આવી છે.

આર્યસંસ્કૃતિનો પ્રચાર ધીમેધીમે દ્રાવિડી પ્રદેશોમાં વધતો જતો હતો. બુદ્ધધર્મ અને જૈનધર્મ પણ જનતામાં પ્રસરતા જતા હતા. ઈસ્વીસનના આરંભનાં પ્રથમ વર્ષોમાં પરિસ્થિતિ આ પ્રમાણે હતી. એ ધર્મપ્રવાહમાં ભરતી અને ઓટ આવતાં ગયાં અને દસમી સદીમાં તો યામુનાચાર્યના સતત પ્રયત્નોને લીધે શ્રીરંગમ, કાંજીવરમ, તીરુપથી વગેરે સ્થળોએ વિશિષ્ટાદ્વૈત સ્વીકારાયો. આ નવા વાદનો, નવા સંપ્રદાયનો, પોતાની પછી કોણ ધર્મવારસ થશે એ જોવા યામુનાચાર્યે પોતાના શિષ્યમંડળમાં ચારેતરફ નજર નાખી. અનેક મોઢે યાદવપ્રકાશના વિદ્યાર્થી લક્ષ્મણનાં વખાણ થતાં સાંભળી એમને થયું કે એ પદવીને શોભાવે એવો કોઈ હોય, તો તે માત્ર લક્ષ્મણ જ છે.

યામુનાચાર્ય જેવા ચુસ્ત ને પ્રખર વૈષ્ણવ શાથી એની ઉપર મોહ્યા હતા? શું હતું એ બાળશિષ્યમાં, જે અત્યારથી જ મોટેરાંની આંખે ચઢતો હતો?

મદ્રાસ ઇલાકામાં અસ્નેર ને અઘાર નામે બે ગામ છે.

અસ્નેર વૈષ્ણવમાર્ગી હતું, ને અઘાર હતું શિવમાર્ગી. એ અસ્નેરના નાથમુનિ પંડિતના પૌત્ર અલવંદર અસ્નેર છોડી પિતા ને બહેન સાથે તીરુપથી ગયા. **આ** પોતાની બે બહેનોને કેશવ સોમયાજી **ને** કમલનયન નામે બે વિદ્વાનો સાથે પરણાવી. વખત જતાં કેશવ સોમયાજીને ઈ. સ. ૧૦૧૭માં એક પુત્ર થયો. એનું નામ પાડ્યું લક્ષ્મણ ને કમલનયનના પુત્રનું નામ રાખવામાં આવ્યું ગોવિંદ. સત્તરમે વર્ષે બંનેને ભણવા મોકલવામાં આવ્યા.

અહીં રહી લક્ષ્મણે વેદાંત, ન્યાય, વ્યાકરણ વગેરેનો અભ્યાસ કરવા માંડ્યો. બંને ગરસિયાઈ ભાઈઓમાં લક્ષ્મણની મેધા, વિદ્યા સંપાદન કરવાનો એનો ઉત્સાહ, એની સ્વતંત્ર વિચારશક્તિ ને પ્રતિભા સર્વને ચકિત કરી દેતાં હતાં. એક વેળા વર્ગમાં બ્રહ્મસૂત્ર ચાલતું હતું, ત્યારે પોતાના ગુરુ યાદવપ્રકાશે શ્લોકના કરેલા જુદા અર્થ સામે, એણે પોતાનો વિરોધ ઉઠાવ્યો. સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. આવું તો કેટલી યે વખત બનતું; પરંતુ હરઘડીએ આટલા પ્રખર વિદ્વાનની ભૂલો! પણ ના, ના, વાત સાચી જ હતી. ગુરુએ વળી એકવાર હાર પણ કબૂલી હતી! પરંતુ ત્યારપછી ગુરુના હૃદયમાં ઈર્ષ્યાનો ઝેરી નાગ ઉછેરતો ગયો. એક યુક્તિ પ્રમાણે યાત્રાએ જવાને બહાને ગુરુ ને

શિષ્યોનો સંઘ ઊપડ્યો, ત્યારે આ વાતની ગોવિંદને ગંધ આવી; પરંતુ એણે લક્ષ્મણને ન તો ભગાડી મૂક્યો કે ન તો ચેતવી રાખ્યો. ને રસ્તામાં ગાઢ જંગલમાં કાંચીથી ઠીકઠીક દૂર લક્ષ્મણને સૂતો મૂકી સૌ ભાગી ગયા !

પરંતુ તે પછી, કહે છે કે, એક વૃદ્ધ શિકારી ને એની પત્નીને લક્ષ્મણે જોયાં તે લોકો પણ કાંજીવરમ્ જ જવાના હતા એમ તેમણે કહ્યું આખી યે રાત આ ત્રિપુટિએ ચાલ્યા કર્યું અને પ્રભાત થતાં વૃદ્ધે લક્ષ્મણને પીવાનું પાણી લાવવા માટે આઘો મોકલ્યો. પાણીના પ્યાલા સાથે આવીને લક્ષ્મણ જુએ છે તો આ બન્ને અદૃશ્ય થઈ ગયાં હતાં ! અને પોતે પણ કાંચીની જ હદમાં હતો એનું લક્ષ્મણને જ્ઞાન થયું, ત્યારે એના આશ્ચર્યનો કોઈ પાર રહ્યો નહીં. એને તો એમ જ થયું કે ભગવાને આવીને માર્ગ બતાવ્યો હતો.

એ પછી આ જ ગુરુ યાદવપ્રકાશના હાથ નીચે લક્ષ્મણે અભ્યાસ તો જારી રાખ્યો; પરંતુ મનનો મેળ તૂટી ગયો હતો. એવામાં દંતકથા પ્રમાણે એ જ સ્થળના રાજાની પુત્રીને ભૂત વળગ્યું હતું, તે કાઢવા એ કળામાં પ્રવીણ યાદવાચાર્યને બોલાવવામાં આવ્યા, પણ એ નિષ્ફળ ગયા ને એમની સાથે ગયેલા લક્ષ્મણે એ માટે રજા માગી. કહ્યું:

'દેવ ગુરુ ને માબાપ પ્રત્યે જો મેં એકનિષ્ઠા રાખી હોય ને અત્યારની પળ સુધી જો હું પવિત્ર રહ્યો હોઉં, તો હે બહેન, તારું દુઃખ દૂર થજો '

ને તત્ત જ પુત્રી સાજી સમી થઈ ગઈ. એકાદ વર્ગ એવું યે કહે છે કે આ પ્રસંગ તો રામાનુજની લગભગ છવ્વ વર્ષની ઉંમરે બન્યો હતો ! પણ ત્યારપછી ગુરુનો ઈર્ષ્યાગ્નિ ભભૂકી ઊઠ્યો એટલે, એમને છોડી લક્ષ્મણે કાંચીના દેવરાજ પેરુમલને ગુરુપદે સ્થાપ્યા

લક્ષ્મણના જીવનમાં ત્રીજો ચમત્કારિક બનાવ અહીં બને છે. પ્રખર વિદ્વાન યામુનાચાર્યની નજરમાં એકમાત્ર આ લક્ષ્મણ જ વસી ગયો હતો. યામુનાચાર્યે પોતાની હયાતી દરમિયાન જ લક્ષ્મણ શ્રીરંગમ્ આવી, આ નવા સંપ્રદાયનો વિધિ પ્રમાણે અંગીકાર કરી લે, એ ઇચ્છાથી એમણે પોતાના એક શિષ્ય મહાપુરણને બોલાવવા મોકલ્યો.

આ માગણી લક્ષ્મણે સહર્ષ વધાવી લીધી અને યામુનાચાર્ય પાસે જવા નીકળ્યા. કાવેરીને ઉત્તર કિનારે તેઓ પહોંચ્યા હશે ને આ...શું ?

ઘણી મોટી સંખ્યામાં વૈષ્ણવો આક્રંદ કરી રહ્યા છે. રામાનુજે માન્યું કે નક્કી આ મહાન આચાર્ય સાથે હમેશનો વિયોગ રહી ગયો. કાવેરીને બીજે કિનારે એની અંતિમ ક્રિયા થઈ રહી હતી મહાન ગુરુના મુખારવિંદના છેલ્લાં દર્શન કરવા માટે લક્ષ્મણ ઉતાવળે જાય છે. પોતે કેટલો નસીબદાર હતો તે આ બડભાગ્ય મેળવી શક્યો, એવા વિચાર સાથે એ સ્મશાનભૂમિ પર પહોંચ્યું. દિવ્ય કાંતિવાળું મુખારવિંદ નિહાળે છે. સાથેસાથે ગુરુના જમણા હાથની વળેલી ત્રણ આંગળીઓ તરફ પણ એની નજર જાય છે. આસપાસના લોકોને એ પૂછે છે : 'શું કારણ છે આનું ! ગુરુને પ્રથમથી જ આવી આંગળીઓ હતી !'

જવાબ મળે છે :

'ના, મૃત્યુઘડીના થોડાક જ સમય અગાઉ એમણે પોતાની ત્રણ ઇચ્છાઓ વ્યક્ત કરી, ન કરી ને એ બંધ કરી દીધી છે !'

'શી હતી એ ઇચ્છાઓ !' લક્ષ્મણે આતુરતાથી પૂછ્યું.

'વ્યાસનાં સૂત્રો ઉપર એક વિશિષ્ટાદ્વૈતનું ભાષ્ય રચવું; બીજી તથા ત્રીજી ઇચ્છા એ હતી કે વિષ્ણુપુરાણના કર્તા પારાશર તથા સંત સદ્‌ગાથા બંને પ્રત્યેના ઋણ તરીકે બંનેનાં નામ અને બંનેની કીર્તિ શાશ્વત રહે એમ કરવું.'

'ઇશ્વરકૃપા હશે તો,' લક્ષ્મણે ત્યાં સ્મશાનમાં જ પ્રતિજ્ઞા લીધી: 'હે, ગુરુદેવ, આપની અંતિમ ઇચ્છાઓ પૂર્ણ કરવાનું કાર્ય હું કરીશ.'

આ શબ્દોનો પડઘો હજી તો હવામાં ગાજે છે ત્યાં જ, કહે છે કે, ગુરુવર્યની ત્રણે આંગળીઓ ખૂલી હોય તેમ થઈ ગઈ.

યામુનાચાર્યની ઉત્તરક્રિયા બાદ શ્રીરંગમ્ ન રહેતાં લક્ષ્મણ તુરત પોતાના કાંચીપૂર્ણ કરીને મિત્રની સાથે કાંચી આવ્યો.

કાંચીપૂર્ણ હતો તો સમાજના નીચલા થરનો શુદ્રજાતિનો; પરંતુ પવિત્રતામાં ને વિદ્વત્તામાં એની તોલે કોઈ નહોતું. દરમિયાન લક્ષ્મણનાં લગ્ન થઈ ગયાં હતાં. એટલે મિત્રને એણે શ્રીરંગમ્‌થી ભોજન માટે ઘેર બોલાવ્યો. કાંચીપૂર્ણને બીજે અગત્યને કામે જવું'તું એટલે લક્ષ્મણની ગેરહાજરીમાં જ જમી, શ્રીરંગમ્ ચાલ્યો ગયો. પાછળથી લક્ષ્મણે આવીને જોયું તો પત્ની એઠાં વાસણો માંજી લઈ જગ્યાને બરાબર ગોમૂત્રથી ધોઈ નાખી, ઉદરથી અભડાયા બદલ શાયોર ન્હાહી રહી હતી! લક્ષ્મણને પત્નીની આ આભડછેટથી પુષ્કળ લાગી આવ્યું. એને ખાતરી ગઈ કે પોતાની ભાવનાને પત્ની બિલકુલ બંધબેસતી થઈ શકે એમ નહોતી.

પેલી બાજુ યામુનાચાર્યની જગ્યા ખાલી પડી હતી. તે માટે લક્ષ્મણને શ્રીરંગમ્ તેડી જવા વૃદ્ધ કાંચીપૂર્ણ પુનઃ કાંચી આવ્યો. લક્ષ્મણે કાંચીપૂર્ણ પાસેથી વૈષ્ણવોના મંત્ર કાજે શિક્ષણ લેવાનું કહ્યું. કાંચીપૂર્ણને પોતાને ત્યાં સપત્ની રાખ્યો. ધાર્મિક શિક્ષણમાં લક્ષ્મણ ઠીકઠીક પ્રગતિ કરી રહ્યો હતો. પણ રે સ્ત્રીસ્વભાવ! સાવ નજીવી વાતમાં બંનેની પત્ની વચ્ચે તકરાર થઈ. આની લક્ષ્મણ ઉપર કોઈ પણ જાતની ખોટી અસર ન થાય માટે ઓચિંતો જ કાંચીપૂર્ણ કાંચી છોડી શ્રીરંગમ્ ગયો. આ બનાવ વખતે લક્ષ્મણ હાજર નહોતો. આવ્યો ને જોયું કે આ તકરારના મૂળમાં પોતાની પત્નીનો જ વાંક હતો. હવે એને ચોક્કસ લાગ્યું કે પત્ની સાથે ઘડીભર પણ ચાલી શકે એમ નથી. એટલે અંતે એને પિયેર વળાવી સંસારબંધન ત્યજી દઈ પોતે કાંચીના પ્રભુ સમક્ષ મંદિરમાં જ સંન્યાસદીક્ષા લીધી. ત્યારથી લક્ષ્મણ રામાનુજ બન્યો.

સંસારીએ ભગવાં સોહાવ્યાં અને ખરેખર એ શરીરશોભા ને એ આધ્યાત્મિક શોભા અનન્ય હતી. અનેક શિષ્યો બન્યા. કુરેશ, ને દશરથી એ એમના પ્રારંભના શિષ્યો. કહે છે કે એમના ગુરુ યાદવપ્રકાશને પણ પોતાની ભૂલ જણાઈ ને એ પણ રામાનુજાચાર્યના અનુયાયી બન્યા.

યતિ થયા પછી રામાનુજે 'યતિધર્મસમુચ્ચય' નામના ગ્રંથમાં યતિઓના ધર્મની વિશદ ને વિસ્તૃત ચર્ચા કરી.

હવે તો રામાનુજની પ્રતિભા દિનપ્રતિદિન વિકસતી જતી હતી. લોકોએ શ્રીરંગમ્‌ની ખાલી પડેલી યામુનાચાર્યની ગાદી પર એમને બેસાડ્યા. રામાનુજના કાકાનો છોકરો ગોવિંદ ભટ્ટ ને એમના કાકા શ્રીશૈલ પણ રામાનુજના અનુયાયી બન્યા. યજ્ઞમૂર્તિ નામના એક અદ્વૈત વિદ્વાનને એમણે વાદવિવાદમાં હરાવ્યો, તે પણ એમનો શિષ્ય બની રહ્યો.

રામાનુજને ત્રણ ભગીરથ કર્મો કરવાનાં હતાં. એક તો જે ગુરુની ગાદી ઉપર પોતે બેઠા હતા તેને લાયક નીવડવાનું, બીજું પ્રાંતમાં

ફરીને નિષ્ણુમંદિરોમાં પૂજા ને ધર્મવિધિ ચાલુ કરાવવાનું ને ત્રીજું સૌથી અગત્યનું શંકરાચાર્યના નામખ્યાત ગ્રંથોની બરોબરી કરી શકે-મુકાબલો કરી શકે, એવું પોતાના પંથ માટે સાહિત્ય રચવાનું. એ કાર્યો એમણે કુનેહપૂર્વક હાથ ધર્યાં. શ્રીરંગમ્ મઠની યામુનાચાર્યની ગાદી પર બેઠા છતાં એમના જૂના શિષ્યો પાસેથી શીખવા જેવું હોય તે રામાનુજ અવશ્ય શીખી લેતા. એમને એમાં લગીરે નાનમ લાગતી નહિ. એવા એક ગોષ્ઠિપૂર્ણ નામે શિષ્યે તો જ્ઞાન આપતાં પહેલાં એમને શ્રીરંગમથી મદુરા જિલ્લા સુધી અઢાર-અઢાર વાર મુસાફરી કરાવી. પોતાની પાસેથી શિક્ષણ મેળવવું સહેલું નથી, એમ જાણે બોધપાઠ આપ્યો. પરંતુ આટલી બધી મુસીબત વેઠીને ને ખાનગી રાખવાનું વચન આપીને જે કંઈ જ્ઞાન સંપાદન કર્યું હોય તે સઘળું શ્રીરંગમ્ આવી રામાનુજ પોતાના શિષ્યો ને લોકોને ભેગા કરી જણાવી દેતા. ગોષ્ઠિપૂર્ણ આથી અત્યંત ક્રોધે ભરાયા. એમણે કહ્યું:

'આ વર્તણૂક બિલકુલ યોગ્ય નથી. ચોખ્ખો વચનભંગ છે. ને આમ કર્યે રૌરવ નરકે જવું પડશે તેનો ખ્યાલ છે?'

બહુ જ શાંતિથી રામાનુજે પ્રત્યુત્તર વાળ્યો:

'ગુરુજી, આપે મને શીખવેલાં વચનો સાંભળીને જો આટલી મોટી જનતા સ્વર્ગે જતી હોય, એમના આત્માનો ઉદ્ધાર થતો હોય, તો એ સઘળો કહેવાના ગુના બદલ નરકે જવા હું તૈયાર છું!'

શાંતિપૂર્ણ ઉચ્ચારાયેલાં આ વાક્યોથી રૂઢિચુસ્ત ગુરુની આંખ ઊઘડી ગઈ. આવા જે જે પાસે રામાનુજે શીખવાનું રાખ્યું હતું તે તે દરેક પાસેથી શીખવાને બદલે પોતે એમને વધારે શીખવી શકે એમ હતું, એવી પ્રતીતિ ધીમેધીમે એમને થતી ગઈ એટલે વિકાસ પામેલાં જતાં પોતાનાં મંત-ગ્રંથોને આમ જનતાના ઉંબરેથી વિશાળ સમુદાય સમક્ષ મૂકવાં એમણે યોગ્ય ધાર્યાં. 'વેદાર્થ-સંગ્રહ' નામે તત્ત્વજ્ઞાનભરપૂર ને પોતાના મતના સમર્થનમાં એક તાત્ત્વિક ગ્રંથ રચ્યો. શંકરાચાર્યનો માયાવાદભાસ્કર અને યાદવ-શાખાનો ભેદ-અભેદવાદની શિવમાર્ગીઓની પણ એમાં ટીકા કરી-પ્રહારો કર્યા. એમાં વૈદિક અર્થને વિશિષ્ટાદ્વૈતના સમર્થનમાં ઘટાવ્યા પોતાના પુરોગામીઓનો રામાનુજે જે કંઈ અભ્યાસ કર્યો હશે તેનાં આજે તો માત્ર નામ જ આપણી પાસે રહ્યાં છે. 'બ્રહ્મસૂત્ર' ઉપર દ્રાવિડાચાર્યની ટીકા ને ટંક, ગુહદેવ, કપર્દિન ને ભરુચી જેવા પંડિતોના એવા જ બીજા ગ્રંથોનો એમણે બારીક અભ્યાસ કર્યો હતો.

વિશિષ્ટાદ્વૈતનું નવું ને અનોખું નિરૂપણ બોધાયનના 'વાર્તિક' નામના એક અપ્રાપ્ય, શાંકરભાષ્યથી યે વધુ પ્રાચીન ગ્રંથમાં હતું. એની હસ્તપ્રત મેળવવા માટે કુરેશને બીજા શિષ્યો સાથે એ જમાનામાં પણ એ કાશ્મીર ગયા. ત્યાં માત્ર એના વાંચન પૂરતી જ રજા મળી. પરંતુ કુરેશ તીવ્ર સ્મરણશક્તિનો હોવાથી બધા યે અગત્યના પરિચ્છેદો એણે કંઠસ્થ કરી લીધા. શ્રીરંગમ્ આવ્યા પછી કુરેશે એની નકલ કરી. રામાનુજની શંકાનું એ નિવારણ કરતો નહિ, પણ જ્યાં પેલા બોધાયનના 'વાર્તિક'થી રામાનુજનો કંઈ જુદો અર્થ જણાય તો એ લખવું બંધ કરતો. રામાનુજ આ સમજી જતા ને પછી સમાધાનકારક અર્થ કાઢવામાં આવતો. વર્ષોની મહેનત પછી એ ગ્રંથ રચાયો, પણ ખરેખર અદ્‌ભુત ગ્રંથ! રામાનુજનો આ અનુપમ ગ્રંથ તે શ્રીભાષ્ય. એકમાત્ર શંકરાચાર્ય જ એમની તોલે આવે!

તે પછી લખાયાં 'વેદાંતસાર,' 'વેદાંતદીપ,' 'ગીતાભાષ્ય,' 'ગદ્યત્રય' અને 'નિત્ય:'

સામાન્ય જનને લક્ષ્યમાં રાખી આ સર્વ લખાયું છે.

હવે એમના અનુયાયીઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં વધી હતી. એ સૌ સાથે, જુદાજુદા મઠો ને મંદિરોનાં દર્શન કાજે તથા એમ કરતાં ટીકા કરનારા પ્રતિસ્પર્ધીઓને મહાત કરવા માટે રામાનુજે દક્ષિણ ભારતનો પ્રવાસ યોજ્યો. કુંભકોનમ્, શિયાવી તાલુક, મદુરા, ટીનેવેલી, રામેશ્વરમ્, મલબાર, ત્રાવણકોર; ને ત્યાંથી ગિરનાર ને દ્વારકા; ત્યાંથી ઠેઠ મથુરા ને બદરિનાથ એ ગયા. જોવા જેવું એકેય તીર્થધામ એમણે રહેવા દીધું નહોતું.

આ પ્રવાસેથી પાછા ફરતાં એ શ્રીનગર ગયા, ત્યાં એમના જીવનનો એક ચમત્કારિક બનાવ બને છે.

'यथा कप्यासम् पुंडरीकम् ईव अक्षिणी' (છાંદોગ્ય ૧. ૬. ૭)ના આ સૂત્રને સમજાવવાનું જ્ઞાનની અધિષ્ઠાત્રી સરસ્વતી દેવી રામાનુજને આહ્વાહન આપે છે. આ સૂત્રનો શાબ્દિક અર્થ આટલો થાય: 'જેવું કપ્યાસ કમલ છે તેવી એમની આંખો હતી.' જગદ્‌ગુરુ શંકરાચાર્યે આમાં કપ્યાસનો અર્થ 'વાંદરાના પાછળનાં લાલ વર્તુળ' કર્યો હતો. એમણે આનો ઉપરથી જણાતો જ અર્થ માત્ર કર્યો હતો. એની પાછળનો ગૂઢાર્થ શોધવાની એમણે તસ્દી લીધી નહિ. ને આંખોને વિચિત્ર લાગે એવી આપવામાં આવેલી ઉપમાનો બચાવ એ રીતે કર્યો કે આ તો ગૌણ ઉપમા હતી. એની આગળ બીજી મુખ્ય ઉપમા આવતી હતી, એટલે બેહૂદી લાગે એવી આ ઉપમાથી રસક્ષતિ થતી નથી.

આ દૃષ્ટિએ વિચારીએ તો આ શ્લોકાર્ધનો અર્થ એવો થયો કે 'વિશ્વેશ્વરનાં ચક્ષુઓ, કપિના પાછળનાં રાતાં વર્તુળોને મળતાં આવતાં કમળ જેવાં હતાં.'

કેવું વિચિત્ર લાગે છે, નહિ? જગન્નિયંતાનું વર્ણન કરનાર ઉપનિષદકારને આંખ માટે છેક આવી જ સરખામણી જડી? એમ આપણને જરૂર થવાનું.

પરંતુ રામાનુજે આવો બેહૂદો અર્થ સ્વીકાર્યો નહિ. 'કપિ'નો અર્થ એમણે સૂર્ય કે સૂર્યનાં કિરણો એવો કર્યો. 'વેદાર્થ-સંગ્રહ'માં એમણે વિસ્તૃત સમજણ આ પ્રમાણે આપી છે:

'ઊંડા જળમાં, મજબૂત ડાળખી પર ઊભા રહેલા તથા સૂર્યનાં કિરણોથી સંપૂર્ણ વિકાસ પામેલા કમળ સમાં વિશ્વેશ્વરનાં ચક્ષુ હતાં.'

કહે છે કે રામાનુજે બતાવેલા આ અર્થથી સરસ્વતીદેવી પ્રસન્ન થયાં અને રામાનુજને તથા એમના ભાષ્યને એમણે અંતરના આશીર્વાદ બક્ષ્યા.

શિવમાર્ગી અને વિષ્ણુમાર્ગીઓ વચ્ચેના ઝઘડા તો અત્યંત જાણીતા છે. હજી આજે યે ગુજરાતમાં કેટલેક સ્થળે ચુસ્ત વૈષ્ણવો 'બાજ પડિયા સીવવા' એમ બોલતા નથી. એમની માન્યતા પ્રમાણે 'સીવવા' બોલવામાં 'શિવ'નું નામ અજાણતાં યે બોલાઈ જાય છે ને? રે, ધર્માંધતા!

હજી આજે યે આવો વિનાકારણનો ઝઘડો હયાત હોય, તો અગિયારમી ને બારમી સદીઓમાં જનતાના ધાર્મિક જીવનની કાયાપલટને ટાણે તો પૂછવું જ શું? શિવમાર્ગીઓ કહેતા કે ઈશ્વર શિવસ્વરૂપ છે. વિષ્ણુમાર્ગીઓ કહે: ના, ઈશ્વર તો વિષ્ણુરૂપ છે! પણ પછી નક્કી થયું કે રાત્રે મંદિરમાં ઈશ્વર આગળ શિવ અને વિષ્ણુનાં પ્રતીકો મૂકવાં અને એ બેમાંથી ઈશ્વર જે મત આપે તે,

કોઈ પણ જાતના ચિહ્ન(નિશાની)થી કે ફેર ક્યારથી જે બાજુનું એ લક્ષણ બતાવે તે બન્ને પક્ષે માન્ય કરવું. આ પ્રમાણે રામાનુજે અને શ્રીરંગની સ્થાનિક જનતાએ નક્કી કર્યું.

બીજે દિવસ ઊગ્યો. લોકો અત્યંત ઉત્કંઠ થઈ વહેલા પ્રભાતે આવનારા પરિણામની રાહ જોતા બેઠા હતા. મંદિરનાં દ્વાર ઊઘડ્યાં. શું હશે, કેમ હશે, દરેકને એ પ્રમાણે પ્રશ્ન થતો હતો...અને બધાએ પ્રભુની મૂર્તિ જોઈ. પ્રભુએ વિષ્ણુના પ્રતીક જેવાં શંખ ને ચક્ર હાથમાં લીધાં હતાં! અને શિવનાં પ્રતીકો નીચે જમીન પર એમનાં એમ પડી રહ્યાં હતાં! અને ત્યારથી દક્ષિણનો એ ઝઘડો સદાય માટે ટળી ગયો.

રામાનુજ હવે લગભગ સિત્તેર વર્ષના થયા હતા. શ્રીરંગમની એમની ગાદી પાછળ એમના શિષ્યોમાં ૭૦૦ સંન્યાસી હતા, ૭૪ હોદ્દેદારો હતા અને કેટલાં યે પવિત્ર સ્ત્રી ને પુરુષો એમને ભગવાન તરીકે પૂજતાં હતાં.

યામુનાચાર્યના મૃતદેહ સમીપ લીધેલી ત્રણ પ્રતિજ્ઞાઓ પણ એમણે પૂરી કરી હતી. આલવારોના શિરોમણિ સતકોપને અમર કરવા માટે, શ્રીશૈલ નામના પોતાના કાકાના પુત્રને એમણે પોતાના જ પુત્ર તરીકે પાળ્યો હતો અને સતકોપની પાછળ એનું નામ કુરુકેય રાખવામાં આવ્યું હતું. શ્રીભાષ્ય રચીને એમણે બીજી પ્રતિજ્ઞા પૂરી કરી હતી ને ત્રીજી પ્રતિજ્ઞા પાળવા માટે એમણે પોતાના મિત્રના પુત્ર કુરેશનું નામ પારાસર રાખ્યું હતું. કુરકેય તથા પારાસર બન્ને ઉપર રામાનુજની કૃપાથી સરસ્વતીદેવીની મહેર ઊતરી હતી. કુરકેયે સંત સદગોપના 'તીરુવાઈ મોલ્લી'ના હજાર શ્લોકોના ગ્રંથ ઉપર ૭ હજાર શ્લોકોનું નાનું પણ અમર ભાષ્ય લખ્યું, ને પારાસરે તો અનેક ગ્રંથો ને કાવ્યો રચ્યાં છે. એનો અત્યંત જાણીતો ને મુખ્ય ગ્રંથ છે: 'વિષ્ણુસહસ્રનામ' ઉપરની 'ભાગવત-ગુણદર્પણ' નામની ટીકાનો. આ ને યે પોતાને મળેલાં ઉપનામો આમ સાર્થક કરી બતાવ્યાં. આમ યામુનાચાર્યના પંડિત અનુયાયીઓ પણ પોતાની પાછળ યોગ્ય શિષ્યમંડળ ઊભું કર્યું.

રામાનુજાચાર્યના અનુયાયીઓની સંખ્યા વધતી જતી હતી; કારણકે શંકરાચાર્યના સામાન્ય જનને અસ્પષ્ટ બ્રહ્મ(ઈશ્વર)ને એમણે સ્પષ્ટતા આપી. વિશિષ્ટાદ્વૈતનો અર્થ જ એ કે એમણે ઈશ્વરમાં અદ્વૈત તો માન્યું; પરંતુ સાથોસાથ ઈશ્વરને 'વિશેષતા' આપી. માત્ર ઈશ્વર જ સનાતન છે એ સાચું; બહાર જે બધું દેખાય છે તે તો એના જુદાજુદા પ્રકારો કે એની શક્તિ છે. આ પ્રકારો તે 'ચિત' કે વ્યક્તિગત આત્મા અને 'અચિત' કે પદાર્થો છે. અહીં સુધી જ શંકરાચાર્યના ને રામાનુજના તત્ત્વજ્ઞાનમાં સામ્ય છે.

પરંતુ અદ્વૈતવાદીઓ માને છે કે ઈશ્વરે પોતાની જાતના કરેલા આવિષ્કારના જે પ્રકારો છે તે અસત્યમય છે, માયારૂપ છે, ક્ષણિક છે. માનવીની અવિદ્યાને એ સર્વ આભારી છે અને એ રીતે જોઈએ તો શાંકર વેદાંત પ્રમાણે સાચા બ્રહ્મના કોઈ પણ પ્રકારો નથી.

જ્યારે રામાનુજ અને એમના અનુયાયીઓ માને છે કે આ, એમ ન હોય. ઈશ્વર પોતે જો સત્યમય હોય, એ પોતે જો સનાતન હોય, તો એણે જ સ્વયં આવિષ્કાર આપેલા પ્રકારો કેમ કરીને માયારૂપ હોઈ શકે! આ પ્રકારો પણ બ્રહ્મ(ઈશ્વર)ના જેટલા જ સત્યરૂપ-સાચા છે, શાશ્વત છે. હાં એ પ્રકારો ઉપર બ્રહ્મનું સંપૂર્ણ આધિપત્ય છે ને એની મરજીમાં આવે ત્યાં ને તેટલે સુધી જ આ પ્રકારો સનાતન બની શકે છે એ ન ભૂલવું જોઈએ. બ્રહ્મના એ આવિષ્કારને એના પ્રકારો એના 'શેષ' કે એના 'નિયમ્ય' (નિયમ પ્રમાણે

કહેનારા) કહ્યા છે.

વિશિષ્ટાદ્વૈત એ પણ માને છે કે આપણા બધામાં રહેલો આત્મા શાકર ભ્મતની સાફક સાવ જુદોજુદો નથી, બ્રહ્મથી જુદી એની કોઈ પ્રવૃત્તિ નથી, એવું અસ્તિત્વ નથી. વેદ અને સ્મૃતિમાં આ બ્રહ્મજ્ઞાન મેળવવા માટે સંપૂર્ણ રીતે કહેવામાં આવ્યું છે.

છેવટે કોઈને પ્રશ્ન થશે: ત્યારે શંકરાચાર્ય ને રામાનુજ એમાંથી કોણ મોટું? એનો નિર્ણય ત્રણ રીતે કરી શકાય: (૧) બેમાંથી કોણે વધારે સારી રીતે ઉપનિષદોની સમજણ આપી છે, (૨) વેદાંતસૂત્રના વિચારોનું પ્રતિનિધિત્વ બેમાંથી કોના તત્ત્વજ્ઞાનમાં વિશેષ આવે છે અને (૩) તાત્ત્વિક વિચારક તરીકે બેમાંથી કોને વડા ગણી શકાય. પરંતુ આ ચૂંટણીનો પ્રશ્ન એટલો બધો ગહન, કૂટ ને મુશ્કેલીભર્યો છે કે સામાન્ય જનની શક્તિની બહારની આ વાત છે, એમ કહીએ તોપણ ચાલે.

કોઈ પણ ધાર્મિક પુરુષના જીવનમાં કસોટી એ તો કસ્તૂરીરૂપ છે, કહો કે ચંદનરૂપ છે. જેમજેમ એ કસ્તૂરી વપરાય, એ ચંદન ઘસાય, તેમતેમ એની સુવાસ વાતાવરણને મહેકાવે છે.

શિવધર્મી રાજદરબારીઓની ચઢવણીથી ચૌલરાજાનું રામાનુજને દરબારમાં વાદવિવાદ માટે બોલાવવું, પોતાના ગુરુજીને બદલે રામાનુજના પોષાકમાં પારાસરનું જવું અને આમ રામાનુજનું રાતોરાત નીલગિરિની ટેકરીઓમાં ગામ છોડી ચાલ્યા જવું: ગુરુને બદલે રાજશિક્ષામાં પારાસરની આંખો જવી અને પારાવાર તકલીફોમાં જંગલો વીંધતા-વીંધતા રામાનુજને તોનુર(માયસોર)માં આશ્રય મળવો; આ બધું દૈવી સંકેત વિના સંભવિત ન હોય. આગળ જે રાજાની (એનું નામ વીતીદેવ) પુત્રીને ભૂતપ્રેતના સકંજામાંથી છોડાવી રાજી કરવાનો પ્રસંગ વર્ણવાઈ ગયો, તે કેટલાકને મતે અહીં આ વખતે બન્યો હોવાનું મનાય છે. જૈનમાર્ગી રાજાને એમણે વિષ્ણુમાર્ગી બનાવી દીધા. વિષ્ણુવર્ધન એવું એ રાજાનું નામ પણ પાડ્યું. તોનુરમાં રામાનુજ સ્થિર થયા. અનેક જૈનોને ધાર્મિક વાદવિવાદમાં હરાવ્યા. જૈનમંદિરોનાં અવશેષોમાંથી રામાનુજે બંધાવેલું તળાવ તો હજી આજે યે હયાત છે ને તે 'મોતી તળાવ' નામે જાણીતું છે.

લગભગ વીસ વર્ષ સુધી એ ત્યાં રહ્યા. લાખો લોકોને વૈષ્ણવો બનાવ્યા. તીરુનારાયણપુરમમાં વિષ્ણુનું ભવ્ય મંદિર બંધાવ્યું ને એમાં નારાયણની સ્થાપના કરી. એવામાં ખબર આવ્યા કે જે ચૌલરાજાને લીધે એમને શ્રીરંગમ્ છોડવું પડ્યું હતું તેની હયાતી હવે નહોતી. આ સમાચાર આવતાં જ એમને પોતાને માટે જાન જોખમમાં મૂકનાર આજ્ઞાંકિત ને પ્રિય શિષ્ય પારાસર સાંભર્યો. એને આશ્વાસન આપવા માટે શ્રીરંગમ્‌ની પવિત્ર ભૂમિનાં પુનર્દર્શનને કાજે સિત્તેર-ઇકોતેર વર્ષની આ વૃદ્ધ ઉંમરે એમનો જીવ તલપી રહ્યો. પારાસરનું આત્મસમર્પણ એમને ફરી શ્રીરંગમ્ જવા દોરી રહ્યું. માયસોરના ભક્તોને મનાવી અંતે એ શ્રીરંગમ્ પહોંચ્યા અને અંધ, ત્યજાયેલા પરમપ્રિય અનુયાયીને મળતી વખતે તો આવા ધર્મજ્ઞાનીની આંખોમાંથી યે શ્રાવણ-ભાદરવો વહી રહ્યો!

અહીં ફરીને પોતાનું ધર્મપ્રચારનું કાર્ય શરૂ કર્યું. રામાનુજ ત્યારપછી પાંચ-દસ-પંદર વર્ષ નહિ પરંતુ લગભગ પિસ્તાલીસ વર્ષ જીવ્યા. ઈ. સ. ૧૧૩૭માં એકસો ને વીસ વર્ષની ઉંમરે, સામાન્ય માનવીએ જ્યારે બીજા બે જન્મ લઈ લીધા હોય, ત્યારે એમણે દેહ છોડ્યો! ત્યારે અંતસમયે પણ પોતાની આગળ મૃત્યુપંથના યાત્રી બનેલા પોતાના

પ્રિય શિષ્ય પારાસરને એ ભૂલી શક્યા નહિં! એનું નામ સ્વજનપ્રિયતા!

એમનાં ઉમદા ચારિત્ર્ય, ઉદાર દૃષ્ટિબિંદુ, સર્વજનસમભાવ, માનવપ્રેમ, પૂર્ણ નિસ્વાર્થીપણું અને પ્રભુમયતાના અનેક પ્રસંગો એમના જીવનમાંથી મળે છે: પણ એ બધા ક્યાં વર્ણવી શકાય? સમાજના નીચલા થરમાં જન્મ પામવા છતાં કોઈ પણ વેદનિષ્ણાત આચાર્ય કરતાં એમણે વધુ વિદ્યા મેળવી; ને માનવીઓનાં હૃદયનો તાગ બહુ આસાનીથી કાઢી શક્યા. ને એટલે જ તેઓ પોતાના પંથમાં સૌને આકર્ષી શક્યા ને!

એમનાં લખાણમાં બુદ્ધિશક્તિની ભવ્યતા જોવાય છે. એમના શિક્ષણની વિપુલતા જણાય છે. પોતાના કોઈ પણ પ્રતિસ્પર્ધી પરત્વે એમણે કદી યે કટુ વેણ કાઢ્યાં નથી.

પોતાના જ પ્રાંતમાં નહિ, પરપ્રાંતમાં યે એમની અસર પડી. દૂર બંગાળમાં યે એમના શિષ્યના અનુગામી તરીકે રામનંદે વૈષ્ણવ સંપ્રદાય ને ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો અને બંગાળ તથા ઉત્તરના કેટલાં યે ભાગોમાં સેંકડોની સંખ્યામાં વૈષ્ણવો ઉત્પન્ન કર્યાં. એમના વિશિષ્ટાદ્વૈત મતથી તો આજે કોણ અનજાણ છે?



સાવ સાચી બનેલી આ વાત છે.

કેપ્ટન ગેસ્ટેલો રશિયન વિમાની દળનો અમલદાર હતો. ૧૯૪૩ના જુલાઈની ત્રીજી તારીખે રશિયન સૈનિકો જર્મનોને ત્રાહિત્રાહિ પોકરાવતા હતા, ત્યારે આ બહાદુર કેપ્ટનના વિમાનને ગોળી વાગી ને પેટ્રોલની ટાંકીમાંથી આગના ભડકેભડકા ઊભરાવા લાગ્યા. મિનિટો નહિ, સેકંડોમાં જ નિર્ણય કરી લેવાનો હતો. છત્રીની મદદથી ગેસ્ટેલો તુરત જ નીચે સહીસલામત રીતે પોતાના દળમાં ઊતરી શકતો હતો; પણ એણે જોયું કે જર્મન દરોળને મદદ કરવા માટે તેલની ટ્રકો જઈ રહી હતી. વીરે વીરને છાજે એવો નિર્ણય કર્યો. જિંદગીની પરવા કર્યા વિના, દેશને નજરમાં રાખીને એણે બળતા વિમાનનું ચક્કર ફેરવ્યું.. ને દુશ્મનોની તેલની ટ્રકોમાં વિમાન અફાળી માર્યું.

પ્રચંડ ધડાકાઓ સાથે દુશ્મનોની છાવણીમાં ભયંકર આગ લાગી. હાહાકાર વર્તી રહ્યો.

દરમિયાન ગેસ્ટેલોના શરીરના સો ટુકડેટુકડા ઊડી ગયા, પરંતુ આજે ગેસ્ટેલો અમર બની ગયો છે મા. ભોમ કાજે આત્મસમર્પણ કરનાર આ વીર સપૂતનું નામ શ્રવણે પડતાં જ આજે રશિયનો એને વંદના કરે છે ને ગૌરવ લે છે. આ માન વિમાનમાંથી સહીસલામત ઊતરનાર નાહિંમત ગેસ્ટેલોને ક્યારે ય મળત ખરું?

# ચમત્કાર

શ્રી. રતિલાલ મફાભાઈ શાહ

**માનવજીવનના ઉષ:કાળમાં લોકો ઉપર 'ચમત્કારે' ચઢાવેલાં શ્રદ્ધાનાં પડ વિજ્ઞાનના પ્રકાશમાં પાતળાં બનવા લાગ્યાં છે છતાં હજી આજે પણ ધર્મરંગે રંગાયેલા ભાવુકોનાં દિલમાંથી એ ઓસરી ગયાં નથી. બુદ્ધિ કામ ન કરે તેને ચમત્કાર ગણી દૈવીરૂપ અપાય છે કે આપણા ધર્મપ્રવર્તકોની આસપાસ, ક્વચિત્ તો સાવ અસંભવિત લાગે એવી વાતો પણ વણાઈ ગઈ છે. શ્રદ્ધાભક્તિના એ અતિરેકને આપણે બુદ્ધિ ને વિજ્ઞાનના તોલે માનીએ તો કંઈક સમજણ પડે.**

ચમત્કારનું 'નામ સાંભળતાં જ આપણે મંત્રમુગ્ધ બની જઈએ છીએ અને એના પ્રભાવ તળે આવી એનાં ગુણગાન ગાવા લાગી જઈએ છીએ; કારણકે સેંકડો પેઢીઓથી ચિત્ત પર પડેલા એ સંસ્કારથી ચમત્કારમાં કોઈ અગમ્યશક્તિનું દર્શન કરવા આપણે ટેવાયેલા છીએ. એથી આપણે એ સંસ્કારનું મૂળ તપાસીએ. કહેવાય છે કે આદિ માનવ મૂળે જંગલી અવસ્થામાં હતો. એ ત્યારે શિકાર ઉપર નભતો યા તો કંદમૂળ ખાઈને જીવતો. એનું જીવન બહુધા આંતરિક પ્રેરણા પ્રમાણે ચાલતું. એનાં બુદ્ધિ, તર્ક, કલ્પના વગેરે હજુ બિલકુલ બાલ્યકાળમાં હતાં. એથી એ સૂર્યોદય, સૂર્યાસ્ત, મેઘનો ગડગડાટ, વીજળીના ઝબકારા કે સમુદ્રભરતીથી ભયભીત બનતો અને સૂર્યચંદ્રનાં ગ્રહણ, વાવાઝોડું, કે ધરતીકંપથી એ કાંપી ઊઠતો ત્યારે એમની આગળ એ 'માથું' નમાવતો અને એમની કૃપા 'મેળવવા મથતો;' કારણકે સૃષ્ટિના ચમત્કારો એને સમજાતા નહિ અને એથી એ એમનામાં અગમ્યશક્તિનું દર્શન કરતો. પરિપક્વ થયેલી એની કલ્પનાએ સમય જતાં 'પાછળથી એને ઈશ્વરનું સ્વરૂપ આપ્યું.

જ્યારે એક બાજુથી જગતનાં ભૌતિક રહસ્યો પાછળ મુગ્ધ બની અગમ્ય શક્તિની કલ્પનાને માનવી વેગ આપતો હતો, ત્યારે બીજી બાજુ જેમજેમ એનાં બુદ્ધિ, તર્ક અને સમજ ખીલતાં ગયાં તેમતેમ એને સૃષ્ટિનાં ભેદી રહસ્યોનો ભેદ હાથ લાગતો ગયો અને એથી એ પુરુષાર્થ તરફ વળતો ગયો.

હવે એને સૃષ્ટિનાં રહસ્યો કોઈ કાળ-મર્યાદાને અનુલક્ષીને થતાં જણાવાથી ભય થતો નહોતો; ઊલટો એ એનાં રહસ્યો શોધતો થયો હતો. તેથી જેમજેમ એને એક પછી એક કડીઓ હાથ લાગતી ગઈ તેમતેમ એને એના પર વિજય મેળવવાની આત્મશ્રદ્ધા સાથે એને કાબૂમાં લેવાની પણ મનોવૃત્તિ થઈ. એ મનોવૃત્તિમાંથી પુરુષાર્થવાદ અર્થાત્ અનીશ્વરવાદની કલ્પના પણ ઊભી થઈ.

સૃષ્ટિનાં અગમ્ય રહસ્યોના પ્રભાવ તળે આવી એક બાજુ ચમત્કારવાદ કે ઈશ્વર-વાદની કલ્પના ઊભી થતી હતી, ત્યારે બીજી બાજુ એનો ભેદ ઉકેલવાની શ્રદ્ધામાંથી પુરુષાર્થવાદ કોને અનીશ્વરવાદ ઘડાતો જતો હતો.

આમ વિશ્વનો ભેદ ઉકેલવાની શોધક બુદ્ધિમાંથી અનીશ્વરવાદ ઘડાયો છે, જ્યારે કુદરતી બળોનો કોઈ શાસક છે એવી ભાવુકતાથી ઈશ્વરવાદ પોષાયો છે. આ બંને વિચારસરણીઓ સાથેસાથે દોડતી આવી છે અને બંને સાથે જ વિકસી છે, સમર્થમાં સમર્થ એવા પુરુષો આજ સુધી બંનેનો પક્ષ કરતા આવ્યા છે; છતાં કોઈ કોઈનો પરાભવ હજુ કરી શક્યા નથી.

બહુ ઊંડો વિચાર કરતાં એમ સમજાય

છે કે આ વિશ્વ ઈશ્વરી નિયમ મુજબ ચાલે છે, એને જગતસ્વભાવ પણ કહેવાય. એમાં ઈશ્વર જેવી કોઈ વ્યક્તિ હોય તો તે પણ આ નિયમને જ અનુસરીને ચાલે છે, પરંતુ એ મહાનુભાવ નિયમને ફેરવી શકતો નથી–ફેરવવા સમર્થ પણ નથી; જેમ વેગે ચડાવેલો ચાક રોકી શકાતો નથી તેમ એનો ચાલક તો કેવળ દ્રષ્ટા જ બની રહે છે.

બીજી બાજુ માનવે કુદરતી બળો પર કાબૂ જમાવ્યો છે, પણ જે નિયમને આધીન રહી એ બળો કામ કરે છે, એ નિયમને એ વશ કરી શક્યો નથી. અગ્નિ, જળ, વાયુ અને વિદ્યુત જે વેદકાળના સમર્થ સત્તાધારી દેવો હતા તેમના ઉપર કાબૂ જમાવી માનવીએ એમને પોતાને આધીન કર્યા છે પણ એના આંતર સ્વભાવ ઉપર એ વિજય મેળવી શક્યો નથી. એણે વિજય મેળવ્યો છે તત્ત્વ ઉપર, નહિ કે તત્ત્વના સ્વભાવ ઉપર. આથી સ્વભાવ સ્વતંત્ર છે અને તે જ ઈશ્વર છે. એવા ઈશ્વર પાસે માનવનો પરાભવ છે.

આ પ્રમાણે તત્ત્વ ઉપર વિજય મેળવી માનવે વિજય પ્રાપ્ત કર્યો છે, ત્યારે બીજી બાજુ એના સ્વભાવ પાસે એણે હાર કબૂલી છે. 'તત્ત્વ'ની દૃષ્ટિએ ઈશ્વર પણ પરાધીન છે અને 'સ્વભાવ'ની દૃષ્ટિએ એ પરમ વિજયી છે. આમાંની એકપક્ષી વિચારસરણી-માંથી જ ઈશ્વરવાદ-અનીશ્વરવાદ ફાલ્યાફૂલ્યા હશે, એમ સમજી શકાય છે.

આમ ઈશ્વરવાદ એ 'અગમ્ય' રહસ્યવાદનું પરિણામ હોઈ, ઈશ્વરવાદની ચારે બાજુ અગમ્ય લીલાઓ ઊભી થઈ ગઈ છે, જેને આપણે ચમત્કાર-લીલા કહીએ છીએ બીજી બાજુ અનીશ્વરવાદ એ જગતનાં ગૂઢ રહસ્યો શોધવા મથતો પુરુષાર્થવાદ હોઈ, એણે વિજ્ઞાનની ઉપાસનાને મોટું મહત્ત્વ આપ્યું છે!

પણ સાથેસાથે દોડવા છતાં ય જેમ ગંગા યમુના પ્રયાગ પાસે ભેગી થાય છે–એ કે થોડા માઈલ સુધી તો બન્ને જુદી જ તરી આવે છે, પણ છેવટે ધીમેધીમે એકબીજામાં સમાઈ જઈ નવું જ સ્વરૂપ પ્રાપ્ત કરી લે છે–તેમ ઈશ્વરવાદ, અનીશ્વરવાદ યા ચમત્કારવાદ ને વિજ્ઞાનવાદ જુદા લાગવા છતાં ય આજે એક-બીજામાં સમાતા જાય છે. આપણા પૂજ્ય બાપુજી પાકા ઈશ્વરવાદી હોવા છતાં ય એમણે પુરુષાર્થનું જ મહત્ત્વ ગાયું છે અને વિજ્ઞાનને પણ સન્માન્યું છે; છતાં એમના જીવનમાં ચમત્કારને સ્થાન મુદ્દલ નહોતું. એમનું જીવન માનવબુદ્ધિને જરા ય અગમ્ય નહોતું. બીજી બાજુ અનીશ્વરવાદી પંથોમાં ઈશ્વરને નામે નહિ, તો છેવટે ગુરુને નામે પણ ચમત્કાર, અંધશ્રદ્ધા કે જડતા ઓછી નથી વ્યાપી. એથી એ વૈજ્ઞાનિક પંથો હોવા છતાં ય આજે વિજ્ઞાનના વિરોધી બની રહ્યા છે. આમ ચમત્કારનું મૂળ અગમ્ય રહસ્યવાદમાં રહેલું છે. પણ એ શું છે એ હવે આપણે જોઈએ.

આ વિશ્વનું દરેક કાર્ય કોઈ અગમ્ય અકલ્પ્ય નિયમને સુસંગત રહીને જ થતું આવે છે. એને કુદરતી નિયમ કહો, વૈજ્ઞાનિક નિયમ કહો, ઈશ્વરી નિયમ કહો કે પછી જગતસ્વભાવ કહો. જે કહો તે પણ એક વાત તો નિશ્ચિત છે જ કે એ નિયમ કદી બદલાતો નથી. પ્રાચીન જંગલી અવસ્થાના માનવની જેમ આપણે પણ જ્યારે કોઈ કાર્યની પાછળ રહેલા ઈશ્વરી નિયમ યાને વૈજ્ઞાનિક નિયમને પકડી શકતા નથી, ત્યારે એવાં કાર્યને આપણે ચમત્કાર કહીએ છીએ. એથી ચમત્કાર એ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું કાર્ય તો છે જ. એ કોઈવાર અશક્યને શક્ય પણ બનાવી શકે છે તોપણ એથી એ કુદરતી નિયમને તોડીને પ્રગટતું કોઈ કાર્ય છે એમ માનવાની જરૂર નથી. એટલું ખરું કે જગત-

સ્વભાવને ગતિ અને શક્તિ આપનાર અથવા એની ગતિ અને શક્તિને ફેડનાર માનવ-બુદ્ધિ એમાં ભળે છે ત્યારે તેનું કાર્ય કેવી રીતે ચમત્કારની કક્ષામાં આવે છે, તે જોઈએ :

क (૧) કલ્પનામાં પણ ન આવે એવી રીતે સૈન્ય સહિત નેપોલિયને હિમાચ્છાદિત આલ્પ્સને ઓળંગી શત્રુઓને છક કરી નાખ્યા, એ એક પ્રકારનો ચમત્કાર હતો.

(૨) શાસ્ત્રથી વિરુદ્ધ મનાતી એવી એક વૈજ્ઞાનિક ખોજને કારણે એક વિજ્ઞાનીને વધ-સ્તંભ સાથે બાંધી દેવામાં આવ્યો હતો. હાથપગ પણ ઊંચેનીચે બાંધી રાખવામાં આવ્યા હતા. કુદરતી હાજતો, ખાનપાન અને નિદ્રા પણ એ જ સ્થિતિમાં કરવાનાં હતાં. છતાં બબ્બે વર્ષ સુધી આવી અસહ્ય યાતનાઓ ભોગવવા છતાં એ વીર વિજ્ઞાની પોતે શોધેલા સત્યથી ચળ્યો નહિ. દુઃખનો એક શબ્દ પણ બોલ્યો નહિ. જેના ચરણમાં આજે સહુનું મસ્તક ઝૂકી પડે છે એવા એ વીર વિજ્ઞાની-એ બતાવેલી સહનશીલતા અને દાખવેલું અપાર ધૈર્ય એ બીજા પ્રકારનો ચમત્કાર છે.

(૩) એકસાથે પાંચદસ નહિ પણ સોસો કાર્ય ઉપર મનને એકાગ્ર કરનાર શતાવધાની શ્રીમદ્ રાજચંદ્રની અદ્ભુત સ્મરણશક્તિ, એ વળી કોઈ અનેરો ચમત્કાર છે. કહેવાય છે કે દિવસો પહેલાં સાંભળેલાં આના-પાઈનાં હિસાબવાળાં ભરતિયાં પણ એ ભૂલ વિના બોલી જતા.

(૪) પીળો રંગ ભૂંસી નાખવાનું જે કાર્ય ડેલહાઉસી કે બીજા કોઈ પ્રભાવશાળી બ્રિટિશરોથી ન બન્યું એ, લોહીનું બિંદુ પાડ્યા વિના સરદાર વલ્લભભાઈ પટેલે, જે કુનેહ અને બુદ્ધિકૌશલ્યતાથી પાર પાડ્યું છે અને તે પણ દિલ જીતીને, એને વળી કોઈ જુદા જ પ્રકારનો ચમત્કાર કહી શકાય.

(૫) જે પ્રદેશ ઉપરથી એકેકી મૂર્તિ પસાર થતી સાંભળાતી, તે પ્રદેશ ઉપર વિદ્યુતના ઝબકારાની જેમ કોઈ અનિર્વચનીય પ્રેમસ્પંદનનું મોજું ફરી વળતું અને લાખોની સંખ્યામાં વિરાટ જનતા કીડિયારાની જેમ ત્યાં ઊમટી પડતી. એક એનું મુખારવિંદ જોવા કલાકોના કલાકો સુધી અપાર માનવ-મેદિની ભૂખીતરસી કે ટાઢતાપે તપતી પડી રહેતી લાખો-કરોડોનાં હૃદયને હલમલાવનાર એ ગાંધીજીએ કયું કામણ કર્યું હશે ! એ કામણ તો વળી જગતનો અદ્ભુતમાં અદ્ભુત ચમત્કાર છે.

આ અને આવા પ્રકારના એ બધા ચમત્કારો આત્મપ્રભાવ, મનોબળ, સાહસ, વીરતા, ધૈર્ય અને કુનેહના ચમત્કારો છે. માનવ ઇચ્છે તો આજ પણ એ કરી શકે છે; કારણકે એ બધા વૈજ્ઞાનિક નિયમને સુસંગત રહીને થયેલાં કાર્યો છે.

(ख) પણ બીજી બાજુ :

(૧) શંકરાચાર્ય રાજાના દેહમાં પ્રવેશ્યા અને ભોગમાં પડ્યા, (૨) રામચંદ્રજીએ પાણી પર પથ્થરનો સેતુ બાંધ્યો, (૩) શ્રીકૃષ્ણે ૧૬૦૦૮ રૂપ ધર્યાં, (૪) મહાવીરે અંગૂઠો દબાવી મેરુ પર્વતને ભીંસી નાખ્યો, (૫) બુદ્ધે પાછળ દોડતા દુષ્ટને આંબવા જ ન દીધો, (૬) મહંમદે મૂર્તિઓ પાસે અલ્લાહનાં ગુણ-ગાન ગવડાવ્યાં, (૭) ઈશુ ત્રણ દિવસ બાદ કબરમાંથી ઊઠ્યો ને પોતાના પિતા પાસે સ્વર્ગમાં ચાલ્યો ગયો, (૮) કબીરના મૃત્યુ પછી એનો દેહ પુષ્પરાશિ બની ગયો, (૯) મીરાંએ ઝેરનું અમૃત બનાવ્યું અને (૧૦) નરસિંહે ભગવાન પાસે હુંડી સ્વીકરાવી; તેમ જ અમુક મંત્ર ભણવાથી લગ્ન થયાં, અમુક જાપ જપવાથી મહામારી શાંત થઈ, મેઘયજ્ઞ કરવાથી વૃષ્ટિ થઈ, ફલાણાનો દોરો-ધાગો બાંધવાથી ભૂત નાસી ગયું આ દેવીની બાધા રાખવાથી બરકત થઈ અને ચેલા

પીરની મલીદો ચઢાવવાથી મટી ગઈ. આવીઆવી અનેક અંટસંટ વાર્તાઓમાં નથી કોઈ વૈજ્ઞાનિક આધાર કે નથી કોઈ ઈશ્વરી કાનૂનનું પાલન. એ સામાન્ય બુદ્ધિ કે તર્કમાન્ય ઊતરી શકે એમ નથી. સાદી સમજનો પણ એમાં અભાવ છે. એ કેવળ બધી કલ્પનાઓ જ છે. આવી અવ્યવહારુ કાલ્પનિક વાતો અસત્ય તો છે જ, સાથે ભ્રામક પણ છે. તેથી એ બધો જૂઠો આદર્શ શીખવી જગતને ભુલાવામાં પાડે છે.

કેટલીક વાતોમાં મૂળે સત્યાંશ હશે, પણ જે રૂપમાં આજે એ ચાલે છે તે રૂપમાં તો નહિ જ. સંભવ છે કે કેટલીક બિનાઓ અતિશયતાને તો કોઈ વિકૃતિને ય પામી હશે, કોઈ વળી રૂપકને અને કોઈ વળી કલ્પનાને લક્ષ્યમાં રાખીને પણ થઈ હશે; તેમ જ કોઈ જગ્યાએ જનતાએ એનો વિકૃત અર્થ પણ કર્યો હશે. છતાં આજે એ બધી જનતાને ખોટો આદર્શ આપી રહી છે, એથી એને કાં તો સમયાનુકૂળ સુધારવી ઘટે કાં તો રદ કરવી પડે. કેટલાક કહેવાતા ચમત્કારોની પાછળ કેવળ સંકલ્પ અને આત્મશ્રદ્ધાનું જ બળ કામ કરતું હોય છે. પણ જેમ કસ્તૂરી-મૃગ પોતાનામાં નહિ પણ ઘાસમાં જ એની સુગંધ ખોળતો હોય છે, તેમ માનવ પણ પોતાનામાં રહેલા શ્રદ્ધા-બળને ભુલી, બહારની કોઈ અગમ્યશક્તિનું એ પરિણામ છે એમ માનતો હોય છે.

જનતા ચમત્કારના ખોટા આદર્શને લક્ષ્યમાં રાખી સત્યના માર્ગથી વંચિત બની ગઈ છે. પરિણામ એ આવ્યું છે કે 'ચમત્કાર' મોટો દેવ બની ગયો છે બિચારા દેવને પણ એની સિફારસ કરવી પડે છે. ત્યારપછી જ એને સિંહાસન પ્રાપ્ત થાય છે; કારણકે જેનો ચમત્કાર મોટો એ દેવ મોટો અને જેમાં એ તત્ત્વ વિશેષ એ ધર્મ ઉત્તમ, એવો સામાન્ય અભિપ્રાય બંધાઈ ગયો છે. જેમ ઝાડને ચારેબાજુ વીંટળાયેલી વેલ સમય જતાં વૃક્ષને જ ઢાંકી દે છે, તેમ 'ચમત્કારે' સત્યને એવું ઢાંકી દીધું છે કે ચમત્કાર પોતે જ સત્યરૂપ બની પૂજાવા લાગ્યો છે. પરિણામે અહિંસાદિ ગુણો કે તપજપની સાધના મારફત જીવનશુદ્ધિ પ્રાપ્ત કરવાનો જે ભવ્ય આર્યમાર્ગ હતો તે ભુલાયો છે. તેથી ચમત્કાર કે રિદ્ધિસિદ્ધિ એ જ ધ્યેય છે એમ મનાવા લાગ્યું છે. જે વીતરાગતા આધ્યાત્મિકપણાની કસોટી હતી તે આજે ભુલાઈ છે અને તેથી એને સ્થાને રિદ્ધિસિદ્ધિને સ્થાપિત કરી ધર્મધૂર્તોએ એનો લાભ ઉઠાવ્યો છે. અજ્ઞાન જનતાને રિદ્ધિસિદ્ધિની માયાજાળ બનાવી એવા ધૂર્તોએ પોતાની નબળાઈ ઢાંકી છે, એટલું જ નહિ પણ મોટાં પાખંડો ચલાવી ભોળી જનતાને છેતરી પણ છે. આજે પણ એ તમાશો દરેક સંપ્રદાયમાં ચાલતો જોવામાં આવે છે. જ્યાંસુધી આંજી નાખનારી આવી ભ્રામક ચમત્કાર-લીલા એ એક પોલ છે, એક પ્રકારની ઠગાઈ છે યા જાદુગરીનો ખેલ છે એવું ભાન જનતાને નહિ થાય, ત્યાંસુધી આ લીલા ચાલવાની છે. છતાં એની સામે માથું ઊંચક્યા વિના આપણો આરોવારો નથી.

આ ઝેર એટલું ઊંડું ઊતર્યું છે કે આજનાં કેળવાયેલા યુવાનો પણ પૂર્વ સંસ્કારને અંગે તર્ક, બુદ્ધિ અને વૈજ્ઞાનિક નિયમોને ઠોકરે મારી 'ચમત્કાર'ની વાત સાંભળતાં જ ધર્મઘેલા બની જાય છે. સાદી સમજને વિસારી તર્કબુદ્ધિમાં પણ ન ઊતરે એવી હાસ્યાસ્પદ વાતોનું મંડન કરવા લાગી જાય છે. એથી દરેક સમજુ યુવકનો ધર્મ છે કે એણે બળ કરી આ લપમાંથી છૂટી જવું જોઈએ: અને ખુદ ઈશ્વરને નામે ચાલેલા આ પાખંડનો વિરોધ કરવા જેટલી

નૈતિક હિંમત અને વીરતા પ્રગટાવવી જોઈએ.

'પણ પ્રશ્ન એ થાય છે કે એ ચમત્કાર એ પાખંડ છે—જાદુગરીનો ખેલ છે, તો પછી ધર્મે એને કેમ ઉત્તેજન અને પોષણ આપ્યું હશે? પણ મૂળ વાત એ છે કે પ્રાચીન યુગમાં બ્રાહ્મણો જ અધ્યયન-અધ્યાપનનું કામ કરતા અને બૌદ્ધિક વિકાસ સાધતા. બાકીની ત્રણ વર્ણ તો પોતાના બાપીકા ધંધામાં પૂરતું લક્ષ્ય રાખીને બ્રાહ્મણોનો શિખવાડ્યો જ ધર્મ શીખતી અને ધર્મકથા પણ એમની કહેલી જ સાંભળતી એ સિવાય એમને કશી ગતાગમ નહોતી. એથી એમનો બૌદ્ધિક વિકાસ બહુ અલ્પ કક્ષાએ હતો. એવી પ્રજાને બ્રાહ્મણવર્ગે શોધેલાં તત્ત્વરહસ્યનું પાન કરાવવાનો સરળ માર્ગ 'ચમત્કાર' હતો: કારણકે જનતાની એ ભાષા હતી, પરાપૂર્વથી એના પોષાયેલા એ પ્રકારના સંસ્કારો હતા.

દાખલા તરીકે આપણે ગાંધીજીના અવતાર-કાર્યનો વિચાર કરીએ. આપણામાંથી કેટલા એમની મહત્તા અને જીવનકાર્ય સમજતા હશે? ખુદ ગાંધીજીને પણ અનેક પ્રસિદ્ધ વ્યક્તિઓને પોતાની ભવ્ય અહિંસા અને ખાદીની પ્રતિષ્ઠા સમજાવવા કેટલી માથાકૂટ કરવી પડતી હતી! તો પછી સામાન્ય જનતા તો એમના અવતારકાર્યને શી રીતે સમજી શકે? આથી, સામાન્ય જનતા પાસે એમનો સંદેશ પહોંચાડવા 'મહાત્માજી ખરેખર ઈશ્વરના અવતાર છે,' 'ઉચ્ચ કોટીના પરમ સંત છે,' 'ભગવાનના માણસ છે,' યા 'હિંદના સમર્થ નેતા છે,' એવી શ્રદ્ધા અને ભાવના જગાવીને જ આપણે એમને સાથે લઈ શકતા. મહાત્માજીના જીવનની ખૂબી અને એમની આર્ષદૃષ્ટિ આપણે પણ પૂરી સમજ્યા નથી, તો પછી સામાન્ય જનતાનું તે શું ગજું? કેવળ ભક્તિ અને ભાવનાના બળે જ એમના હૃદયને અંકિત કરી શકતા. આમ ભક્તિ-ભાવનાની અતિશયતા યા વિકૃતિ સમય જતાં 'ચમત્કાર'નું રૂપ ધારણ કરે એ સ્વાભાવિક છે.

ઘણા વખત પહેલાં અમુક સ્થાનિક પ્રશ્ન અંગેનો એક સંદેશો આપવા માટે ગોવાળોના સમૂહ પાસે જવું પડેલું મહાત્માજી વિષે વાત કરતાં તેઓએ કહેલું: 'ગાંધીજી તો બાપલા, ભગવાનનો અવતાર છે. ટોપાવાળાએ એમને કેદમાં નાખેલા તે એ ઓરડેઓરડે દેખાતા. ગાંધીજી પકડાય નહિ. પકડવા જાય તો ગાંધીજી અલોપ થઈ જાય ને બીજે ઠેકાણે ઊભેલા દેખાય. ટોપાવાળાએ ટોપો પછાડ્યો ને ગાંધીજીને પગે પડ્યો.' મેં કહ્યું કે 'એવી વાતો ગપાટા છે. ગાંધીજી એવા ચમત્કાર કરતા નથી, એવું કશું માનતા પણ નથી. એ તો કેવળ પ્રેમ, સચ્ચાઈ અને ન્યાયપૂર્વક જીવન જીવવામાં જ માને છે.' ગોવાળોની આંખમાં નિર્દોષ પણ તીવ્રશ્રદ્ધાનું બળ હતું. એમણે મારો ઊધડો લીધો ને મારે ચૂપ થઈ જવું પડ્યું!

આ પ્રમાણે ભૂતકાળના પુરુષો પણ શ્રદ્ધા અને ભક્તિને જાગ્રત કરનારી ભાવનાથી જ છાપ પાડતા. એ શ્રદ્ધા-ભક્તિનો અતિરેક એટલે જ ચમત્કાર. ભક્તિનું ગાંડપણ પછી નથી જોતું સત્ય કે વિવેક. એની મર્યાદાને પછી હદ જ રહેતી નથી. પોતાના પ્રિયની મહત્તા વધારવા એ ચમત્કારના દોરને છૂટો મૂકી દે છે. પરિણામે ચમત્કારના સાયામાં દેવ પણ બંધાઈ જાય છે અને કોઈ વખત તો એ દેવોને હરીફાઈમાં ઉતારી વિનાશ પણ ઉતારવામાં આવે છે. આપણો ધર્મ-ઇતિહાસ આવી બદીઓથી અલિપ્ત નથી.

આજે સમય બદલાયો છે. 'बाबावाक्यं प्रमाणम्'નો હવે આ યુગ રહ્યો નથી. આજે તો સમગ્ર જનતા બૌદ્ધિક વિકાસને માર્ગે આગળ ધપી રહી છે. આજના યુવકોને તર્ક

અને બુદ્ધિથી જે સમજાય, એ જલદી એને ગળે ઊતરી જાય. અનુભવસિદ્ધ હોઈ વિજ્ઞાનના નિયમને એ પ્રમાણભૂત માનતો થયો છે. એથી પૂર્વસંસ્કારનો વેગ એનામાં મોળો પડી રહ્યો છે. એવે સમયે જો એને યોગ્ય તાલીમ આપવામાં આવે તો એ જેરું નાબૂદ કરતાં સમય જશે નહિ. આપણા યુગની જ વાત કરીએ તો આજથી પચાસ વર્ષ પહેલાના માનવી જેટલો વહેમી, જડ કે ધર્માંધ આજનો માણસ રહ્યો નથી. જેમજેમ વિજ્ઞાનનો વિકાસ થતો જાય છે તેમતેમ માનવીનાં તર્ક, બુદ્ધિ અને સમજ વિશુદ્ધ બનતાં જાય છે. એથી એ ચમત્કારના વહેમમાંથી છૂટતો જાય છે. વૈજ્ઞાનિક તાલીમ એ જ ચમત્કારનો દુશ્મન છે.

પણ જૂનવાણી માનસ કહેશે : 'વિજ્ઞાન એ તો જડવાદ છે. વિજ્ઞાનની ઉપાસનાથી આજનો યુવક નાસ્તિક બનતો જાય છે. ધર્મનો એ વિરોધી થતો જાય છે.' પણ એથી ડરવાની કે નાહિંમત થવાની જરૂર નથી. સત્યને માર્ગે જવામાં કોઈનો પણ ભય રાખવાની જરૂર નથી. વિજ્ઞાનનાં જે જે રહસ્યો આજે શોધાયાં છે અને જેનો આજે જગત લાભ ઉઠાવી રહ્યું છે, તે જ્યારે શોધાયાં હતાં ત્યારે પણ એની સામે કાળો કકળાટ કરવામાં ઊણપ રાખવામાં નહોતી આવી; છતાં આજે સત્ય આગળ આવી રહ્યું છે. સત્ય કદી ચગદાતું જ નથી એથી એ ભય બિલકુલ વ્યર્થ છે.

મૂળ વાત તો એ છે કે વિજ્ઞાન જડવાદ નથી, એ ધર્મવિરોધી પણ નથી ઊલટું એ તો ધર્મને સહાયક છે. વિજ્ઞાને જો વિરોધ કર્યો હોય તો તે ધર્મનો નહિ, પણ ધર્મને નામે પ્રવર્તતી જડતા, અંધશ્રદ્ધા અને ગાંડપણનો. વિજ્ઞાન એ તો શુદ્ધ ધર્મને ઓળખાવનારી તત્ત્વપદ્ધતિ છે. શ્રમણપંથો એ વૈજ્ઞાનિક ધર્મો કહેવાયા છે તે આ કારણે જ. વિજ્ઞાનનાં મૂળભૂત તત્ત્વો ઉપર જ એમણે ધર્મની પ્રતિષ્ઠા કરી હતી એ કે આજે એ વાત ભુલાઈ છે પણ એથી વિજ્ઞાન ધર્મનું વિરોધી છે એમ માનવાને કશો જ આધાર નથી.

ધર્મ અને વિજ્ઞાન એ તો બે બહેનો છે વિજ્ઞાન સિવાયનો ધર્મ જડતા, અંધશ્રદ્ધા અને અવિવેકનું રૂપ પામે છે અને ધર્મ-સિવાયનું વિજ્ઞાન ભોગલાલસા, અત્યાચાર અને ઘમંડનું રૂપ પકડે છે બંને એકબીજાનાં પૂરક છે–સહાયક છે, નહિ કે વિરોધી જ્યારે આપણે વિજ્ઞાનની પુનઃપ્રતિષ્ઠા સ્થાપી એને ધર્મના રંગે રંગી નાખીશું ત્યારે આપણે સુખ, આબાદી અને પુનઃશાંતિ પ્રાપ્ત કરીશું અને તો જ આપણે ચમત્કારને નામે વહેમ, જડતા અને અંધશ્રદ્ધાના કૂપમાંથી ઊગરી આત્મ-પુરુષાર્થને માર્ગે આગળ ધપી ઈશ્વરી લોકશાહીમાં ઉન્નત સ્થાન પ્રાપ્ત કરીશું

★

નારદે એક વખત પૂછ્યું : 'ભગવન્ ! ધ્યાનથી કોઈ મોટું છે ?'

સનત્કુમારે કહ્યું : 'હા !'

'તો ભગવન્ મને તેનો જ ઉપદેશ કરો !' નારદે વિનવણી કરી, એટલે એમને જણાવવામાં આવ્યું :—

'ધ્યાનથી મોટું વિજ્ઞાન છે. વિજ્ઞાનથી ઋગ્વેદ સમજાય છે યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ–પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પત્તિવિદ્યા, નિધિશાસ્ત્ર તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, વેદવિદ્યા, ભૂતતંત્ર, બાણવિદ્યા, જ્યોતિષ, સર્પ, દેવ અને માનવી વિદ્યા, સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, તેજ, દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, ઘાસ–વનસ્પતિ, હિંસક પશુઓ, કીડા, પતંગિયા અને કીડી સુધીનાં જીવડાં, ધર્મ–અધર્મ, સાચું–જૂઠું, સારું–નઠારું, દિલને ગમતું–અણગમતું, અન્ન, રસ, આલોક–પરલોક; બધુંય વિજ્ઞાનથી સમજાય છે માટે વિજ્ઞાનને બ્રહ્મ સમજીને પૂજો.'

# સંસ્કારિતા

શ્રી. હીરાલાલ છોટાલાલ બક્ષી
બી. એ.

જેની સહેલાઈથી વ્યાખ્યા ન થઈ શકે એવા શબ્દોમાંનો એક તે 'સંસ્કાર' શબ્દ છે. મૂળ ધાતુ सम् + कृ છે. આપણી આર્ય ભાષાનું નામ संस्कृत પડ્યું તેમાં પણ આ જ ભાવ છે–સંસ્કાર જેના પર પડ્યા છે એવી ભાષા તે સંસ્કૃત ભાષા, એવો જે માનવી તે સંસ્કૃત માનવી, 'જંગલીપણાથી' ઊલટા–બીજા છેડાનું જેનું વર્તન હોય તે સંસ્કારી ગણાય; પણ સંસ્કાર બહિર્ગત કરતાં અંતર્ગત વિશેષ છે. છતાં આજે બાહ્યાચારે સારો દેખાય તે સંસ્કારી, લગભગ એવી માન્યતા સેવતા આપણે થઈ ગયા છીએ એ કેવું વિચિત્ર કહેવાય! સંસ્કારી હૃદય ને મન કેવાં હોય તેની ઝાંખી કરાવવાનો લેખકે અહીં પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

સંસ્કારિતા એ જીવનનો એક એવો ગૂઢ ભાવ છે, જે ઘણા અનુભવોને પરિણામે આપણને પ્રાપ્ત થાય છે. એ શબ્દમાં એક કરતાં વધારે પાસાં સમાયેલાં છે, જેથી એનો પૂરેપૂરો અર્થ આપણે સમજી શકતા નથી અને પરિણામે જીવનની ઉપલક વસ્તુઓને આપણે સંસ્કારિતા માની લેવાની ભૂલ કરીએ છીએ. કોઈ માણસ છેલ્લામાં છેલ્લી ઢબનાં કપડાં પહેરતો હોય, કોઈ ભણેલો કે ડીગ્રીઓ ધરાવતો હોય, કોઈનાં વાણી ને વર્તન શિષ્ટાચારના નિયમાનુસાર હોય, તો એવાને આપણે સંસ્કારી માની લઈએ છીએ. પણ જીવનની આ બધી સુંવાળી સપાટી પાછળ સાચી સંસ્કારિતા ન પણ રહેલી હોય, એનો આપણને ખ્યાલ આવતો નથી.

જો આપણે યાદ રાખીએ કે જીવનની બિનમહત્ત્વની વસ્તુઓમાં સંસ્કારિતા સમાયેલી નથી, પણ સંસ્કારિતા માણસનાં મન અને હૃદયની ઉચ્ચતામાં સમાયેલી છે, તો આપણને સમજાશે કે સાચી સંસ્કારિતા એટલે સત્ય, શિવ ને સુંદરની પ્રશંસા. ડૉ. બેસન્ટે સંસ્કારિતાની વ્યાખ્યા આપતાં કહ્યું છે, કે અન્યના જીવન પ્રત્યેનો તાત્કાલિક આંતર પ્રત્યુત્તર એજ સંસ્કારિતા છે. (ઇં. ઇટ ઇઝ ધી ક્વીક ઇન્ટરનલ રીસ્પૉન્સ ટુ અધર લાઈવ્ઝ) માણસ ગમે એવી સુધરેલી ઢબમાં રહેતો હોય, એ ગમે એવો વૈભવશાળી હોય; છતાંય જ્યાંસુધી એનું હૃદયના ભાવ, પ્રેમ અને પૂજ્યભાવથી ભરેલું નથી કે એના મનનું વલણ ટીકા કરવા કરતાં ગુણ ગ્રહણ કરવા તરફ વળેલું નથી, ત્યાંસુધી એને સંસ્કારી કહી શકાતો નથી. સંસ્કારિતા બહારના દેખાવ પર અવલંબતી નથી. સંસ્કારિતા અંદરના જીવન પર અવલંબે છે. આ જ દૃષ્ટિએ વિનય અને સદ્‌ભાવથી ભરેલો એક ગામડિયો દીસતો માણસ યુનિવર્સિટીના એક ટીકાખોર અને હૃદયશૂન્ય ગ્રેજ્યુએટ કરતાં વધારે સંસ્કારી છે. જેનું હૃદય બીજાઓ પ્રત્યે સદ્‌ભાવથી ઊભરાય છે, જેનું મન સૌંદર્યની પરખ કરી શકે છે અને જે રસજ્ઞ છે, એ જ સાચો સંસ્કારી છે. ભલે પછી તે ગામડિયો દીસતો હોય કે અભણ હોય. એનો અર્થ એવો નથી કે સુવ્યવસ્થા, સુઘડતા કે શિક્ષણને સંસ્કારિતામાં સ્થાન નથી. કહેવાનો આશય એટલો જ છે કે કેવળ શરીરની સુઘડતા કે કહેવાતા શિક્ષણમાં જ સંસ્કારિતા સમાઈ જતી નથી. સંસ્કારિતા નથી વસતી દેહનાં ઘાટ, રૂપ કે રંગમાં. સંસ્કારિતા વસે છે પુષ્પ જેવા સુકોમળ હૃદયમાં ને ચાંદની જેવા નિર્મળ મનમાં.

સંસ્કારિતા એ સૌંદર્યનું એક અંગ છે. માટેજ સૌંદર્ય વિનાની સંસ્કારિતા નથી કે

સંસ્કારિતા વિનાનું સૌંદર્ય નથી, જ્યાં પ્રેરણાત્મક વિચારોનું સર્જન છે, જ્યાં આનંદાત્મક ઊર્મિઓનો જન્મ છે, ત્યાં જ સૌંદર્યનું ધામ છે. એ સૌંદર્યને કે એ સંસ્કારિતાને આપણે સાહિત્ય અને કળા દ્વારા પ્રગટ કરીએ છીએ. મનુષ્યની આનંદજનિત ઊર્મિઓ કળાને જન્મ આપે છે આ મનોભાવ અને આ ઊર્મિઓ સ્ત્રીપુરુષની જોડ જેવાં છે. એક વિના બીજાં અધૂરાં છે. વિચારણામાં જો પ્રેમ ન હોય તો એ વિચારણા નિષ્ઠુર અને ક્રૂર બને છે. પ્રેમમાં જો વિચારણા ન હોય તો એ પ્રેમ રોતલ બને છે. આ બંને એકલે હાથે નથી મૂર્ત કરી શકતાં સૌંદર્યને કે નથી જન્મ આપી શકતાં સંસ્કારિતાને. માટે જ સંસ્કારિતા માટે ઉભયનો સંયોગ આવશ્યક છે. પુરુષ જેમ પ્રભુની સર્જનશક્તિનો સંકેત છે, સ્ત્રી જેમ પ્રભુના લાવણ્યની પ્રતિમા છે, એમ સાહિત્ય અને કળા, સર્જન અને સૌંદર્યનો આવિર્ભાવ છે. જેમનાં સાહિત્ય અને કળાનાં અંગો જેટલાં ઊંચાં, એનાં ઉડ્ડયન જેટલાં ગગનગામી, એટલી એની પ્રગતિ સવિશેષ. માટે જ સૌંદર્ય અને સંસ્કારિતાની ભાવનાઓ કેવળ સ્વપ્નશાળીના તરંગો જેવી જ નથી, પણ જીવનનું એ એક મહામૂલું તત્ત્વ છે. સુખી થવું અને પ્રગતિ કરવી એ સૌ કોઈ વાંછે છે. એ સુખ અને એ પ્રગતિ પ્રાપ્ત કરવાનો રસ્તો સંસ્કારિતા છે. માણસ જેટલો સંસ્કારી એટલો એ સુખી અને એટલો એ ઉન્નત. સુખ બહારની વસ્તુઓમાં રહેલું નથી. ધન, સત્તા કે કીર્તિ; વિલાસ કે વૈભવ સાચું સુખ આપી શકતાં નથી; કારણકે સુખ માણસની અંદર રહેલું છે, બહાર નહિ. માણસ જેમ વધારે સંસ્કારી હોય છે એમ એ પોતાનું સુખ અંદરથી મેળવે છે. પોતાના સુખ માટે એ બહારની વસ્તુઓ પર અવલંબતો નથી.

વળી સાચો સંસ્કારી માનવી વાણી અને વર્તનથી, વૃત્તિઓ અને વિચારથી અહિંસાત્મક અને સૌંદર્યપૂજક હોય છે. એની વાણી કે ભાષામાં મલિનતા હોતી નથી એટલું જ નહિ પણ એના શબ્દોની પસંદગીમાં પણ એ પોતાની સંસ્કારિતા દાખવે છે. એના શબ્દો કર્ણપ્રિય અને મધુર હોય છે. એ ઉપરાંત એ શબ્દો કોઈ પણ પ્રકારની ગંદી કલ્પના ઉત્પન્ન કરતા નથી. એના શબ્દોની પાછળ કોઈને ઉતારી પાડવાનો કે ઘા કરવાનો ઇરાદો હોતો નથી. સાચાની મશ્કરી કરવામાં કે એના તિરસ્કાર કરવામાં એને આનંદ આવતો નથી ઊલટું સામાની ત્રુટિઓ માટે એને અનુકંપા હોય છે અને સામાનાં દુઃખોથી એનું દિલ દ્રવે છે. બીજાને ભોગે અને જોખમે એ કદી પણ આનંદ મેળવતો નથી કે અશ્લીલ વાતોમાં ભાગ લેતો નથી. સ્ત્રીજાતિનું અપમાન કરે એવા ગંદા શબ્દો કે એવી ગંદી વાતોમાં રસ લેનારા કેળવાયેલા માણસોને જોઈએ છીએ, ત્યારે આપણને ખરેખર ખેદ થાય છે. આનંદ કરવાના અનેક શુભ માર્ગો હોવા છતાં ય જાતીય અશ્લીલતાનો ઉલ્લેખ કરી આનંદ મેળવવાના પ્રયત્નો શું બુદ્ધિ અને સર્જનશક્તિનું દેવાળું નથી સૂચવતા?

સંસ્કારી માણસની રસજ્ઞતા ઉચ્ચ કોટિની હોય છે અને એની એ રસજ્ઞતા કે એનો એ 'ટેસ્ટ' એના નિત્ય જીવનની જરૂરી વસ્તુઓની પસંદગી દ્વારા જણાઈ આવે છે. એના ઘરની વ્યવસ્થા, એનો પોશાક, એના ઓરડાનાં ચિત્રો વગેરે સહુ એના આંતર સ્વભાવની પ્રતિમારૂપ આપણી આગળ ખડાં થાય છે. જો એ દંભી અને ગર્વિષ્ઠ હશે તો એના જીવનમાં સાદાઈનો અભાવ નજરે પડશે. પણ જો એ સંસ્કારી હશે તો સાદાઈ સાથેની સુંદરતા એના જીવનમાંથી તરી આવશે. એના ઓરડામાં વધારે 'ફરનિચર' નહિ હોય, દીવાલ પર અનેક ચિત્રો નજરે નહિ પડે; છતાં ય એકું જ.

સુંદર વસ્તુ. એક જ 'પુષ્પ, એના ઓરડામાં સંસ્કારિતાનું વાતાવરણ જમાવી શકશે.

સાચો સંસ્કારી માનવી, જીવનપ્રેમી હોય છે અને એ દરેક પ્રત્યે સદ્ભાવથી વર્તે છે; પછી એ સામો માણસ ગમે તે હોય. રાય હોય યા રંક, વિદ્વાન હોય યા નિરક્ષર, હિંદુ હોય યા મુસલમાન. સંસ્કારી માણસમાં જાતિ કે દેશના, રૂપ કે રંગના, વિચાર કે પંથના ભેદ હોતા નથી. એ સર્વમાં, મનુષ્યમાં તેમ જ કુદરતમાં, ફક્ત એક જ જીવન જુએ છે અને સર્વની સાથે એ જ ભાવે વર્તે છે. એ સર્વનો મિત્ર છે એટલું જ નહિ, પણ એમરસન કહે છે એમ, સૃષ્ટિસૌંદર્યની સૂક્ષ્મ અસરો ઝીલવાને અને સ્ત્રીપુરુષોનો આત્મસ્પર્શ કરવાને શક્તિવાન હોય છે.

આવી સાચી સંસ્કારિતા સૌંદર્યના વાતાવરણમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. માટે જ કળાની મહારાણી સમા ગ્રીસ દેશમાં સૌંદર્ય ઠેરઠેર નજરે પડતું. આજ પણ ગ્રીસની એ સૌંદર્યભાવના આપણે આપણા જીવનમાં વણી લેવી જોઈએ.

ઘરમાં, શાળાઓમાં કે રસ્તાઓ પર બાળક જો સૌંદર્ય જ નીરખે તો એ સ્વાભાવિક રીતે સંસ્કારી બની શકે છે. પ્રેમભાવ જેમ માણસમાં સુંદરતા પ્રગટ કરે છે, એમ સુંદરતા માણસનો પ્રેમભાવ જાગ્રત કરે છે. માટે જ સુંદરતા ખર્ચાળ વસ્તુ નથી. આપણા શરીરને જેટલી જરૂર ખોરાકની છે એથી યે વધારે આપણાં મન અને હૃદયને સૌંદર્યની જરૂર છે. સૌંદર્યના વાતાવરણમાં બાળકનાં મન, હૃદય અને શરીર કોમળ અને સુંવાળાં બને છે. પણ આપણે યાદ રાખવું પડશે કે જે ઉચ્ચ ભાવ પ્રગટ કરે એ જ સુંદર હોઈ શકે. જે ચિત્ર કે સંગીત આપણામાં કોઈ ઉચ્ચ ભાવ ખડો કરતું ન હોય, તે ભલે રૂપાળું કે મોહક લાગે પણ તે સુંદર નથી; કારણકે તે નિષ્પ્રાણ છે. પણ ભાવવાહી ચિત્રો કે પ્રેરણાત્મક પૂતળાં જેવી સુંદર વસ્તુઓના સાન્નિધ્યમાં રહેવાથી આપણામાં ઉચ્ચ ભાવ પ્રગટ થાય છે અને એ રીતે આપણે વધારે સંસ્કારી બનીએ છીએ. કોઈ અદૃશ્ય રીતે રૂપની કે રંગની, આકૃતિની કે ધ્વનિની સુંદરતા આપણી સૂતેલી સુંદરતાને પ્રગટ કરે છે અને આપણાં મન-હૃદયને પ્રતિભાના પ્રદેશ તરફ વાળી આપણને પ્રેમ અને સૌંદર્યના પૂજનમાં લીન કરે છે. અને એ જ સાચી સંસ્કારિતા છે.

★

એક ભૂખો રસ્તામાં ઊભો રહીને સશસ્ત્ર લશ્કરોનું આગમન જોઈ રહ્યો છે.

તે પૂછે છે: 'આ માણસો ક્યાંથી આવે છે?'

'શાંતિભૂમિથી.'

'તેઓ ક્યાં જાય છે?'

'યુદ્ધમાં.'

'યુદ્ધમાં તેઓ શું કરે છે?'

'તેઓ દુશ્મનને મારી નાખે છે તથા તેમનાં શહેરોને બાળી નાખે છે.'

'તેઓ એમ શા માટે કરે છે?'

'શાંતિ મેળવવા.'

ભૂખો બોલ્યો: 'હું સમજી શકતો નથી કે શાંતિ મેળવવા માટે શાંતિમાંથી યુદ્ધમાં શા માટે જવું પડે છે. તેઓ પહેલેથી જ શાંતિમાં શા માટે રહેતા નથી?'

(એક પ્રાચીન જર્મન દંતકથા) હિંમતલાલ માનસિંગ કામદાર

×

# પ્રાચીન શિલ્પસ્થાપત્ય

શ્રી. પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા

માનવહૃદયની અનુભૂતિને સાહિત્ય, સંગીત, નૃત્ય, સ્થાપત્ય ને ચિત્રકળા દ્વારા આવિષ્કાર મળે છે ગુજરાતમાં સ્થાપત્યના નમૂનાઓ મળશે, પણ એ કળાના નિષ્ણાતો કેટલા? એ વિષય પરનાં પુસ્તકો પણ આપણે ત્યાં નહિવત્ છે. ત્યારે પ્રાચીન શિલ્પસ્થાપત્ય ઉપરનો અભ્યાસપૂર્ણ ને તલસ્પર્શી લેખ લબ્ધપ્રતિષ્ઠ સ્થપતિ શ્રી. સોમપુરા તરફથી મળે છે એ આનંદની વાત છે. અત્યારે જૈન, શૈવ ઇત્યાદિ સાંપ્રદાયિક દેવમંદિરો, મુસ્લિમ મસ્જિદો તથા અન્ય મકાનોનું ભારતીય શિલ્પ પોતાની દોરવણી હેઠળ તૈયાર કરતા શ્રી. સોમપુરાનો આ લેખ વાંચ્યા પછી એક જ લાગણી પ્રગટે છે: ગુજરાતમાં શિલ્પકલાનું સાહિત્ય વધુ ને વધું સરજાઓ.

જાહેર બાંધકામ–ખાસ કરી મંદિરો, મસ્જિદો, કિલ્લાઓ, મહેલો અને ચોક્કસ પ્રકારની કલાથી રસેલા મહેલો વગેરે સાથે સર્વ દેશોમાં અને સર્વ યુગોમાં શિલ્પકલા સંકળાયેલી છે. જેમાં કુટુંબના માણસોને જીવનનો મોટો ભાગ ગાળવાનો છે તે અંદરના ઓરડાઓની રચના વિષે સ્થાપત્યના ઇતિહાસમાં ખાસ નોંધપાત્ર હકીકત વર્ણવેલી જોવામાં આવતી નથી. વિવિધ યુગના સારાસેનિક, ગોથીક અગર અંગ્રેજી સ્થાપત્યની આપણે ચર્ચા કરીએ છીએ, ત્યારે આપણા મનમાં તે અંગે ખડા થતા ચિત્રમાં મુસ્લિમ અગર ખ્રિસ્તી લોકોનાં રહેવાનાં મકાન જ દેખાતાં નથી; પણ બહારથી ચોક્કસ ઘાટની દેખાતી મસ્જિદ કે દેવળ અગર રાજાઓ, સરદારો કે અમીરોના પ્રાસાદોમાં નજરે પડતી અમુક જ પ્રકારની કમાનો, બારીબારણાં કે ઝરૂખાનાં ચિત્ર પણ ખડાં થાય છે. જ્યાં આપણો જન્મ થયો, જ્યાં ઊછરીને મોટા થયા, જ્યાં શોક અને આનંદના અનેક પ્રસંગોમાં હર્યાફર્યા અને છેવટે જ્યાં મૃત્યુશય્યા પથરાવાની છે, એવા આપણા રહેઠાણનાં મકાનોની અંદરની રચનાનો ઉલ્લેખ જે સ્થાપત્યકળામાં ન કરવામાં આવે, એ સ્થાપત્ય જ સંસ્કારી લોકસમુદાયને બહુ અલ્પ ઉપયોગી તથા ક્વચિત્ જ ભોગ્ય કળા ગણી શકાય. હિંદુ શિલ્પકલા આ પ્રકારની નહોતી. તેનું નામ જ 'વાસ્તુશાસ્ત્ર'-અર્થાત્ રહેઠાણના મકાનનું વિજ્ઞાન કહેવાય છે. અર્વાચીન હિંદુ, બૌદ્ધ અને જૈન દેરાસરોના કે કોઈ જર્જરિત કિલ્લા કે પ્રાસાદોના અવશેષોનાં વર્ણનો જે હિંદુસ્થાપત્યના આધુનિક ઇતિહાસકારો આપે છે, તેઓ મુસ્લિમ કે ખ્રિસ્તી–સ્થાપત્ય સાથે તેની તુલના કરે છે. આ ઇતિહાસકારો સ્થાપત્યનાં સેંકડો પુસ્તકોમાંથી અગર સામાન્ય ઇતિહાસમાંથી મળી આવતા પુરાવા પ્રત્યે દુર્લક્ષ્ય જ કરે છે. તેમની નજરે મકાનના સ્થાપત્ય વિષયક કોઈ અવશેષ જ હાથ લાગતા નથી:– તેમને મન હિંદુ તથા બૌધશાસ્ત્રો, પુરાણો, આગમો ઇત્યાદિમાં આવા સ્થાપત્યનાં સવિસ્તર વર્ણનમાત્ર ભેજામાંથી ઉપજાવેલી કલ્પનાનો વિષય જ દેખાય છે.

વેદકાળમાં પાકી ઈંટોનાં મકાન હતાં કે કેમ તે વિષે ફર્ગ્યુસન અને રાજેન્દ્રલાલ મિત્ર વચ્ચેની ચર્ચાને હવે સ્થાન રહ્યું નથી; કેમકે વેદકાળ પછીનાં (પણ બહુ પુરાણકાળમાં) મોહન–જો–ડેરો અને હરપ્પામાં મળી આવેલા પથ્થર તેમ જ પાકી ઈંટોનાં મકાનોવાળાં શહેરોની શોધ હવે થઈ ગઈ છે. એ પરથી સાબિત થાય છે કે પથ્થરના કિલ્લા, શહેર ફરતા ગઢ અને અંદરનાં મકાનો, એ સર્વ

પાષાણના અને પાકી ઈંટોનાં બાંધેલાં હતાં, અને એ કામ વેદકાળના લોકોને સંપૂર્ણ આવડતું હતું. બૌદ્ધયુગમાં તો રહેઠાણના મકાનના સ્થાપત્યનો વિષય એટલો લોકપ્રિય બનેલો કે શિલ્પકલા ઉપરના લાંબા વ્યાખ્યાન સાથે કેટલીક ધાર્મિક આજ્ઞાઓ પણ આપવાની ભગવાન તથાગત-બુદ્ધને જરૂર લાગી હતી. એક સ્થળે તેમણે કહ્યું છે: 'હે ભિખ્ખુઓ! પાંચ પ્રકારનાં મકાનોની રચનાની હું તમને આજ્ઞા દઉં છું: ૧. વિહાર, ૨. અર્ધયોગ વા સુવર્ણબંગ વિહાર, ૩. પ્રાસાદ, ૪. હર્મ્ય (એક કે વધારે માળ સાથેનાં મકાન) ૫. ગુહા.

'ઉપર કહેલાં સર્વ પ્રકારનાં રહેવાનાં જ મકાનો હતાં. એ દેવાલયો નહોતાં જ એમ સ્પષ્ટ થાય છે. માત્ર ઉપાસકોને રહેવાનાં મકાનોની અંદર સૂવાનો ઓરડો, તબેલો, બુરજ, એકઢાળિયું, દુકાન, માળવાળું ઘર, કાતરિયું, ગુફા-ભોંયરું, કોઠાર, ઉપહારગૃહ, બળતણ ભરવાની ઓરડી, રસોડું, જાજરૂ, ફરવાનો વાડો, કૂળિયું, કુરજો, કૂવો, કૂવાની અલગ ઓરડી, યંત્રગૃહ, હથિયાર સંઘરવાનો ઓરડો, કમળવાળો કુંડ, માંડવો અને ઠંડા કે ગરમ પાણીથી નાહવાનાં સ્થાન; એ સર્વની રચના તેમાં આપેલી છે.

એક બૌદ્ધ ગ્રંથમાં ગરમ હવાથી સ્નાન કરવાના સ્થાનનું વર્ણન આ પ્રમાણે છે: ઈંટ અગર પથ્થરથી બાંધેલી અગાશીમાં લોકો ચડવા સારુ પથ્થરની સીડી બનાવતા અને અગાશીના ઓટલા ફરતી જાળી ભરતા. તેની દીવાલો અને છાપરું લાકડાનું બનાવી તેના ભોંયતળિયા પર ઝાડની છાલ પાથરી તે પર છો દેતા. તેમાં એક આગળનો ઓરડો અને બીજો ગરમ ઓરડો બાંધતા તેમ જ નાહવાની કૂંડી બાંધતા. ગરમ ઓરડાની મધ્યમાં એક અગ્નિકુંડ રચતા અને તે કુંડને ફરતી બેઠકો બનાવતા. અને જેને અંગ્રેજી નાસ કહે છે તે પ્રકારે શરીરે પસીનો લાવવા માટે આ ગરમ સ્નાન કરવા સારુ બેઠેલ મનુષ્ય પર સીંજતું ગરમ પાણી રેડવામાં આવતું. એ સ્નાન પછી તેના શરીરની ચંપી થતી અને પછી પાણીથી ભરેલી કૂંડીમાં તેઓ ડૂબકી મારી સ્નાન કરતા.

'પ્રાચીન આર્યોની શક્તિમાં જે લોકોને બિલકુલ શ્રદ્ધા જ નથી, એવા માણસો જ્યારે હિંદમાં બૌદ્ધયુગમાં પણ આધુનિક ગણાતાં વૈજ્ઞાનિક સાધનોની આટલી સુંદર પ્રગતિ થયેલી તેની નોંધ વાંચે છે, ત્યારે તેઓ દંગ થઈ જાય છે. આધુનિક ટર્કિશ બાથ જેવાં સ્નાનગૃહ આર્યાવર્તમાં એ કાળે પણ હતાં, એ જોઈ સૌ કોઈને અચંબો થાય છે. શું અરબ અને તુર્ક મુસાફરોએ આ રિવાજ હિંદમાંથી શીખીને પોતાના દેશમાં ફેલાવ્યો હશે?'—આવો પ્રશ્ન શ્રી. હાર્વિસ ડેવિસ પૂછે છે.

રાજમહેલમાં રાજ્યનાં અનેકવિધ કાર્યો માટે સર્વ પ્રકારની સગવડભરી રચના થતી. રાજાના પરિચારક વર્ગ તથા રાણીવાસની યોગ્ય ગોઠવણ કરવામાં આવતી. રાજમહેલના પ્રવેશદ્વારના મોટા દરવાજામાં થઈને અંદર જતાં એક મોટો ચોક આવતો. એની આસપાસ ભોંયતળિયે ઘણા ઓરડા બાંધવામાં આવતા. એ ઓરડા પર અગાશી બાંધતા, જેમાં રાજા તંબુ તાણીને અગર માંડવો બંધાવીને કોઈ કોઈ વખત પોતાની બેઠક કરતા. વળી એ બેઠકનો ઉપયોગ કચેરીના ઓરડા તરીકે તેમ જ ભોજનગૃહ તરીકે પણ થતો હતો.

દરબારગઢની અંદરના ભાગના ત્રણ વિભાગ પડતા: (૧) સમચોરસ ગર્ભ [ચોરસ ઓરડા], (૨) નલિકાગર્ભ [લંબગોળ ઓરડા] ને (૩) હર્મ્યગૃહ [ગોળ રાજશાહી ઓરડા]. ભગવાન બુદ્ધ કહે છે: 'હે ભિખ્ખુઓ! છાપરાવાળા ધાબામાં, અંદરની ઓરડીઓમાં

તેમ જે બહારપડતા છજામાં ઉતારો કરવાની તમને છૂટ છે.' માળવાળાં મકાનોની ઉપર થાંભલા લોકો મૂકી અગાશી બાંધતા. આ થાંભલાની કુંભી હાથીના મસ્તક જેવી કરતા. ઈંટ, પથ્થર કે લાકડાની સીડીઓ રચતા અને તેમાં ગરાદો બેસાડતા. દરેક પગથિયે એક થાંભલી મૂકી તે પર એક સળંગ ટેકણુ રાખતા, જેને બન્ને છેડે કોઈ પશુ કે પક્ષીની મૂર્તિનું મસ્તક કોતરતા.

બારણાંનાં બારસાખ અને ઓતરંગ નકસીદાર બનાવતા. બારણું ઉઘાડ-વાસ થાય તેવી રીતની ખાલી જગા પછવાડે રાખતા અને તેમાં નકૂચા અને આંકડિયો પણ જડતા. બારણું બંધ રહે તે સારુ આગળિયો રાખતા; અને ઉઘાડું રાખવું હોય, ત્યારે બારણાં સાથે લાકડાના ટુકડા જડી દેતા, જે ઊંચાનીચા ફેરવી શકાતા; અને તે ખસી ન જાય માટે તેમાં ખાંચો મારતા. વળી બારણાંમાં સાંકળ અને નકૂચો જડતા અને તેને એક દોરીનો છેડો બાંધી દોરીને બીજે છેડે ખીલો બાંધતા, જેથી સાંકળ વાસી દીધા પછી તે ખીલો નકૂચામાં ભેરવી દેતા. બારીઓ ત્રણ પ્રકારની બનાવતા : (૧) જાળીવાળી, (૨) પડદાવાળી તથા (૩) ઉઘાડ-વાસ થઈ શકે તેવી લાકડાનાં બારણાંવાળી.

ધાબો પાંચ પ્રકારનો બાંધતા : ઈંટનો, પથ્થરનો, ચૂનાનો અને ઘાસ અગર પાંદડાંનો. ધાબાને પ્રથમ ચામડાથી ઢાંકી દેતા અને ઉપરનીચે ચૂનાની છો કરી દેતા. તેને ચૂનાથી ધોળીને ઉપર રાતો રંગ, અને તેમાં ફૂલ અને વેલનાં ચિત્ર દોરતા.

ભોંયતળિયામાં માટીનું પુરાણ કરી તે ઉપર કાંકરી નાખતા, જેથી ભેજ ઉપર સુધી ન આવે. પુરાણોમાં પણ પ્રાસાદો અને દેવાલયો ઉપરાંત રહેવાનાં મકાનોનાં વર્ણન છે. રામાયણમાં ઉલ્લેખ છે: 'અયોધ્યા શહેરનાં મંદિરો ગગનચુંબી હતાં. તેમાં સભાગૃહો, દાનગૃહો, બગીચા ઇત્યાદિ બહુ સુંદર હતાં. દરેક સ્થળે વિશાળ મકાનો હતાં, તેમાં યે કેટલાંક મકાનોનાં છાપરાં પર્વતના શિખર જેવાં ઊંચાં હતાં અને ઠેરઠેર અગાશીઓ બાંધેલી હતી. ઓરડાને આહ્લાદક સોનેરી રંગ કરેલો હતો અને સુંદર ચિત્રના જેવા તે આકર્ષક લાગતા. તેની રચના એવી ગોઠવેલી કે કશું જ અસામ્ય નજરે પડતું નહિ, ને એક ઓરડા-માંથી બીજા ઓરડામાં સહજ જઈ શકાતું.'

મહાભારતમાં રાજસૂય યજ્ઞ વેળા તૈયાર કરેલ અતિથિગૃહનું વર્ણન પણ એટલું જ સુંદર છે. એ ગૃહ બહુ ઊંચાં, દેખાવમાં ખૂબ આકર્ષક અને ઉત્તમ સાધનોથી ભરેલાં હતાં. તેની આસપાસ ઊંચી સફેદ દીવાલ આવેલી હતી. બારીઓ સોનેરી ઝરૂખાવાળી હતી અને તેમાં રત્નો જડેલાં હતાં. બિલકુલ થાક ન લાગે ને સરળતાથી ચડી શકાય તેવી સીડીઓ મૂકેલી હતી. આ ગૃહ હંસનાં જેવાં સફેદ હતાં અને વળી ચંદ્રના જેવાં શાંત પ્રકાશિત હતાં; અને સોળ સોળ ગાઉથી પણ સુંદર દેખાતાં હતાં. આ ગૃહની આસપાસ એકે ય મોટું મકાન આવેલું નહોતું. તેનાં દ્વાર સરખી ઊંચાઈનાં, વિવિધ પ્રકારનાં તથા અનેક ધાતુનાં ભૂષણોથી મંડિત હતાં. પાસે સુંદર કુંડ અને રૂપાળાં વૃક્ષ રોપવામાં આવતાં.

પુરાણોમાં વર્ણવેલાં શહેરોમાં રાજાના, રાજપુત્રોના, રાજ્યગુરુના, અમાત્યોના, સરદારોના; એમ વિવિધ પ્રાસાદોની રચના વર્ણવી છે. ઉપરાંત સામાન્ય લોકોનાં ઘરની બાંધણી કેવી હતી તેનો પણ ઉલ્લેખ છે. મોટાં મકાનોના વિવિધ ભાગ પડતા. વળી સભાગૃહો, ન્યાયગૃહો, વ્યાપારીઓનાં બજારો, સોનીઓનાં હાટ અને અન્ય કારીગરોનાં કારખાનાં વિષેનાં પણ વર્ણનો મળે છે.'

આમ લગભગ બધાં પુરાણોમાં શિલ્પ-

સ્થાપત્યને લગતાં વર્ણનો છે. તે ઉપરાંત નવેક પુરાણ તો રીતસર શિલ્પશાસ્ત્રનાં જ ગણી શકાય તેવાં છે. તેમાં મકાનોનાં નકશા, માપ, વર્ગ, મંડપો, સભાગૃહો, માળ, શિખર ઇત્યાદિની સવિસ્તર હકીકત આપેલી છે. મત્સ્યપુરાણમાં પાશ્ચાત્યરીત પ્રમાણે પાંચ પ્રકારના સ્તંભ વર્ણવ્યા છે. તેમાંના આઠેક ઘાટ ગ્રીક તથા રોમન સ્તંભના જેવાં જ હૂબહૂ લાગે છે. આ પુરાણમાં સ્તંભની સંખ્યા પ્રમાણે સત્તાવીસ પ્રકારના મંડપ વર્ણવ્યા છે. તેમાં ત્રિકોણ, ચતુષ્કોણ, અષ્ટકોણ, ષોડષકોણ કે ગોળ મુખ્ય છે. અગ્નિપુરાણ તથા ગરુડપુરાણમાં ચોખંડા, લંબચોરસ, ગોળ, લંબગોળ અને અષ્ટકોણ; એવા પાંચ પ્રકારનાં મકાનોના નકશા પ્રમાણે દરેકના ૪૫ વર્ગ આપ્યા છે. મત્સ્યપુરાણ, ભવિષ્યપુરાણ તેમ જ બૃહદ્‌સંહિતામાં વીસ પ્રકારનાં ઘરનાં વર્ણનો ઝીણી ઝીણી વિગત સાથે આપ્યાં છે. આ મુજબ મેરુ નામનું ગૃહ પચાસ ગજ (૧૦૦ ફૂટ) પહોળું, સોળે શણગારવાળું, ઘણા માળવાળું ને અનેક ચિત્રવિચિત્ર શિખરવાળું વર્ણવાયું છે.

તેમ જ આગમ નામે વિખ્યાત જૈન સાહિત્યગ્રંથમાં આ વિષય વિગતવાર–સવિસ્તર આપ્યો છે. કામિક–આગમનાં ૭૫ પ્રકરણોમાંથી ૬૦ પ્રકરણમાં તો શિલ્પવિદ્યાનું જ વર્ણન છે; અને તે કોઈ પણ શિલ્પગ્રંથ કરતાં ચઢી જાય તેમ છે. વાસ્તુશાસ્ત્રની જેમ તેમાં આદિથી અંત સુધી તેનું વર્ણન છે. જેમ કે, ભૂમિની પસંદગી, ભૂમિશોધન, ભૂમિની યોગ્ય રચના, માપ ઇત્યાદિ સર્વ હકીકત આપેલી છે. ગૃહોના વીસ વર્ગ તેમાં પાડેલા છે અને તે દરેકનાં ઘાટ, આકાર, જાતિ, દ્રવ્ય, સ્થાન અને અગત્ય વગેરે આપ્યું છે. તે કાળમાં આ વિષય એટલો ઉપયોગી અને લોકપ્રિય બનેલો કે અન્ય વર્ગના સાહિત્યકારો પણ તે ઉપર થોડુંઘણું પણ લખવા ચૂક્યા નથી. એથી આ વિષયનું થોડુંઘણું વિસ્તૃત વૃત્તાંત અર્થશાસ્ત્ર, શુક્રનીતિ, હર્ષચરિત, રાજતરંગિણી જેવા ગ્રંથોમાં; તેમ જ ગર્ગસંહિતા, લીલાવતી, સૂર્યસિદ્ધાંત જેવા ખગોળશાસ્ત્રનાં પુસ્તકોમાં તથા વિક્રમોર્વશી, ઉત્તરરામચરિત જેવા કાવ્યગ્રંથોમાં, તેમ જ વાર્તા, નાટક અને વૈદ્યકના ગ્રંથોમાં પણ આપવામાં આવ્યું છે.

કારીગરવર્ગના માર્ગદર્શન તથા હિત માટે જે સઘળી હકીકત શિલ્પગ્રંથોમાં આપવામાં આવી છે, તે સર્વનો ઉલ્લેખ આ લેખમાં કરી શકાય તેમ નથી. શિલ્પ ઉપરનું માન્ય પુસ્તક 'માનસાર' નામ લખાયું છે, તેનાં ૭૦ પ્રકરણો સ્થાપત્ય અને શિલ્પ ઉપર જ છે. તેનાં પહેલાં આઠ પ્રકરણ પ્રાસ્તાવિક છે, જેમાં માપના વિવિધ પ્રકાર, ભિન્નભિન્ન વર્ગના શિલ્પશાસ્ત્રીઓને સારુ જરૂરી કેળવણી અને તેમની લાયકાત, ભૂમિશોધન, ભૂમિની પસંદગી, નકશા, શંકુ મૂકીને દિશાના નિર્ણય કરવાની રીત, ખગોળ તથા જ્યોતિષનાં ગણિત ઇત્યાદિ આપવામાં આવ્યું છે. તે પછીનાં ૪૦ પ્રકરણોમાં વિવિધ પ્રકારનાં ગામ, શહેર તથા કિલ્લાના શિલ્પનાં વિસ્તૃત વર્ણન છે: મકાનોનાં જ નહિ પણ અનેક જાતનાં. ગામડાં તથા શહેરના કિલ્લાના પાયાનાં જોડાણ અને માપ, સ્તંભ અને તેના ભિન્નભિન્ન ભાગ–કુંભી, સરા ઇત્યાદિ: સામાન્ય મકાનોમાં પણ એકથી બાર સુધીના માળની રચના; તેમ જ દરવાજાની દેઢી પરનાં સત્તર માળ; પ્રાસાદોની દસ સુધીની હારબંધ કલાત્મક રચના; સુંદર મહેલોના ચોક અને તેનાં પ્રવેશદ્વાર, આવા પ્રાસાદોના અંગના તેમ જ તેમાંથી જુદા પાડેલા મકાનની રચના; તેનાં દ્વાર, બારીબારણાં અને અન્ય ફાટક; ઊંચાં મકાનો, નદીનાં ઊંચા લહાડ, ટેકરીઓ ઇત્યાદિ પર ચડવાના પગથિયાંની સીડીની રચના: ચોખૂણા ચોક

અને કમાનો, રાજમહેલમાંના ચોક, રાજ્યાસનો, રાજમુકુટો, ગાડીઓ, રથ અને અન્ય વાહનો; પલંગ, બાંકડા, મેજ, ખુરશીઓ; રમકડાં, પિંજરાં, ઘંટીઓ; પહોંચીઓ, કડાં, હાર, વીંટીઓ અને અન્ય અલંકારો; શિરપેચ, પાઘડીઓ તથા 'પગરખાં-દરેકના' વિવિધ પ્રકાર અને તેની રચનાની ઝીણવટભરી ચર્ચા કરી દરેકનાં માપ, રચના અને વર્ણન તેમાં આપ્યાં છે. તે પછીનાં ૨૦ પ્રકરણમાં શિલ્પની દૃષ્ટિએ હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મનાં દેવ-દેવીઓની મૂર્તિઓનાં વિસ્તૃત વર્ણન છે. ઉપરાંત મહાન પુરુષોનાં બાવલાં અને પ્રાણીઓ તેમજ પક્ષીની પથ્થર-રચનાના ઉલ્લેખો છે.

ઉપરના સર્વે વિષયોનું યોગ્ય નિરૂપણ અહીં આપવું અસંભવિત છે. તેનાં ચિત્રો બતાવી આ આખી વસ્તુનો સારો ખ્યાલ આપી શકાય. હિંદુ શિલ્પ અને સ્થાપત્યના આરંભમાં જ ખાસ એ વસ્તુ પ્રત્યે લક્ષ્ય દોરવામાં આવે છે. એક ભૂમિનિર્ણય. તેના દાખલા તરીકે 'માનસાર'માં આપેલા ૩૨ નકશામાં ભૂમિ પરીક્ષા, પવનની દિશા, હવામાંનો ભેજ, કઈ ઋતુમાં કેવી સૂકી હવા, પાણીના નિકાલ માટે જમીનના ઢાળ ઇત્યાદિ બતાવ્યું છે. આવી સામાન્ય વિગતોના સંપૂર્ણ નિરીક્ષણ પછી ગામ, શહેર, કિલ્લા, બંદર અને રહેવાનાં મકાનના ક્ષેત્રફળના ૧૦૨૪ ભાગ કરે છે; અને તેમાં ૪૫ જેટલા દેવતાના નામ પરથી એ દરેક ભાગને નામ અપાયું છે. આ યંત્ર-યુક્તિ પરથી જ્યાં અમુક બાંધકામ કરવાનું હોય છે ત્યાંનું પૂર્ણ સ્થાન બરાબર નક્કી થાય છે. આટલી કાળજીથી સ્થાન નક્કી કરવાની રીત અન્ય કોઈ દેશમાં જોવામાં આવતી નથી. તેમાં ચોખૂણ, ત્રિકોણ, ગોળ, અર્ધગોળ ઇત્યાદિ દરેક સંભવિત આકારની ભૂમિ વિષેનો તેમાં ઉલ્લેખ છે. રહેવાના મકાનની અંદરના ઓરડાની રચના જેવી અન્ય પ્રારંભની બાબતો વિષેની શરૂઆત કરતાં પહેલાં આધુનિક બાંધકામ કરનાર ઇજનેરો જે વસ્તુ પ્રત્યે દુર્લક્ષ્ય સેવે છે, તે પાયા વિષેની પ્રથમ હકીકતની સૌથી પ્રથમ ચર્ચા કરવી યોગ્ય છે.

'માનસાર'માં પાયાના ત્રણ વર્ગ પાડ્યા છે: (૧) મકાનોના, (૨) ગામ કે શહેર ફરતા કિલ્લા ઇત્યાદિના તથા (૩) વાવ, કૂવા, ટાંકીઓ, કુંડ ઇત્યાદિના. આજે તો હિંદમાં કોઈ આધુનિક ગામ કે શહેરના યોગ્ય પાયા જ નખાતા નથી. ઉત્તર બિહારમાં થોડાં વર્ષ પર થયેલા ધરતીકંપમાં ઘણાં ગામડાં તથા શહેરોનો નાશ થયો હતો. એ જ દર્શાવે છે કે ત્યાં કોઈ બાંધકામના યોગ્ય પાયા જ નાખેલા નહોતા. ત્યાંના નાશ પામેલા કૂવા, હવાડા, કુંડ કે ટાંકીઓના પાયા બિલકુલ જોવામાં જ આવતા નથી. સામાન્ય રીતે જમીનમાં કૂવો ખોદી તેની આસપાસ ઈંટ કે પથ્થરની દીવાલ ચણી લે છે; અને સરવાણીઓ આવવા માટે તળિયું બાંધ્યા વિનાનું રાખે છે. તળાવમાં તો બાજુ પર દીવાલો પણ ચણી હોતી નથી. નરાંજલિ-માણસની હથેળી જેટલા-એટલે પાંચ કે છ આંગળ ઊંડા કૂવા કે તળાવને સારુ પણ પાયાની રચનાનો ઉલ્લેખ 'માનસાર'માં કરેલો છે. ગામ, નગર, પુર, પત્તન, ખર્વત, કોષ્ઠ, કોલ ઇત્યાદિ પાંચ પ્રકારના પાયા વર્ણવ્યા છે; અને તેની રચનામાં વિસ્તાર-મુજબ તેમાં ફેરફાર સૂચવ્યા છે. મકાનોના પાયાના બે વર્ગ પાડ્યા છે: (૧) મનુષ્યોના રહેવાનાં ઘરના પાયા અને (૨) બહેર સ્થાન-ધર્મશાળાઓ તથા દેવાલયોના પાયા. આ બેમાં ધર્મશાળા તથા દેવાલયોના પાયા વધારે મજબૂત નાખવા સૂચવ્યું છે. એ કારણથી જ ઉત્તર બિહારમાં આ રીતે બાંધેલાં હિંદુ દેવાલયો ધરતીકંપમાં ઓછાં નાશ પામ્યાં છે.                    [ ચાલુ ]

# સંતસમાગમ

*

## સ્વામીશ્રી પ્રકાશાનંદજી
## સ્વામીશ્રી નિત્યાનંદજી

૭૯ વર્ષની વયના વીતરાગ, નિઃસ્પૃહી ને અપરિગ્રહી સ્વામીશ્રી પ્રકાશાનંદજી સૌરાષ્ટ્રમાં 'ગોદડિયા બાપજી' તરીકે વિખ્યાત છે. 'ज्ञानी से ज्ञानी मिले, करे ज्ञान की बात'ની માફક મળેલા સમકક્ષાના જ્ઞાની સંતપુરુષો કે સંન્યાસીઓની અમૃતઝરતી વાણી સાંભળવી એ જીવનનો પરમ લહાવો છે.

પ્રખરજ્ઞાની સ્વામીશ્રી નિત્યાનંદજી સાથે પ્રકાશાનંદજીને અનેકવાર જ્ઞાનગોષ્ઠી થતી. એમાંથી ઝરતાં જ્ઞાન, બુદ્ધિપ્રભા અને ભક્તિભાવના ઝરણમાં સ્નાન કરી આપણે પાવન થઈએ.

એક વખત સ્વામીશ્રી પ્રકાશાનંદજી જેતપુર પધારતા હતાં, ત્યારે પત્ર લખીને તે બાબતના સમાચાર સ્વામીશ્રી નિત્યાનંદજીને તેમણે આપ્યા. પત્રમાં જણાવવામાં આવ્યું હતું : 'પગ ચાલતા નથી અને ગાડીભાડાના પૈસા નથી; માટે કૃપા કરી જેતપુર દર્શન આપશો.' આ સમાચાર મળતાં સ્વામીશ્રી નિત્યાનંદજીએ જેતપુર પધારવા કૃપા કરી. સાથે વૈદ્યરાજ ગોપાળજીભાઈ વગેરે આવ્યા. તે સમયે સ્વામીશ્રી પ્રકાશાનંદજી જીમખાના બહાર ધૂળમાં બેઠા હતા. તે જોઈ ગોપાળજીભાઈ કહેવા લાગ્યા: 'સ્વામીજી! આપ ધૂળમાં બેઠા છો?' એમ કહી સર્વે સાથે આવેલાઓ ત્યાં સ્વામીજી પાસે ધૂળમાં બેઠા. આ પ્રસંગે સ્વામીશ્રી નિત્યાનંદજીએ એક દૃષ્ટાંત આપ્યું :

"કોઈ સમયે એક નવાબ હાથી પર બેસી જતા હતા. તે સમયે તે રસ્તા પર એક ફકીર બેઠા હતા. એ જોઈ ફોજદારે કહ્યું : 'અમારા નવાબસાહેબ પધારે છે તો આપ ઊઠી જાઓ.'

'તેઓ નવાબસાહેબ છે તો હું ધૂળનસાહેબ છું,' ફકીરે કહ્યું.

'મુરશિદ! આપ શું બોલો છો? તેમની પાસે તો ઘણો ખજાનો છે, આપની પાસે શું છે?'

'એ તો રૈયત પાસે ભીખ માગે છે, માટે ખજાનો ભેગો થયો છે, હું કોઈ ભીખ માગું છું?'

'પણ તેમની પાસે તો મોટું લશ્કર છે. તમારી પાસે કંઈ છે ખરું?'

'તેમને દુશ્મનોની બીક છે માટે લશ્કર રાખવું પડે છે. મારે કાંઈ બીક છે?'

'તેમની પાસે તો દીવાન જેવા મોટા મુત્સદ્દીઓ છે.'

'એમનામાં અક્કલ નથી માટે મુત્સદ્દીઓ રાખવા પડે છે. મારામાં કંઈ અક્કલ નથી?'

એટલામાં નવાબસાહેબ આવી પહોંચ્યા. તેમણે પૂછ્યું : 'આ શી ધમાલ છે?' ફોજદારે જવાબ આપ્યો: 'આ ફકીર રસ્તામાં બેઠા છે તે કહેવા છતાં ઊઠતા નથી અને આડાઅવળા જવાબ આપે છે.' નવાબસાહેબ તેમને જોઈ હાથી પરથી નીચે ઊતર્યા. તેમને પગે લાગ્યા અને વિનયપૂર્વક તેમને હાથી પર બેસાડી લઈ ગયા."

સ્વામીજી ધૂળ ઉપર બેઠા છે કારણકે જેઓને માયિક પદાર્થોમાંથી મોહબુદ્ધિ નિવૃત્ત થઈ છે, તેઓને રાજમહેલ અને ધૂળ બંને સરખાં જ છે.

ત્યારે વૈદ્યરાજ બોલ્યા : 'મસ્તરામ મહારાજ પણ જ્યાંત્યાં ઝાડ નીચે ધૂળમાં પડ્યા રહેતા. તેઓ બહુ ત્યાગી પુરુષ હતા.'

સ્વામીશ્રી પ્રકાશાનંદજીએ કહ્યું: 'એ સ્વામીશ્રી મસ્તરામજીની ઉપમા મને આપો નહીં. તેઓ તો મહાત્યાગી પુરુષ હતા!' સ્વામીશ્રી નિત્યાનંદજીએ સ્વામીશ્રી પ્રકાશાનંદજીને પૂછ્યું: 'આપે મસ્તરામ મહારાજને જોયેલા ખરા?' ત્યારે સ્વામીશ્રી પ્રકાશાનંદજીએ કહ્યું: "સંવત ૧૯૫૭ની સાલમાં હું જામનગર હતો, ત્યારે એક દ્રાવિડી સ્વામી ત્યાં હતા. તેમણે મને કહ્યું: 'અહીં એક મહાત્મા બિરાજે છે, આપને તેમના દર્શન માટે આવવાની ઇચ્છા છે?' ત્યારે હું તેમની સાથે મસ્તરામ મહારાજ પાસે દર્શને ગયેલો.

"પછી પ્રસંગ નીકળતાં દ્રાવિડી સ્વામીએ મસ્તરામ મહારાજને કહ્યું: 'હું જે સ્થળે રહું છું ત્યાંનો કૂવો જીર્ણ હાલતમાં પાણીવગરનો ખાડ જેવો છે, તેથી મારે સ્નાન કરવા માટે બહુ દૂર નદીએ જવું પડે છે. આપને રાજાઓ સાથે પરિચય છે, તો હજારેક રૂપિયાની સગવડ કરી આપો તો સારું.' ત્યારે જવાબમાં મસ્તરામ મહારાજે વિનોદમાં કહ્યું: 'ભલે કદાચ તેવી સગવડ થાય, પરંતુ કૂવો થતાં કોઈ સાસુવહુને ઝઘડો થાય ને કદાચ કોઈ વહુ કૂવામાં ઝંપલાવે તો તેનું પાપ મને તથા આપને બંનેને લાગે; માટે તેવું શું કરવા કરવું પડે?"

સ્વામી નિત્યાનંદજી કહે: 'મસ્તરામ મહારાજની બોલી જ વિનોદી હતી. એક વખત કોઈ એક ભક્ત તેમની પાસે જઈને માગણી કરી: 'મહારાજ, મારે મારાં ઠાકોરજી માટે એક મંદિર બંધાવવું છે, તો આપ તખ્તસિંહજી મહારાજને કહો કે મને એક મંદિર બંધાવવા માટે પૈસા આપે.' મસ્તરામજીએ કહ્યું: 'તારા ઠાકોર મોટા કે તખ્તસિંહજી મોટા?' 'મોટા તો ઠાકોર છે,' 'તો મોટાને નાનાની પાસે ભીખ માગવી એ વાજબી છે? તારા ઠાકોરને મંદિરમાં બેસવાની ઇચ્છા હોય તો તું તેની પાસે જઈને માગ. એ પૈસા આપે તેમાંથી તું મંદિર બંધાવજે!'

મસ્તરામ મહારાજ પાસે ભાવનગરના તખ્તસિંહજી મહારાજાએ કોઈ તહેવારને દિવસે ચારપાંચ હજારની રકમ ધરી. ત્યારે મસ્તરામ મહારાજે કહ્યું: 'આ રૂપિયા શા મારે ધર્યા?' ત્યારે મહારાજા તખ્તસિંહજી બોલ્યા: 'આપને વાસ્તે ધરતો નથી પણ, આપને યોગ્ય લાગે તેવાં ગરીબગુરબાંને આપ આપી દેજો.' ત્યારે મસ્તરામ મહારાજ બોલ્યા: 'તારી પાસેથી લઈને હું બીજાને આપું તેના કરતાં તું જ બીજાને આપી દેજે ને? હું શું તારો નોકર છું?'

ત્યારે સ્વામી પ્રકાશાનંદજી બોલ્યા: 'મસ્તરામ કહે છે તે સાચી વાત છે; કારણકે બીજા પાસેથી સ્વીકાર કરી કોઈ બીજાને આપવું તેનો પણ સંન્યાસી માટે નિષેધ છે. વાયુપુરાણ રેવાખંડમાં લખ્યું છે કે ધૂમ્રસેન રાજાએ સૂર્યગ્રહણના પ્રસંગે સોનાનો રથ બનાવ્યો અને તેમાં બે ઘોડાને સુવર્ણનાં આભૂષણ યુક્ત કરીને નર્મદાકિનારે કપિલા સંગમમાં આવીને ઉચ્ચવૃત્તિવાળા મુગદળઋષિને પ્રાર્થના કરી: 'આ આભૂષણયુક્ત રથનો સ્વીકાર કરો.' પણ મુગદળઋષિએ તે સ્વીકારવાની ના પાડી, તેથી રાજાએ પોતાના નોકરોને આજુબાજુનાં ગામોમાં તપાસ કરી પ્રતિગ્રહણ કરે એવો કોઈ શક્તિમાન બ્રાહ્મણ હોય તો તેને તેડી લાવવા કહ્યું. નોકરોએ બધે તપાસ કરી પણ કોઈ આવ્યું નહીં, ત્યારે રાજા ખેદયુક્ત થઈને કહે: 'શું આ સ્થાનમાં આ દાન લઈને મને તારવાવાળો કોઈ પણ બ્રાહ્મણ નથી?' આ વાક્ય સાંભળીને ગાલવઋષિએ રાજાને કહ્યું: 'તારા ઉપર હું અનુગ્રહ કરી સંસારસમુદ્રમાંથી તારો ઉદ્ધાર

ક્ટીશ ' તે વખતે કપિલાસંગમના બધા બ્રાહ્મણોએ ગાલવઋષિને સ્વીકાર ન કરવા કહ્યું; તોપણ ગાલવઋષિએ સ્વીકાર કર્યો: આ ગ્રહણ કરતાંની સાથે જ ગાલવઋષિનાં તપ, તેજ અને તેજ નષ્ટ થઈ ગયાં. તેમનું શરીર શ્યામ થઈ ગયું. ત્યારબાદ ગાલવઋષિ અવસાન પામ્યા. પછી થોડા સમય બાદ બીજે જન્મે રાજાને ત્યાં ઘોડા થઈને ઘણું જ કષ્ટ સહન કર્યું. એક દિવસ ધૂમ્રસેન રાજા ઘોડા ઉપર બેસી શિકાર કરવા ગયા. ત્યાં એક ડુક્કરની પાછળ જતી વખતે નદીમાં ઊતર્યા, ત્યારે ઘોડો પાણીમાં બેસી ગયો. તે વખતે ઘોડામાંથી દિવ્ય સ્વરૂપ ધારણ કરી ગાલવઋષિએ કહ્યું: 'રાજન! તમારી પાસેથી સ્વીકાર કરવાથી તમારી પાસે ઘોડો થઈને તમારું વાહન બન્યો અને વાહન બનીને અતિકષ્ટ સહન કર્યું ને તમે પણ મને અતિકષ્ટ આપ્યું. દાવાનળથી દગ્ધ થવા છતાં પણ જંગલ પાછું ઊગે છે; પરંતુ સ્વીકારથી દગ્ધ થયેલો મનુષ્ય ફરી ઉન્નતિને પ્રાપ્ત થતો નથી.' એમ કહી તેજસ્વરૂપ અંતર્ધાન થઈ ગયું.'

*

રજોગુણથી લોભ નામનો અનર્થકારી દોષ ઉત્પન્ન થાય છે. તેનું સ્વરૂપ ગ્રંથકારોએ અનેક પ્રકારે જણાવ્યું છે. પદાર્થની યથાયોગ્ય પ્રાપ્તિ રહ્યા છતાં અવિવેકપુરઃસર ભિન્નભિન્ન પદાર્થ વિષયક અંતઃકરણની વૃત્તિની સ્થિતિને લોભ કહેવામાં આવે છે. આવો લોભી મનુષ્ય પદાર્થોનો સંચય કરવામાં પુણ્યપાપ જોતો નથી અને સંચિત કરેલા પદાર્થોનો ઉપયોગ લોકકલ્યાણાર્થે કે વા સ્વાત્મરક્ષણાર્થે પણ કરતો નથી. તે અપ્રાપ્ત પદાર્થોની પ્રાપ્તિ માટે પુનઃપુનઃ ઇચ્છાઓ કરે છે. એ લોભ સઘળા અનર્થોનું આદિ કારણ છે. શાસ્ત્રકાર કહે છે:

लोभात् क्रोधः प्रभवति क्रोधाद् द्रोहः प्रवर्तते ।
द्रोहेण नरकं याति शास्त्रज्ञोऽपि विचक्षणः ॥

લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી દ્રોહ ઊપજે છે અને દ્રોહથી નરક મળે છે. શાસ્ત્રનિષ્ણાત પંડિત હોય, તોપણ ભૂતદ્રોહ વડે તે નરક મેળવે છે.

*

પ્રથમ વૈદક, જ્યોતિષ આદિ પરોપકાર માટે હતાં; કારણકે પહેલાં અનાજ પુષ્કળ થતું અને તેનો ઉપભોગ કરનારા થોડા હતા. તેથી નિર્વાહ માટે કોઈને વાંધો આવતો નહીં; પણ હાલમાં તો નિર્વાહની મુશ્કેલી વધારે છે એટલે પોતાના નિર્વાહ પૂરતી કમાણી લેવામાં વાંધો નથી. પણ હું લાખોપતિ થઈ જાઉં એ હેતુથી ગરીબોને નિચોવીને સંગ્રહ કરવો એ ખોટું છે; કેમકે વધારે પૈસો ગરીબોને નિચોવ્યા સિવાય કે અનીતિ કર્યા સિવાય એકઠો થતો નથી. માટે ગેરવાજબી દ્રવ્ય લઈને ભેગું કરવાનો કોઈને અધિકાર નથી. મનુષ્યમાત્રને પ્રભુએ હક તો સરખા જ આપ્યા છે; કેમકે રાજાને કે શ્રીમંતોને કંઈ ત્રણ આંખો કે ચાર હાથ આપ્યા નથી. તેમ ગરીબોને બે હાથ કે આંખથી ઓછું આપ્યું નથી. તે પ્રમાણે ખાવાપીવા માટે પણ એકસરખું જ છે. માટે પોતાને કેટલો 'હક' છે તે સમજી જગતમાં સૌએ વર્તવું જોઈએ. પોતાના હક કરતાં વિશેષ સંઘરી રાખવું એ પ્રભુના દંડને પાત્ર છે. આજકાલ એવી સ્થિતિ જોવામાં આવે છે કે એક બાજુ શ્રીમંતો અનીતિથી લાખો રૂપિયા ભેગા કરી મોજમજાહ કરે છે, ત્યારે બીજી બાજુ લાખો ગરીબો નિર્વાહનાં સાધન વિના ભૂખે મરે છે; છતાં તેની તેઓ પરવા કરતા નથી. એટલું જ નહીં પરંતુ તેઓ પ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે. નીતિથી કમાઈને ગરીબોને મદદ કરવી એ દૈવી છે, માત્ર પોતાનાં જ સુખસાધનો માટે કમાવું એ આસુરી છે;

અને બીજાને નિચોવીને સંગ્રહ કરવો એ તો રાક્ષસોનું જ છે.

यावद् भ्रियेत जठरं तावत् सत्वं देहिनाम्।
अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति ॥

પ્રાણીમાત્ર માટે પેટપૂરતો (નિર્વાહપૂરતો) હક છે, તેથી અધિક જે સંગ્રહે છે તે ચોર છે તેથી તે દંડને પાત્ર છે.

*

બાઇબલમાં લખ્યું છે કે એક ધનાઢ્ય ઈસુની પાસે આવીને કહે છે: 'હે ઉત્તમ ઉપદેશક! અનંત જીવનનો વારસો પામવા માટે હું શું કરું?' મહાત્મા ઈસુએ કહ્યું: 'તું મને ઉત્તમ કેમ કહે છે? એક ઈશ્વર વિના કોઈ ઉત્તમ નથી. તું આજ્ઞાઓ તો જાણે છે કે વ્યભિચાર ન કર, હત્યા ન કર, ચોરી ન કર, જૂઠી સાક્ષી ન પૂર, પોતાનાં માબાપને માન આપ.' તેણે કહ્યું: 'આ બધું તો હું નાનપણથી કરતો આવ્યો છું.' એ સાંભળી મહાત્મા ઈસુએ તેને કહ્યું: 'તું હજી એક વાતમાં અધૂરો છે. તારું ધન દરિદ્રીઓને આપી દે અને પછી મારી પાછળ ચાલ. જેઓની પાસે સંપત્તિ છે તેઓને ઈશ્વરના રાજ્યમાં પેસવું, તે કરતાં ઊંટને સોયના નાકામાંથી જવું સહેલું છે.'

પારસ ભાગમાં લખે છે: 'ધનમાં કેટલાંક વિઘ્નો છે: (૧) ધન હોવા છતાં તેમાંથી વિરક્ત રહેવું અતિ કઠિન છે. મન મૂળથી જ ચંચળ હોય છે અને ધનની પ્રાપ્તિથી ભોગ અને પાપની ક્રિયા સુખથી કરે છે, તેથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. (૨) પોતે વિચારવાન હોય તો પાપના ભયથી બચી શકે, તોપણ ખાનપાન અને વસ્ત્રાદિના ભોગથી દૂર રહી શકતા નથી. સંપત્તિમાં પણ સંયમ રાખી શકે એવો વૈરાગ્ય તો મહાદુર્લભ છે; કારણકે સંપત્તિમાં ભોગની પ્રબળતા વધે છે અને સંસારને સ્વર્ગ સમાન માનવાથી પરલોકના માર્ગથી વિમુખ રહે છે. આ પ્રમાણે રજો-ગુણના બીજમાંથી તામસીવૃત્તિ ઉત્પન્ન થાય છે. (૩) ધનવાન પુરુષ કદાચ ભોગ અને પાપથી રહિત હોય, સર્વદા વૈરાગ્યશીલ રહી વિચારની મર્યાદાથી ધનનો વ્યય કરતો હોય; છતાં ધનની રક્ષાના સંકલ્પમાં તે એવો લીન થઈ જાય છે કે ભજન અને અભ્યાસ તે કરી શકતો નથી. જેમ જળમાં પેસી કોરા રહેવું અશક્ય છે તેમ માયામાં રહી નિર્લેપ રહેવું અશક્ય છે. તેથી સંત-જનોએ વિચારપૂર્વક નિશ્ચય કર્યો છે કે નિર્વાહ પૂરતી શુદ્ધ આજીવિકાનો સંગ્રહ અમૃતરૂપ છે; અને તેથી અધિક નિઃસંદેહ વિષરૂપ છે. આહાર, વસ્ત્ર અને સ્થાનની પ્રાપ્તિ ધનથી થાય છે, તેથી શરીરના નિર્વાહ પૂરતું જ ધન પ્રાપ્ત કરવાની જરૂર છે.

ઉદાર શ્રીમંત કરતાં સંતોષી નિર્ધન ઉત્તમ છે; કારણકે તે માયાથી વિરક્ત હોવાથી ભગવાન પર અધિક પ્રીતિ રાખે છે. મૃત્યુ સમયે ધનરહિતને માયિક પદાર્થોમાં આસક્તિ ન રહેતાં ભગવાન પર નજર રહે છે. ધનવાન પુરુષ કદાચ ઉદાર અને સાત્વિક હોય, છતાં નાના પ્રકારનાં સુખ ભોગવતો હોવાથી તેની આસક્તિ માયામાંથી ઓછી થતી નથી. એમ કહી શકાય કે જે ધનવાન અતિથિઓ નિમિત્તે જ ધનસંચય કરે છે અને પોતે અનાસક્ત રહે છે તે ઉત્તમ છે. પણ એવી અવસ્થામાં રહેવું સુગમ હોય તો મોટા સંતજનો અને મહાન રાજાઓ રાજ્યનો ત્યાગ શા માટે કરે? સત્ય અને અસત્ય એ બંને વસ્તુમાં એકીસાથે પ્રીતિ કરી શકાતી નથી. નિર્ધનતા જ સર્વ પ્રકારે ઉત્તમ છે. તે નિર્ધનતા સફળ ત્યારે જ થાય કે જ્યારે સર્વ કાળમાં ચિત્ત પ્રસન્ન રહે અને પોતાનું દુઃખ કોઈની આગળ ન કહે. મનમાં એમ જાણે કે ભગવાન પોતાના પ્રિયતમને જ

निर्धनता आपे छे, भगवान संतोषी निर्धनने अधिक चाहे छे अने तेथी ज महात्माओ पोताना भक्तोने कहे छे: 'तमे निर्धन थईने परलोकमां जाओ.' खरी निर्धनता ते ज कहेवाय के ज्यारे पोतानी पासे जेटलुं धन होय तेनो शुभ कार्यमां व्यय करी निर्धन थाय, एनुं नाम ते परम वैराग्य.

*

ब्रह्मसुखने कपोलकल्पित मानी, प्रत्यक्ष विषयजन्य सुखने ज सत्य मानीने द्रव्यमां लुब्ध थयेला आसुरी संपत्तिवाळा पुरुषोने परलोक संबंधी ज्ञान प्राप्त थतुं नथी अने तेओ वारंवार यमराजना पाशमां सपडाय छे. ते संबंधी यमराज नचिकेताने कहे छे:

न साम्परायः प्रतिभाति बालं
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी
पुनः पुनर्वशमापद्यते मे ॥

अविवेकी, प्रमादशील अने द्रव्यना मोहथी मूढ बनेला पुरुषने परलोक संबंधी ज्ञान थतुं नथी. 'मात्र आ ज लोक छे, परलोक नथी' एवुं माननार पुरुष मारे वश आवी पडे छे; अर्थात् दिनप्रतिदिन नीच योनिने प्राप्त थई दुःखी थाय छे. आ प्रमाणे तेवा लोकोनां सर्व कार्यो व्यर्थ नीवडे छे. यमराज आ श्रुतिमां 'बाल' शब्द वापरे छे. मनु भगवान कहे छे: अज्ञो भवति वै बालः अर्थात् वस्तुने वस्तु तरीके न जाणे तेवा अज्ञानीने बाळक कहेवाय छे.

आवा चालाक मतवाळा स्वर्गसुख अने मोक्षसुखने कपोलकल्पित मानीने प्रत्यक्ष इहलोकनुं सुख सत्य माने छे अने विषयलंपट बनी क्रूरता करीने विषयपदार्थो प्राप्त करवा माटे द्रव्योपार्जन करे छे. आने ज मोघकर्माणः कहे छे.

राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥

तेवा लोको मोह पमाडनारी राक्षसी अने आसुरी प्रकृतिनो ज आश्रय करी रहे छे. आ श्लोकमां राक्षसी तथा आसुरी प्रकृतिनुं वर्णन छे. राक्षसी हिंसा प्रचुर छे तथा द्वेषथी परिपूर्ण छे. राक्षसी पुरुष बीजाने कायिक, वाचिक अने मानसिक रीते द्वेषथी हेरान करे छे, मारे छे, गाळो पण दे छे. जेम के प्राचीन काळमां कंस, जरासंध वगेरे क्रूर राजाओ राक्षसी संपत्तिनी हालती-चालती मूर्तिरूप हता.

आसुरी प्रकृति रागप्रचुर छे तथा विषयपदार्थोनी लालसाथी परिपूर्ण छे. आसुरी संपत्तिवाळा पुरुषनुं लक्षण 'असुषु रमते इति असुरः। इंद्रियोना सुखमां रमण करे छे ते असुर कहेवाय छे.' पंच विषयादिना उपभोगमां रागबुद्धि होवी ते आसुरी प्रकृतिनुं लक्षण छे; जेम के प्राचीन काळमां ययातिराजाए अनेक वर्षो सुधी वैभव-विलास भोगव्या, पण तेमने तेनाथी तृप्ति न थई.

राक्षसी तथा आसुरी प्रकृति माटे श्रीबंसीधर मिश्र सांख्य टीकामां नीचे प्रमाणेनो खुलासो आपे छे:

राक्षसी प्रकृति एटले द्वेष. तेमां क्रोध, ईर्ष्या, असूया, द्रोह, हिंसा, अमर्ष अने अवमाननो समावेश थाय छे.

१. क्रोध—जे खास दोषने लीधे मगज तपी जतां दांत पीसी, लाल आंखो करी, गुस्सामां पोतानुं भान भूली, पशुनी पेठे कोईना पर आक्रमण करवुं तथा गमे तेवा अघटित शब्दो बोलवा ते.

२. ईर्ष्या—भजियारी वस्तु माटे भागीदारोमां परस्पर द्वेष.

૩. અસૂયા—બીજાના ચડિયાતા ગુણો તથા ઉદયે સહન ન થતાં દ્વેષ કરવો તે.

૪. દ્રોહ—દ્વેષથી કોઈનો નાશ કરવાની ઇચ્છા.

૫. હિંસા—કોઈને મારી નાખવું તે. હિંસાની ઉત્પત્તિ દ્રોહમાંથી થાય છે.

૬. અમર્ષ—સામા થવાને અશક્ત એવા અસમર્થ માણસ પર તેણે કરેલા અપરાધ માટે દ્વેષ રાખવો તે.

૭ અવમાન—કોઈએ જરા પણ અપકાર કર્યો હોય તેના પર અંતરમાં દ્વેષ રાખવો તે.

આસુરી પ્રકૃતિ એટલે રાગ. તેમાં કામ, મત્સર, સ્પૃહા, તૃષ્ણા, લોભ, માયા તથા દંભનો સમાવેશ થાય છે.

૧ કામ—રમણ કરવાની ઇચ્છા.

૨. મત્સર—પોતાને કંઈ પણ લાભ ન થવા છતાં બીજાના મતને ઉતારી પાડવો; તેમ જ બીજાના ગુણોને ગુણ તરીકે ન માનવા તે.

૩. સ્પૃહા—ધર્મ વિરુદ્ધ ધનાદિ (માયાવી) પદાર્થો મેળવવાની ઇચ્છા.

૪. તૃષ્ણા—'આ મારું ઓછું ન થાય' એવી ઇચ્છા. વળી જ્યાં પૈસો ખર્ચવાનું ઉચિત હોય ત્યાં ધન સાચવી રાખવાની કૃપણતા પણ તૃષ્ણા કહેવાય છે.

૫. લોભ—ધર્મ વિરુદ્ધ બીજાનું દ્રવ્ય મેળવવાની ઇચ્છા.

૬. માયા—બીજાને છેતરવાની કળા.

૭ દંભ—કપટથી ધાર્મિક હોવાનો ડોળ કરી પોતાનો ઉત્કર્ષ વર્ણવવાની અને પ્રસિદ્ધ કરવાની ઇચ્છા.

આ પ્રમાણે પ્રથમ રાક્ષસી અને આસુરી પ્રકૃતિનો નિર્દેશ કરવાનું એ પ્રયોજન છે કે જેવી રીતે પટ ઉપરનો મેલ ઊતર્યા વિના તેના પર બીજો રંગ ચડી શકતો નથી, તે જ પ્રમાણે અંતઃકરણ પરના અનાદિકાળથી ચાલ્યા આવતા રાક્ષસી અને આસુરી પ્રકૃતિના ધર્મો દ્વેષરાગરૂપ મળ-વિક્ષેપ જ્યાંસુધી દૂર ન થાય ત્યાંસુધી દૈવી સંપત્તિની પ્રાપ્તિ દુષ્કર છે. તેથી જ મળ-વિક્ષેપરૂપ દોષને દૂર કર્યા પછી જ દૈવી સંપત્તિ શક્ય છે.

આજે રાક્ષસી અને આસુરી ગુણોમાંથી એક પણ ગુણ દાખલ થાય તો બીજા રાક્ષસી—આસુરી ગુણો તેના સજાતીય હોવાથી તેની પાછળ આવે છે. દૃષ્ટાંત છે કે—

એક રાજાએ એક ઓરડામાં વેદ, દારૂ અને વેશ્યા રાખ્યાં અને હુકમ કર્યો કે આ ઓરડામાં વેદ છે તેને જે જૂઠ કહેશે અથવા દારૂ પીશે કે વેશ્યાનો સ્વીકાર કરશે તેને દક્ષિણા મળશે. સર્વ બ્રાહ્મણો ત્યાં આવી આ વિલક્ષણ શરત સાંભળી પાછા જતા.

એક ઘણો જ ગરીબ બ્રાહ્મણ દારૂ પી લઈ પછીથી પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર કરી રાજદરબારમાં આવ્યો અને દારૂ પીવાની કબૂલાત આપી. રાજાએ તે સાંભળી જે ઓરડામાં તે ત્રણે ચીજો રાખી હતી ત્યાં જઈ બ્રાહ્મણને દારૂ પીવાનું કહી પોતે બહાર બેઠા. બ્રાહ્મણે દારૂ પીવો શરૂ કર્યો અને જેમજેમ નશો ચઢતો ગયો તેમતેમ તે વધારે દારૂ પીતો ગયો. આખરે ભાન ભૂલી વેશ્યાનો અંગીકાર કરવા તે જતો હતો. એટલે રાજાએ કહ્યું: 'વેદમાં આ નિષિદ્ધ છે.' બ્રાહ્મણે કહ્યું: 'વેદ જૂઠા છે!' આવી રીતે એક નિષિદ્ધ પદાર્થ ગ્રહણ કરવાથી અન્ય ગ્રહણ ન કરવાનો વિવેક જતો રહે છે. ધીમેધીમે સર્વ આસુરી સંપત્તિઓ એકની પાછળ એક આવી મનુષ્યને પોતાને આધીન કરી લે છે.

☆

# મોઢાની દુર્ગંધ ને તેના ઉપાય

ડૉ. નાથાલાલ દવે

માનવી કેટલો ચોખ્ખો રહે છે તે બહારની ઠાઠમાઠ કે ટાપટીપ કરતાં તેના દાંત ઉપરથી જ કદાચ ઠીક રીતે પારખી શકાય. નાનપણની દાંત પ્રત્યેની બેદરકારી ને મોટપણની ખોટી ધમાલને કારણે ગફલતથી આપણે ઘડપણનો હક હાથે કરીને ગુમાવીએ છીએ. જેમ દૂર રહેલો વાઘ મનુષ્યની ગંધ પારખે છે તેમ ભાવિમાં આવનારા રોગ તેનાં ચિહ્નો પણ આગળથી જણાવી દે છે. એ રીતે દાંત પાડવાનો વખત આવે તે પહેલાં તેમાંથી નીકળતી દુર્ગંધને, અનેક વ્યાધિઓને કારણે શ્વાસ વાટે બહાર પડતી આ બદબો અટકાવી દીધી હોય તો? ડાક્તરે એના ઉપાયો પણ અહીં સૂચવ્યા છે.

કોઈ પણ જાતની દુર્ગંધ વિનાનો શ્વાસ હોવો એ સંપૂર્ણ તંદુરસ્તીની નિશાની છે; તેમ જ કુદરતની એક મહામૂલી બક્ષિસ છે. પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે સુધરેલા કહેવાતા આ જમાનામાં સેંકડે એવા બહુ જ થોડા માણસો જોવામાં આવે છે કે જેમનો શ્વાસ દુર્ગંધયુક્ત ન હોય. શરૂઆતમાં શ્વાસ સાધારણ દુર્ગંધયુક્ત હોય છે. એનાં ઉપર દરદીનું તેમ જ પાસે બેસનાર માણસનું ધ્યાન ખેંચાતું નથી, પણ વખત જતાં તે ભયંકર રૂપ ધારણ કરે છે: તે એટલે સુધી કે તેવા દરદીની સાથે વાત કરનાર તેમ જ પાસે બેસનાર માણસથી પણ તે દુર્ગંધ સહન થઈ શકતી નથી. ખુદ દરદીને પણ આનાથી ચેન પડતું નથી; તેમ જ શરમનો માર્યો તે બીજા માણસો સાથે હળીમળી શકતો નથી અને દૂર ને દૂર રહ્યા કરે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તેના યોગ્ય ઉપચાર કરવાની જરૂર પડે છે અને જો બેદરકારીથી આવી સ્થિતિ ચાલુ રહે, તો લાંબે સમયે દરદીનો શ્વાસ કાયમને માટે દુર્ગંધવાળો રહે છે, એટલું જ નહિ પણ તેને પરિણામે શરીરની અંદર બીજા વ્યાધિઓ પણ પેદા થાય છે. આ વ્યાધિને આપણી દેશી ભાષામાં 'ઓફરું' કહેવામાં આવે છે.

મોઢું તથા શ્વાસની દુર્ગંધનાં કારણો અનેક છે અને તે બધાં જ કારણો માણસોને જાણવાની જરૂર છે; કેમકે તેમ કરવાથી માણસો આવા દરદોમાંથી બચવા માટે દરદ થતું અટકાવવાના ઉપચારો લઈ શકે. રોગ થતા પહેલાં તે ન થાય તેમ કરવામાં જ ડહાપણ છે—સલામતી છે. ઉપાય કરતાં અટકાવ ભલો; કારણકે ઉપાય કરતાં ઉપદ્રવ થવાનાં કારણો નાબૂદ કરવા ઉપર ચિકિત્સાનો મુખ્ય આધાર છે; કેમકે ઔષધોપચાર ગમે તેટલા કિંમતી અને અસરકારક હશે તોપણ જ્યાં-સુધી વ્યાધિ-ઉપદ્રવ થવાનાં કારણો મોજૂદ હશે ત્યાંસુધી વ્યાધિમાં કાંઈ પણ ફાયદો થશે નહિ. કદાચ થોડોઘણો ફાયદો જણાશે તો તે માત્ર થોડા વખત માટે જ હશે.

મોઢું તથા શ્વાસની દુર્ગંધનું મુખ્ય અને મોટામાં મોટું કારણ દાંત તથા મોઢાની અસ્વચ્છતા જ હોય છે. અને જે જે માણસોનાં શ્વાસ ગંધાતા હોય છે તેમાં સેંકડે નેવું ટકા માણસના દાંત તથા મોઢું અસ્વચ્છ જ હોય છે.

સામાન્ય રીતે જે માણસો પોતાના દાંત તથા મોઢાને નિયમિત રીતે સાફ કરતા નથી, તેના દાંતની વચમાં અગર તો દાંતને પેઢાની વચ્ચેના કુદરતી પોલાણમાં ખોરાકની

બારીક રજકણો ભરાઈ રહે છે; અને તે રજકણો અમુક વખત સુધી એમ ને એમ પડી રહેવાથી તેમાં કહોવાટ થાય છે, સડો થાય છે અને તેમાં સૂક્ષ્મ જંતુઓ (બેકટેરિયા) પેદા થવા પામે છે. પરિણામે દુર્ગંધ પેદા થાય છે અને તેથી શ્વાસ અને મોઢું ગંધાય છે.

આ સિવાય દાંત તથા મોઢાના કેટલાક તીક્ષ્ણ તેમ જ જીર્ણ વ્યાધિઓ પણ શ્વાસની દુર્ગંધનાં કારણો હોવાનો સંભવ છે, તેમાં નીચેનાં મુખ્ય છે:

(૧) દાંતની ખેરી ('અ ટાર્ટર') એ શ્વાસ ગંધાવાનું મોટું અને સબળ કારણ છે, એટલું જ નહિ પણ એને લીધે દાંત તથા મોઢાના બીજા અનેક વ્યાધિઓ પણ લાગુ પડવા સંભવ છે. એકવાર ખેરી જામ્યા પછી તે સહેલાઈથી દૂર થઈ શકતી નથી, એટલે જ્યાંસુધી દાંત પર ખેરી થોડીઘણી પણ હોય ત્યાંસુધી શ્વાસ તથા મોઢું ગંધાયા કરે છે. ખેરીને લીધે શ્વાસ ગંધાય છે તેને માટે એક વિદ્વાન ડૉક્ટરનો અભિપ્રાય નીચે મુજબ છે:

'ખેરીને લીધે પેઢામાંથી અમુક જાતનું ખરાબ ગંધવાળું પ્રવાહી છૂટે છે અને તે શ્વાસ તથા મોઢાને દુર્ગંધવાળું બનાવી દે છે. તે દુર્ગંધ એટલી ખરાબ હોય છે કે તેનાથી આજુબાજુનું વાતાવરણ તથા જે ઓરડામાં તે દરદી હોય તે ઓરડાનું વાતાવરણ થોડીક મિનિટમાં જ ખરાબ થઈ જાય છે.'

કહેવાની મતલબ એ છે કે ખેરી એ પણ આ વ્યાધિ થવાનું એક મુખ્ય કારણ છે. તે સિવાય બીજું મુખ્ય કારણ પાયોરિયા નામનો દાંતનો વ્યાધિ છે. તેનાથી પણ દાંત તથા પેઢાના મૂળમાં પાક અને સડો થવા પામી દાંતમાંથી રસી નીકળે છે; અને પરિણામ રૂપે અનેક જાતના રોગજંતુઓ પેદા થાય છે. તેનાથી મનુષ્યનો શ્વાસ ગંધાય છે અને તેવા દરદીના મોઢામાંથી દુર્ગંધ નીકળ્યા જ કરે છે.

(૨) આ સિવાય મોઢું તથા તેની અંદરનાં અવયવો જેવાં કે તાળવું, ગલોફાં, જીભ વગેરેને લગતા કેટલાક વ્યાધિઓથી પણ શ્વાસ ગંધાય છે. દાખલા તરીકે જીભ તથા ગલોફાંમાં પાક થઈ આવી તેમાં ચાંદાં પડવાં માંડે છે. પેઢામાં અવારનવાર પાક થાય તો તેવા વ્યાધિઓમાં પણ શ્વાસ ગંધાય છે.

(૩) આ સિવાય જે લોકો મોઢામાં બનાવટી દાંતનાં ચોકઠાં પહેરતા હોય છે, તેમની ચોકઠાની સાફ રાખવાની બેદરકારીને લીધે શ્વાસ ગંધાય છે; કારણકે ચોકઠાની અંદર તથા બહારની બાજુમાં તથા કૃત્રિમ દાંતના ખાંચામાં અનાજ વગેરેની રજકણો ભરાઈ રહે છે તે બરાબર સાફ ન કરવાથી કોહવાય છે અને પછી તે ગંધાય છે; અને તેનાથી શ્વાસ પણ દુર્ગંધ મારે છે.

(૪) નાક તથા શ્વાસનળીના ('અ નેઝો-ફેરિંજીયલ નામના) વ્યાધિઓથી પણ શ્વાસ ગંધાય છે. નાક અન્નનળી તથા શ્વાસનળીની સંધિના ભાગને લગતા કેટલાક જીર્ણ તેમ જ તીક્ષ્ણ વ્યાધિઓ જેવા કે ફેરીન્ટાઈટીઝ, લેરીનજાઈટીઝ તેમ જ ટોન્સીલાઈટીઝ વગેરે વ્યાધિઓ પણ કેટલીકવાર મોઢું તથા શ્વાસની દુર્ગંધનાં કારણો હોવા સંભવ છે; કારણકે ઉપરોક્ત વ્યાધિઓમાં શ્વાસ-નળી તથા અન્નનળી ઉપર સોજો તથા વરમ થઈ આવે છે, કેટલીકવાર ચાંદાં પડી આવે છે અને તેને લીધે પણ શ્વાસ ગંધાય છે. નાકમાં કેટલાક માણસોને છોડ (અં. ઓઝેઈના) થાય છે, તેનાથી પણ શ્વાસ ઘણો જ ખરાબ ગંધાય છે. નાકમાં અમુક જાતના મસા (અ એડીનોઈડ્ઝ) થાય છે

એનાથી માણસ ગૂંગણું બોલે છે.

(૫) મોટે ભાગે જે મોઢેથી શ્વાસ લેતા હોય છે તેમના પણ શ્વાસ દુર્ગંધ મારે છે.

(૬) ફેફસાં તથાં શ્વાસનળીના કેટલાક વ્યાધિઓ—જેવા કે જીર્ણ સસણી, જીર્ણ દમ, તથા ક્ષયરોગ વગેરે વ્યાધિઓમાં પણ દરદીનો શ્વાસ ગંધાય છે અને તેમાં પણ ફેફસાંની અંદર ગડ તેમ જ સડા (અં. ગ્રેન્ગ્રીના અને એબ્સેસ ઑફ લન્ગ્સ)ના વ્યાધિને લીધે, દરદીનો શ્વાસ ત્રાસદાયક રીતે ગંધાય છે.

(૭) જીર્ણ અગ્નિમાંદ્ય તેમ જ જીર્ણ મળાવરોધને લીધે પણ શ્વાસ દુર્ગંધ મારે છે.

(૮) મધુમેહ નામના વ્યાધિમાં પણ દરદીનો શ્વાસ ગંધાય છે, તેને અંગ્રેજીમાં 'ડાઈબિટાક બ્રેથ' કહે છે. સ્કર્વી નામના વ્યાધિમાં પણ શ્વાસ ગંધાય છે

(૯) ક્લોરોસીસ નામનો વ્યાધિ, જે ઘણું કરીને જુવાન સ્ત્રીઓમે જ થાય છે, તેમાં પણ શ્વાસ ગંધાય છે.

(૧૦) સ્ત્રીઓને ઋતુધર્મના ચારપાંચ દિવસોમાં પણ શ્વાસ ગંધાય છે.

(૧૧) લસણ, ડુંગળી, મૂળા, મોગરી, ગાજર વગેરે ખાધા પછી પણ તે ચીજોની ગંધ આવે છે. દારૂ પીનારા બંધાણીઓના શ્વાસ પણ કાયમ ગંધાતા જ જોવામાં આવે છે; તેમ જ બીડી પીનારાઓના અને તંબાકુ ખાનારાઓના શ્વાસ પણ કાયમ ગંધાતા જ જોવામાં આવે છે.

મોઢું તથા શ્વાસ ગંધાવાનાં મુખ્ય કારણો આપણે જોયાં. તેમાં મોઢું તથા દાંતની અસ્વચ્છતા એ આ વ્યાધિનું મુખ્ય કારણ છે એમ જણાય છે. તો તે બાબત દરેક માણસે પોતે પોતાનું મોઢું તથા દાંત સાફ રાખવા ખાસ કાળજી રાખવી જોઈએ. દાતણ કરવું એ રોજની એક વેઠ છે, તેમ ગણીને જેમ તેમ દાતણ મોઢામાં નાખ્યું ન નાખ્યું કરી કાઢી નાખવું; અને બેચાર વાર આમતેમ કોગળા કરીને મોઢું સાફ થઈ ગયું એમ માની લેવું ન જોઈએ. બાવળનું અગર વડનું—જેનું મળી શકે તેનું હંમેશાં તાજું લીલું દાતણ લેવું જોઈએ અને તેનો દાંત વતી બરોબર સારો કૂચો કરી દાંત ઉપર યોગ્ય દંતમંજન સાથે દાંત ઘસવા જોઈએ. જે માણસોના દાંત કુદરતી રીતે પોલા હોય અગર દાંતની અંદર આજુબાજુ જગ્યાઓ હોય, તેઓએ બ્રશ વાપરવું હિતાવહ છે. તેથી દાંતની અંદર અનાજ વગેરે ભરાઈ રહ્યું હોય તે નીકળી જાય છે, જ્યારે દાતણના કૂચાથી તે બરોબર નીકળતું નથી. જમ્યા બાદ દરેક સમયે મોઢું બ્રશ વડે બરોબર સાફ કરવું જોઈએ. રાત્રે સૂવા જતાં પહેલાં પણ બ્રશ વડે દાંત સાફ કરવા જોઈએ, જેથી આખી રાત મોઢામાં અનાજની રજકણો રહી કોહવાટ થવા ન પામે. એ માટે નીચે જણાવેલું મંજન વાપરવું હિતાવહ છે:

ચાક ૧૦ તોલા, માયાં ૨ તોલા, સિંધવ ૨ તોલા, કપૂર ૦। તોલો, હીરાબોળ ૨ તોલા અને લવિંગ ૨ તોલા; આ સર્વે ચીજોને ખાંડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી બાટલીમાં ભરી રાખવું. તેનો રોજ દાતણ અગર બ્રશની સાથે ઉપયોગ કરવો.

મોઢામાં ચાંદાં પડ્યાં હોય અગર અવાળાં આવ્યાં હોય, તો ફટકડી તથા ટંકણખાર સરખે ભાગે લઈ ફુલાવીને ખાંડી રાખવાં. તેમાંથી હોય તેટલું યોગ્ય પાત્રમાં લઈ મધ સાથે મેળવી ચાંદાં ઉપર અથવા અવાળું આવ્યું હોય તેના ઉપર ઘસવું અને લાળ ટપકી મૂકી દેવી. આ પ્રમાણે દિવસમાં બેત્રણ વખત કરવું, તેથી ચાંદાં તથા અવાળુંમાં સારો ફાયદો થશે. ઝાડાની કબજિયાત રહેતી

હોય તો ત્રિફળાની ફાકી અગર તો ફ્રૂટસોલ્ટ અવારનવાર લેતા રહેવું, જેથી પેટ સાફ થશે આ વ્યાધિનું જોર નરમ પડશે.

આ વ્યાધિના દરદીઓએ પાન, સોપારી તંબાકુ વગેરે કચરા જેવી વસ્તુઓ ખાવી જોઈએ નહિ; બલ્કે સદંતર બંધ કરી દેવી જોઈએ. આવાં ખરાબ વ્યસનો જ આ વ્યાધિ થવાનું મુખ્ય કારણ છે તે ખાસ ભૂલવું ન જોઈએ. એટલા માટે એવી વસ્તુઓથી દૂર જ રહેવું હિતાવહ છે.

આ સિવાય નાકના છોડને લીધે જેમનો શ્વાસ ગંધાય છે તેઓએ રોજ દિવસમાં તથા રાત્રે નાકની અંદર બદામનું તેલ અગર તો ઘી અવારનવાર લગાડતા રહેવું જોઈએ. તેથી નાકની અંદરનો ભાગ જે છોડ થવાથી બરછટ થઈ ગયો હોય છે તે મૃદુ અને કૂણો પડે છે; અને છોડ સહેલાઈથી નીકળી જાય છે. આ પ્રમાણે શ્રદ્ધા રાખી લાંબો સમય કરવાથી છોડ બંધ થઈ જાય છે અને તેથી શ્વાસ પણ ગંધાતો બંધ થાય છે.

નાકની અંદર મસા થયા હોય તેવા દરદીઓએ કોઈ સારા દાક્તર પાસે જઈ એ મસા કઢાવી નાખવા જોઈએ; કારણ કે મસાને લીધે માણસ નાકથી બરોબર શ્વાસ લઈ શકતો નથી અને એને મોઢા વડે શ્વાસ લેવો પડે છે અને તેથી શ્વાસ ગંધાય છે; માટે તે તાબડતોબ દૂર કરવા જોઈએ.

આ સિવાય બીજા જે જે વ્યાધિઓને લીધે શ્વાસ ગંધાય છે તે તે વ્યાધિઓના કોઈ સારા દાક્તર અગર વૈદ્ય પાસે જઈ ઇલાજ કરાવવાથી મૂળ વ્યાધિ મટવાથી શ્વાસ ગંધાતો આપોઆપ બંધ થશે.

કોગળા કરવાની કેટલીક ઇંગ્લીશ પેટન્ટ દવાઓ આવે છે. તેમાંથી એકાદનો અવારનવાર ઉપયોગ કરવો; જેવી કે 'ગ્લાયકો થાયમોલીન,' 'લીસ્ટરીન,' 'ડેંમોલ' વગેરેમાંથી એક ચમચો દવા લઈ એક ગ્લાસ પાણીમાં નાખી કોગળા કરવા. નીચે જણાવેલ શ્વાસ દુર્ગંધનાશક ગુટિકા મોઢામાં રાખી ચૂસવાથી મોઢાનાં દરદો જેવાં કે ચાંદી, અવાળુ વગેરેમાં પણ સારો ફાયદો થાય છે:

જાયફળ, કપૂર, તજ, એલચી, તમાલપત્ર, લવિંગ, નાગકેસર અને કાથો; આ સર્વ ચીજો સમભાગે લેવી અને કસ્તૂરી જ ભાગ લેવી. તે સર્વ ચીજોને ખાંડી બારીક કપડછાણ ચૂર્ણ કરી તેની જેઠીમધના અર્કમાં ચણા જેવડી ગોળીઓ વાળવી. આમાંથી એકાદ બે મોઢામાં રાખી ચૂસવાથી ઉપર જણાવ્યા પ્રમાણે ફાયદો થશે.

★

---

# 'અખંડ આનંદ'માં

## જાહેર ખબર આપનારાઓને

### નમ્ર સૂચના

મુંબઈ સરકારે અખબારોમાં પ્રગટ થતી જાહેર ખબરો પર ૬¼ ટકાનો (એક રૂપિયે એક આનો) વેરો નાખેલો હોવાથી તા. ૧લી એપ્રિલથી 'અખંડ આનંદ' માસિકમાં પ્રગટ થતી સર્વે જાહેર ખબરો પર એ વેરો લેવામાં આવશે; એની સૌ જાહેરાત આપનારાઓ નોંધ લે તેવી અમારી વિનતિ છે.

વ્યવસ્થાપક

# પ્રેરક પ્રસંગો

શ્રી જયંતીલાલ મોતીલાલ શાહ
એમ. એ., એલએલ. બી.

પોતાના જીવનના અણુ યે અણુ દ્વારા જેમણે સૃષ્ટિના અચળ તત્ત્વની આરાધના કરી છે તેવા મહાન વીરોના જીવનપ્રસંગો સૂર્યનું પ્રતિબિંબ પાડતાં જળબિંદુઓ જેવાં છે. સહેજ નાની વાતમાં પણ જીવનનું ને જગતનું અતિ ગંભીર સત્ય એમાં વણાયેલું હોય છે. જીવનધ્યેયનો સાક્ષાત્કાર પામેલી આવી મહાન વિભૂતિઓ દરેક રાષ્ટ્રમાંથી મળી આવે છે. એ અનેક રાષ્ટ્રોની અનેક વિભૂતિઓમાંથી થોડીક વિભૂતિઓની થોડીક વાનગી અહીં રજૂ થાય છે. આમાંનો 'કિસા ગોતમી'નો પ્રથમ પ્રસંગ તો જાણીતો છે છતાં એનું વાંચન નવી પ્રેરણા આપનારું છે.

એકવાર કિસા ગોતમી કલ્પાંત કરતી બુદ્ધ પાસે આવી અને હાથ જોડી કહેવા લાગી: 'મહારાજ, મારો એકનો એક દીકરો આજે ગુજરી ગયો છે. દયા કરી આપ તેને જીવતો કરી આપો.'

બાઈનું દુઃખ બુદ્ધ સમજી ગયા. સામાની યોગ્યતાપ્રમાણે જ તેઓ ઉપદેશ આપતા. તેમણે કહ્યું: 'હે બાઈ, તું આ ગામમાં જા, અને જેના ઘરમાં આજ સુધીમાં કોઈ પણ માણસ મર્યું ન હોય તેને ત્યાંથી થોડાક રાઈના દાણા લઈ આવ.'

બાઈના દિલમાં આશાનો સંચાર થયો. બુદ્ધને પ્રણામ કરી તે ઉતાવળે પગલે નજીકના ગામમાં આવી પહોંચી અને બુદ્ધે મંગાવેલ દાણાની શોધમાં નીકળી. પહેલું, પછી બીજું, બીજા પછી ત્રીજું... એમ અનેક ઘેર જઈ તેણે તપાસ કરી; પરંતુ તેને એવું એકેય ઘર ન મળ્યું કે જ્યાં કોઈ પણ માણસ મર્યું ન હોય. તેનો આ વિચિત્ર પ્રશ્ન સાંભળીને કોઈ તેને હસતું, તો કોઈ તેની દયા ખાતું. આખરે નિરાશ થઈ તે બાઈ બુદ્ધ પાસે પાછી આવી અને વ્યથિત હૃદયે બોલી: 'મહારાજ, આપે મંગાવેલ દાણા તો મને કોઈ સ્થળેથી ન મળ્યા.'

'કેમ, એમ?' બુદ્ધે પૂછ્યું.

બાઈ બોલી: 'મહારાજ, જ્યાંજ્યાં હું જતી ત્યાંત્યાં કોઈનું કોઈ તો મરેલું હતું જ. આખા ગામમાં કોઈએ મને એવો જવાબ ન આપ્યો કે જેથી હું તેની પાસેથી દાણા લઈ શકું. ઊલટું, લોકો તો મને કહેતા કે કદાચ હું આખી દુનિયામાં ફરું તોપણ મને એવું એકેય ઘર નહીં મળે કે જ્યાં આજ સુધીમાં એક પણ માણસ મર્યું ન હોય. મહારાજ શું આ વાત સાચી હશે?'

બુદ્ધ બોલ્યા: 'હે બાઈ, એ વાત સાચી છે. જડ કે ચેતન દરેક વસ્તુ વહેલીમોડી નાશ પામે છે. તેને મનુષ્ય તો શું પરંતુ દેવ કે દાનવ પણ અટકાવી શકે તેમ નથી; માટે મરેલાનો શોક કરવો નકામો છે. જે જન્મે છે તે નક્કી મરવાનું છે જ. એક તથાગત જ મૃત્યુ ઉપર વિજય મેળવી શક્યા છે અને ત્રણે લોકને કલ્યાણનો માર્ગ બતાવે છે. તો તું જરાપણ ઢીલ કર્યા વિના તેમનો ધર્મ ભજ.'

બાઈનાં ચક્ષુ ખૂલ્યાં, તેના અંતરમાંથી અવાજ ઊઠ્યો:

'बुद्धं सरणं गच्छामि।
धम्मं सरणं गच्छामि।
सङ्घं सरणं गच्छामि।'

[ ૨ ]

'દુનિયામાં સૌથી કરુણ અને કમનસીબ શબ્દો કયા?' એક તત્ત્વવેત્તાને કોઈએ પ્રશ્ન કર્યો.

'કદાચ આમ થયું હોત!—આ શબ્દો.' પૂછનારને જવાબ મળ્યો.

પહેલી દૃષ્ટિએ ગૂઢ, અસત્ય કે અર્થહીન લાગતા આ કથનમાં ભારોભાર સત્ય છુપાયેલું છે. મનુષ્ય જો શાંતચિત્તે અને કોઈ પણ જાતના પૂર્વગ્રહ વિના વિચાર કરે, તો તેને જરૂર સમજાય કે ઉપરના કરુણ અને કમનસીબ વાક્ય દ્વારા વ્યક્ત થયેલી ભ્રમપૂર્ણ માન્યતા જ માનવજીવનના મોટા ભાગનાં દોષ, દુર્ગુણ અને દુઃખનું મૂળ કારણ છે. કોઈ વૃક્ષ ઉપરથી ફળ આપણા માથા ઉપર તૂટી પડે ત્યારે આપણને તે વૃક્ષ ઉપર ક્રોધ થતો નથી; કારણકે આપણે માનીએ છીએ કે તે સમયે, તે સ્થળે અને તે સંજોગોમાં ફળ તૂટી પડતું કોઈ પણ રીતે અટકી શકત નહીં. આથી ઊલટું, કોઈ માણસ આપણને પથ્થર મારે તો આપણે તેના ઉપર રાતાપીળા થઈ જઈએ છીએ; કારણકે આપણને લાગે છે કે તે સમયે, તે સ્થળે અને તે સંજોગોમાં જો તે માણસે ધાર્યું હોત તો તે આપણને પથ્થર મારતો અટકી શકત. પરંતુ તત્ત્વવેત્તાઓ કહે છે કે આમ કોઈ રીતે થઈ શક્યું હોત નહીં; કારણકે કાર્યકારણના જે નિયમો વૃક્ષ વગેરેને લાગુ પડે છે તે જ નિયમો મનુષ્યને પણ લાગુ પડે છે. મનુષ્યમાં ભલે અમુક પ્રકારની વિશિષ્ટ શક્તિઓ હશે; પરંતુ તેથી કંઈ તે વિશ્વની ઘટમાળથી પર થઈ શકતો નથી. કુદરતના શાશ્વત નિયમો તો અનાદિકાળથી પોતાનું કાર્ય કર્યે જાય છે. તેમને નથી શરમ કે નથી સંકોચ, નથી ડર કે નથી દયા, નથી એમાં અપવાદ કે નથી અવરોધ. આથી જ જ્ઞાની પુરુષો વિશ્વમાં અનિષ્ટ જોતા નથી પણ સમાધાનવૃત્તિ કેળવે છે અને દુઃખના પહાડ તૂટી પડે તોપણ પ્રસન્નચિત્ત રહે છે.

જુલમી રોમન સમ્રાટ નીરોના સમયમાં એપીક્ટેટસ નામે એક વીરપુરુષ થઈ ગયો. તેના ઉપર અનેક આપત્તિઓ આવતી, છતાં તે કોઈ દિવસ ખિન્ન થયો નહોતો. ઉપરાંત તેના નીડર અને ન્યાયપ્રિય સ્વભાવને લીધે તેને સત્તાવાળાઓ સાથે ઘણીવાર ઘર્ષણમાં આવવું પડ્યું; પરંતુ સત્યના રાહપરથી તે કદાપિ ડગ્યો નહીં. દુઃખ તો તેને રમત સમાન લાગતું. જ્યારેજ્યારે તેના ઉપર કોઈ દુઃખ આવી પડતું ત્યારે તે ઈશ્વરનો આભાર માનતો, તેનાં ગુણગાન ગાતો કેટલાક સુંદર શ્લોકો બનાવતો અને કહેતો કે તેની કસોટી કરવા માટે જ પરમકૃપાળુ પરમાત્માએ તેના ઉપર આવું દુઃખ મોકલ્યું હતું.

એકવાર પોતાના મિત્રો સાથે તે જમવા બેસતો હતો. આજે તેને કકડીને ભૂખ લાગી હતી. એક મિત્રે કહ્યું: "એપીક્ટેટસ, આજે ઘણે દિવસે તને આરામથી જમવા મળ્યું નહીં!' એપીક્ટેટસ હસીને બોલ્યો: 'તું એમ ધારતો હોય તો ભલે; બાકી હું તો હમેશ આરામથી જ જમું છું. સાચું કહું તો ઈશ્વરની ઇચ્છાને આધીન થવામાં જે સુખ મળે છે તેવું બીજે ક્યાંય મળતું નથી...'

એટલામાં બારણું ઊઘડ્યું. સમ્રાટ નીરોનો અમલદાર વૉરંટ સાથે અંદર આવ્યો. વાત અટકી પડી. મિત્રોના ચહેરા ઉપર ભય અને ગ્લાનિ છવાઈ ગયાં, પણ એપીક્ટેટસ તો પૂરો સ્વસ્થ હતો.

'એપીક્ટેટસ!' અમલદારનો સત્તાવાહી અવાજ આવ્યો.

'કેમ!'

'સમ્રાટ નીરોએ શિક્ષા ફરમાવી છે.'

'શેની? મૃત્યુની કે દેશનિકાલની?'

'ઈશ્વરનો આવિષ્કાર છે' અને તેના અર્થ એ અણુમાં ઈશ્વરનો વાસ છે. વળી કોપરનીકસે જે કહેલું કે પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે તેનો પણ તે બચાવ કરતો.

બ્રુનોના આવા ક્રાંતિકારી વિચારોથી પાદરીઓને ધર્મના પાયા ડગમગતા જણાયા. એમની આંખ લાલ થઈ. બ્રુનોએ બહિષ્કાર, દેશવટો, કારાવાસ અને અત્યાચાર સહ્યા; પરંતુ સત્ય તો ન જ છોડ્યું.

'કેમ હવે શો વિચાર કર્યો?' બેચાર ભયંકર ચહેરાઓ બ્રુનોના કારાગૃહ પાસે દેખાયા. તેને સમજાવવાનો છેલ્લો પ્રયાસ હતો; પરંતુ યાતનાઓ બ્રુનોને વધુ મક્કમ બનાવ્યે જતી હતી.

તેણે સ્થિરચિત્તે જવાબ આપ્યો: 'મારે હવે કશું વિચારવાનું રહેતું નથી. મેં તો એક વસ્તુ ક્યારની ય નક્કી કરી લીધી છે.'

'શી?'

'સત્યને વળગી રહેવું.'

'આવા હડહડતા નાસ્તિકપણાને તું સત્ય કહે છે?'

'ઈશ્વર સિવાય બીજું કંઈ નથી એમ માનવું એને તમે નાસ્તિકપણું કહેતા હો, તો મારી જાતને નાસ્તિક કહેવડાવવામાં હું ગૌરવ લઉં છું.'

'ખરું ગૌરવ તો ઇસુને માનવામાં રહેલું છે.'

'પરંતુ ઇસુને માનવાનો અર્થ એવો નથી કે દરેકે તમારી ભ્રમપૂર્ણ અને હાસ્યાસ્પદ માન્યતાઓ સ્વીકારવી. અને ઇસુએ શું એવું કહ્યું છે કે તમારે બીજાને જોરજુલમથી તમારા મતના કરવા? તેઓ પોતે જ રાગદ્વેષ વિના સત્ય વસ્તુ દરેકને જણાવતા અને પરિણામ માટે તૈયાર રહેતા એ શું તમે નથી જાણતા?'

'સત્યની વધારેપડતી બડાઈ રહેવા દે બ્રુનો. સત્યવાદી હોવાનો ડોળ કરનાર તારા જેવા અનેકની સાન જેલમાં આવ્યા પછી ઠેકાણે આવી ગઈ!'

'એમાં તમારે કોઈ પણ જાતનું અભિમાન લેવા જેવું નથી. ભલાભોળા એ માણસો જીવનની અંતિમ ઘડી નજીક આવેલી જોઈને ડરી જાય અને પોતાના વિચાર બદલે એ સ્વાભાવિક છે; પરંતુ તમે એટલું ભૂલી ન જતા કે બ્રુનો તો તત્ત્વજ્ઞાની છે.'

'એટલે?'

'એટલે એમ કે તત્ત્વજ્ઞાની ભયને ઓળખતો નથી.'

'તો શું તારું તત્ત્વજ્ઞાન તને ધર્મનો દુશ્મન થવાનું શીખવે છે?'

'મારું તત્ત્વજ્ઞાન મને કહે છે કે ધર્મના દુશ્મન તો તમે છો, ઇસુના ઉપદેશની વિરુદ્ધ વર્તીને ધર્મની ઘોર તમે ખોદી રહ્યા છો. પરંતુ તત્ત્વજ્ઞાનનો એ દૈવી વિષય તમારા જેવા નરકના કીડાને ક્યાંથી સમજાય?'

'તારી દુષ્ટ વાણી હવે બંધ કર, આ ધૃષ્ટતાનું શું પરિણામ આવશે એ તું જાણે છે?'

'હા, બહુ બહુ તો મોત, પણ મોત એ તો સત્યના પૂજારીને ફૂલની માળા સમાન છે.'

'તારા જેવા પાપીને વળી ફૂલની માળા? તને તો જીવતો સળગાવવામાં આવશે.'

'એના જેવું રૂડું બીજું શું? આખરે તો અગ્નિમાં પણ ઈશ્વર જ રહેલો છે ને?'

'એ બધું તે દિવસે સમજાશે!......'

ઈ. સ. ૧૬૦૦ના ફેબ્રુઆરીની ૧૭મીનો એ દિવસ ઊગ્યો અને સત્યના સાચા એક વધુ અનુયાયીને જીવતો બાળવામાં આવ્યો. બ્રુનોની આસપાસ અગ્નિની જ્વાળાઓ ફરી વળી અને તેના નશ્વર દેહને ભસ્મીભૂત કરતી આકાશમાં વિલીન થઈ ગઈ; ત્યારે પણ આ મહાન તત્ત્વવેત્તાના મુખની રેખાઓ તો એટલી જ સમતોલ, એટલી જ શાંત હતી!

★

# ચપટી ચોખા...!

શ્રી. મોહમ્મદ માંકડ

આજે માત્ર ઉદરપોષણ માટે સમાજનાં અનેક બળો સામે માનવીને બિચારાને ઝૂઝવું પડે છે. જાતિ, વર્ણ, રંગ કે વયનો તફાવત રાખ્યા વિના જઠરાગ્નિ તો સર્વ પાસે હરરોજ પોતાનું લેણું લેવાનો જ. હિંદુસમાજની એક અત્યંત વાસ્તવિક ઘટનાનું ઘેરું ને કરુણ ચિત્ર વાર્તાકારે અહીં દોર્યું છે.

સંધ્યાના સોનેરી પ્રકાશમાં સંગમપુરની શેરીમાં ચાલી જતી પાર્વતીનો વિચારસાગર ગાંડો બની તુફાને ચડ્યો હતો. તેનું મગજ તેને કહી રહ્યું હતું: 'કાં તું કેવી ભોંઠી પડી! અરે, હવે તને ઈ વેપારી જવાબ પણ દે ખરા કે? તે દિ' તને કીધું'તું કે એક શેર ચોખા મળે છે તે લઈ આવ્ય, પણ ન ગઈ કાં?'

'પણ તે દિ' પૈસા ક્યાં હતા?' તે સામો સવાલ પૂછતી.

'તો ચોખા જાય એમાં કોઈ શું કરે?'

'અરે, પણ ઘરે માંદુ હોય તો ય ચોખા નો મળે? અમથા અમે ક્યાં લેવાય જઈ સી? ભલે ને ઈ ખૂંટડા હરરોજ ચોખા ને દાળ ખાય, અમારે શું? હવે કે' છે કે વેચાઈ ગ્યા.' ઘેરે સંગ્રહણીથી પીડાતો પતિ તેને સાંભર્યો. 'થોડાક દિ'માં વેચાઈ ગ્યા! ઈ તો હું જોઈ લઉં ને!'

'બાઈ શાંત થા, શાંતિ રાખ.' તેનું મન તેને સમજાવતું હતું, 'અને તું કરવા ધારે તો ય કરીશ પણ શું?'

તેને પોતાનું ભાન થયું. ઝૂંપડામાં રહેતી ખાલપરી જોડાના તળિયાં સીવનાર એક ગરીબ મોચણ તે શું કરી શકે?

'પણ ત્યારે ગરીબ થયા ઈ કાંઈ ગનો કર્યો...? લે ઓલ્યો મારો પીટ્યો જગલો, બળ્યું ઈનું નામ, મારો રોયો વાસે આવીને કે' સે કે "તું તારે દી' આથમ્યા કેડે હું ઘરે જાઉં એટલે આપુ ત્યાંથી લઈ જજે ને...' તફટ મારા પીટ્યા, સે કાંઈ શરમ દુનિયામાં! મા-બોનને તો કોઈ ઓળખતું જ નથી.'

'પણ એ તો તારી મરજીની વાત છે ને! બાકી ચોખા ત્યાંથી મળે... ખરા......'

'હેં? શું હું......'

'હા, જો માંદા ધણીને ચોખા ને છાશ ખવડાવવી હોય તો...બધું ય...'

'માંદા ધણીને! પણ પછી એનું ધણીપણું શું..ના, એમ તો...હું..'.

તેનું ટેવાઈ ગયેલ મગજ તેને ખડકી સુધી લઈ ગયું. જ્યારે બારણાં સાથે માથું અથડાયું ત્યારે જ વિચાર અટક્યા-તૂટ્યા-વેરાઈ ગયા.

તે અંદર ગઈ. એક બિહામણું હાડપિંજર તેની સામે ડોળા કાઢી પથારીમાંથી જોઈ રહ્યું હતું. ખાટલા પાસે એક નાનકડો છોકરો બેઠો હતો અને ઓરડામાં ધાવણી છોકરી ગારના પોપડા ઉખેડી જમણ કરી રહી હતી. તે સીધી ઓરડામાં પહોંચી. છોકરીના મોઢા-માંથી ધૂળ કાઢી નાખી. તેને ખોળામાં લીધી. અને થીંગડાંવાળો સાડલો કાઢી બાજુમાં મૂક્યો.

'કાં ચોખા મળ્યા?' બહારના ખાટલામાંથી સવાલ થયો. તે મૂંઝાઈ મૂંગી રહી.

'કાં સાંભળ્યું,* ચોખા...?'

* (કાઠિયાવાડમાં) ધણી પોતાની સ્ત્રીને એવી રીતે સંબોધે છે.

તેને થયું કે 'નાનો એક જ ઝટકો સારંગીના બધા તારો તોડી નાખશે. તેણે ધીમેથી કાંઠી ઘસી : 'એ...હો...'

'હં...ઠીક...ત્યારે જરાક આઈ......'

'એ લ્યો આવું.' કહી તે ઊઠી અને રોગીના ખરાબ થયેલ ગોદડાની ફેરબદલી કરવામાં ગૂંથાઈ.

'કહું છું......આજ તો એવા રાંધી દે...!' માંદા પતિનો અવાજ–રાંક અવાજ મીઠા કાલાવાલા કરવા લાગ્યો.

"હા, આ જરાક એક રોટલો નાખી..."

'હા, હા, તમેતમારે બધા ખાઈ લ્યો, પછે નિરાંતે...હું...' ઘણા દિવસોની અતૃપ્તિ તૃપ્ત થવા તલસી રહી હતી.

ગભરામણ અને ગૂંચવણમાં તે રોટલો કરવા બેઠી. રોટલો તો પાકી પણ ગયો. હવે? કૂવાના, અફીણના, ગળું ટૂંપવાના અનેક વિચારો તેના મગજમાં ઊભરાવા લાગ્યા; અનેક પ્રસંગો તેની આંખો સામે તરવરવા લાગ્યા.

'બા,, આ કમૂલી ધૂળ ખાય.' છોકરાએ નાની છોકરીની ચોરી પકડી અને "માતાની કોર્ટમાં હાજર કરી.

'રાંડ...' તે ઊઠી ને એક થપાટ ધીમેથી મારી, ધૂળ કાઢી નાખી. લાંબો હોઠ કરીને રોઈ રહેલી છોકરીએ તેના બધા વિચાર ભુલાવી દીધા. છેવટ ચોખા માટે કાંઈક રસ્તો કરવા તેના્હરી બહાર જવા તૈયાર થઈ.

'કાં વળી ક્યાં...' કલ્પનામાં ચોખાનો સ્વાદ માણી રહેલ પતિએ પૂછ્યું.

'જરાક કળશે જતી આવું.'

'બરાબર ઘણું વેળાએ સાપ કાઢ્યો? ઘડીક......'

'ઈમાં કાંઈ રડે? આ આવી......' તે કળશો હાથમાં લઈ પાદર જવાને બહાને બહાર નીકળી ગઈ.

શેરીના નાકાની લગભગ આવેલા જમા શેઠના મકાનના ઉઘાડા મોટા દરવાજામાંથી નીકળતા પ્રકાશ સુધી તે પહોંચી. અંદર મોટું ફાનસ બળતું હતું અને દરરોજની રીત મુજબ ખાટ ઉપર હીંચકતા-હીંચકતા શેઠ બોખા મોઢામાં સોપારીનો કટકો ચગળી રહ્યા હતા. તેણે અંદર નજર કરી–તિરસ્કારથી.

શેઠની શિકારી નજર તેના ઉપર પડી. ખાટ થોભાવી સીટી વગાડવા તેમણે મહેનત કરી. સોપારીનો નાનકડો કટકો મોઢામાંથી બહાર નીકળી પડ્યો. તે જરા આઘે ચાલી; ત્રણ દિવસથી ચોખા માટે વલખાં મારતો દુઃખી પતિ તેને સાંભર્યો. તે પાછી ફરી, ઘરના ઓટલા સુધી પહોંચી. જાળમાં સપડાઈ જતા કબૂતરને કીડીએ જેવો ચટકો ભર્યો હતો, એવો ચટકો તેના હૃદયે તેને ભર્યો– તે પીઠ ફેરવી ગઈ.

શેઠ ખાટ ઉપરથી ઊઠ્યા. મોઢા સુધી પહોંચેલ કોળિયો નીચે પડી જતો હોય એમ તેમને લાગ્યું. ઘરડો બળદ બોખા મોએ કડબ ખાવા મહેનત કરે એવો પ્રયત્ન કરવા તેઓ બારણાં સુધી પહોંચ્યા. સાવંતી તો શેરીના નાકે અંધારામાં અલોપ થઈ ગઈ હતી. શેઠે અંદર જઈ પાઘડી માથા ઉપર મૂકી અને રૂપાના નકશીદાર હાથાવાળી લાકડી હાથમાં લઈ તેઓ દરવાજે પહોંચ્યા.

'આઘી રે, આઘી રે, અલી મૂઈ.....' કકળાટ કરતું એક ટોળું પાછળના માણસોને રસ્તો આપવા આઘુંપાછું થવા લાગ્યું. ખાદીથી શણગારાયેલ એક વ્યક્તિ સર્વની મોખરે ફાનસવાળાની પાછળપાછળ ચાલતી હતી. સાથે બીજા અર્ધખાદીધારી, અર્ધદેશી,

(ગ્રહણ)

અર્ધવિલીયતી માણસો સંકોચાઈને ચાલતાં હતાં.

ભંગીવાસની સ્ત્રીઓના ટોળાને ચીરી તેઓ આગળ થયા. જે શેરીને નાકે પાર્વતી ઊભી હતી, તે શેરી બતાવતાં એક ઝીણી આંખવાળા માણસે કહ્યું: 'આ તરફ સાહેબ' અને ટોળું શેરીમાં વળ્યું.

પાર્વતી તો જોઈ જ રહી. પાછળ ચાલી આવતી ભંગડીઓ ધીમેધીમે વાતો કરતી હતી; પરંતુ એમનો અવાજ ખુશીથી ત્રણ ઘર વીંધીને નીકળી જાય એટલો હતો એ તેમને ખબર નહોતી.

'આમાં પૂળવદા સા'બ કયા!' જમાનાનો ખાધેલ અવાજ સવાલ કરી રહ્યો.

'પૂળવદા, પૂળવદા શું કરો સો? 'પૂરવદા' કે'તાં નથી આવડતું!' ઉછાંછળો જુવાન અવાજ–સુધારો કરવાનો જન્મસિદ્ધ હક્ક અજમાવતો બોલ્યો: 'લ્યો પૂળ...વદા... બળ્યું, ગમે ઈ હોય–આપડે શું? પણ ઈ સા'બ કયા?'

'નો ઓળખ્યા પૂંજી મા! આ આગળ હતા ઈ જ...' કોઈક ઉતાવળું થયું.

'તી ઈમ તે શે ઓળખાય? માથે નંઈ 'ટોપો' કે નંઈ કેડમાં 'પાટલન'. સા'બને તે કીમ કરીને ઓળખવા?'

'અરે! હવે તો બધા પાણકોરા જ વાપરવાના–ગજી! સમજ્યાં પૂંજી મા, હવે તો સા'બેય ગજી વિના ઘા નથી કરતા.'

'હંઅ માડી, આ તો નવું, આ તો જમાનો......'

'આ હવે નવો જમાનો. માંડી!'

'તી ઈમને પગાર કેટલોક હશે?'

'ઈ તો શી ખબર...?' ટોળું પથરા ગણતું ગણતું પાર્વતી સુધી પહોંચી ગયું.

'આ કાંઈ ગરીબાયે ગજિયું નથી પે'રતા! આ તો આપડા જેવાનાં દખે ગજિયું પેરે સે. કેસે કે ભંગીઆવને આપડાને લુગડાં નો મળે ને આપડે કોટ–પાટલુન પે'રીને સું કામ?'

ટોળું પસાર થઈ જવા લાગ્યું. અર્ધભાનમાં પાર્વતી વિચાર કરી રહી.

પુરુષોના શેરીમાં વળેલ ટોળાને, શેરી બતાવનાર ઝીણી આંખોવાળો વેપારી જગા શેઠને ઓટલા ઉપર ઊભેલા જોઈ કહેતો હતો: 'લ્યો, આ તો આપણી સામે આવતાં લાગે છે.'

પાર્વતીએ તે તરફ નજર કરી.

'સાહેબને મળવા જ આવતો હતો.' જગા શેઠ સ્મિત કરી બોલ્યા: 'વાણિયા વાણિયા ફેરવી તોળ' એ મંત્ર તો તેઓ છઠ્ઠીમાંથી જ ભણ્યા હતા. તેમણે પાછળ વંડામાં કામ કરી રહેલ નોકરોને બૂમો પાડવા માંડી. ઘરમાં ખુરશીઓની ગોઠવણ થવા લાગી.

શેરીને નાકે ઊભેલી પાર્વતી ભાનમાં આવી–પૂરેપૂરી. ભંગીવાસની સ્ત્રીઓના પસાર થતા ટોળા તરફ તે અર્થસૂચક નજરે તાકી રહી.

'આ તો ઘરમી કે'વાય–ની પણ રોયા બધા માણહ ક્યાં સુધર્યાં સે? આ સા'બ તો 'દિ' આથમ્યા પે'લાં જમી રયા'તા અને આપણને એઠું દેતું'તું એમાં કેટલું મોડું...' ટોળાની વાતો તો ચાલુ જ હતી.

'અરે! ઈ પરસોત્તમ મહારાજ તો ન્સે જ એવા. ઈના મનમાં ઈમ કે ભંગિયા વળી ઊનું શેના ખાય! સૌ'બને તો બસારાકરે ખબરે ય...કેવી...'

'એ પૂંજી મા...' ગેરસમજના સમયસૂચક નણંદ થતી ભંગડીને પાર્વતીએ સાદ કર્યો. ટોળું ફરીને ઊભું રહ્યું.

'કાં, કોણ બાપુ...'

'ઈ તો હું પારવતી, આંઈ આવોને જરાક.'

'લ્યો આવું.' પૂંજી પાર્વતી પાસે આવી. 'તમેતમારે હાલતા થાવ.' તેણે ટોળાને કહ્યું.

અંધારામાં હાલતા ચાર હોઠ એકબીજાને સમજી રહ્યા હતા. સનકાર દઈ જતો પવન ફક્ત તેમની તૂટકતૂટક ધીમી વાત સાંભળતો જતો હતો.

'આ 'જીન'માં...ન્યાં ઈમને...ખૂવાતું કીધું...' પૂંજી અમાણમાં જરાક જોરથી બોલતી હતી.

'ચોખા...!' પાર્વતીના ગળાનો પડઘો ધીમેથી–અતિ ધીમેથી હાલતો હતો.

'હં...અં.....ઈનીપા નંય...ઈ હાળ-વાળા સે...આ...આ...' પાર્વતી ગભરાટમાં આજુબાજુ જોઈ રહી હતી.

'લ્યોને, કાંઈ વાંધો...અરરર...જરાક કે જૈને પાણીની છાંટ...ઈ તો તાપથી બધાં પાપ...જાય...' પૂંજી તત્ત્વજ્ઞાન સમજાવતી હતી. થોડી 'ગુસપુસ' પછી પાર્વતીનો કળશો રંધેલ ચોખાથી ભરાઈ ગયો. ચાલી જતી પૂંજીનો અવાજ ગુંજી રહ્યો.

'આ...આથી મોટું પુન્ય કયું...?'

પાર્વતી ઘડીક તો ચાલી જ ન શકી.

'કાં શું હતું?' દૂરથી ટોળાનો, પૂંજીને થયેલ સવાલ સંભળાયો.

'ઈ તો મારી, ઈને સાવરણા જેતા'તા: ત્પડીકનો ધણી માંદો સે ને...'

'અરરર...જોવોને,, નાનો બાળક...મગન મોસી કોઈ કે'વાય?'

'આ દેય(દેહ)ના સું ભરોંસા...' પૂંજી ટોળા સુધી–ટોળામાં પહોંચી ગઈ હોય એમ અવાજ ઉપરથી લાગ્યું.

પાર્વતીએ પગ ઉપાડ્યો—ભારેખમ. આટલો ભાર પગમાં?

*

'બહુ વાર લાગી...વેલા'ત તો કળશે નો'તી ગઈને!' માંદા પતિએ માંડમાંડ શબ્દો કાઢ્યા. પાર્વતી મૂંગી રહી. 'ઈ કળશો સીધો ઘરમાં કાં લઈ જા...ઊટક તો ખરી...'

કશી પરવા કર્યા વિના પાર્વતી ઘરમાં ચાલી ગઈ.

'હે ભગવાન! કોઈને માંદા નો પાડીશ...' નિરાશાભર્યો માંદો અવાજ ગળગળો થઈ રહ્યો.

'તમારા સારુ ચોખા ચૂલે મૂકીને જ ગઈતી.' પાર્વતીને લાગ્યું કે પતિને વધારે વાર રોકાવા બદલ વહેમ પડ્યો છે. તેણે દિલાસો આપતાં કહ્યું: 'મારા ઉપર વશવા (વિશ્વાસ) રાખો, પારવતી કોઈ દિ' પંડ નો વેસે.'

તે કળશો લઈ ઘરમાં પહોંચી જુએ છે તો, છાશની દોણી બિલાડીએ ઊંધી વાળી દીધી હતી અને છોકરી ઢોળાયેલ છાશમાં થાપા મારતી આખે મોઢે ગારનો 'સ્નો' ભૂંસી રમતી હતી!

★

આપણા કર્ણ દાનેશ્વરી ને બલિરાજા સાથે જેની સરખામણી થઈ શકે એવા જગપ્રસિદ્ધ હાતિમતાઈને કોકે પ્રશ્ન કર્યો: 'તમારાથી અધિક એવા કોઈ હતા જેને તમે જાણો છો ખરા?'

'હા,' હાતિમતાઈએ શ્રદ્ધાપૂર્વક જણાવ્યું: 'એ છે એક કઠિયારો. થયેલું એવું કે મેં એક મોટી દાવત કરી હતી. આખા દેશના લોકોને એ ભોજન સમારંભમાં બોલાવેલા. રસ્તે મળેલા લાકડાં લાયકી આવનાર એક કઠિયારાને મેં પૂછ્યું: 'અલ્યા, આજ તો હાતિમને ત્યાં મોટી મિજબાની છે, કેમ ત્યાં નથી જતું? આખી દુનિયા ત્યાં ઊલટી છે ને?'

અત્યંત ધીરજથી કઠિયારો બોલ્યો: 'જે આકરી પરસેવો પાડીને પોતાનો રોટલો ખાય છે તેને હાતિમતાઈ પાસે હાથ ધરવાની શી જરૂર છે?'

×

# સંસ્થા-સમાચાર

## પંચાંગ (સં. ૨૦૦૬નું)

આ સંસ્થા તરફથી છેલ્લાં સાતેક વર્ષથી પંચાંગ પ્રસિદ્ધ થાય છે. આ વરસે પણ સંવત ૨૦૦૬ની સાલનું શુદ્ધ ગ્રહલાઘવીય પંચાંગ તૈયાર થઈ રહ્યું હોઈ, તે લગભગ અષાડ-શ્રાવણ માસમાં છપાઈને બહાર પડશે.

ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં શુદ્ધ પંચાંગોમાં આ ગ્રહલાઘવીય પંચાંગનું સ્થાન અગત્યનું છે. તેમાં જ્યોતિષને લગતી ઘણી બાબતો અપાય છે; ઉપરાંત સામાન્ય જનસમુદાયને ઉપયોગી થઈ પડે એવી વ્રતકથાઓ, ધાર્મિક તહેવારોની ઉત્પત્તિનો ઇતિહાસ, ટપાલ ખાતાની માહિતી વગેરે બાબતો પણ હોય છે. આ વરસે બારેક પાનાં જેટલી બીજી ઉપયોગી માહિતી પણ નવેસરથી તેમાં ઉમેરવામાં આવશે.

પંચાંગનું કદ ૬॥”×૧૦” લગભગ ૧૨૮ પાનાં. આ દળદાર પંચાંગ માત્ર નવ આનાની કિંમતે જ પ્રસિદ્ધ થશે.

## ‘અખંડ આનંદ’ના ગ્રાહકોને

ગયા વર્ષે ‘અખંડ આનંદ’ના અંક તરીકે તેના દરેક ગ્રાહકને પંચાંગ મોકલાયું હતું. કેટલાક ગ્રાહકોને એ પસંદ ન પડવાથી આ વર્ષે ગ્રાહકોને અંક તરીકે મોકલાશે નહિ. જે ગ્રાહકબંધુઓને તે ખરીદવાની ઇચ્છા હશે તેમણે તે છૂટક ખરીદવાનું રહેશે. જેઓ ટપાલરસ્તે મંગાવવા ઇચ્છતા હોય તેમણે પોતાના ગ્રાહક નંબર સાથે તેની કિંમતના માત્ર નવ આનાના પોસ્ટલ સ્ટેમ્પ કે મનીઑર્ડરથી મોકલવા. આ પ્રમાણે આસો સુદ ૧૦ સુધીમાં જે ગ્રાહકો પંચાંગ મંગાવશે તેમને પંચાંગની પ્રતો ગણતરીમાં હોવાથી હાથમાં હશે ત્યાંસુધી ટપાલખર્ચ સિવાય માત્ર નવ આનામાં જ મોકલાશે; માટે આપને જોઈતું હોય તો તુરત લખી નાખો.

## વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને

આ પંચાંગ વિવિધ ગ્રંથમાળાના ગ્રાહકોને લગભગ શ્રાવણ માસમાં મોકલી આપવામાં આવશે, આથી તેમણે તે છૂટક ખરીદવાની જરૂર રહેશે નહિ.

## નવાં પ્રકાશનો

**બાળકોની માવજત** : (સર્વોપયોગી સાહિત્યશ્રેણી) ગર્ભાવસ્થાથી માંડીને બાળક ત્રણ વર્ષનું થાય ત્યાંસુધી માતાએ કેવી કાળજી રાખ

બાળકને પાળી-પોષીને ઉછેરવું જોઈએ તથા શારીરિક તેમ જ માનસિક દૃષ્ટિએ પદ્ધતિસરનું શિક્ષણ બાળકોને કેમ આપવું, તે આમાં સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. પુસ્તકને અંતે પરિશિષ્ટરૂપે 'બાળરોગો' તથા તેના ઉપચાર વિષે ઉપયોગી માહિતી આપી છે.

કદ ૫"×૭ાા" : પાન ૯૬ : કિં. ૦–૧૦

**એકનાથી ભાગવત અર્થાત્ ભાગવતરહસ્ય :** શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધ ઉપર પ્રસિદ્ધ સંત એકનાથ મહારાજે કરેલા અનુવાદનું મહત્ત્વ રામાયણ અને મહાભારત કરતાં ય વિશેષ એ રીતે છે કે ભાગવતની ધર્મકથાઓથી પુષ્ટ બનેલું આધ્યાત્મિક સિદ્ધાંતોનું આ નમૂનેદાર ભાષ્ય છે. દૃષ્ટાંતો અને ઉપમાઓથી એનો બોધ એટલ. સરળતાથી ગળે ઊતરી જાય છે કે સાધારણ શિક્ષિત વર્ગ પણ એનો આસ્વાદ લઈ શકે છે, એ એની વિશિષ્ટતા છે. સફળતાથી લોકભાષામાં તત્ત્વચિંતનનું નિરૂપણ કરતો આ મહામૂલો ગ્રંથ ભાગવતપ્રેમીઓ માટે ખરેખર આશીર્વાદરૂપ બની રહે છે. પાન ૫૭૬ : કિં. ૫–૦

**સુશ્રુત આયુર્વેદ :** મૂળ સાથે સરળ ભાષાંતર અને વિસ્તૃત ટિપ્પણી. પ્રત્યેક વૈદ્ય-ડાક્તરે તથા અભ્યાસીએ વસાવી લેવા જેવો મહાન ગ્રંથ : જેમાં સૂત્રસ્થાન, નિદાનસ્થાન, શારીરસ્થાન, ચિકિત્સાસ્થાન, કલ્પસ્થાન અને ઉત્તરતંત્ર–એ છ યે સ્થાનોનો સમાવેશ થાય છે. આયુર્વેદિક શલ્યશાસ્ત્ર (Surgery) તેમ જ જુદાજુદા અનેક રોગોનાં મૂળ કારણ, નિદાન તેમ જ ઉપચાર વગેરે ઉપર સૂક્ષ્મ વિવેચનાત્મક માર્ગદર્શન આ ગ્રંથમાંથી મળે છે, તેવું પ્રગતિશીલ ગણાતા આધુનિક અંગ્રેજી વૈદકમાં પણ જોવામાં આવતું નથી.

દળદાર બે ગ્રંથોમાં: પાન ૧૩૭૨ : કિં. ૧૫–૦

**તુલસીદાસની સાખીઓ :** સંતશિરોમણિ તુલસીદાસ મહારાજની કંઠસ્થ કરવા જેવી લોકભોગ્ય સાખીઓ અર્થ સહિત આપવામાં આવી છે.

પાન ૭૨ : કિં. ૦–૩

**ખોરાકમાં ઝેર :** અત્યારના સમયમાં હોટલ, રેસ્ટોરાં તેમ જ જાહેર સ્થાનોમાં અપાતા ખાદ્યપદાર્થોમાં થતી ભેળસેળને લીધે શરીરમાં કેવી વિકૃતિ થાય છે તે વિષે માહિતી આપતું પુસ્તક. પાન ૮૦ : કિં. ૦–૪

**ખેતીનાં મૂળ તત્ત્વો–ભા. ૪ થો**× (જિરાયત તુલો): આ પુસ્તકમાં ધાન્યતુલ, કઠોળતુલ, તેલીબિયાંતુલ અને રેષાતુલનું વિવરણ, તેની ઉત્પત્તિ તથા તેનું વધારે ઉત્પાદન કેમ લઈ શકાય, એવાએવા અનેકવિધ પ્રશ્નોની, આપણા દેશના કૃષિકારોને અત્યંત ઉપયોગી થઈ પડે તે રીતે પૂરી છણાવટ કરવામાં આવી છે: ૪૧ આકૃતિઓ સાથે.

પાન ૧૭૬ : કિં. ૧–૧૨

**ઘરઘરનો વૈદ્ય**: રોગ અને દવાની સાદી છતાં સાચી સમજણ આપતો ગ્રંથ, જેમાં જુદાજુદા અનેક રોગોના શાસ્ત્રોક્ત, અનુભવસિદ્ધ અને સલામતીભર્યા ઉપચારો અને સમજ આપ્યાં છે. આ પુસ્તકમાં આપેલી વિગતો એટલી સાદી ને ટૂંકી રીતે સમજાવી છે કે જેથી તેનો પ્રચાર થાય તો સમાજનું આરોગ્ય જરૂર ઊંચું થવા પામે. પાન ૧૯૨ : કિં. ૧–૮

## પુનરાવૃત્તિઓ

**જીવનચર્યા**: (આવૃત્તિ ૨જી) આયુર્વેદપદ્ધતિએ દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા અને સદ્‌વર્તનના નિયમો સરળ રીતે સમજાવવામાં આવ્યા છે.

પાન ૮૦ : કિં. ૦–૬

**બિરબલ અને બીજા**: લે૦ શ્રી. જ્યોતીંદ્ર દવે: બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાર્તાનો સંગ્રહ. ઘડીભર વાંચતી વખતે વાતાવરણ આહ્‌લાદક બનાવી મૂકે છે. પાન ૨૭૨ : કિં. ૨–૦

**કણ્ઠાભરણમ્**: સંસ્કૃત સાહિત્યમાંથી પસંદ કરેલા કંઠસ્થ કરવા યોગ્ય સંસ્કૃત શ્લોકો તથા મંત્રો અર્થ સહિત. પાન ૬૪ : કિં. ૦–૩

**ગૃહજીવનની કળા, રાખની ઢગલી અને પ્રકાશનાં પગલાં**: સર્વોપયોગી સાહિત્યશ્રેણીનાં પુસ્તકો ખલાસ થતાં તે છપાતાં હોઈ સત્વર પ્રસિદ્ધ થશે.

## હવે પછી પ્રગટ થશે

**શ્રીમદ્ ભાગવત**: ભાષાંતર. નવી આવૃત્તિ છપાય છે.

મીરાં અને નરસિંહનાં ભજનો છૂટાંછૂટાં સંસ્થા તરફથી થોડા વખતમાં પ્રસિદ્ધ થશે.

× ખેતીવાડી અંગેની અત્યંત દુર્લભ માહિતી ધરાવતા આ જ વિષયના ત્રણ ભાગો અત્યાર સુધીમાં પ્રગટ થઈ ગયા છે, જેમાં જમીન, પાણી, ઓજાર, ખેડ, ખાતર, બીજ, કીટક, રોગ, પશુ વગેરે સચિત્ર રીતે વિસ્તારથી સમજાવવામાં આવ્યાં છે.

# [illegible]

શ્રી સોપાન

## પ્રાંતોની દુર્ઘટના

હિંદ સ્વતંત્ર થયું ત્યારથી ભાષાવાર પ્રાંત રચવા માટે આંદોલન શરૂ થયું છે. આ માગણી તો ઘણી જૂની છે ને પૂ. બાપુની પ્રેરણાથી કોંગ્રેસે સ્વીકારેલી છે. પરંતુ ભાષાવાર પ્રાંતરચના માટે એ કાળે જે ખ્યાલો હતા તે અત્યારે બદલાઈ ગયા હોય એવું લાગે છે. આવડા મોટા દેશનો વહીવટ સીધો મધ્યસ્થ તંત્ર દ્વારા ચાલે તે કરતાં વહીવટી એકમો રચાય એ ઇષ્ટ મનાયું, ત્યારે પ્રશ્ન એ ઊઠ્યો કે વહીવટી એકમો કયા ધોરણે રચવાં? બ્રિટિશ સરકારે પોતાની અનુકૂળતાએ એકમો (પ્રાંતો)ની રચના કરી હતી. મદ્રાસ અને મુંબઈ જેવા પ્રાંતોમાં અનેક ભાષાભાષીઓનો શંભુમેળો કર્યો અને એક ભાષાભાષીઓને બે–ત્રણ વિભાગોમાં પણ વહેંચી નાખ્યા. બધી રીતે વિચારતાં એ કાળે એમ લાગ્યું કે ભાષાને ધોરણે પ્રાંતો રચાય તો વહીવટી કાર્યમાં સરળતા વધે, સામાન્ય જનતા વહીવટ સમજી શકે ને તેમાં રસ લઈ શકે, પ્રાંતીય ભાષા-સાહિત્યનો વિકાસ થાય, લોકશિક્ષણનું કાર્ય સહેલું બને. આ ભાવના જાણે બદલાઈ ગઈ હોય એવું અત્યારે લાગે છે. ભાષાવાર પ્રાંત-રચના માગનારાઓના ખ્યાલમાંથી રાષ્ટ્રીયતા સરી ગઈ હોય અને એની ભક્તિ ને વફાદારી પ્રાંતને અને ભાષાને જ અર્પણ થઈ ગયાં હોય એવી સ્થિતિ ઊભી થઈ છે.

જો આમ ન હોત તો હિંદ સ્વતંત્ર થતાં જ, અનેક સવાલો અણઊકલ્યા પડ્યા છે, ત્યાં જ ભાષાવાર પ્રાંત રચવા માટે ઉગ્ર આંદોલનો ન ઊઠ્યાં હોત. પ્રાંતપ્રાંત વચ્ચે વૈમનસ્ય વધતું ગયું છે, સરહદોના ઝઘડા થાય છે, પરસ્પર આક્ષેપોની ઝડી વરસે છે. જેમ જાણે, કોઈ દેશ જીતી લેવા માટે યુદ્ધ કરવાનું હોય એવી ભાષામાં માગણીઓ રજૂ થાય છે!

કોમવાદે આ દેશના બે ટુકડા કર્યા અને રાષ્ટ્રપિતાની હત્યા પણ કરી! હવે જે પ્રાંતવાદનો દુશ્મન ઊભો થયો છે, તેને ઊગતાં જ ડામી ન દઈએ તો આપણા દેશનો સર્વનાશ થાય. રાષ્ટ્રના માન્ય નેતાઓ આ વિષે ખૂબ ચિંતાતુર હતા. લોકસભાના પ્રમુખ રાજેન્દ્રબાબુએ થોડા સમય પહેલાં આ અંગે ભલામણ કરવા માટે 'ધારપંચ'ની નિમણૂક કરી, તટસ્થ ન્યાયબુદ્ધિ ધરાવતા સજ્જનોએ દેશનાં મુખ્યમુખ્ય મથકોનો પ્રવાસ કર્યો, બધા પક્ષોનાં નિવેદનો લીધાં અને અંતે અભિપ્રાય આપ્યો કે ભાષાવાર પ્રાંત રચવાનું યોગ્ય નથી! આ ચુકાદો દેશના મોટા ભાગના લોકોએ વધાવ્યો, પણ જેઓ ભાષાવાર પ્રાંતના હિમાયતીઓ હતા તેઓ રોષે ભરાયા અને લાજશરમ છોડી અવાજે એમણે 'ધારપંચ'ની ભલામણોનો વિરોધ કર્યો. પરિસ્થિતિ સુધરવાને બદલે બગડી ગઈ.

કોંગ્રેસના વિરોધીઓ આ વાતાવરણનો પૂરો લાભ ઉઠાવતા હતા અને ખુદ કોંગ્રેસમાં પણ આ સવાલ અંગે વિખવાદ વધતો જતો હતો. આ સ્થિતિમાં ભાષાવાર પ્રાંત

અંગે છેવટનો નિર્ણય થઈ જ જવો જોઈએ એમ દરેક કૉંગ્રેસીને લાગવા માંડ્યું. કૉંગ્રેસ-નેતાઓએ પણ જોઈ લીધું કે આ સવાલને લટકતો રહેવા દેવામાં જોખમ છે. જ્યાંસુધી એક અથવા બીજી બાજુનો નિર્ણય નહિ આવે ત્યાંસુધી કૉંગ્રેસીઓનું મન બીજાં કાર્યોમાં પરોવાશે નહીં. આ વિચારણા જયપુરના કૉંગ્રેસ–અધિવેશનમાં રજૂ થઈ અને સર્વાનુમતે રાષ્ટ્રના સૌથી મોટા ત્રણ નેતાઓની સમિતિ રચવામાં આવી. પંડિત જવાહરલાલ, સરદાર વલ્લભભાઈ અને કૉંગ્રેસ-પ્રમુખ ડૉ. પટ્ટાભી સીતારામૈયાની સમિતિએ ત્રણ મહિનાના પરિશ્રમને અંતે એક અહેવાલ તૈયાર કરી કૉંગ્રેસની વર્કિંગ કારોબારી સમક્ષ રજૂ કર્યો અને તે મંજૂર થયો.

આ અહેવાલના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છે:

1. દેશની એકતા, શાંતિ, સલામતી, વહીવટી કાર્યક્ષમતા, આર્થિક સ્થિતિ અને વિકાસની યોજનાઓ લક્ષમાં લેતાં એમ લાગે છે કે ભાષાવાર પ્રાંતરચનાનું અને પ્રાંતોની સરહદોમાં ફેરફાર કરવાનું હાલ થોડાં વર્ષ માટે મોકૂફ રાખવું જોઈએ.
૨. અમુક ભાષાભાષીઓ આ બાબતમાં ઉગ્ર લાગણી ધરાવતા હોય અને પ્રાંતની પુનર્ઘટના માગતા જ હોય, તો લોકશાહીના સિદ્ધાંતને આપણે વરેલા છીએ માટે તે અંગે તપાસ કરી યોગ્ય પગલાં લેવાં જોઈએ.
૩. પણ આ બાબતમાં સમિતિ બે શરતો મૂકે છે: (અ) સીમા નક્કી કરવામાં સંબંધ ધરાવતા પડોશી પ્રાંત કે ભાષાભાષીની સંમતિ આવશ્યક છે. (બ) દેશની શાંતિ અને સલામતી ન જ જોખમાવાં જોઈએ.
૪. જે ભાષાભાષીઓ જુદો પ્રાંત માગતા હશે તેમણે સો ટકા સંમત હોય તેવા પ્રદેશોનો જ પ્રાંત રચી સંતોષ માનવો પડશે.
૫. આ દૃષ્ટિએ આંધ્રનો દાવો સૌથી વિરોધ વગરનો છે અને આંધ્રનો પ્રજામત અલગ પ્રાંત માગશે તો તેની વિચારણા સૌથી પહેલી થશે; પણ આંધ્રે મદ્રાસ શહેર પરનો દાવો ઉઠાવી લેવો પડશે; અને સરહદના વિસ્તારમાં જ્યાં મતભેદ હશે ત્યાં તે પ્રદેશ પણ છોડવો પડશે. સંપૂર્ણ સંમતિવાળા પ્રદેશોનો જ પ્રાંત રચાશે. પાછળથી તકરારી પ્રદેશ વિષે વિચારી શકાશે.
૬. મરાઠી ભાષાભાષીઓનો જુદો પ્રાંત રચવાની વિચારણા થશે તો નીચેના મુદ્દા લક્ષમાં રાખવાના રહેશે:
   - અ. મુંબઈ શહેર અને પરાંનો વિસ્તાર સ્વતંત્ર એકમ તરીકે રહેશે. આ વિભાગ કોઈ ભાષાભાષી પ્રાંત સાથે જોડાશે નહીં. સમિતિ બૃહદ્ મુંબઈની યોજના તત્કાળ અમલમાં મૂકવાની પણ ભલામણ કરે છે. બૃહદ્ મુંબઈના જુદા એકમ વિષે સમિતિએ અત્યંત ભારપૂર્વક અભિપ્રાય ઉચ્ચાર્યો છે. મુંબઈના એકમની રચના અને કર્ણાટકના વિભાગમાં કયો પ્રદેશ જાય તેની વ્યવસ્થા થઈ ગયા પછી જ મહારાષ્ટ્રનો જુદો પ્રાંત બની શકે.
   - ક. નાગપુર અને વરાડ મહારાષ્ટ્રમાં જોડાવું કે નહિ તે અંગે સ્વતંત્ર રીતે નિર્ણય કરે.
૭. કર્ણાટક અને કેરળ પ્રાંત ભાષાની દૃષ્ટિએ રચવા હોય, તો એ જ ભાષાભાષી રિયાસતો વિષે નિર્ણય કરી લીધા વિના ચાલે નહિ; કારણ કે આ બંને વિભાગોમાં રિયાસતી પ્રદેશ ઘણો મોટો છે. બીજે સ્થળે પ્રાંતોમાં રિયાસતો ભળે છે, અહીં રિયાસતોમાં પ્રાંતનો પ્રદેશ ભેળવવો પડે એવું છે। આ સ્થિતિમાં રિયાસતોના એકીકરણ અને વિકાસની યોજના સંપૂર્ણ ન થાય ત્યાંસુધી અલગ પ્રાંત માટે થોભવું જોઈએ. મોટી રિયાસતો છે: મ્હેસૂર, ત્રાવણકોર અને કોચીન.
૮. દેશના ઉત્તર વિભાગના પ્રાંતોની પુનર્ઘટના વિષે અત્યારે હરી જ વિચારણા ન થવી જોઈએ.

આ અહેવાલ કૉંગ્રેસ કારોબારીએ મંજૂર રાખ્યો છે, છતાં ભાષાવાર પ્રાંતના હિમાયતીઓને એથી સંતોષ નથી થયો. કેટલાકનું,

એમ માનવું છે કે 'નેતાઓની' સમિતિએ ચોક્કસ રૂપરેખા દોરી આપવી જોઈતી હતી; અથવા તો મોકૂફીને જ વળગી રહેવું જોઈતું હતું. દેશની જે પરિસ્થિતિ છે તે જોતાં અમને એમ લાગે છે કે નેતાઓની સમિતિએ કોઈ પણ એક છેડાનો નિર્ણય લીધો હોત તો તે વાજબી ન ગણાત અને તેનો ઉગ્ર વિરોધ પણ થાત. આ ભલામણોમાં જુદો પ્રાંત રચવો હોય તો કેમ રચવો તે અંગે ચોક્કસ નિયમો સૂચવાયા છે તે યોગ્ય થયું છે, એમ અમારું માનવું છે.

## કોંગ્રેસની શક્તિ–અશક્તિ

હિંદના જુદાજુદા પ્રદેશોમાં ધારાસભાઓની પેટાચૂંટણી કે સુધરાઈઓની સામાન્ય ચૂંટણી આવે છે, ત્યારે શરૂઆતમાં એમ લાગે છે કે કોંગ્રેસને સામાન્ય બહુમતિ જ મળશે. પરંતુ જ્યારે પરિણામો બહાર પડે છે, ત્યારે સૌ જુએ છે કે કોંગ્રેસ ૯૦થી ૧૦૦ ટકાની વચ્ચે બેઠકો જીતી લે છે. આપણે સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યા છીએ એટલે આપણા ચિત્તમાં શાંતિ નથી, સંતોષ નથી. આપણી દરેક મુસીબત માટે સરકારને જવાબદાર ગણવાનું આપણું માનસ થઈ ગયું છે. જ્યાં ને ત્યાં સરકારની ટીકાઓ સાંભળવા મળે છે. આ ઉપરથી એમ લાગે છે કે વિરોધી પક્ષો સામે કોંગ્રેસ ટકી શકશે નહીં, પણ જ્યારે ચૂંટણી થાય છે ત્યારે લોકમાનસ જુદી જ રીતે કામ કરે છે. એ વખતે લોકો સામે બે કે ત્રણ પક્ષો ઊભા હોય છે. લોકો એમની તુલના કરે છે અને એમને ખાતરી થાય છે કે આ બે કે ત્રણ પક્ષમાં તો કોંગ્રેસ જ વિશેષ શક્તિશાળી ને પ્રામાણિક છે.

આ ઉપરથી એમ જરૂર કહી શકાય કે કોંગ્રેસ જો કોઈ દિવસ તૂટી પડવાની હશે, તો કોઈ વિરોધી પક્ષના આંદોલનને પરિણામે તો નહીં જ તૂટે. એ તૂટશે તો પોતાની અંદરના વિખવાદને કારણે જ તૂટશે. બંગાળ, મદ્રાસ અને પંજાબમાં પ્રધાનમંડળો બદલાયાં ને બીજાં અનેક સ્થળે કોંગ્રેસની અંદર જૂથો જોવા મળે છે; એ કોંગ્રેસ માટે સૌથી મોટો ભય છે એમ સમજી લેવું જોઈએ. કોંગ્રેસીઓ અંદરની એકતા નહીં સાધી શકે તો એની શક્તિ અંદરના ઝઘડાઓમાં ખરચાઈ જશે ને કોંગ્રેસ નિર્બળ બનશે.

## કાશ્મીરનો કોયડો

કાશ્મીરનો સવાલ હજી ઊકલ્યો નથી. પાકિસ્તાન આ બાબતમાં પ્રામાણિક હશે કે કેમ એ વિષે શંકા ઊપજે છે. પાકિસ્તાને પ્રથમથી જ લશ્કરી બળને મહત્ત્વ આપ્યું છે. હિંદ અને કાશ્મીર રાજ્યની શાંતિની વાત પાકિસ્તાને માની નહોતી. રણમોરચે પાકિસ્તાનને વિજય ન મળ્યો એટલું જ નહીં, પણ છેક શ્રીનગરના પાદરમાંથી પાછા હઠવું પડ્યું ને તે પછી મહિનાઓ સુધી માથું પટકવા છતાં આગેકૂચ ન જ થઈ, ત્યારે ત્યારે પાકિસ્તાને યુદ્ધબંધી સ્વીકારી. અંતે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના કાશ્મીરપંચના તા. ૧૩ મી ઑગસ્ટના ઠરાવ અનુસાર બંને દેશોએ હથિયારો મ્યાન કર્યાં છે. પરંતુ તે પછી આજ સુધીમાં સેંકડો કિસ્સાઓમાં પાકિસ્તાને યુદ્ધબંધીના કરારોનો ભંગ કર્યો છે. છેલ્લા મહિનાઓમાં તો પાકિસ્તાની દળોએ રીતસર અમુક મથકોએ આગેકૂચ કરી છે અને યુદ્ધબંધીના ઠરાવ અનુસાર હિંદે છોડી દીધેલાં મથકો કબજે કર્યાં છે. હિંદ આ પરિસ્થિતિમાં ચૂપ કેમ રહી શકે? એણે ઘટતાં પગલાં લીધાં છે ને સંયુક્ત રાષ્ટ્રસંસ્થા તથા પાકિસ્તાન સરકાર સમક્ષ વિરોધ નોંધાવ્યો છે. કાશ્મીરની રાષ્ટ્રીય

પુરેવરે તો ચોખ્ખેચોખ્ખું કહ્યું છે કે પાકિસ્તાનને પ્રજામતના પરિણામની બાબતમાં ડર છે; એટલે એને શાંતિ જોઈતી નથી. પાકિસ્તાને કરેલાં આક્રમણો જાણીજોઈને અને યોજનાપૂર્વક કરવામાં આવ્યાં છે. આ બધું બતાવે છે કે પાકિસ્તાનની દાનત ચોખ્ખી નથી.

હિંદ અને પાકિસ્તાન વચ્ચે બીજું એક મોટું ઘર્ષણ ચાલે છે. આઝાદ કાશ્મીર સેના એ પાકિસ્તાનનું રમકડું છે. કાશ્મીરપંચના ઠરાવ પ્રમાણે એ સેનાને નિઃશસ્ત્ર બનાવી વિખેરી નાખવાની છે અને કાશ્મીરનો જે પ્રદેશ પાકિસ્તાનના કબજામાં છે તે પ્રદેશમાં 'સ્થાનિક સત્તાવાળાઓ 'ને વહીવટ સોંપવાનો છે. પાકિસ્તાન સરકાર એમ કહે છે કે સ્થાનિક સત્તાવાળા એટલે જ આ આઝાદ કાશ્મીર દળ ! હિંદ સરકારે તો આ બાબતમાં કાશ્મીરપંચ પાસે પહેલેથી ચોખવટ કરી લીધી હતી, છતાં આઝાદ કહેવાતાં એ ધાડપાડુઓનાં દળોને વિખેરવામાં આવ્યાં નથી. આ દળો જ્યાંસુધી સલામત હોય ત્યાંસુધી પાકિસ્તાની કાશ્મીર પ્રદેશમાંથી હિજરત કરી ગયેલા લાખો માણસો પાછા ફરે નહીં અને ત્યાં રહેનારાઓ પણ મુક્ત મત આપી શકે નહીં.

છેલ્લા સમાચાર પ્રમાણે કાશ્મીરપંચે હિંદ અને પાકિસ્તાન સમક્ષ કેટલીક દરખાસ્તો રજૂ કરી માર્ગ શોધવા પ્રયત્ન કર્યો છે. આ દરખાસ્તો શી છે તે જાણવા નથી મળ્યું, પણ એમાં પાકિસ્તાનને ભૂલો સુધારી લેવા દબાણ ન કરવામાં આવ્યું હોય અને આઝાદ કહેવાતાં દળોના વિસર્જનનો આદેશ ન અપાયો હોય, તો કાશ્મીરનું કોકડું ગૂંચવાયેલું જ રહે. કાશ્મીરનો કોયડો સંયુક્ત રાષ્ટ્રો માટે હવે કસોટીરૂપ બન્યો છે. અહીં જો તેઓ નિષ્ફળ જશે તો બધા દેશો ઉપર તેની માઠી અસર પડશે. સંયુક્ત રાષ્ટ્રસંસ્થાએ કાશ્મીર સિવાય કોઈ પ્રશ્નમાં આટલી સફળતા મેળવી નથી. આ સફળતા જો નિષ્ફળતામાં પરિણમે તો સર્વત્ર નિરાશા જ છવાય.

## રાજસ્થાની સંઘ

ગયા મહિનામાં બૃહદ રાજસ્થાન સંઘની વિધિપુરઃસર રચના થઈ ગઈ. સરદારશ્રીની યશકલગીમાં એકનો ઉમેરો થયો. જયપુર, જોધપુર, બિકાનેર, ઉદેપુર, જેસલમીર તથા કોટા, જ્યાં મોટાં અને બીજાં નાનાં રાજ્યોનો સંઘ રચાતાં વસ્તી અને વિસ્તારની દૃષ્ટિએ આ સંઘ મોટા પ્રાંત જેવડો બની ગયો. સંઘની રાજધાની વિષે છેવટનો નિર્ણય નથી થયો, પણ એ માન જયપુરને જ મળશે એમ લાગે છે. મહારાજપ્રમુખનું પદ ઉદેપુરના મહારાણાને પ્રાપ્ત થયું અને રાજપ્રમુખ બન્યા જયપુરના રાજવી. શ્રી હીરાલાલ શાસ્ત્રી આ મોટા એકમના વડાપ્રધાન બન્યા છે અને એમણે પોતાનું પ્રધાનમંડળ પણ રચી લીધું છે.

મહારાજસ્થાન સંઘ એ બધી દૃષ્ટિએ પ્રગતિસૂચક પગલું છે. રિયાસતી એકમોના રાજવીઓના કરારનામામાં આ સંઘથી એક મહત્ત્વનો ફેરફાર થયો છે. આ ફેરફાર પ્રમાણે સુવહીવટ અને સલામતી માટે મધ્યસ્થ તંત્ર રિયાસતી સંઘોના કાર્ય ઉપર દેખરેખ અને આવશ્યક કબજો રાખી શકશે. લગભગ પ્રાંતના દરજ્જા ઉપર જ રાજસ્થાનોને હવે મૂકી દેવાના છે તેનું આ મંગળાચરણ છે.

આપણા ગુજરાતનું સૌથી મોટું અને પ્રગતિશીલ રાજ્ય વડોદરા મેની પહેલી તારીખે રીતસર મુંબઈ પ્રાંતમાં જોડાઈ જવાનું છે. વડોદરાના પ્રજાજનોના એક અતિ નાના વર્ગે જોડાણનો વિરોધ કર્યો છે, પણ તેની કશી અસર થવાની નથી. વડોદરાના કુશળ અને

શક્તિશાળી વડાપ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ આ જોડાણ સિદ્ધ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. આટલા સમય સુધી સુંદર વહીવટ ચલાવી વડોદરાની સરિતાને એમણે મુંબઈના સાગરમાં મિલાવી છે. વડોદરાના જોડાણની સાથે જ સૌરાષ્ટ્રના જોડાણની વાત શરૂ થઈ છે. સૌરાષ્ટ્રમાં આ અંગે ચર્ચાઓ શરૂ થઈ ગઈ છે. વાતાવરણ ઉપરથી એમ લાગે છે કે બહુ થોડા સમયમાં સૌરાષ્ટ્રનું જોડાણ પણ જાહેર થયું જોઈએ.

દરેક રાષ્ટ્રપ્રેમીને શરમ ઊપજે એવો બનાવ ગયા માસમાં વિંધ્ય પ્રદેશમાં બની ગયો. વિંધ્ય પ્રદેશમાં રેવાં સૌથી મોટું રાજ્ય. આખો પ્રદેશ ઘણો પછાત. લોકશાહી તંત્રનો સુદ્ધાં અનુભવ નહીં. અહીં જે પ્રધાનમંડળ રચાયું તે લોકોનો વિશ્વાસ તો જીતી શક્યું નહીં પરંતુ અંદરઅંદર પણ કુસંપનું ઝેર ફેલાતું ગયું. છેલ્લેછેલ્લે પક્ષપાત, ગેરવહીવટ અને લાંચરુશ્વતના આરોપો આવ્યા. એક પ્રધાનની તો એ આરોપસર ધરપકડ પણ થઈ! પ્રજાતંત્ર માટે કલંકરૂપ ગણાય એવું ત્યાં બની ગયું. સદ્ભાગ્યે હિંદી રિયાસતી ખાતાએ તત્કાળ પરિસ્થિતિનો દોર સંભાળી લીધો ને જેવો રોગ હતો તેવો જ જલદ ઉપચાર કર્યો. વિંધ્ય પ્રદેશ અત્યારે રિયાસતી ખાતાની નીચે છે.

## આંતરરાષ્ટ્રીય મોરચે

આંતરરાષ્ટ્રીય મોરચે આટલાંટિક કરાર પછી રશિયા અને પશ્ચિમી રાજ્યો વચ્ચેનું અંતર વધ્યું છે. અવિશ્વાસની માત્રા દિવસે-દિવસે વધતી જાય છે. જર્મનીમાં બન્ને પક્ષની શેતરંજ ગોઠવાતી હોય એમ લાગે છે.

પેલેસ્ટાઈનના ઝઘડાનો અંત આવ્યો નથી. આરબોની તાકાત તૂટતી જાય છે ને એક પછી એક રાજ્ય ઇઝરાઈલ રાજ્ય સાથે યુદ્ધમોકૂફીની વાટાઘાટો કરતું જાય છે. વાસ્તવમાં ઇઝરાઈલના અસ્તિત્વનો સ્વીકાર થઈ ગયો છે.

ઇન્ડોનેશિયા અને ડચ વચ્ચે સમાધાનની ભૂમિકા રચાતી હોય એવો આભાસ ઊપજે છે, પણ એ આભાસ જ હશે એમ લાગે છે; કારણકે ખૂબ મીઠાં વચનો છતાં ઇન્ડોનેશિયાના પ્રજાસત્તાકની રાજધાની જોગ્જાકાર્તા હજી એમને સોંપાતી નથી. સલામતી સમિતિનું વલણ આ અંગે ઘણું નિરાશાજનક છે.

બ્રહ્મદેશમાં બ્રહ્મી સરકાર કંઈક જોરમાં દેખાય છે. કારેનો સાથે સમાધાનની આશા ઊભી થઈ હતી, પણ તે ફળી નથી. બ્રહ્મી વડાપ્રધાન થાકિન નૂ હિંદ આવી ગયા અને હિંદની મદદની ખાતરી મેળવી ગયા, એ ઘણું આશાસ્પદ ગણાય.

ચીનના યુદ્ધનો હજી અંત આવ્યો નથી. સામ્યવાદીઓની શરતો ઉપર ચીની સરકાર વિચાર કરે છે ને સામ્યવાદી દળો યાંગ્સે નદી ઓળંગે છે. ભરેલી નહીં પણ ફૂટતી બંધૂકે સમાધાનની વાતો ચાલી રહી છે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે મહત્ત્વનો બનાવ લંડનમાં બની રહ્યો છે. બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાંથી આયર્લૅન્ડ ખસી ગયું, ને તા. ૨૮મીની પ્રભાતે એણે, સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાકની ઘોષણા કરી. રાષ્ટ્રસમૂહના બીજા દેશોના વડા પ્રધાનોની પરિષદ તા. ૨૨ મીએ લંડનમાં મળે છે. એ વખતે રાષ્ટ્રસમૂહના ભાવિ સ્વરૂપ અંગે નિર્ણય થવાનો છે. હિંદે એમ જાહેર કર્યું છે કે એ સ્વતંત્ર સાર્વભૌમ પ્રજાસત્તાક બનવા ચાહે છે, તે છતાં રાષ્ટ્રસમૂહના દેશો સાથે ગાઢ સંબંધ રાખવા ઇચ્છે છે. આજે રાષ્ટ્રસમૂહનો દરેક દેશ તાજ દ્વારા સંકળાયેલો છે. હિંદ તાજનું વર્ચસ્વ છોડવા માગે છે. આ પરિષદ બહુ મહત્ત્વની બનવાની છે.

તા. ૧૯-૪-૪૯

# અખંડ આનંદ

## સંપાદન

* આ માસિકમાં સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને સંસ્કારી છતાં સાદી ભાષામાં અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન, વૈરાગ્યાદિ જનકલ્યાણકારી લેખો સ્વીકારવામાં આવે છે.

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ પ્રતો અને અંક મોકલવામાં આવે છે.

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યું હોય તો પરત કરવામાં આવે છે. નહિ તો બીજે મહિને તે રદ કરવામાં આવે છે.

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવું જરૂરી છે. પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવું.

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો તેમ જ બદલાનાં પત્રો પણ ત્યાં જ મોકલવાં.


તંત્રી : 'અખંડ આનંદ'
ભુલેશ્વર, મેટ્રોની પાછળ,
બેરેક રોડ, મુંબઈ-૧


## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.

* વાર્ષિક લવાજમ રૂ. ૬-૮ છે. બ્રહ્મદેશ માટે રૂ. ૭) પરદેશ માટે રૂ. ૧૦) છે. તે (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, - ઠે. ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળ, મુંબઈ-૨ એ ઠેકાણે ભરી શકાશે.

* આ માસિક દ્વારા ગ્રાહકોને સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાંચન અપાશે.

* વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદમાં કાર્યાલય સાથે કરવો.

* લવાજમ મનીઓર્ડરથી મોકલતાં મનીઓર્ડરની કુપન પર પુરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.

* મહિના બે મહિના માટે સરનામું બદલાવવું હોય, તો પોતાના પોસ્ટ-માસ્તરને લખવું. સરનામું વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતાં, બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાશે નહિ.

* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

* ૧લી નવેમ્બર ૧૯૪૮થી બીજું વર્ષ શરૂ થઈ ગયું છે. હાલ જૂન માસથી નવા ગ્રાહક નોંધાય છે.

* માસિક સાથે પુસ્તકો વી. પી.થી મોકલાતાં નથી.

* નમૂનાના અંક માટે રૂ. ૧) મોકલી આપવો.


સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર, પો. બો. નં. ૫૦, અમદાવાદ

# : અનુક્રમ :




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી: સોપાન
મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

વર્ષ ૨, અંક ૮ ] તંત્રી : સોપાન [ જૂન ૧૯૪૯

# આપણે કરજદાર છીએ

આપણા શિરે ભૂતકાળનું કરજ બહુ મોટું છે, પરંતુ વર્તમાન જગતનું કરજ પણ ઓછું નથી. આપણે ગમે તેવા ધનવાન અને શક્તિવાન હોઈએ છતાં જો વિચાર કરીએ તો એટલું તો જાણી શકીએ કે આપણું જીવન અનેક માણસોના સહકાર અને શ્રમ ઉપર અવલંબેલું છે. કુટુંબનો જ વિચાર કરો. માતાપિતાના પ્રેમભર્યા પરિશ્રમ વિના આપણો ઉછેર થઈ શક્યો હોત ! માતાપિતાએ આપણું લાલનપાલન મોહવશ થઈને કર્યું હોય કે તેઓ દૂરના કોઈ સ્વાર્થભાવને વશ થયાં હોય, છતાં એમણે આપણને ઉછેર્યાં છે ને આપણે માથે એમનું કરજ ઊભેલું જ છે.

આપણને જે રક્ષણ મળે છે, એટલે ચોર, લૂંટારા ને ખૂનીઓના આપણે શિકાર નથી બની જતા, તે પણ સમાજે સ્થાપેલા રાજ્યને અને પ્રચલિત લોકનીતિને આભારી છે. આપણે શિક્ષણ મેળવી શક્યા, ને નિરોગી જીવન જીવી શક્યા તે પણ સમાજનો જ પ્રતાપ છે. સમાજની વ્યવસ્થાને કારણે જ આપણું જીવન ટકી શક્યું છે ને વિકસી રહ્યું છે. આપણી આસપાસની દુનિયા આવતી કાલે અલોપ થઈ જાય તો આપણા માટે જીવન અશક્ય બની જાય એમાં કોઈને શંકા છે? એ દુનિયા કાયમ રહે છતાં ખેડૂત અન્ન આપવાની ના પાડે, વણકર કપડું વણવાની ના પાડે, પોલીસ રક્ષણ આપવાનો ઇન્કાર કરે, શિક્ષક નિશાળમાં હડતાળ પાડે, અંગત કામ કરતા માણસો વિદાય લઈ લે, દાક્તરો, વૈદો, વકીલો, લેખકો, કવિઓ સૌ પોતાનું કામ છોડી દે, તો આપણે જીવી શકીએ ખરા ?

સર્વોદય મારો કે તમારો નથી, આપણા સૌનો છે. પ્રત્યેક મનુષ્ય બીજાના સહકાર અને કામ ઉપર જીવે છે અને તેથી સમાજનું તંત્ર ચાલે છે. મનુષ્યને સામાજિક પ્રાણી કહેવામાં આવે છે તેનો આ જ અર્થ છે. મનુષ્ય જંગલી અવસ્થામાં હશે ત્યારે રાની પશુની પેઠે રહેતો હશે. તેમાંથી આજના સમાજની કેમ રચના થઈ તેનો જો ખ્યાલ કરીએ તો તરત ખાતરી થાય કે પરસ્પરના સહકાર અને શ્રમ વિના આ રચના અશક્ય બની હોત. સમાજનું તંત્ર વ્યવસ્થિત રીતે ચાલે તો જ આપણું અંગત જીવન પણ વ્યવસ્થિત અને સુખી બને. આપણે સમાજ પાસેથી લઈએ વધારે અને આપીએ ઓછું તો સમાજને દેવાળું કાઢવું પડે ને અંતે એ તૂટી પડે.

શ્રી

# કાવ્ય ત્રિવેણી

ગુજરાતના પાટનગર અમદાવાદમાં થોડા દિવસ પહેલાં રેડિયો મથકનું ઉદ્‌ઘાટન થયું. આ પ્રસંગે કેટલાક પ્રતિનિધિ કવિઓનું એક કવિસંમેલન અધ્યાપક રામનારાયણ વિ. પાઠકને પ્રમુખપદે યોજાયું હતું. બધા ય કવિઓને પૂ. બાપુ ઉપર કાવ્યો રચવાનું જણાવવામાં આવ્યું હતું. ગુજરાતની પ્રથમ પંક્તિના ત્રણ કવિઓનાં કાવ્યો 'અખંડ આનંદ'ના વાચકો માટે પ્રાપ્ત થયાં છે તે અહીં રજૂ કરીએ છીએ.

## નવયુગનો ઉદય

આ કાવ્યમાં શ્રી. પાઠકસાહેબે આપણી જૂની આખ્યાનશૈલીનો આશ્રય લીધો છે. મહાકાવ્યને અનુકૂળ એવો અનુષ્ટુપ છંદ છે. અંગ્રેજોના સમયમાં ભારતવર્ષની થયેલી પાયમાલી, એ પંકમાંથી યુગપુરુષ મહાત્માજીનો ઉદ્‌ભવ, નવા યુગની સ્થાપના તથા એ યુગનાં લક્ષણો આપણને આમાં જોવા મળે છે. કાવ્યમાં અંતે આવતું સત્ય વિષેનું કવિનું દર્શન આપણામાં નવી ચેતના પ્રગટાવી જાય છે. કાવ્યનું સ્વરૂપ આપણામાં ધર્મભાવના જગાડે છે કે જેથી અવતારવાણી સાંભળતા હોઈએ એવું લાગે છે.

**જનમેજય કહેતા હવા :**

આપે કહ્યું મહાભાગ! કે આ ભારતવર્ષમાં;
પ્રાન્તપ્રાન્ત તણા ભૂપો વિગ્રહે નિત્ય વર્તતા.

અને જનપદો પુરા મહીં અંધાર વ્યાપતાં;
દૂર પશ્ચિમના દેશ થકી નાનકડી પ્રજા,
વેપાર સાહસે પ્રેરી આવી સામ્રાજ્ય સ્થાપશે;
પોતાના હિતમાં પૂરી શાણી, અંતર્વ્યવસ્થિત–

વ્યવસ્થા સ્થાપશે દેશે; ને વળી એમ ભાખિયું;
કે સાહસે સિંહ જેવી નિદ્રામાં સારમેય શી,
ભોગવશે દેશને ભાંગી, પ્રજાને વકરાવીને;
તો, હે સહર્ષિ! પછી શું, આર્યોની પુણ્ય ભૂમિ આ,

હૈમ કિરીટધારિણી, ગંગા ગોદાથી પ્લાવિત;
નિત્યની દાસ થૈ રહેશે! આર્યો શું દાસ થૈ જશે?
પ્રભો સત્વર ઉદ્ધારો; આ શંકાને નિવારીને.

આપનાં મુખનું દેખી સ્મિત, આશા ધરે મન;
પરંતુ સિદ્ધર્ષિ કહો, આ દીનહીન લોકથી,
એવું ઉદ્‌ભવશે કોણ, જે ઊઠીને ઉઠાડશે;
ભેદમાં ઐક્ય આણશે, તમમાં જ્યોત પ્રેરશે!

**શ્રીવૈશંપાયન કહેતા હવા :**

"અપૂર્ણ દર્શને રાજન્! વ્યગ્રતા એમ ના ઘટે,
ઊગવું ઉદ્દરાવું એ સૃષ્ટિસામાન્ય ધર્મ છે;
જગે ન વિઘ્ન એવું કો જેહ ચૈતન્યને રુંધે.
નથી અધમતા એવી જ્યાં ન ઉદ્ધાર સંભવે;
ને ત્યારેય ન્હતો લોકે, લોપ નિઃશેષ ધર્મનો.
ધર્મનું સ્વલ્પ એ ક્યાં ના, મહા ભય નિવારતું!
એહ ભારતમાંથી જ મહાત્મા ગાંધી જન્મશે.

જેથી નહીં કેવળ આર્ય દેશ
કિંતુ બધા દેશ, બધી પ્રજાઓ,
નિહાળશે ધ્યેય નવું સમુજ્જ્વળ
ને માર્ગ એ ધ્યેય ભણી જવાનો.

અને ગાંધી મહાત્માથી નવો યુગ શરૂ થશે.

इति श्रीव्योमपुराणे जनमेजयविषाद नाम
प्रथमोऽध्यायः

**શ્રીજનમેજય કહેતા હવા :**

મહાત્મન્! એહ યુગનાં કહો લક્ષણ શાં હશે!
એ નવું ધ્યેય ને એનાં સાધનો, મુનિ પુંગવ!

**શ્રીવૈશંપાયન કહેતા હવા :**

રાજન્! પ્રજા પ્રજા વચ્ચે ચાલતા વ્યવહારમાં,
પ્રજાસ્મિતા પ્રજાસ્વાર્થ તણું રાક્ષસી રૂપ એ;
પેખશે રાજ્યના તંત્રે, થયેલું સ્થિર નિષ્ઠુર,
ને એ તંત્રની ઘાણીમાં પિલાતાં દીન માનવો,
સ્વયં અનેક અન્યાયો, અપમાનો અમાનુષ,

સહતાં, તપતાં, ઈશ, પ્રાર્થતાં, લોક સેવતાં,
ચિન્તતાં, સાધશે દૃષ્ટિ : મૂળ સર્વ અનિષ્ટનું
દેખશે તંત્રમાં જેહ હિંસા–અસત્ય–નિર્ભર.
સર્વ રોગ તણો રોગ, સર્વ દુઃખ તણું દુઃખ,
સર્વ પાપ તણું પાપ, આ હિંસા ને અસત્ય છે.
વિરોધ તેમનો તેથી અહિંસા સત્યથી ધરે;
હિંસા અસત્યની સામે હિંસા અસત્ય આદર્યે.

માયા રાક્ષસીથી રાજન્! ગુણાઈ પુષ્ટ થાય એ,
હણાયે ના વ્યક્તિનિષ્ઠ અસત્ય વ્યક્તિને હણ્યે.
હૈયું પલટાવતાં પ્રેમે, એ અસત્ય હણાય છે.
અહિંસા સત્યમાં રાજન્! અહિંસા થાય સાધન
સત્ય તેથી પરંશ્રેય, સત્ય એ સ્વયમીશ્વર!
સર્વ કર્મ તણું કર્મ, સર્વ નીતિ તણો નય;
સર્વ ધર્મ તણો ધર્મ, સર્વે શુભ તણું શુભ,
મિથ્યાવાદ વિતંડા ને અશ્રદ્ધા ને વિડંબના,
એ સૌથી સત્યનું રૂપ ઝંખવાતું યુગે યુગે–

અગ્નિ પેઠે લઈ એનું દૃષ્ટાંત વળી કહીં તને:
અગ્નિ એ શબ્દ છે, કિંતુ માત્ર તે શબ્દ એ નહીં;
બુદ્ધિ તારવતી અર્થ, કિંતુ ધ્યર્થ ન માત્ર એ.
અગ્નિ તો છે તમે જેને વેદોમાં પ્રગટાવતા,
ઘૃતાભિષિક્ત હુતભુક્, સદા જાગ્રત્ સદોજ્જ્વલ;
તેમ આ સત્ય એ માત્ર નથી શબ્દ, ન ધ્યર્થ વા,
પરંતુ આત્મવેદીમાં, પ્રગટેલું તપો વડે,
કર્મના હુતથી દીપ્ત, સદા જાગ્રત્ સદોજ્જ્વલ.
આત્મની સર્વ એ શક્તિ–માંથી દીપી દિપાવતું.
સર્વને ગ્રસવા માટે કાળમુખ વિજૃંભિત,
જગતિ બચશે જો આ યુગધર્મ પ્રમાણશે:
વ્યવહારો સત્યપૂત અહિંસાપૂત થાય સૌ,
ને અહિંસા તણે માર્ગે સત્યપ્રેર્યા ધપે જનો.

इति श्रीव्योमपुराणे सत्यमहिमा नाम
द्वितीयोऽध्यायः

રામનારાયણ વિ. પાઠક

☆

# શબમાં સંજીવની પ્રકટી

શ્રી. મનસુખલાલ ઝવેરીએ પોતાના ભાવને વ્યક્ત કરવા ગીતનો ઢાળ પસંદ કર્યો છે. ભારતવર્ષમાં ઈ. સ. ૧૯૧૪માં થયેલા બાપુના આગમન પહેલાની આપણી કંગાળ સ્થિતિ, ને તે પછીથી ચેતન્યથી ખીલેલા પુષ્પનો મઘમઘાટ કવિએ છટાદાર બાનીમાં વ્યક્ત કર્યો છે. કોઈ લોકગીતોના ગાયકના બુલંદ કંઠથી આ ગીત સાંભળીએ, તો કાવ્યનો આત્મા સારી રીતે પિછાની શકાય.

તે દિ' કારમું કૌતુક એક થયું,
થયું તોપણ હૈયું ન માને કહ્યું.
મારો દેશ વિદેશીની એડી તળે કચંડાઈ બન્યો મુડદાલ હતો,
એનું હીર હણાઈ ગયું હતું ને એની યાતનાને નહિ આરો હતો.
નદીઓ મહીં એનાં એ નીર હતાં,
વરસાદ તણી હતી એ જ છટા;
હતું એનું એ સર્વ : પરંતુ ગયા હતા દેવતા ઊઠી બધેથી અરે!
એનાં દીનદૂબળાં કોટિક માનવી ધાન્ય તણા કણ કાજ મરે.
શમતાં એનાં પ્રાક્રમ ભાખરીએ,
અને મોટા મનોરથ ચાકરીએ;

એને માન નો'તું; રહ્યું નો'તું વળી કશું હૈવત દેહ કે દિલ વિશે,
ત્યહિં ક્યાંથી અચાનક આંખ વિશે એની તેજ નવાની પ્રભા વિલસે?

એક જોગી તણાં નયનો જ્યાં અડયાં,
એનાં બાળક માસુમ ખીલી ઊઠ્યાં;

એની જર્ણ જુવાની ઊઠી, જેની છાતીમાં છોળ નવી છલકી જ રહી,
એની થાકેલ આંખ બૂઢાપણની નવાં સ્વપ્ન નિહાળી રહી જ રહી.

એની આંખ ઢળે નવી સૃષ્ટિ ખડી,
એની ડોક ખુમારીથી આભ અડી;

એની નસનસમાં કંઈ ધસમસતાં નવશોણિતની ભરતી શી ચડી!
એનાં જર્જર અંગ મહીં રમણા મચી પ્રાણભર્યા પમરાટ તણી!

એનાં બંધન દૂર સુદૂર સર્યાં,
એને મુક્તિના સોહ્યલા પંથ મળ્યા;

એનું હૈયું ડૂચા સમું કાગળનું હતું તે ખીલી ઊઠયું સરોજ સમું,
એનું ગીત ગયું હતું ડૂકી તે પાછું રૂપેરી રવે રણકી જ રહ્યું!

એની માટી અચાનક મ્હેકી ઊઠી,
શબમાં કશી સંજીવની પ્રકટી!

એને રોમે રોમે નવરંગ કસૂંબલ શૌર્ય તણી કશી છોળ છ્ટી!
એની આખી અહો! દુનિયા ઘડીમાં જ ગુલાબી ગુલાબી ગુલાબી બની!

એનો સૂરજ તેજ નવું વરસે,
એનાં સાયર નીર નવું નરતે;

એના કોકિલ, મોર, બપૈયા નવે રસ કંઠ ફુલાવીને ગ્હેકી રહે.
મારા દેશ પુરાતનને ઉર જોબન તાજું જ તાજું જ મ્હેકી રહે!

જે દિ' નીર સમુંદર કેરાં તરી,
ઘનશ્યામળ દેહડી ગાંધી તણી;

ઊતરી અમ ભોમ પરે: દિન તે યુગ નવ્ય તણો અમ ભાણ ઊગ્યો,
અને માનવજાત બળેલજળેલને શીતલ એક સહારો મળ્યો!

મનઃસુખલાલ ઝવેરી

☆

# અસ્થિવિસર્જન

શ્રી. બાદરાયણે વિવિધ ગેય છંદો સાથે ગીતની કડીઓનું ગૂંથન કરીને, બાપુના અસ્થિવિસર્જન દિને કાવ્ય રચ્યું છે વિશિષ્ટ વસ્તુની પસંદગીને લીધે, ઋજુ કલ્પનાબળે ને ઉદાત્ત ભાવને લીધે આ કાવ્ય આપણા ચિત્તમાં વસી જાય છે. ખરી મીઠાશ તો એના શ્રવણથી જ અનુભવાશે.

ભાઈ રે માછીડા હોડી હળવેથી હાંકજે રે
બાપુનાં ફૂલ મારા થડકે નહિ,
ગંગા ને જમના તમે ધીરેધીરે વ્હેજો રે
બાપુનાં ફૂલ મારા થડકે નહિ.
એવું હતું અંતર ગીત ગુંજતું,
વિદાય જ્યારે અવશેષને અમે
બાપુ તણા, સંગમમાર્ગમાં દીધી.
પ્રયાગ આજે જગતીર્થ-રાજવી
નિમંત્રતો માનવદેવ સર્વને:
'આવો સવે માનવી દેવ આવો
પુણ્યો મોંઘાં ઉરમધુરિમાંથી ભર્યાં
સર્વ લાવો.
આજે મારે વિરલ ક્ષણ આવી,
મહાપર્વ આવ્યું;
આજે સત્કારતો હું મરણ વિજયી
આ માનવી રાજવીને.
મોટા સમ્રાટને મોટાં સામ્રાજ્યો તુચ્છ આજ સૌ,
એક માનવતા મોટી પૂજાતી વિશ્વ સર્વમાં.
મારે હૈયે માનવીના સમૂહો,
વર્ષે વર્ષે કૈં મળ્યા વીખરાયા.
ધર્મે, દાને પુણ્યવંતા બનીને,
ગયા વહી જીવનમાર્ગમાં બધા.
અહીં પુરાણકાળમાં સમર્થ રાજવી મળ્યા,
યુધિષ્ઠિરે સબંધુ ને અહીં જ કૃષ્ણ પેખિયા;
બુદ્ધ ને અશોક આજ ભોમ માંહી વિચર્યા,
મોગલાઈ વૈભવો અહીં જ શોભતા હતા.
ધર્મના ધુરંધરો અનેક સંત ને મુનિ,
વેદધૂન, જ્ઞાનધૂન ગર્જતી સદા અહીં;
આજ એ પવિત્ર ભોમ સંગમે વિરાજતી,
કાળ ખંડમાં અખંડ ધર્મતેજ ધારતી.
પરંતુ ઝાંખી સહુ ભૂતકાળની
એ ભવ્યતા આજ થતી દીસે છે;
અપૂર્વ જ્યોતિર્ધર તે અપૂર્વ આ,
શ્રદ્ધાંજલિ ભારતભોમ અર્પતી.
રાષ્ટ્રના સર્જક સાથે રાષ્ટ્ર કેરી પ્રજા મળી
લઈને બાપુનાં અસ્થિ કુમ્ભમાં નૌકને ઉરે
પળી, સંગમસ્થાને ત્યાં ગીત એ ગુંજતું હતું:
ભાઈ રે માછીડા હોડી હળવેથી હાંકજે રે
બાપુનાં ફૂલ મારા થડકે નહિ,
ગંગા ને જમના તમે ધીરેધીરે વ્હેજો રે
બાપુનાં ફૂલ મારા થડકે નહિ.
ત્રિવેણીસંગમે આવી નાવ ને અસ્થિ બાપુનાં,
પવિત્ર જળમાં પોઢયાં નામશેષ બની ગયાં.
વિરાટનો એ ક્ષર દેહ, તેના
રહ્યાસહ્યા યે અવશેષ જે હતા,
મંત્રોચ્ચારે સૌ ધર્યા તીર્થસ્થાને;
ખાલી હાથે સૌ ફર્યા શૂન્ય હૈયે.
જવાહર તણે ઉરે સભર મૂક ઊઠયો ધ્વનિ,
પ્રતિધ્વનિ ઉરે સમગ્ર જનના પડ્યો તે તણો.
ખાલી હાથે શું હવે જીવવાનું?
ખાલી હૈયે શું સદા જીવવાનું?
અંધારામાં તેજરેખા ધરીને
ભૂલેલાને માર્ગને ચીંધવીને
દોરશે કોણ સન્માર્ગે અહિંસા, સત્ય, પ્રેમના?
એ પ્રશ્નના ઉત્તરમાં વિરાટનો
ગાજ્યો ધ્વનિ, ભારતવર્ષ કેરા
સૌ માનવીના ઉર માંહી ગુંજતો
ને વિશ્વના અંતરમાં પ્રકાશતો:
क्लैब्यं मा स्म गम पार्थ नैतत्त्वय्युपपद्यते ।
सत्यसंस्थापनार्थाय जीवन्नेवास्मि सर्वदा ॥
(નિર્બળો ના થતો પાર્થ, તને એહ ઘટે નહિ
સત્ય સંસ્થાપના માટે જીવતો હું સદૈવ છું.)
જે ક્ષણે માનવી હૈયે અહિંસા, સત્ય, પ્રેમને
ડારશે આસુરી શક્તિ તે ક્ષણે હું વસીશ ત્યાં.
જે ક્ષણે ધર્મને નામે દંભ અન્યાય ફાવશે
તે ક્ષણે માનવી હૈયે મારું તેજ પ્રકાશશે.
પ્રકાશશે માનવતા વિશુદ્ધ ને
ને ધર્મ ધર્માન્તર એક થાશે;
ને પ્રેમ સામ્રાજ્ય જગે વિરાજશે,
નિહાળી સ્વપ્નની સિદ્ધિ હું સદ્રૂપ બનીશ ત્યાં.

बादरायण

# લેખકોને

**પૂ. રવિશંકર મહારાજ**

આપણા મહાન પરિવ્રાજકોનું સ્મરણ કરાવતા સેવામૂર્તિ પૂજ્ય રવિશંકર મહારાજે ગુજરાતનાં ઘણા મોટા ભાગનાં ગામડાંઓનો પ્રવાસ કર્યો છે. એ દ્વારા પ્રજાનાં દુઃખસુખનો એમને જીવંત પરિચય છે. અત્યંત વિશાળ એ અનુભવોમાં ગામડાની સંસ્કૃતિની સુવાસ સંઘરાઈ રહેલી છે. બૃહદ્ ગુજરાત સાથે તદ્દન નવા જોડાયેલા, ને અત્યારના જિલ્લાઓમાં સૌથી મોટા વિસ્તારવાળા બનાસકાંઠા વિભાગને, સરદાર સાહેબની સલાહથી, એમણે પોતાના સેવાસ્થાન તરીકે પસંદ કર્યો છે. પછાતવર્ગ તરીકે ઓળખાતા આ ભૂમિનાં લોકોમાં પણ દાનધર્મની ભાવનાને મૂર્તિરૂપ આપતી પ્રકાશની કેવી અણજાણ જ્યોત જલી રહી છે, તેનું ચિત્ર એમના જ શબ્દોમાં એમની સંમતિથી અહીં રજૂ કરીએ છીએ.

લેખકોને ઉદ્દેશી હું એક વાત કહેવા માગું છું. રાધનપુરમાં જયશિખરી ચાવડાનું પંચાસર ગામ છે. ઘણું જૂનું ને પ્રખ્યાત એ ગામ છે. એ ગામમાં લહેરચંદ કરીને એક વણિક ગૃહસ્થ રહે છે. એ ગામમાં પછાતવર્ગની એક કોળી બાઈ છે. ધૂળી એનું નામ. બાઈનો છોકરો મરી ગયો, ને પછી ધણી મરી ગયો. એને થયું હવે હું શું કરું? પોતાના બળદ હતા તે વેચીને એના ૬૦૦ રૂપિયા લઈ ધૂળી આ લહેરચંદભાઈ પાસે આવી કહે 'મરનારનું ભલું થાય એવું કંઈક કરો!'

શેઠ તો વેપારી હતા. રૂપિયા એક વર્ષ પડ્યા રહ્યા એટલે ૫૦ રૂપિયા વ્યાજના ઉમેરાયા ને રકમ થઈ ૬૫૦ રૂપિયાની.

હવે બાજુમાં જ કોળી લોકોનું એક ગામ. પાણીની ત્યાં ઘણી જ તંગી રહે. લહેરચંદ શેઠે ત્યાં જઈ કહ્યું:

'બોલો ભાઈઓ, હું કૂવો ખોદાવી આપું તો તમે શી મદદ કરો?'

પેલાઓએ કહ્યું 'ભાઈસાબ, અમે રહ્યા ગરીબ માણસ; પૈસા ક્યાંથી લાવીએ? પણ મહેનત ને મજૂરી કરી છૂટીએ.'

નક્કી થયું. ગામનો દરેક માણસ કોદાળી પાવડો ને ટોપલો લઈ મંડી ગયો. અંતે કૂવો ને હવાડો રૂ. ૫૫૦માં તૈયાર થયા. એ બીજું કોઈ હોત તો આટલું જ કામ ઊભું કરવા માટે રૂપિયા દોઢથી બેહજાર ખરચત. ને ઈશ્વરની કૃપા તો જુઓ. સામાન્ય રીતે એ વિભાગમાં પાણી ખારું નીકળે છે પણ આનું પાણી તો મીઠું મધ જેવું નીકળ્યું.

આ ઉપરાંત બાઈ પાસે ૨૫ વીઘાં જમીન હતી, તે એણે કૂતરાઓને રોટલા નાખવા માટે દાનમાં આપી દીધી. થોડા રૂપિયા હતા તેની ૩૩ તોલા ચાંદી લઈ દસ રૂપિયા ઘડામણ આપી રામજી મંદિરમાં રામચંદ્રજીનો એક મુગટ કરાવડાવ્યો. ત્યાર પછી પોતાને પૈસે ગામમાં પરબ મંડાવી. બાઈ તો લાકડાનો ભારો ને ઘાસ વગેરે ઊંચકી લાવે ને એની છોકરી દરરોજ તળાવ ખોદવા જાય. જાતમહેનત કરીને જીવે.'

આ વિસ્તારમાં અનાજ પૂરતું નથી મળી શકતું; એટલે અમે દર અઠવાડિયે ચણા તથા ગોળ આપીએ છીએ. ગોળ મફત આપીએ છીએ. મફત મળતો ગોળ આ બાઈ લેતી નહોતી. એનાથી વધુ પૈસાદાર ને વધુ ઇજ્જતવાળા લોકો એ ગોળ લેતા પણ આ બાઈ કહેતી 'અમારાથી એ ન લેવાય.'

મારી સાથે બબલભાઈ હતા. મેં બબલભાઈને પૂછ્યું: 'આ બાઈને જોવી છે?' શેઠ

કહે, 'હમણાં જ અહીંથી એ ગઈ.' ને પછી ધૂળીબે'નને લેવા માટે રતોરાવ ત્યાં મોકલાવી એ આવી એટલે પૂછ્યું:

'ધૂળીબે'ન, તમને કેટલાંક વર્ષ થયાં હશે.?'

'એંસી, સિત્તેર, પચાસ, સાઠ; કોણ જાણે કેટલાં થયાં સે આપણને-તેની શી રીતે ખબર પડે!' બાઈએ જવાબ આપ્યો.

'તમે તો કૂવો કરાવ્યો...'

'મેં નહીં, આ શેઠે કરાવ્યો...'

'તમે આટલાં વીઘાં જમીને ય આપી દીધી '

'તે એ થઈડાંય નો'તા થયા ને એમણે બઉએ 'નત કરી'તી' મતલબકે આ બધું રળેલું પતિનું તે તે લોકો કઈ રીતે ભોગવી શકે? વળી મેં પૂછ્યું:

'પણ ત્યારે આ જમીન ગામના કૂતરાઓ માટે આપી તેને બદલે તમારી આ છોડીને આપી દીધી હોત તો?'

'છોડી નસીબ નહીં લઈ આવી હોય તે શું થાય? આ જમીનમાં હવે અમારો હક નથી રહ્યો. એમના ગયા પછી એ જમીન તો આખા ગામની થઈ ગઈ કે'વાય.'

'હેં ધૂળીબે'ન, ભલભલા ગોળ લઈ ગયાં પણ તમે ગોળ કેમ ન લીધો?'

'કોઈ ચીજ ધર્માદા આપ્યા પછી ધર્માદા ચીજ ખવાય?' આ નવા તત્ત્વજ્ઞાને મને અંધો કલાક સુધી વિચારતો કરી મૂક્યો. આવું તો હું ય નથી શીખ્યો. મારે માટે આ પદાર્થ પાઠ નવા હતા. થોડીવારે પૂછ્યું:

'ચણા લો છો?'

'હા, ચણા એ આને શેર વેચાય છે તે લઉં છું.'

'તો પછી ગોળ કેમ નથી લેતાં?'

'ગોળના બે આના તમે લો તો ગોળ પણ લઉં.'

તે વખતના એના મુખ ઉપર શ્રમદેવીના ભાવો અંકિત હતા. બાઈએ આમ ઉદ્દાલકે કરેલા યજ્ઞની માફક સર્વસ્વ આપી દીધું હતું. આ બાઈમાં ભક્તિભાવનો ઉદ્‌ભવ થયો છે શરીરશ્રમથી. એની વૃત્તિમાં સાત્વિક દાનની ભાવના છે ને જ્યાંસુધી એ કાયમ છે ત્યાંસુધી હિંદી સંસ્કૃતિ જીવતી છે.

હવે આજને તબક્કે તમારું મોઢું એ લોકો તરફ વળ્યું છે, એ આનંદની વાત છે. તમારી પાસે કલમ છે. આ લોકોના સુખ-દુઃખનાં હળાહળનાં ચિત્રો તમારા હૃદયમાં કોરાઈ ગયેલાં હોય, તો આ ચીએ ખોળીખોળીને સમાજ આગળ મૂકો. તમે એમ કરશો તો અત્યાર સુધી આપણો ભુલાઈ ગયેલો સમાજ ફરીથી બેઠો થઈ શકશે.

આપણને વિદ્વાનોનો અનુભવ છે. કહે છે કે કવિઓ ને ચિતારાઓ ચોર હોય છે. કોઈનાં નાક, કોઈના કાન, કોઈનું મુખ તેઓ પોતાના હૃદયમાં જડી લે છે ને પછી તેને કલમ કે પીંછી વડે કાગળ પર ઉતારે છે. તમારી પાસે આટલી બધી વિપુલ સાધન-સામગ્રી છે. તેનો ઉપયોગ કેમ ન કરો?

મારી પાસે કોઈ દાન લેવા આવે તો હું શું આપું? ૧૯૨૭માં ગુજરાતમાં મોટી રેલ આવેલી. એ રેલમાં આખું એક ગામ તૂટી ગયું. મદદ માટે હું પેટલાદના દાનવીર શેઠ રમણલાલ પાસે ગયો. મેં જવાનું કારણ કહ્યું એટલે એમણે મને કહ્યું:

'લો આ ચારહજાર રૂપિયા ને તમે એનો યોગ્ય ઉપયોગ કરજો.'

મેં કહ્યું: હું મફત તો ન લઉં. તમારા આ રૂપિયાનું હું ખાતું પાડી આપીશ. ને ખેડૂતો આવતી સાલ તમારા એ બધા

રૂપિયા ભરપાઈ કરી દેશે. હું એમનો જામીન થઈશ.'

'પણ' શેઠે પછી હસતાં હસતાં કહ્યું: ધારો કે લોકો પૈસા પાછા ન આપે તો એમના જામીન તમારી પાસે મારે લેવાનું શું હોય? આ ઝોળી?' પરંતુ ખેડૂત લોકોએ આ વચન પાળ્યું. બીજે વર્ષે રૂપિયા ભરપાઈ કરવામાં આવ્યા. આવી પ્રજાના તમે લેખકો હૃદય જીતો.

બીજી એક વાત:

મારા એક મિત્ર છે. મને કહે, 'તમે ગુજરાતમાં બધે દૂરદૂર ફરો છો તે તમારી પાસે બિસ્તરો છે?'

'ના, એમની ગંધાતી ગોદડીઓ પર હું પડી રહું છું.'

'હું આપું તમને બિસ્તરો.'

મેં કહ્યું: 'હું એ તમારો બિસ્તરો લઈને શું કરું? તમારા એ બિસ્તરાને છાજે એવી જગ્યા જોઈએ; એવી ચોખ્ખાઈ જોઈએ, એ મૂકી શકાય એવો સારો ખાટલો જોઈએ. પેલી બાવાની લંગોટી જેવો એનો ઘાટ થઈ જાય. ગંદવાડ કે સુઘડતાનો અભાવ તો કોને ગમે? પણ એમને ત્યાં એ ગંધાતી ગોદડીઓ ઉપર અડધું શરીર મૂકી હું પડી છું, તો એમનાં સુખદુઃખ જાણી શકું, એમનો થઈ ને રહું છું.'

તમે પણ એમના થઈને ન રહી શકો? તમે લેખકો ભાષા સીધી ને સરળ વાપરજો. ઊંચા વિચારો હોવા છતાં તમારા વિચારો તમે સાદી ભાષામાં જ મૂકજો. તમે ભાષા વિશે કે ઉચ્ચ વિચાર વિશે ઘમંડ રાખશો, તો આપણી આ મૂક પ્રજાની કુસેવા કરી કહેવાશે, ને મેં કહ્યું તેમ રાખશો તો મોટી સેવા કરી શકશો.

મેં કહી તે ધૂળી વસે છે એ વિસ્તારમાં ત્રણ ભાગની જમીન પડતર રહે છે. એ પ્રજા બે લાખ મણ કપાસ બીજી પ્રજાને આપે છે, એટલા જ ઘઉં આપે છે; છતાં એમને ખાવા ધાન નથી. એ પ્રજાના હૃદયમાં ડોકિયું કરીને જોઈએ તો લાગે છે, કે આ પ્રજા મૂર્ખ નથી, પરંતુ એમને સાચી વસ્તુની ખબર નથી પડી. જેવી રીતે આપણે વનસ્પતિ ઉપર પગ મૂકી એને છૂંદીને ચાલ્યા જતા હોઈએ પણ એવામાં કોઈ વૈદ મળી જાય ને કહે:

'અરે, તમને ખબર છે તમે ફલાણી સુંદર ચીજને વેડફી રહ્યા છો, એ તો કીમતી દવા છે. એનો અમુક ઉપયોગ થઈ શકે એમ છે.'

અને તે પછી આપણે એ વનસ્પતિનું બરાબર જતન કરીએ છીએ. તેમ તમે આ પ્રજાને વૈદની માફક સાચી દૃષ્ટિ આપો. વૈદનું કામ લેખકોનું છે. સાચી વસ્તુથી આ પ્રજાને જાગૃત કરો. પડેલાંને નવ પ્રેરણા આપે તેવા લેખો લખો. એ પ્રજાનું જે દુઃખ છે, તેની દુનિયાને પિછાન કરાવો. આજે લેખકોએ જનતામાં ઉકળાટ પેદા કરવાનો નથી, પણ સાચી સમજ આપી જે ઉકળાટ છે તેને સમાવવાનો છે ને શક્તિને સન્માર્ગે વાળવાની છે.

★

જ્યોર્જ વૉશિંગ્ટન એક વેળા રસ્તા પરથી પસાર થતો હતો, ત્યારે સામે મળેલા એક હબસીએ પોતાની હેટ ઊંચી કરી એને માન આપ્યું. એના સ્વીકારમાં વૉશિંગ્ટને પણ પોતાની હેટ ઊંચી કરી. રંગદ્વેષના ઓળા ત્યારે ય ચારેકોર ભટકતા હતા, લોકોમાં ઊંડેઊંડે ઊંચનીચના ભેદભાવો વસ્યા હતા. બનાવ નજરે જોનાર મિત્રોએ આ વર્તણૂંકની ટીકા કરી. એના જવાબમાં વૉશિંગ્ટને કહ્યું:

'તમે એમ ધારો છો કે એક ગરીબને અજ્ઞાન હબસીને પણ હું મારા કરતાં સભ્યતામાં ચઢી જવા દઉં?'

×

# પ્રાચીન ભારતવર્ષ

પંડિત સાતવલેકરજી

પંડિત સાતવલેકરજીના નામથી ગુજરાતી વાચકો અજાણ્યા નથી, એમની વિદ્વત્તા અને સંશોધન-શક્તિનો જેમને પરિચય છે તેઓ એમના પ્રત્યે અત્યંત આદરભાવ ધરાવે છે. જે દેશમાં આપણે રહીએ છીએ તેનો પ્રાચીન ઇતિહાસ અને ભૌગોલિક સીમાઓનો પરિચય પ્રેરક અને આનંદજનક છે. આપણાં પુરાણોનાં રૂપકોના વિશેષ અર્થ કરી પંડિતજીએ આ લેખમાં આપણાં રાષ્ટ્રની પ્રાચીન મહત્તાનું અને પુરાણોની કવિતાનું સુંદર રીતે દર્શન કરાવ્યું છે.

આર્યાવર્ત, ભારતદેશ, તથા હિંદુસ્તાન આ ત્રણેય નામો આજે એક જ દેશનાં વાચક છે એવું મનાય છે. સ્થૂળ અર્થથી વિચારતાં આ યોગ્ય પણ છે; પરંતુ વસ્તુતઃ આ શબ્દોના મૂળ અર્થ જોઈએ તો તે એકમેકના પર્યાયી શબ્દો નથી. એનો વાસ્તવિક અર્થ આગળ આપવામાં આવ્યો છે.

### आर्यावर्त

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ २१ ॥
आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥

(मनु. २.)

'હિમાલય તથા વિન્ધ્યપર્વતોની વચ્ચેનો તથા જ્યાં સરસ્વતી લુપ્ત થઈ છે તેના પૂર્વમાં તથા પ્રયાગની પશ્ચિમમાં જે દેશ છે તેને 'મધ્યદેશ' કહે છે. પૂર્વ મહાસાગરથી લઈને તે પશ્ચિમ મહાસાગર સુધી તથા હિમાલય અને વિન્ધ્યપર્વતની વચ્ચેનો જે પ્રદેશ છે તેને જ્ઞાની લોકો 'આર્યાવર્ત' ને નામે ઓળખે છે.'

सरस्वतीदृशद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ १७ ॥
एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥ २० ॥

(मनु. २)

'સરસ્વતી તથા દૃષદ્વતી એ બે દેવનદીઓની વચ્ચેના પ્રદેશને 'બ્રહ્માવર્ત' કહે છે. સમસ્ત જગતના લોકોએ આ દેશમાં જન્મેલા બ્રાહ્મણો પાસે જઈને પોતપોતાના આચાર-ધર્મો શીખવા જોઈએ.'

આર્યાવર્ત દેશ વિન્ધ્ય, હિમાલય, પૂર્વ મહાસાગર તથા પશ્ચિમ મહાસાગર એ સીમાઓથી મર્યાદિત થયેલો દેશ છે. એ જ છે આર્યોનો દેશ. મનુસ્મૃતિના સમયમાં એ પ્રદેશને આર્યાવર્ત કહેવામાં આવતો હતો.

આ પ્રદેશની મધ્યમાં બ્રહ્માવર્ત નામે જે પ્રાંત હતો તે ધર્મસંસ્કારની દૃષ્ટિથી એક ઉત્કૃષ્ટતમ આદર્શ દેશ તરીકે માનવામાં આવતો હતો. સમસ્ત જગતના લોકો અહીં આવે અને આ પ્રદેશના રહેવાસી બ્રાહ્મણો પાસેથી પોતાની આચારપદ્ધતિ શીખે, આ હતો આ પ્રદેશનો મહિમા. આજે જે રીતે ઇંગ્લાંડ જઈ આવેલા (ઇંગ્લંડ રીટર્ન્ડ), અમેરિકા જઈ આવેલા (અમેરિકા રીટર્ન્ડ) વગેરે ઉપાધિઓ સન્માન્ય ગણાય છે, તેવી જ રીતે મનુસ્મૃતિના કાળમાં 'બ્રહ્માવર્તથી આવેલા' એ ઉપાધિ પણ સન્માન્ય ગણાતી હતી. જગતભરમાં આર્યાવર્ત એક આદર્શ દેશ હતો અને એમાંયે બ્રહ્માવર્ત એ તો સવિશેષ આદર્શરૂપ હતો.

આજે જેને 'ઉત્તર હિંદુસ્તાન' કહેવાય છે એ પહેલાના સમયનો 'આર્યાવર્ત' દેશ છે. આ છે આ શબ્દનો મુખ્ય અર્થ. પરંતુ આ આર્યાવર્તના આર્ય લોકો ભારતભરમાં ફેલાઈ ગયા અને એમણે પોતાની સંસ્કૃતિ દ્વારા તથા પોતાના શિષ્ટાચારથી સારા યે દેશને આર્યદેશ

બનાવી દીધો. એક સ્થળેથી બીજે જવાની આ પરિસ્થિતિને અંતે તુરત જ બનેલા સમસ્ત હિંદુસ્તાનને આર્યાવર્ત માનવામાં આવે, તો એમાં આશ્ચર્ય ઉપજાવવા જેવું નથી. આ દેશના સર્વ લોકો 'સનાતન વેદધર્મ'ના અનુયાયી બની ચૂક્યાં અને વર્ણાશ્રમધર્મનું આલંબન લેવા લાગ્યા, પછી આ સારા યે દેશને આર્યાવર્તનું નામ મળ્યું, એ ઉચિત જ થયું.

હવે આપણે ભારત, ભારતવર્ષ તથા ભરતખંડ શબ્દોના અર્થોનો વિચાર કરીએ. પ્રાચીન કાળમાં દુષ્યંતનો પુત્ર ભરત ચક્રવર્તી રાજા થઈ ગયો. એણે સારા યે દેશ પર એકચક્રી રાજ્ય કર્યું. એવું માનવામાં આવે છે કે આ ભરતે જે દેશ પર રાજ્ય કર્યું તે દેશને, રાજાના નામ પરથી ભારત અથવા ભારતવર્ષ એવું નામ મળ્યું. સંભવ છે કે આ વાત સાચી પણ હોય. પરંતુ 'भरताः' એ નામના માનવીઓનાં નામો તો ઋગ્વેદમાં પણ મળે છે. આ ભરતો સાથે વિશ્વામિત્રનો ઘનિષ્ઠ સંબંધ દેખાય છે.

विश्वामित्रस्य रक्षति ब्रह्म इदं भारतं जनम् ।
(ऋ. ३–५३–१२)
यदङ्गत्वा भरताः सन्तरेयुः (ऋ. ३–३३–१२)
अमन्थिष्टां भारता रेवदग्निं । (ऋ. ३–२३–२)
आभारती भारतीभिः सजोषा ।
(ऋ. ३–४–८)

ઋગ્વેદના આ મંત્રોમાં ભારતદેશના લોકો, (भारतं जनं) ભારતીય જનતા (भारता) ભરત દેશવાસી લોકો (भरताः); ભારત દેશમાં રહેનારા (भारताः), ભરત દેશના લોકોની રાષ્ટ્રીય ભાષા (भारती); ભરત રાષ્ટ્ર (भारतं) વગેરે શબ્દ પ્રયોગો છે. અર્થાત્ એમાં 'भरत' તથા 'भारत' એ ભરતદેશવાચક શબ્દો સ્પષ્ટ દેખાઈ આવે છે. દેશ, દેશવાસી, દેશભાષા, તથા તે દેશના લોકોની જાતિ વગેરેના વાચક આ શબ્દ હોવાથી આ વૈદિક શબ્દોના અર્થ પરત્વે કોઈને કોઈ પણ જાતનો સંદેહ થવાનું કારણ નથી. એટલા માટે 'भरत, भारत' આ બંને દેશવાચક શબ્દો દુષ્યંતપુત્ર ભરતના પહેલાંના સમયમાં પણ પ્રચલિત હતા. વૈદિકકાળમાં આ શબ્દો હતા. એ વાત ઉપરના પ્રમાણોથી માનવી પડે છે. પણ એ સમયનો નિશ્ચય કરવાનું કાર્ય અત્યંત કઠિન છે. આપણે કેવળ એટલું જ યાદ રાખીએ કે વેદકાળમાં भरत નામના લોકો હતા, એમનો भारत નામે દેશ હતો, भारती નામની એમની રાષ્ટ્રભાષા હતી, તથા એમનું રાષ્ટ્ર भारत એ નામથી પ્રસિદ્ધ હતું. આ રાષ્ટ્રનો વિસ્તાર ક્યાં સુધી હતો, અને એ રાષ્ટ્ર કયા સમયમાં હતું, એ સિદ્ધ કરવા માટે આજે આપણી પાસે કોઈ પ્રમાણ નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે આ દેશને પ્રાચીનકાળમાં પણ 'ભારત'ના નામથી જ લોકો પિછાનતા હતા.

હવે આપણે એ જોઈશું કે ઇતિહાસકાળમાં ભારત દેશનો વિસ્તાર ક્યાં સુધી હતો.

भारतवर्षे मध्यात्प्रागादिविभाजिता देशाः ॥ १ ॥
अथ दक्षिणेन लंका-कालाजिन सौरिकीर्ण तालिकटाः ॥
कूर्म–विभाग–कल्पना (बृहत्संहिता अ. १४)

ભારતવર્ષની દક્ષિણમાં લંકા છે, અને તાલિકટ વગેરે પ્રાંત છે. બાર્હસ્પત્ય અર્થશાસ્ત્રમાં 'भारतखंड'નામના સૂત્રની પછી આવતું સૂત્ર જુઓ.

सहस्रयोजना वदरिका–सेत्वन्ता ॥ ७९ ॥
द्वारकादि-पुरुषोत्तम सोलग्रामान्ता सप्तशत योजनाः ॥ ८०
तत्रापि रैवतक-विन्ध्य-सह्य–कुमार–मलय–
श्रीपर्वत पारियात्राः सप्तकुलाचलाः ॥ ८१ ॥
गंगा–सरस्वती–कालिन्दी–गोदावरी–कावेरी
ताम्रपर्णी–कृतमालाः कुलनद्यश्च ॥ ८२ ॥
(बार्हस्पत्य अर्थशास्त्र, अ. ३)

'બદ્રીકેદારથી લઈને રામેશ્વર સુધી એક હજાર યોજન લાંબો અને દ્વારકાથી લઈને તે પુરી સુધીનો સાતસો યોજન પહોળો એવો જે દેશ એ 'ભારતવર્ષ' છે. એમાં રૈવત આદિ મુખ્ય સાત પર્વત તથા ગંગા, સરસ્વતી વગેરે સાત મુખ્ય નદીઓ છે. આ વર્ણનમાં ઉત્તરદિશાની ગંગા, દક્ષિણની કાવેરી, દ્વારકાની નિકટવર્તી પર્વત રૈવતક, દક્ષિણનો મલય પર્વત; આ બધાનો ઉલ્લેખ આવી ચૂક્યો છે. પ્રથમ આવતા બદરીકેદારના ઉલ્લેખથી હિમાલય તો આવી જ ચૂક્યો છે. આ વર્ણનથી એ સ્પષ્ટ થાય છે કે હિમાલયથી તે લંકા સુધીનો વિસ્તૃત તથા અખંડ દેશ ભારતદેશ જ છે.

એવી જ રીતે—

उत्तरेण समुद्रस्य हिमाद्रेश्चैव दक्षिणम् ।
वर्षं तद्भारतं नाम भारती यत्र संस्थितिः ॥

આ શ્લોક અનેક પુરાણોમાં મળે છે. હિમાલયથી લઈને તે દક્ષિણ સમુદ્ર સુધીનો દેશ ભારતદેશ છે. ભારતીઓની આ સંસ્થિતિ સમૂહમાંના સાથે નિવાસને લીધે પરિણમતી સ્થિતિ–નિવાસભૂમિ છે.

'ભારત, ભારતદેશ, ભારતવર્ષ તથા ભરતખંડ' આ શબ્દોના ઉપયોગ સમાનાર્થી હોવા છતાં યે 'ભરતખંડ' આ શબ્દમાં 'ખંડ' એ નામ પરથી, આ એક દેશ નહોતો પરંતુ દેશોનો સમૂહ હતો એવી કુકલ્પનાઓ આજ કેટલાક લોકો કરે છે. પરંતુ એ 'ખંડ' શબ્દ કેવળ 'પૃથ્વીનો ભાગ' એટલો જ અર્થ બતાવવાનો દ્યોતક છે; એટલે એવી વિપરીત કલ્પના કરી લેવી ભૂલભરેલું છે.

ઇંદ્રદ્વીપ, ઇંદદીપ, ઇંદીપ, ઇંદ, હિંદ, ઇંદીય, (India) ઇત્યાદિરૂપ 'ઇંદ્રદ્વીપ' શબ્દમાંથી જ સિદ્ધ થાય છે. ઇંદ્રદ્વીપ શબ્દ ભારતને માટે ઘણા જ પ્રાચીન કાળમાં ઉપયોગમાં આવતો હતો. ઈય પ્રત્યય દ્વીપવાચક છે. આજે પણ અનેક દેશોના નામોના અંતમાં એ પ્રત્યય જોડાયેલો રહ્યો છે. ખાલ્દીયા, કોલમ્બિયા, સ્કેન્ડિનેવિયા, ઇત્યાદિ કેટલાય નામોના અંતમાં ઈય, ઇયા પ્રત્યયો છે તથા એ પ્રત્યયો દ્વીપ (દેશ)વાચક છે. એ પ્રત્યય इन्दीय, 'इन्दिया' વગેરે શબ્દોમાં પણ છે. એ અખંડ દ્વીપ વાચક હોવાને લીધે એના વધુ ટુકડા બનવાનો સંભવ નથી, એ એકદમ સ્પષ્ટ છે.

ઉપરના ઇંદ્રદ્વીપ શબ્દમાં આ દેશને ઇંદ્રનો દ્વીપ માનવામાં આવ્યો છે. કોણ છે આ ઇંદ્ર? એ વાત તો સુપ્રસિદ્ધ છે કે ઇંદ્ર ત્રિવિષ્ટપનો સમ્રાટ હતો. એ તો બધા જાણે છે કે ત્રિવિષ્ટપ્ શબ્દ સ્વર્ગવાચક છે. સ્વર્ગ મરણોત્તર અવસ્થાનુ બાધક છે. જીવિત સ્થિતિ અને મરણોત્તર અવસ્થા; એ બંનેનાં નામ ઘણુંખરું સમાન જ હોવાથી એ બંનેની કલ્પનાઓ પરત્વે ઘણી અનવસ્થા ઉત્પન્ન થઈ છે. જો આ અનવસ્થા દૂર કરી જીવિત અવસ્થામાં પ્રત્યક્ષ દેખાતા દેશો તથા સ્થાનોનો જ અર્થ આ શબ્દોનો કરવામાં આવે તો જ પ્રાચીનકાલીન ભૂગોળ પરત્વે આપણને કંઈ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે.

ઉપર લખેલો 'ઇંદ્રદ્વીપ' શબ્દ એ ભારતવર્ષને જ ઉદ્દેશીને લખાયો હોય તો પછી ઇંદ્ર સમ્રાટ પણ ભારતવર્ષનો જ સમ્રાટ હતો એ વાત માનવી પડશે. ઇતિહાસ તથા ભૂગોળનો વિચાર કરતી વખતે પારલૌકિક કલ્પનાઓ છોડવી જોઈએ. વાચક એ વાત યાદ રાખે અને આપણે ભૂગોળનો જ વિચાર કરવા બેઠા છીએ એ ભાનના મનમાં દૃઢ કરી લે. 'ઇંદ્રદ્વીપ' શબ્દથી એ નિશ્ચિત થઈ જાય છે કે ઇંદ્ર ભારતવર્ષ પર અધિકાર ચલાવનાર સમ્રાટ હતો.

બધા હિંદુઓ એ વાત જાણે છે કે કુંતી તથા ઇંદ્રના શરીરસંબંધથી પાંડવવીર

અર્જુનનો જન્મ થયો હતો. આ વાતનું વર્ણન મહાભારતમાં મળે છે. કુંતી તથા અર્જુનાદિ પાંડવો હસ્તિનાપુરમાં (આજના દિલ્હીમાં) રહેતા હતા, એ વાત સુનિશ્ચિત છે. તો પછી ઇતિહાસ ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે અન્ય મનુષ્યોની પેઠે ઇંદ્ર ભારતવર્ષમાં આવવા-જવાવાળો તથા કુંતીને જેને મળવાનું શક્ય હતું એવો એક સમ્રાટ હતો.

કૌરવ-પાંડવોનું યુદ્ધ થતાં પહેલાં, પાંડવ પક્ષને વધુ પ્રભાવવાળો બનાવવા માટે ધર્મરાજએ અર્જુનને સ્વર્ગમાં ઇંદ્રની પાસે, તથા કૈલાસમાં ભૂતનાથ શ્રીશંકર પાસે મોકલ્યો હતો. ત્યારે અર્જુન જીવિતાવસ્થામાં જ સ્વર્ગ તથા કૈલાસ ગયો હતો અને એ જ અવસ્થામાં એ પાછો પણ ફર્યો હતો. અર્થાત્ એ સ્વર્ગ અને એ કૈલાસ મૃતાવસ્થા પછી જ મેળવી શકાય એવું કદી ય બની ન શકે. સ્વર્ગમાં તથા કૈલાસમાં પગે ચાલીને પહોંચવું, ત્યાં રહેવું, ખાવુંપીવું, શિક્ષણ મેળવવું, ત્યાંના અધિકારીઓ સાથે વાતચીત કરીને તથા એમનાં શસ્ત્રાસ્ત્ર પ્રાપ્ત કરીને ભરતખંડમાં લાવી પોતાના શત્રુઓ સાથે લડતી વખતે એનો ઉપયોગ કરવો, આ બધું સહજ રીતે શક્ય હતું. અર્થાત્ આ કૈલાસ તથા સ્વર્ગ, આ પૃથ્વી પર હોવાં જોઈએ. આજે જે પ્રકારે ઇંગ્લાંડ અથવા અમેરિકા જઈને ત્યાં પ્રાપ્ત કરેલી વિદ્યાનો ઉપયોગ આપણે અહીં કરી શકીએ છીએ, તે જ પ્રકારે અર્જુને કર્યું હતું. તાત્પર્ય એ કે કૈલાસ તથા સ્વર્ગ એ બને દેશ આ ભૂલોકના જ કોઈ ભાગ હોવા જોઈએ અને એમ જ હતું. આજે કોઈ પણ માનવી કૈલાસ પર જઈને ત્યાં રહી શકે છે; એની પ્રદક્ષિણા કરવી, તથા એની પાસેના જ માનસ-સરોવરનું જળ પીવું એ આજ પણ બની શકે એવી વાત છે. એ કૈલાસ ઉપર મનુષ્ય ચઢી શકે છે અને જીવતો રહીને પણ 'કૈલાસવાસી' બની શકે છે. 'સ્વર્ગ' નામધારી ત્રિવિષ્ટપ પણ કૈલાસની જ બાજુમાં આજ પણ મોજૂદ છે. ત્યાં પણ પગે ચાલીને અથવા ઘોડા પર જઈ શકાય છે. આ લેખના લેખક જીવિત અવસ્થામાં જ સ્વર્ગવાસ તથા કૈલાસવાસ કરીને પાછા ફર્યા છે.

પાંડવો પગે ચાલીને જ સ્વર્ગ પર ગયા હતા. એમનો માર્ગ પણ મહાભારતમાં લખ્યો છે. એટલે કે ત્રિવિષ્ટપ્ (તિબેટ) તથા કૈલાસ એ દેશો મરણબાદ મળનાર ન હોઈને જીવિત અવસ્થામાં જ પગે ચાલીને તથા ઘોડા પર બેસીને ત્યાં જવું આજે પણ સહજ બની શકે છે; એ વાત હવે સિદ્ધ કરવાની આવશ્યકતા નથી.

આ દેશના કેટલાયે લોકો કૈલાસની યાત્રા કરવા માટે જાય છે. બદ્રીનાથ, બદ્રીકેદાર, ગંગોત્રી, જમ્નોત્રી, ગમે ત્યાંથી ચાલીને આગળ આ માર્ગ એક જ બની જાય છે. અને વૈરાગી લોકોનો આ મુશ્કેલીઓવાળો માર્ગ જો છોડી દઈએ તોપણ કૈલાસ જવાને માટે આલમોડાથી એક સીધો માર્ગ પણ છે. તિબેટમાં જવા માટે તો આ જ એક રાજમાર્ગ બની ચૂક્યો છે. ત્રિવિષ્ટપ્ તથા કૈલાસનાં સ્થાન પૃથ્વી ઉપર છે એ વાત નિશ્ચિત કરવા માટે આટલાં પ્રમાણ પૂરતાં છે. આં જોયા પછી હવે કોઈ પણ માનવી આ સ્થાનોનો સંબંધ પારલૌકિક સ્થાનો સાથે ન બાંધે.

આ સ્વર્ગ અર્થાત્ ત્રિવિષ્ટપમાં દેવ નામના અતિ પ્રગતિસંપન્ન માનવો રહેતા હતા અને એમનો લોકનિયુક્ત રાજા ઇંદ્ર કહેવાતો હતો. આ ઇંદ્રનું ભારતદેશ પર આધિપત્ય હતું. ઇંદ્રદ્વીપનાં જ આજે 'હિંદ' તથા 'ઇન્ડિયા' એ અપભ્રષ્ટરૂપ બન્યાં છે. તાત્પર્ય કે પ્રાચીન કાળમાં ઇંદ્ર, દેવજાતિ, ત્રિવિષ્ટપ્ અને કૈલાસનો ભારતદેશ સાથે ઘનિષ્ઠ સંબંધ હતો. દેવજાતિ

અત્યંત પ્રગતિશીલ, વિદ્યાવિનયસંપન્ન, તથા શસ્ત્રાસ્ત્રનિષ્ણાત હતી; એટલા માટે ભરતખંડના નિવાસી ત્રિવિષ્ટપમાં વિદ્યાધ્યયન કરવા માટે જતા હતા અને ત્યાંથી યશસ્વી બનીને પાછા ફરતા હતા. એવી રીતે અર્જુન પણ કૈલાસ તથા ત્રિવિષ્ટપ્ પ્રાંતોમાં ગયો હતો. એ ત્યાંથી શસ્ત્રાસ્ત્રસંપન્ન થઈને પાછો ફર્યો અને ભારતીય યુદ્ધમાં વિજયી નીવડ્યો.

વૈદિક તથા પૌરાણિક વાઙ્મયમાં જ્યાં જ્યાં પ્રાદેશિક વર્ણન છે ત્યાં ત્યાં 'ત્રિલોક' શબ્દપ્રયોગ મળી આવે છે. 'ભૂમિ+અંતરિક્ષ+સ્વર્ગ=ત્રિલોક, એવો ત્રિલોક શબ્દનો અર્થ સમજાય છે. વૈદિક તથા પૌરાણિક વાઙ્મયમાં એક એવી કલ્પના મળી આવે છે કે આ ત્રણે લોકનું મળીને એક પ્રાદેશિક જીવન હતું. અહીં ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે આ કલ્પના ભારતદેશથી અધિક વિસ્તૃત છે. આ ત્રિલોકમાં સ્વર્ગ અત્યંત પ્રગતિસંપન્ન એટલે કે મુખ્ય હતું, ભારતદેશના લોકો સ્વર્ગવાસીઓના અનુયાયી બનીને રહેતા હતા. પરંતુ તે પછીથી ભારતવાસીઓએ પણ પોતાની ઉન્નતિ સાધી અને એવી સ્થિતિ નિર્માણ કરી કે ભારતવાસીઓની સહાયતા વિના સ્વર્ગના વીરોનું કશું ચાલતું જ નહોતું. દશરથ, વિશ્વામિત્ર વગેરે ભારતીય રાજાઓ દેવવીરોને સહાયતા કરવા માટે જતા હતા અને એમણે દેવોના શત્રુઓનો પરાભવ પણ કર્યો હતો. પહેલી સ્થિતિ અનુયાયીત્વની હતી, ત્યારે બીજી હતી મિત્રભાવની. 'ઇંદ્રદ્વીપ'. શબ્દ પહેલી સ્થિતિવાચક છે, પરંતુ બીજો 'ભારત' શબ્દ બીજી બરાબરીની સ્થિતિનો દ્યોતક છે. પરંતુ આપણે આપણા સાહિત્યનું અધ્યયન કરીને જોઈ શકીએ છીએ કે આ સર્વ સ્થિત્યંતરોમાં પૂર્ણ દેશ એક જ સંસ્કૃતિના સૂત્રમાં ગૂંથાઈ ગયો હતો.

ત્રિવિષ્ટપમાં ઠંડીના દિવસોમાં અતિશય હિમવૃષ્ટિ થયા કરતી હતી અને ત્યાં રહેવું પણ અસંભવિત બની જતું હતું. ત્યારે દેવવીરો છ મહિનાઓ સુધી ભરતખંડમાં આવતા ને અહીં જ રહેતા હતા. એ જ છે દક્ષિણાયન=દક્ષિણની ભૂમિમાં આવીને રહેવું તે.

ઠંડી ઓછી થવાથી આ દેવવીરો પોતાના ત્રિવિષ્ટપમાં જતા રહેતા. આ ઉત્તર દેશના પ્રવાસને જ ઉત્તરાયણ કહેવાય છે. ભારતીયવીરો પણ વૃદ્ધાવસ્થામાં સ્વર્ગમાં જઈને ત્યાં જ રહેતા. પાંડવો પણ આ પ્રકારે સ્વર્ગમાં પગે ચાલીને ગયા હતા. તપ તથા યોગસાધના કરવાવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યો પણ આ રીતે વૃદ્ધાવસ્થામાં હિમાલયમાં જતા હતા. આ સ્થિતિ જોવાથી ધ્યાનમાં આવી જાય છે કે ત્રિવિષ્ટપ્, અંતરીક્ષ તથા ભૂલોક (ભારત); આ ત્રણેય લોકોમાં રાજકીય અધિકાર-દૃષ્ટિથી કોઈ વિશેષ ભિન્નતા હતી નહીં. દેવવીરો વર્ષના ૭ મહિના ભારતમાં રહ્યા કરતા હતા, તથા અહીંના બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્યો વૃદ્ધાવસ્થામાં દેવલોકમાં રહેતા હતા. આ ત્રણેય દેશોની જીવનસ્થિતિ પ્રાયઃ સમાન જ હતી. ન તો આજની માફક વિજેતા-પરાજિતના ભેદો હતા, ન તો અન્ય કોઈ અધિકારભેદ પણ હતા. આ ત્રિલોકના નિવાસીઓ પ્રાદેશિક વ્યવસ્થા તથા પરસ્પરના હિત પ્રત્યે ધ્યાન દઈને જ વર્તાવ કરતા હતી. એમનું ધ્યેય હતું પરસ્પરને સહાયતા કરી પરસ્પરની ઉન્નતિ કરવાનું. ક્વચિત્ ક્વચિત્ અંદરોઅંદર મતભેદ તથા યુદ્ધો પણ ખેલાતાં હતાં. પરંતુ એનાથી સ્થાયી વિરોધ સ્થપાતા નહોતા. એટલે કે ઉપર આપણે જોઈ ગયા છીએ તે રીતે એ ત્રિલોકનું એક જ મહારાષ્ટ્રિય જીવન હતું.

આજની રૂઢ કલ્પનાઓથી આપણે એ

જીવનની એકતાનો પત્તો મેળવી શકીએ તેમ છીએ. ભારતવર્ષનો પ્રત્યેક માનવી બહુધા કૈલાસવાસી, વૈકુંઠવાસી અથવા સ્વર્ગવાસી બનવાની મહત્ત્વાકાંક્ષા ધારણ કરીને બેઠો હોય છે. કદાચ હયાતી દરમિયાન એ ન બની શકે તો પછી મૃત્યુબાદ ત્યાં પહોંચવાની ઇચ્છા એ કરે છે. આ કલ્પના પૂર્વકાલીન રૂઢિઓના અવશેષ રૂપે જ છે.

પહેલાંના સમયમાં વૃદ્ધાવસ્થા આવતાં ભારતવાસી ત્રિવિષ્ટપ્-એટલે કે તિબેટમાં કૈલાસ-માનસ સરોવરની નિકટ, અથવા વૈકુંઠ એટલે કે નેપાળનાં હિમગિરિ શિખરો પર જઈને ત્યાં તપસ્યા કરતાંકરતાં પોતાનું શેષ જીવન વ્યતિત કરતા હતા, તથા યોગ-સાધન દ્વારા ત્યાં જ દેહત્યાગ કર્યા કરતા હતાં. આવી પદ્ધતિને લીધે 'કૈલાસવાસી, વૈકુંઠ-વાસી તથા સ્વર્ગવાસી' હોવું એનો અર્થ મરણ થવું એવો, વખત જતાં રૂઢ થયો. જો કે આજે એ રૂઢિનો નાશ થયો છે. તથાપિ એ શબ્દો આજ પણ એ જ પ્રાચીન ઇતિ-હાસનું સ્મરણ કરાવે છે. આ શબ્દોથી આજ પણ એ દેખાય છે કે હિમાલયના ઉત્તર ભાગમાં જઈ ત્યાં રહેવાનો ભારતવાસીઓનો સંપૂર્ણ અધિકાર હતો. આ શબ્દોથી જાણવા મળતો અતિ પ્રાચીન ઇતિહાસ ધ્યાન દેવા યોગ્ય છે.

ત્રિવિષ્ટપ્ દેવલોક ∧ હિમશિખર

હિમાલય

ગંધર્વલોક, કિન્નરલોક

અંતરિક્ષલોક

આર્યલોક, ભારતદેશ.

આ છે ત્રણે લોકનો ભૂમિપ્રદેશ. આજ સર્વ, અંતરિક્ષ તથા ભારતદેશની સ્થિતિ છે.

ભારતની ઉત્તર દિશામાં પર્વત ચઢી ગયા પછી મનુષ્ય તિબેટમાં પહોંચે છે: અને એ જ માર્ગ દ્વારા ત્યાંનો મનુષ્ય પણ નીચે આવી શકે છે. હિમાલયની પેલે પાર ઊતર-વાનું નથી. ત્યાં તો છે લાંબું મેદાન, જ્યાં પહેલાંના વખતની માફક જ આજે પણ લોકો રહે છે.

ગંગાનદીને 'ત્રિ-પથ-ગા' (ત્રણ માર્ગથી ગમન કરનારી) કહેવાય છે. એ ત્રણે માર્ગો અહીં નીચે દર્શાવવામાં આવ્યા છે. હિમશિખરોનો બરફ પીગળી જઈને હિમા-લયના નીચલા માર્ગોમાં વહીને ભારતવર્ષમાં ગંગારૂપે આવે છે અને પછી સમુદ્રને મળે છે. સિંધુ, ગંગા, યમુના, બ્રહ્મપુત્રા આ સર્વ ઉત્તરની નદીઓ આવી જ રીતે બની છે, એમાં ગંગાને વિશેષ મહત્ત્વ મળ્યું છે.

∧ કૈલાસ ∧ ગંગાનો પ્રથમ માર્ગ

ગંગાનો બીજો માર્ગ

ભાગીરથી < સમુદ્ર.

ગંગાનો ત્રીજો માર્ગ

त्रि-पथ-गा = गंगा.

ભગીરથરાજાએ બનાવેલા માર્ગે ચાલવાને લીધે ગંગાને ભાગીરથી કહે છે.

આ સ્થિતિ જોવાથી સહજમાં જ ધ્યાનમાં આવી જાય છે કે ભાગીરથી દ્વારા એ ત્રણે દેશો એક સૂત્રે બંધાયેલા છે. હિંદુ લોકો જે ગંગાને અતિપવિત્ર માને છે તે ગંગા હિમાલયના શિખરોમાંથી નીકળી નીચાણના ભાગો પરથી નીચે ઊતરે છે અને અંતમાં સમુદ્રમાં જઈને મળે છે. આ આખોયે ભૂમિપ્રદેશ ગંગાની પવિત્રતાથી પુનિત બની ગયો છે. પર્વતનું સ્થાન ગંધર્વ દેશ છે. દેવલોક, ગંધર્વલોક તથા આર્યલોક એ ત્રણે ભાગ એક જ અખંડ ભૂપ્રદેશના ત્રણ ભાગ છે. એનું નામ છે ત્રણલોક, ત્રિલોક. એ એક જ અખંડ ભૂમિભાગ છે.

હિંદુઓમાં ત્રણ દેવોની પૂજા તથા ભક્તિ પૌરાણિક કાળમાં સર્વત્ર રૂઢ હતી તથા આજ પણ છે. શંકર ભગવાનને આપણે ભૂતનાથ અથવા કૈલાસપતિ કહીએ છીએ. ભૂત નામની જાતિના રાજા તથા જેમની રાજધાની કૈલાસ છે એવા શ્રીશંકર ભૂતાન તથા કૈલાસ પ્રાંત પર રાજ્ય કરતા હતા.

શ્રીવિષ્ણુ ભગવાનનું વૈકુંઠ પણ હિમાલયની અંદર નેપાલ રાજ્યમાં એક રમણીય સ્થાન છે. વિષ્ણુ, નારાયણ તથા ઉપેંદ્ર એ ત્રણે એકાર્થ જ નામો છે. ઇંદ્ર તથા ઉપેંદ્ર એ ત્રિલોકના અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષ જ છે. ઉપેંદ્રનારાયણ ભારતવર્ષની શાસન વ્યવસ્થા જોયા કરે છે. એટલા માટે એમને નારાયણ (નર-અયન) 'નરોનું શાસન કરવા માટે જનાર' એમ કહ્યા છે.

શ્રીશંકરની રાજધાની કૈલાસ એ છે ઉત્તરની હદ વિષ્ણુનું સ્થાન હિમાલયમાં છે તથા બ્રહ્મદેશ બ્રહ્માજીનું સ્થાન છે. આ ત્રણે દેવ મળીને માનો એક જ દેવ છે. એ ત્રણે મળીને એક જ ધર્મશાસનની વ્યવસ્થા નિશ્ચિત કરે છે. ત્રણ મુખવાળા દત્તાત્રેય એ જ છે. આ ત્રણે દેવ ભિન્ન નથી, એ દર્શાવવા માટે જ જાણી જોઈને 'અત્રિ (અ+ત્રિ=અત્રિ=જે ત્રણ નથી તે-આત્રેય)' એ શબ્દ બનાવવામાં આવ્યો છે એ ત્રણેનું મળીને એક જ રાજ્યશાસન બને છે. એટલા માટે એક જ રાજ્યના એ ત્રણ શાસન-વિભાગ અથવા એક જ રાજ્યના એ ત્રણ મંત્રી છે.

આ ત્રણ દેવતાઓના ત્રણએ સ્થાનો મળી-કૈલાસ, હિમાલય તથા બ્રહ્મદેશ એટલો પ્રદેશ વ્યાપી લીધો છે. દક્ષિણ દેશના પ્રાંત એમાં સામેલ કરવાની કલ્પનાથી જ જાણે રામેશ્વરને શ્રીશંકરની સ્થાપના કરી, તિબેટથી ઉત્તરની હદથી લઈને તે કન્યાકુમારી-લંકા સુધી તથા પૂર્વમાં બ્રહ્મદેશની પૂર્વ હદ સુધીના પ્રદેશને આ ત્રિદેવ ઉપાસનાની ભાવનાથી ગૂંથવામાં આવ્યો છે. (અપૂર્ણ)

★

સ્વામી દયાનંદ સરસ્વતી એક વખતે ફરુકાબાદમાં હતા. સંતો સાથે જ્ઞાનચર્ચામાં સહુ અત્યંત મશગુલ હતા. ને સ્વામીજીની નજરે પડી એક સ્રી તે મૃત્યુ પામેલા પોતાના સંતાનને હાથમાં ઉપાડ્યાં મલિન વસ્રોમાં વીંટાળીને દફનાવવા માટે જતી હતી. સ્વામીજી બોલ્યા:

'માતા! મૃત્યુદેવનું પે, આટલું અપમાન! હાથની કોર સરીખડા હાથા આ મૃત્યુ પામેલા બાળક માટે તારી પાસેથી કોઈ કિંમતી, શ્વેત ને સારા વસ્રનો ટુકડો પણ ન છૂટ્યો!' બાઈ રડી પડી. એણે કહ્યું: 'સ્વામીજી, એવું વસ્ર હું ક્યાંથી લાઉં? મૃત્યુ સમયે મારા બાળને ઓઢાડવા માટે વસ્ર ખરીદવા પણ મારી પાસે દ્રવ્ય નથી'

હિંદની આ ગરીબી વિશે વિચાર કરતાં સંસારની માયામમતાથી વિરક્ત એવા મહર્ષિ દયાનંદ સરસ્વતીની આંખમાંથી પણ ત્યારે દડદડ અશ્રુ વહી રહ્યાં!

×

માણસ તો આપણે સૌ છીએ પણ આપણામાં માનવતા—માનવીની વિશેષતા છે ખરી? વર્ણધર્મની વાત ઘણા કરે છે પણ સાચી રીતે એને ઓળખીએ છીએ? માનવતા કેળવવા માટે એનો ઊંડો અર્થ સમજવો જોઈશે ને વર્ણધર્મને પણ એ દૃષ્ટિ રાખી નવેસરથી વિચારવો પડશે; પૂ. મુનિશ્રીનું માર્ગદર્શન સ્વીકારી એ દિશામાં પ્રયત્ન કરીએ:

## મુનિશ્રી સંતબાલજી

નવજાતથી આપણે 'વિશ્વવાત્સલ્ય'નું મંગલાચરણ ભલે કરીએ, પરંતુ આપણી દૃષ્ટિમાં તો જગતનાં નાનાં મોટાં પ્રાણીમાત્ર હોવાં જોઈએ. વાત્સલ્ય શબ્દ જે પ્રેમ સૂચવે છે તે પ્રેમમાં વેવલાપણું કે લાગણીવેડા નથી; પરંતુ નક્કર કર્તવ્ય-ભાવના છે. તે પ્રેમ માનવવ્યક્તિઓ, માનવ-સમાજો અને માનવરાષ્ટ્રો સાથે ગાઢ સંબંધ ધરાવે છે, પણ પોતાને નિમિત્તે બીજા કોઈનો ભોગ ન લેવાય તેની પણ કાળજી રાખે છે. આ પરથી સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે કે વાત્સલ્યનું આચરણ કેટલાં તાકાત અને ત્યાગ માગી લે છે.

જો કે વસ્તુ કે વ્યક્તિથી જ આપણે જગતને બાહ્ય દૃષ્ટિથી જોઈ શકીએ છીએ, પરંતુ વિશ્વવાત્સલ્યના સાધકે એ પ્રથમથીજ સમજી લેવું પડે છે કે આપણી બાહ્ય આંખોથી તે તે વસ્તુ કે તે તે વ્યક્તિનાં આકાર અને ખોખાં જ દેખાય છે. વસ્તુનું વ્યક્તિત્વ જોવા માટે તે દૃષ્ટિ કરતાં કોઈ બીજી જ દૃષ્ટિ જોઈએ. એવી દૃષ્ટિ દ્વારા જ્યારે જગતને જોવા લાગીએ છીએ ત્યારે જગત અને જીવન કોઈ નવીન જ બની જાય છે. અને ત્યારે વિશ્વના જીવો અને આપણી વચ્ચે એક એવી એકતા સહેજે આવે છે કે જેથી પ્રાણીમાત્ર પ્રત્યે વાત્સલ્ય અનુભવાય. આ વાત વાણીથી સમજી શકાય છે ખરી, પણ ગળે ઊતરી શકતી નથી. તેને સારુ તો અનુભવ જ જોઈએ.

આ માર્ગે જતાં સૌથી પ્રથમ જેનો સામનો કરવાનો રહે છે તે છે પૂર્વગ્રહોનો. પૂર્વગ્રહો એટલે શરીરધારી જીવના માનસ પર બેઠેલી પકડો. આ પકડો વિવિધરંગી અને બહુરૂપી હોય છે. દાખલા તરીકે જાતિની પકડ, કુલની પકડ, વર્ણની પકડ, પેટા જાતિની પકડ, અમુક જ વિચાર સાચા છે, બીજા નહિ એવી પકડ. એ પૈકી સૌથી મોટી પકડ 'મારો ધર્મ જ સાચો' એ છે.

મારો ધર્મ જ સાચો છે એ વાક્યને બદલે મારો ધર્મ પણ સાચો છે એ વાક્યનો આગ્રહ રખાય તો જગત સ્વર્ગમય બને. મારો ધર્મ જ સાચો છે એમ માનીને વર્તવાથી જગત દોજખરૂપ બને. વિશ્વના ધર્મ ઇતિહાસમાંથી આવા દાખલાઓ આજ પર્યંત અનેક તારવી શકાય છે. પણ ખરી વાત એ છે કે જેમ પ્રોફેસરનો દીકરો હોય તોપણ એણે અભ્યાસની શરૂઆત તો એકડેથી જ કરવાની રહે છે તેમ આપણે ગમે તે ધર્મના, ગમે તે જાતના, ગમે તે પ્રદેશના અને ગમે તેવા વિદ્વાન હોઈએ, તોપણ આપણી જાતને ઓળખવા માટે એકડીઆ જેવા જ છીએ; આ માન્યતા દૃઢ કરવી પડે છે. લોકો આપણા પર ચાહે તેવા ગુણોનું આરોપણ કરતા હોય, તોપણ આપણે ગુણને માર્ગે પગ માંડવાનો છે, એ ભાવના સ્થાપવી પડે છે. પૂર્વગ્રહોનો પરિહાર આવું સૂચવે છે.

આ રીતે વર્તવું એ કાંઈ સાધારણ વાત

નથી. આમ કરવા માટે તો અસાધારણ નૈતિક બળની જરૂર પડે છે. જેમને વિશ્વના ભલા લોકોએ ધિક્કાર્યા છે તેવાઓ આ માર્ગે ઝટ પહેલ કરી શકે છે, પણ ધિક્કારથી ઘેરાયેલા તેમનાં મન માંદલાં હોઈને તેમને પ્રગતિ કરવામાં બહુ વાર લાગે છે. જેઓ ઘણા લોકો દ્વારા પૂજા મળતી હોવાને કારણે જ પોતાની જાતને મહાન માની બેઠા છે, તેવાઓને તો તેમનો મિથ્યા ઘમંડ આ માર્ગે જતાં જ અટકાવે છે. પરંતુ જેઓ અનેક લોકોના પૂજ્ય હોવા છતાં પોતાની જાતને વારંવાર પૂછે છે અને અંતરથી ઉચ્ચારે છે કે

'અધમાધમ અધિકો પતિત
સકલ જગતમાં હું'ય,
એ નિશ્ચય આવ્યા વિના,
સાધન કરશે શું'ય?'

ત્યારે પોતાના મનને એવું ઉઘાડું કરી મૂકે છે કે જેમાં નવીન જ અજવાળાને પૂરતો પ્રવેશ કરવાનો અવસર મળે!

આવો સાધક દુનિયાના દરેક પ્રસંગને નવેસરથી તપાસવા માટે પોતાની બુદ્ધિને સાવધાન કરે છે, સિદ્ધ કરે છે કે હું માનવ હોવા છતાં પોતામાં માનવતા છે કે કેમ? એ પ્રાચીન તથા અર્વાચીન મહાપુરુષોનાં વાક્યો સાથે તપાસે છે અને તે વાક્યોને પોતાના વિચાર, વાણી અને વર્તનમાં લાવવા માટે પોતાની શુદ્ધ બુદ્ધિની એરણ પર પોતાની જાતને કસતા માંડે છે.

વિશ્વવાત્સલ્યનો પાયો માનવતા છે. માણસાઈ કે માનવધર્મ ન હોય ત્યાં લગી, માણસ મનુષ્યનું શરીર ભલે પામ્યો હોય, છતાં પણ તે સાચો મનુષ્ય ન ગણાય. જ્યાં લગી તે સાચો મનુષ્ય ન બને ત્યાં લગી, એ ગમે તેવો પોતાની જાતને ધર્મનિષ્ઠ માનતો હોય, પરંતુ એની એકેએક ધર્મક્રિયા એકડા વિનાના મીંડા જેવી છે. પછી એ કોઈએ તો જનસેવક ગણાતો હોય, અથવા તો મુમુક્ષુ ગણાતો હોય, તપસ્યા કરતો હોય કે તીર્થાટન કરતો હોય, માળા ફેરવતો હોય કે મંદિરમાં વસતો હોય.

આટલા જ માટે એકેએક ધર્મશાસ્ત્રમાં માનવતા વિષેની માગણી પ્રથમ જ મૂકવામાં આવી છે.

જૈન ઉત્તરાધ્યયન સૂત્રના ત્રીજા અધ્યાયની પ્રથમ ગાથામાં આ વાત છે. બૌદ્ધ ધર્મના ધમ્મપદમાં પણ છે. જગદ્ગુરુ શંકરાચાર્યના વિવેકચૂડામણિ ગ્રંથમાં પણ એ વાત છે અને રામાયણમાં પણ એ વાત છે. ખ્રિસ્તનું બાઈબલ કે હજરતનું કુરાન પણ એ જ કહે છે.

ત્યારે સવાલ થશે કે માનવતાનું લક્ષણ શું? માનવતાનાં મુખ્ય આ લક્ષણ ગણાવી શકાય (૧) ધર્મ તરફ દોરી જતી નીતિ, (૨) પરોપકાર, (૩) નીડરતા અને (૪) નમ્રતા. આ ચારેય લક્ષણો વિચારમાંથી જ પ્રગટે છે માટે વિચારને એમાં ઉમેરીએ તો કુલ્લે પાંચ લક્ષણો લેખાવી શકાય.

સવાલ એ થાય છે કે અમે વિચાર તો ડગલે ને પગલે કરીએ છીએ પણ ખરી વાત એ છે કે જે મૂઢ પ્રકારના સ્વાર્થ તરફ માણસને દોરી જાય છે તે વિચાર નથી પણ વિકલ્પ છે. દુનિયાના બે અબજ માણસોમાંથી, ગણ્યાગાંઠ્યા જ માણસોને સાચા વિચારવંત કહી શકાય તેમ છે. કારણ કે વિચારકો વધારે હોત, ઉપલાં ચાર લક્ષણો બહુ મોટા માનવસમાજમાં, સમુદાયમાં હોત, પરંતુ વિશ્વયુદ્ધ, કાળાબજાર અને ચૂસણનીતિએ આપણને ખાતરી કરાવી દીધી છે કે માણસ જાતનો મોટો ભાગ માણસ નથી.

જાતે ચારિત્ર ઘડે અને પ્રજાને સરકાર આપે તે બ્રાહ્મણ સમાજના જાનમાલ પોતાના જાનમાલ સાટે જાળવે અને પ્રજાહૃદયના

નેતાઓનું કહેવું માની ચાલે તે ક્ષત્રિય. સમાજનાં બધાં અંગોને પેટ, પહેરણ, પથારી અને પદવી પૂરાં પાડે તે વૈશ્ય. સમાજની માતા બને તે શૂદ્ર. સમાજમાં આમ પોતપોતાની 'કક્ષામાં સંપૂર્ણ' અને એક જ શરીરમાં ચાર અંગો તે જ ચાર વર્ણ.

અન્યાયનો સામનો કરવામાં ક્ષત્રિય વર્ગનાં કામોનો ઇતિહાસ ઉપયોગી થાય અને એ સામનો કરવામાં પ્રેમ અને સત્ય રખે ભુલાય તે-એવા સારુ બ્રાહ્મણવર્ગનું જીવન ચોકીદાર રહે એટલા ખાતર આ બન્ને અંગ પાસે ગુણની અપેક્ષા રખાતી. બાકીનાં બે અંગ પાસે કર્મની અપેક્ષા રખાતી. કર્મવાળાં અંગોનું પ્રવૃત્તિક્ષેત્ર મુખ્ય હોવાથી, સંગ્રહખોરી અને હલકા માનસનાં દૂષણો પેસે તે માટે ગુણવાળાં અંગોની ચોકી રાખવી જોઈએ; એમ ધારીને કર્મવાળા વર્ગની આગળ બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં નામો મુકાયાં. ક્ષત્રિયોનાં સામર્થ્યનો માર્ગ ગુંડાગીરી ભણી ન વળે તે માટે બ્રાહ્મણનું નામ સૌથી પહેલે નંબરે મુકાયું. ભૂદેવ એ વિશેષણ બ્રાહ્મણોને જ લગાડાયું. વૈશ્ય અને શુદ્રમાં પણ વૈશ્યનું નામ એટલા માટે પહેલું મુકાયું કે તેનું કામ બુદ્ધિને સારી પેઠે કસવાનું હતું; કારણકે ખેતી, માનવજાતને ઉપયોગી ઉદ્યોગ તથા ગોપાલન જેવાં કર્મોમાં ચપળતા અને સાચી બુદ્ધિ જોઈએ.

પરંતુ બ્રાહ્મણના મુખ્યત્વે રહેલા નિવૃત્તિક્ષેત્રમાં નિષ્ક્રિયતા ન પેસે તથા ક્ષત્રિય અને વૈશ્યમાં સત્તા-લોલુપતા ન જન્મે તેથી તે ત્રણેના તેમ જ બીજા શુદ્રો ઉપર પણ પ્રથમ નંબર રહે એટલા માટે ભંગીને ઋષિની ઉપમા અપાઈ. જંગલમાં વસનારા આર્યદૃષ્ટા તે વાલ્મિકી જેવા તત્ત્વજ્ઞ ઋષિ અને સમાજમાં વસી ગંદકીમાં પણ સેવા આપનાર સમાજજ્ઞ ઋષિ તે આ ભંગીઋષિ. આમ એ ચાર અંગોના નંબરની યોજનામાં પણ સમાજનાયકોની મહાન દીર્ઘદૃષ્ટિ હતી. કોઈ એમ ન માને કે આ વર્ણવ્યવસ્થાની વ્યાખ્યાવાળી વ્યક્તિઓ કેવળ કલ્પનાક્ષેત્રમાં જ હતી. એવી વ્યક્તિઓ પ્રત્યક્ષ જીવન-વ્યવહારમાં હતી એટલું જ નહીં બલકે મોટા પ્રમાણમાં હતી.

બ્રિટિશ સમય પહેલાં આવાં ઉદાહરણો પુષ્કળ મળે છે જેમાં બ્રાહ્મણોએ ઓછામાં ઓછું લઈ ન્યાય, વિદ્યા અને વૈદક જેવા અગત્યના વિષયમાં સમાજને ઘણું જ આપ્યું હોય. ક્ષત્રિઓએ ખડધાન ખાઈને પણ પ્રજાની રક્ષા કરી હોય: દુષ્કાળ વખતે ધાનના કોઠાર વગર વળતરે ખુલ્લા મૂકનારા વૈશ્યોનો તોટો ન હોય: અને આ ત્રણે વર્ણોએ શ્રમજીવી વર્ગને સાચું મહત્ત્વ આપ્યું જ હતું. પ્રજાપતિ, વિશ્વકર્મા, વસવાયાં (બીજાને વસાવનારાં) એ શબ્દો જ સાક્ષીરૂપ છે. પણ બ્રિટિશ અમલ પહેલાંના કાળથી સમાજમાં જે થોડો સડો પેઠો હતો, તે એ અમલ દરમિયાન ખૂબ ફૂલ્યોફાલ્યો; એટલે હું આમાં બ્રિટિશનીતિ કરતાં કહેવાતા ધર્મગુરુઓને વધુ જવાબદાર ગણું છું.

જન્મના ક્ષત્રિયો છેલ્લે પાટલે ચાલ્યા ગયા એમાં સત્તા ભોગવતી બ્રિટિશનીતિએ કારમો ભાગ ભજવ્યો છે એ વાત ખરી; પણ એવા છેલ્લે પાટલે બેસનારને પણ સમાજમાં દેવાંશ તરીકે પૂજનારા તો બ્રાહ્મણો અને ધર્મગુરુઓ જ હતા. બ્રાહ્મણો બિચારા રહ્યા ઘરબારી એટલે ખુશામતિયા થાય તો તેમને વધુ શું કહી શકાય? પણ લંગોટધારી ધર્મગુરુઓને ખુશામતખોર બનવાની શી જરૂર?

આજે જન્મના બ્રાહ્મણો મોટે ભાગે બાપડા બન્યા છે. જન્મના ક્ષત્રિયો વ્યસનોથી

ચેરાઈ મોટે ભાગે છાકટા બન્યા છે. જન્મના બુદ્ધિજીવી વૈશ્યો ધનલોલુપતાને કારણે મોટે ભાગે નફટ બન્યા છે. માત્ર ભારતમાં સંસ્કૃતિની દૃષ્ટિએ કે માણસાઈની દૃષ્ટિએ કંઈક જળવ્યું હોય તો તે શૂદ્રોએ અને અને સ્ત્રીઓએ. વાઘરી, ઠાકરડા, કોળી, ભીલ, હરિજનો વગેરેને હું શૂદ્રોમાં સમાવું છું

પણ જુઓ તો ખરા, હજી સમાજની ગંગા કેવી ઊલટી ચાલે છે! જેનું સ્થાન પહેલું જોઈએ તે છેલ્લા છે અને છેલ્લું જોઈએ તે પહેલા છે. આથી મને લાગે છે કે ભૂતકાળના ભગીરથો ગંગાને આકાશમાંથી પૃથ્વી પર લાવ્યા હતા. આજના ભગીરથોએ પૃથ્વીની કચડાયેલી કોમોરૂપી ગંગાને અધ્ધર ઉપાડી લાવવાની છે. શ્રમજીવી વૈશ્ય અને શ્રમજીવી શૂદ્રને જો બાદ કરીએ તો આજે ચાર વર્ણ નથી રહ્યા, પણ ચોખ્ખા ચાર વર્ગ પડી ગયા છે. જેના નંબરો પણ ઊલટા અને આ રીતે છે. (૧) ધનજીવી વર્ગ, (૨) પુષ્કળ ધર્મજીવી વર્ગ, (૩) બુદ્ધિજીવી વર્ગ, અને (૪) ધ્યેયહીન તરછોડાયેલો શ્રમજીવી વર્ગ કે જેઓના શ્રમમાં ચેતન અને રસ રહ્યાં નથી.

હવેની સમાજરચનામાં આ ચાર વર્ગોને સ્થાને ત્રીજાના ત્રણ વર્ગો થવા જોઈએ: (૧) નગદ ધર્મજીવી વર્ગ. આ વર્ગમાં તપસ્વી સમાજસેવકો અને ત્યાગી રાષ્ટ્રસેવકો આવી શકે. (૨) વિવેકપૂર્ણ શ્રમજીવી વર્ગ. આ વર્ગમાં હરિજનો, સ્ત્રીઓ અને ઈમાયેલાઓ આવી શકે કે જેને નગદધર્મની મોટી હૂંફ મળી ચૂકી હોય (૩) બુદ્ધિજીવી વર્ગ. આ વર્ગમાં મધ્યમ વર્ગ હશે અને સાચા શ્રમજીવીઓની તરફેણમાં હશે.

આ ત્રણ વર્ગનું એકીકરણ મૂડીવાદનો છેદ ઉડાડશે અને વારંવાર થતાં મોટાં આંતરબાહ્ય યુદ્ધોનો અંત લાવશે.

★

અબ્દુલ કાદર જિલાની નામે ઈરાનના એક મહાન સંત થઈ ગયા. બાળપણમાં બગદાદ ભણવા જતી વખતે એમની માતાએ ભાતું બંધાવી આપ્યું ને ડગલાની અંદર ચાલીસ સોનામહોર સીવી આપી. વિદાય આપતાં માતા બોલી :

'બેટા, જરૂર પડયે આ ભાતાનો ને મહોરોનો ઉપયોગ કરજે. જ્યાં જ્યાં જાય ત્યાં સદાય સાચું જ બોલજે. એકમાત્ર ખુદાનો જ ડર રાખજે.'

રસ્તામાં મળેલા સોદાગરો સાથે એક અરણ્યમાંથી અબ્દુલ જિલાની પસાર થતા હતા ત્યારે એમનો કાફલો લૂંટયો. લૂંટારુઓએ અબ્દુલને પૂછયું, 'તારી પાસે કંઈ છે કે?'

માતાની શિખામણ પ્રમાણે અબ્દુલે હાજર જવાબ આપ્યે. ને પેલાએ ક્યાં છે કહ્યું, તેના જવાબમાં એણે સાચી વાત જણાવી. લૂંટકનો આગેવાન અચંબો પામી ગયો ને કહ્યું :

'તું સાચું ન બોલ્યો હોત તો અમે આ વાત ક્યાંથી જાણત?'

'મારી અમ્માએ સદાય સાચું બોલવાનું જ કહ્યું છે.'

'પણ તને અમારો ડર ન લાગ્યો?'

'મારી અમ્માએ કહ્યું છે માત્ર ખુદાનો જ ડર રાખજે, એટલે માણસનો ડર હું નથી રાખતો.'

આગેવાને મહોરો પાછી આપતાં કહ્યું :

'તું તો મોટો મહાત્મા છે, છોકરા. લે આ સોનામહોર અમને એ ન પચે.'

×

# સંપૂર્ણ જ્ઞાન

સ્વામી શ્રી માધવતીર્થ

માનવીની એક નહિ હજારો જિંદગી પસાર થઈ જાય છતાં આ વિશ્વની જ્ઞાનકિતાબ એટલી મોટી છે કે માણસ એનો કદી યે પાર પામી શકવાનો નહીં. ગઈ કાલ સુધી સંપૂર્ણ જેવું લાગતું અમુક જ્ઞાન આજે આપણને અપૂર્ણ લાગે છે અને વિધવિધ કક્ષાના માયાના આવરણને પરિણામે માનવી જ્ઞાનમાં સંપૂર્ણ બની શકતો નથી. આ જ્ઞાન વિશે, વિદ્યા વિશે કંઈક નવા દૃષ્ટિબિંદુથી સ્વામીજીએ અહીં સરળ રીતે ચર્ચા કરી છે.

પશ્ચિમના દેશોના શિક્ષકોને હવે એવું લાગવા માંડયું છે કે જે શિક્ષણ હાલમાં ત્યાંની શાળાઓમાં અને કોલેજોમાં આપવામાં આવે છે તે અપૂર્ણ છે; તેથી હવે સંપૂર્ણ શિક્ષણ માટે પ્રયત્ન કરવામાં આવે છે. તેને અંગ્રેજી ભાષામાં 'ઈન્ટીગ્રલ એજ્યુકેશન' કહે છે. આ બાબત બરાબર રીતે આપણે સમજી શકીએ તેટલા માટે નીચે પ્રમાણે કેટલાક પ્રશ્નો લઈને તેનો વિચાર કરીએ.

(૧) જગતનું શું થશે? (૨) દેશનું શું થશે? (૩) સમાજનું શું થશે? (૪) કુટુંબનું શું થશે? (૫) મારું શું થશે?

આવાઆવા વિચાર ઘણા માણસોના મનમાં વારંવાર આવ્યા કરે છે. ઉપરના પ્રશ્નોમાં પ્રશ્ન પૂછનારની દશાની તપાસ કરી નથી તેમ જ જગત કે દેશ કહેતા નથી કે પોતે કેવા છે, એટલે પ્રશ્નો અપૂર્ણ છે અને તેથી આપણા સુધારાનો કે શિક્ષણનો અંત જણાતો નથી. હવે ઉપરના પ્રશ્નોમાં થોડો સુધારો કરીએ તો તે પ્રશ્નોનું રૂપ નીચે પ્રમાણે થશે:

(૧) મને જે જગત દેખાય છે તેનું શું થશે? (૨) મારા દેશનું શું થશે? (૩) મારા સમાજનું શું થશે? (૪) મારા કુટુંબનું શું થશે? (૫) મારું શું થશે?

આ પ્રશ્નો પણ અપૂર્ણ વિદ્યાવાળા છે: એમાં પણ ખામી છે. આ પ્રશ્નોમાં પણ હું કોણ અને મારું જ્ઞાન કેવું છે તે જાણવાનું બાકી રહી જાય છે. તેથી હવે એ પ્રશ્નો પૂર્ણ કરી ફરીથી વધારે સ્પષ્ટ રીતે નીચે પ્રમાણે મૂકી શકાય:

(૧) હાલના મારા જ્ઞાનથી જે જગત દેખાય છે તેનું શું થશે? (૨) હાલના મારા જ્ઞાનથી જે મારો દેશ જણાય છે તેનું શું થશે? (૩) હાલના મારા જ્ઞાનથી જે મારો સમાજ જણાય છે તેનું શું થશે? (૪) હાલના મારા જ્ઞાનથી જે મારું કુટુંબ જણાય છે તેનું શું થશે? (૫) હાલના મારા જ્ઞાનથી જે હું છું તેનું શું થશે?

આ પ્રશ્નોનો મુખ્ય આધાર મારા જ્ઞાન ઉપર અવલંબે છે. હવે મારું જ્ઞાન કેવું છે તેની તપાસ કરવી હોય તો મારા હાલના જ્ઞાનથી જરા જુદા રહીને મારા જ્ઞાનની આસક્તિ વગર તપાસ કરવાની ટેવ પાડવી જોઈએ; કારણકે જ્યાં આસક્તિ હોય ત્યાં સમતાથી વિચાર થઈ શકતો નથી, જેમકે:

(૧) દાક્તર બધા દરદીને સમતાથી તપાસે છે, પણ પોતાના ઘરમાં કોઈ માંદું પડયું હોય તો તે સમતા રાખી શકતો નથી.

(૨) વકીલ બધાના કેસ સમતાથી ચલાવી શકે છે, પણ પોતાના ઘરના કેસમાં તે બીજાની સલાહ લે છે.

(૩) મ્યુનિસિપાલિટીનો કારકુન ગામમાં થયેલા જન્મમરણ સમતાથી નોંધી શકે છે, પણ પોતાના ઘરમાં જન્મમરણ થયાં હોય તો તે નોંધવામાં તે સમતા રાખી શકતો નથી.

(૪) એન્જીનિયર બીજાના ઘર સમતાથી બાંધી શકે છે, પણ પોતાનું ઘર બાંધવા માટે એ બીજા એન્જીનિયરની સલાહ લે છે.

(૫) લેખક બીજાના લખાણમાં ભૂલ કાઢી શકે છે, પણ પોતાના લખાણની ભૂલ જોઈ શકતો નથી.

(૬) ઘણા સમાજસેવકો પોતા સિવાય બીજા બધાને સુધારવાની ઇચ્છા કરે છે.

તેથી એમ સિદ્ધ થાય છે કે જ્યાંજ્યાં આસક્તિ હોય છે, ત્યાં ત્યાં જ્ઞાન ઠીક રહેતું નથી.

હવે આસક્તિવાળી દશાના જ્ઞાનમાં અને આસક્તિવગરની દશાના જ્ઞાનની તપાસ કરવી હોય તો એવા સંજોગો માત્ર સ્વપ્નમાં અને જાગ્રત અવસ્થામાં મળે છે. સ્વપ્નમાં સ્વપ્નની આસક્તિ રહે છે અને જાગ્રત અવસ્થામાં જાગ્રત અવસ્થાની આસક્તિ રહે છે પણ સ્વપ્નમાં જાગ્રતિની આસક્તિ રહેતી નથી અને જાગ્રતિમાં સ્વપ્નની આસક્તિ રહેતી નથી. તેથી હવે આપણે એક દશામાંથી ભવિષ્યનો વિચાર લઈને પછી બીજી દશામાં તેની તપાસ કરીએ. સ્વપ્નમાં એક માણસને નીચે પ્રમાણે વિચાર આવે છે:

(૧) મને જે જગત દેખાય છે તેનું શું થશે? (૨) મારા દેશનું શું થશે? (૩) મારા સમાજનું શું થશે? (૪) મારા કુટુંબનું શું થશે? (૫) મારું શું થશે?

સ્વપ્ન વખતે આ પ્રશ્નો જાગ્રત અવસ્થા જેવા જ છે, કારણકે સ્વપ્ન વખતે તે સ્વપ્ન નથી; જાગ્યા પછી આપણે તેને સ્વપ્નું કહીએ છીએ.

એ વખતે પણ મને જે જગત દેખાય છે તેનું શું થશે અને હાલના જ્ઞાનથી જે દેખાય છે તેનું શું થશે એવા જ પ્રશ્નો છે, પણ પોતાનું જ્ઞાન પ્રશ્નની આસક્તિમાં છે તેથી સ્વપ્ન વખતે સાચો જવાબ મળતો નથી. આસક્તિ છોડી જાગ્રતિમાં હું આવ્યો તો સ્વપ્નના એ પ્રશ્નો જતા રહ્યા અને જેઈ ચિત્ર તૈયાર કર્યા પછી તેમાં ભૂલ છે કે નહિ તે એવા માટે ચિત્રકાર જરા દૂર જઈને જોનારાની દૃષ્ટિથી ચિત્રને ફરીવાર જુએ છે; તેમ હવે સ્વપ્નની જાગ્રતિમાં ફરી એવા જ પ્રશ્નો ઉત્પન્ન થયા. જાગ્રત અવસ્થામાં પણ પોતાનું જ્ઞાન પ્રશ્નોની આસક્તિમાં છે તેથી સાચો જવાબ મળતો નથી, અને ભવિષ્યનો અંત આવતો નથી તેમ જ મરણ સુધી પણ તેનો જવાબ મળતો નથી. તેથી પહેલાં આસક્તિ છોડીને જાગ્રત અવસ્થાના પ્રશ્નો ઠીક કરવાની જરૂર છે. પણ જાગ્રતિની આસક્તિ છોડવી હોય તો સ્વપ્નમાં જવું જોઈએ અથવા સંન્યાસ લેવો જોઈએ. તે સિવાય બધી આસક્તિ છૂટતી નથી.

આસક્તિનો સ્વભાવ કેવો છે તે માટે ઈ. સ. ૧૮૮૭માં અમેરિકામાં એક પ્રયોગ થયો હતો. આપણી પૃથ્વી ઇથરમાં (આકાશમાં) ફરે છે. તેની ગતિ માપવા માટે એક પ્રયોગ કરવામાં આવ્યો હતો પણ તેનું માપ નીકળી શક્યું નહિ. ઘણા વિજ્ઞાનીઓની ૧૮ વર્ષની મહેનત પછી ઈ. સ. ૧૯૦૫માં પ્રો. આઇનસ્ટાઇને ગણિતથી એમ સિદ્ધ કર્યું કે જ્યાં સુધી જોનારો પૃથ્વીની સાથે ફરે છે ત્યાં સુધી તે પૃથ્વીની ગતિ જાણી શકે નહિ. સૂર્ય ઉપરથી જોઈએ તો પૃથ્વી ફરતી દેખાશે અને પૃથ્વી ઉપરથી જોઈએ તો સૂર્ય ફરતો દેખાશે. જે બનાવની સાથે જોનારાની આસક્તિ હોય તે બનાવ સાપેક્ષ બની જાય છે. તેથી જોનારાની દશા જાણ્યા વગર જગતનું સત્ય સમજી શકાય નહિ આ સિદ્ધાંત સાંભળીને પશ્ચિમના કરોડો માણસોને એમ લાગ્યું કે અમે ૨૦૦૦ વર્ષ સુધી ભૂલમાં પડ્યા હતા અને એક માણસે કરોડો માણસની ભૂલ પકડી. આ આપણા જમાનામાં મોટામાં મોટી શોધ છે, પણ જે માણસને પોતાના જ્ઞાનમાં આસક્તિ છે તેને પોતાના જ્ઞાનમાં રહેલી ભૂલ સમજવવી બહુ અઘરી પડે છે. સ્વપ્નના અનુભવથી તેની

ખાત્રી થાય છે.

પણ મારું હાલનું જ્ઞાન ખોટું છે તેની ખાત્રી શી રીતે થાય અને સાચું જ્ઞાન કયે પ્રકારે મેળવવું, એવો પ્રશ્ન સ્વપ્નમાં ઉત્પન્ન થાય તો સ્વપ્નની ભૂલ કાઢવા માટે જાગ્રત અવસ્થામાં આવવું જોઈએ અને જાગ્રત અવસ્થાની ભૂલ કાઢવી હોય તો સંન્યાસ લેવો જોઈએ, અથવા સંન્યાસી જેવા થવું જોઈએ. અમેરિકાનો પ્રખ્યાત તત્ત્વજ્ઞાની એમરસન કહે છે કે માણસની વચ્ચે રહી માણસ થવું સહેલું છે, એકાંતમાં રહીને બ્રહ્મજ્ઞાની થવું સહેલું છે, પણ માણસની વચ્ચે રહીને બ્રહ્મજ્ઞાની થવું મુશ્કેલ છે.

કોઈ ગાયના મનમાં હવે એ પાંચે પ્રશ્નો ફરીથી મૂકીએ તો એ પ્રશ્નો માણસથી સમજી શકાશે નહિ; કારણકે એ જુદા પ્રકારના જ્ઞાનના પ્રશ્નો છે અને જુદી કોટીના પ્રશ્નો છે. એ પ્રશ્નોમાં જ માણસની બુદ્ધિની આસક્તિ ભળી ગઈ છે. ગાયના જીવનમાં એવા પ્રશ્ન હોય જ નહિ.

હવે કોઈ દેવના મનમાં પણ એ જ પ્રશ્નો મૂકીને તપાસ કરીએ તો માલૂમ પડશે કે દેવોના આવા પ્રશ્નોમાં પણ માણસની વિચારસરણીની આસક્તિ ભળી ગઈ છે.

તેથી દેવકોટીની ઉપર જવાની જરૂર છે અને માણસની આસક્તિવાળા વિચાર પણ છોડી દેવાની જરૂર છે. ભવિષ્યના વિચાર છોડવાની વિદ્યા હાલના કાળના શાળાઓમાં, કોલેજોમાં, વર્તમાનપત્રોમાં કે સિનેમામાં મળે તેવું નથી, તોપણ આપણા હાલના જમાનામાં એક માણસે ગણિતથી એવી શોધ કરી છે કે આપણા જીવનમાં સાચા ભવિષ્ય જેવું કે સાચા ભૂતકાળ જેવું કશું છે જ નહિ. એ શોધ કરનાર પ્રો. આઇન્સ્ટાઇનને નોબેલ ઈનામ પણ મળેલું છે પરંતુ એમનું ગણિત એવું અઘરું છે કે હજુ બહુ થોડા માણસો તે સમજી શક્યા છે.

પણ આ બાબત નીચે પ્રમાણે એક સામાન્ય દૃષ્ટાંતથી સમજી શકાય તેવી છે. માનો કે કોઈ શહેરમાં કોઈ રાજાની સવારી નીકળી છે. તે વખતે એક શેરીના માણસો કહે છે કે સવારી ગઈ, બીજી શેરીના માણસો કહે છે કે સવારી આવે છે; અને સવારીની સાથેના માણસો માટે સવારી આવી નથી તેમ ગઈ નથી. આ પ્રમાણે એક જ બનાવને જોનારાની સ્થિતિ ઉપરથી ત્રણ કાળ પડી જાય છે. તેવી જ રીતે જેઓ ભગવાનનું નિત્ય સ્મરણ રાખી નિત્ય ભગવાનની સાથે રહે છે તેમને માટે ભૂતકાળ કે ભવિષ્યકાળ નથી. તેઓ આપણા જગતને નવી દૃષ્ટિથી જુએ છે. દાક્તર દરદીનું હૃદય તપાસી તેના આખા શરીરનો પરિચય ક્ષણમાં આપી શકે છે, તેમ જ્ઞાની ભક્તો ક્ષણમાં જગતમાં બ્રહ્મભાવ અનુભવી શકે છે. પણ જેઓ બ્રહ્મભાવ મેળવી શકતા નથી તેમને ભૂત ને ભવિષ્ય લાગે છે. ઉપરના દૃષ્ટાંતમાં સવારી જોયા પછી એક પછી એક શેરીના માણસો બીજે રસ્તેથી આગળ જાય તો સવારી આવે છે એવું લાગે અને ભૂતમાંથી ભવિષ્ય થાય; અને બીજી શેરીના માણસો પહેલી શેરી પાસે આવે તો ભવિષ્યમાંથી ભૂતકાળ થાય.

એક માણસે શ્રી રમણ મહર્ષિને પૂછ્યું કે 'જગતનું ભવિષ્યમાં શું થશે?' મહર્ષિએ કહ્યું: 'તમે વર્તમાન જગત પણ બરાબર જાણતા નથી, તે પહેલાં ભવિષ્યના વિચાર કરવા નકામા છે. માટે પહેલાં વર્તમાન જગતને બરાબર જોતાં શીખો.' વર્તમાન જગતને બરાબર જોતાં શીખવું હોય તો જોનારાની દશાનો વિચાર કરવો જોઈએ; એટલે જોનારો કેવી દૃષ્ટિથી જુએ છે તે જાણવું જોઈએ, તેનું પ્રમાણ નક્કી કરવું જોઈએ.

જગતની ઉત્પત્તિ બાબત સર રાધાકૃષ્ણન કહે છે: 'ઉત્પત્તિનો વિચાર નિશ્ચયાત્મક,

રીતે થઈ શકે તેવું નથી ઘણા કાળ પહેલાં ભગવાન એકલા હતા અને પછી પોતાની રમત માટે ભગવાને જગત બનાવી દીધું એ વાત બંધબેસતી નથી. નિરાકારમાંથી સાકાર શી રીતે થઈ શકે તે સમજાતું નથી. બીમાંથી ઝાડ થાય છે તેમ ભગવાનમાંથી જગત થયું હોય તો ઝાડ થયા પછી બી મળતું નથી, તેમ જગત થયા પછી ભગવાન મળે નહિ. જો ભગવાનના થોડા અંશમાંથી જગત થયું હોય તો ભગવાનના ભાગ પડી જાય છે. આપણે ભગવાનનો એક ભાગ ઉપર રાખીએ અને બીજો ભાગ નીચે રાખીએ તો તેમ બની શકે નહિ પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓએ આ બાબતમાં બહુ વિચાર કર્યા છે, પણ ચોક્કસ નિર્ણય કોઈ આપી શકયા નથી.' આમ થવાનું કારણ એ છે કે માણસની દૃષ્ટિથી ભગવાનનું સ્વરૂપ સમજી શકાશે નહિ; અને ભગવાન સર્વવ્યાપી અખંડ તત્ત્વ હોવાથી તથા વિકારરહિત હોવાથી તેમાં ભૂત, વર્તમાન કે ભવિષ્યના ભાગ પડતા નથી.

ત્યારે જગતનું કોકડું ઠીક થાય શી રીતે?

મારું જગત ઠીક થાય તેવું છે? ના, આપણું જગત ઠીક થાય તેવું નથી. આ બહુ અઘરી વાત છે. સ્વપ્નમાં એવો વિચાર આવે કે 'જગતનું કોકડું શી રીતે ઠીક થાય,' પણ જાગ્યા પછી એ પ્રશ્ન રહેતો નથી. એક દશાનો પ્રશ્ન બીજી દશામાં રહેતો નથી, તેથી આપણે જેવા થવું છે તે પહેલાં નક્કી કરી લેવું જોઈએ.

માણસની દૃષ્ટિએ માણસોના પ્રશ્ન સાચા છે પણ માણસની દૃષ્ટિ સાચી નથી. એ સિદ્ધાંત સમજવામાં સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે.

ત્યારે કરવું શું?

એ પ્રશ્ન ઉત્પન્ન કર્યા પહેલાં કેવા થવું છે તે નક્કી કરવું જોઈએ. માણસ તરીકે રહેવું ગમતું હોય તો, જેમ બધા રહે છે તેમ રહેવું, મહાત્મા જેવું થવું હોય તો મહાત્માના જ્ઞાન પ્રમાણે રહેવું જોઈએ; પણ મહાત્મા થવામાં અતિશય સંયમ અને અનાસક્તિની જરૂર પડશે. ભગવાન ગીતામાં કહે છે કે સાચું સુખ મેળવવા માટે જે સાધન ઉપયોગમાં લેવાં પડશે તે પહેલાં બહુ અઘરાં અને ઝેર જેવા લાગશે. જ્યારે બુદ્ધિ આત્મમય થાય ત્યારે જ તેનો લાભ મળે સારો લાઈવ્યો મળી શકે છે પણ સારા સાધુ મળવા મુશ્કેલ પડે છે. પૈસાદાર થવું સહેલું છે પણ સાદા થવું મુશ્કેલ છે. પ્રખ્યાત થવું સહેલું છે પણ કોઈ વખાણ ન કરે તેવા આસક્તિરહિત થવું મુશ્કેલ છે. બધા મારા વખાણ કરે તો ઠીક અને કોઈ મારી નિંદા ન કરે તો ઠીક એવું બની શકતું નથી; કારણકે કેટલાક માણસો આવું જગત બનાવવા માટે ભગવાનને પણ ગાળો દે છે તેથી આસક્તિ છોડવી અને નિરભિમાનપણું કેળવવું એ જરૂરનું પણ બહુ મુશ્કેલ કામ છે.

સારો અને સરળ માણસ પોતે જ રાજા છે. તે પોતાને માટે પોતે કાયદા બનાવી શકે છે તેથી તેનું સ્વરાજ્ય તેની પાસે છે. તે સંયમથી રહે છે તેથી તેનું સ્વરાજ્ય બગડતું નથી જેનું સ્વરાજ્ય બગડતું નથી તેને ભવિષ્યના વિચાર આવતા નથી.

'તે તું છે' એ વેદાંતનું મહાવાક્ય છે. 'તે તું થઈશ' એમ કહેલું નથી તેથી સાચા જ્ઞાન માટે ભવિષ્યની જરૂર નથી, પરંતુ 'આ દેહ હું નથી' એવું જ્ઞાન પણ મેળવવું જોઈએ.

તેથી સાચું જ્ઞાન કેવી રીતે મેળવવું અને ખોટું જ્ઞાન કેવું હોય તે પહેલાં શીખવાની જરૂર છે. જ્યાંસુધી માયાનું સ્વરૂપ સમજાય નહિ ત્યાંસુધી બ્રહ્મજ્ઞાન મળે નહિ.

★

# અંકુશ

શ્રી જ્યોતીન્દ્ર હ. દવે

અંકુશ માત્ર હાથીને જ હોય કે હોવા ઘટે એવું નથી, માનવીને પણ એની જરૂર છે; છતાં અંકુશની સ્થિતિ એક રીતે 'કાશીના કરવત' જેવી છે. અંકુશ હોય ત્યારે તે અકારા લાગે છે, નથી હોતા ત્યારની પરિસ્થિતિ પણ મોટા ભાગના લોકોને ગમતી નથી. આપણે જાણવું જોઈએ કે દરેક સમાજમાં, દરેક કાળે, અમુક પ્રમાણમાં, અંકુશ ને કાયદાઓ તો રહે જ છે. વિવિધ પ્રકારના અંકુશો હોય છે ત્યારે, ને નથી હોતા ત્યારે અસંતોષી માનવીના મનની શી સ્થિતિ છે તેનો નમૂનેદાર ચિતાર લેખકે અહીં આપ્યો છે. આ વાંચી વર્તમાન અંકુશ વિષે આપણે અભિપ્રાય નક્કી કરીએ.

'આ કાપડ પરના અંકુશથી તો તોબા થઈ ગયા. મહિનાએકમાં એ જશે કે નહિ? તમને શું લાગે છે?' મારી પાડોશમાં રહેતા ગૃહસ્થે મને પૂછ્યું.

'કેમ આટલામાં કંટાળી ગયા?' મેં સામો સવાલ કર્યો.

'કંટાળી તે કેમ ન જવાય? વખત બગાડીને પહેલાં હારમાં ઊભા રહેવાનું; પછી વારો આવે ત્યારે જોઈતું કાપડ ખલાસ થઈ ગયું હોય. ખલાસ થઈ ગયું ન હોય તે આપણને જોઈતું ન હોય. આખરે ત્રણચાર દુકાને હારમાં ઊભા રહીને પૈસા ને મગજ બગાડીને અણગમતું કાપડ ને તે પણ ઓછા પ્રમાણમાં લઈ આવવું પડે. આના કરતાં તો પહેલાં હતું તે ઠીક હતું. ભલે પૈસા દોઢા કે બમણા ખરચવા પડતા, પણ જોઈએ તેટલું ને જોઈએ તેવું કાપડ મળી શકતું તો ખરું,' એમણે જવાબ દીધો.

'કાપડ પરનો અંકુશ નીકળી ગયો હતો ને વેપારીઓએ સોથી બસો ટકા ચઢાવીને માલ વેચવા કાઢ્યો હતો, ત્યારે તમે શું કહ્યું હતું તે યાદ છે?' મેં એમને પૂછ્યું.

'શું? મેં શું કહ્યું હતું?' એમણે પ્રશ્ન કર્યો.

'તમે તે વેળા એમ કહ્યું હતું કે 'આ અંકુશો કાઢી નાખવાની જેણે સલાહ આપી છે તેણે મોટી ભૂલ કરી છે. પૈસાદાર લોકોને એથી સગવડ મળી ગઈ છે. વેપારીઓને નફો કરવાની તક મળી છે; પણ ગરીબ વર્ગનો તો એમાં મરો જ થયો છે. હવે તો જેમ બને તેમ જલદી ફરીથી અંકુશ આવી જાય એ જરૂરનું છે.' અને હવે અંકુશ આવી ગયા પછી તમે એની વિરુદ્ધ પોકાર પાડવા લાગ્યા છો.' મેં કહ્યું.

'હા, તમારી વાત તો ખરી છે. અંકુશ ઊઠી ગયા પછી મને એમ લાગ્યું'તું ખરું; પણ હવે એમ થાય છે કે આના કરતાં એ સ્થિતિ સારી હતી,' એમણે કહ્યું.

જ્યારે પહેલવહેલી માપબંધી આવી અને અમુક જાતના અનાજ પર અંકુશ આવ્યા ત્યારે લોકો એનાથી કંટાળી જઈ કહેતા હતા: 'આ અંકુશથી તો હેરાનહેરાન થઈ ગયા. હવે તો કોઈ પણ રીતે એ જાય તો સારું.' ત્યાર બાદ એક પછી એક અંકુશો ઉઠાવી લેવામાં આવ્યા, ત્યારે દબાયેલી કમાન પરનું દબાણ ઉઠાવી લેતાં એ બમણા જોરથી છટકે છે તેમ અંકુશો ઊઠી જતાં અનાજના ભાવ આસમાને પહોંચ્યા. લોકોએ ફરી કકળાણ કરી મૂક્યું: 'અંકુશો જતા રહેવાથી વેપારીઓ અમારું લોહી ચૂસવા લાગ્યા છે. અંકુશો ફરી વાર ને બહુ કડક રીતે જલદીથી મુકાવા જોઈએ, ફરી ફરીવાર કડક

અંકુશ નહિ આવે તો ગરીબ લોકોનો કોઈ આરો નહિ રહે.'

આમ અનાજ તથા કાપડ પર અંકુશ આવ્યા, ગયા ને પાછા આવ્યા. તે જોઈને એક જણે ટીકા કરતાં કહ્યું હતું કે 'આપણા લોકોમાં નિશ્ચયબળ નથી. પોતાને શું જોઈએ છે ને શું નથી જોઈતું તેની પણ એમને સમજ પડતી નથી. અંકુશ મૂકનાર ને તેનો સ્વીકાર કરનાર, અંકુશ ઉઠાવવાની સલાહ આપનાર અને એ ઉઠાવનાર: બંનેમાં કોઈ પણ જાતનો દૃઢ નિશ્ચય ને ત્વરિત નિર્ણય કરી નાખવાની ને પછી એ નિર્ણયને વળગી રહેવાની શક્તિનો અભાવ હોય એમ દેખાય છે.'

આ જાતની ટીકા ફક્ત અનાજ કે કાપડના અંકુશ પરત્વે ને 'અમુક વર્ગ' વિષે જ કરવી તે ટીકાના વિષયની મર્યાદા બહુ જ સાંકડી બનાવવા જેવું છે. થોડાક અપવાદ બાદ કરતાં લગભગ બધા જ મનુષ્યો માટે આવી ટીકા કરી શકાય.

એક બાબતમાં અબલા ને અંકુશ વચ્ચે ઘણું સામ્ય છે. બાહ્ય દૃષ્ટિએ જોતાં પતિ પત્ની પર અંકુશ રાખે છે, પણ ઘણીવાર પત્ની પતિના અંકુશરૂપ બને છે. ઘણા માને છે અને સુધારાનો ઝંડો લઈને સ્થળેસ્થળે ભાષણ કરનારાં પુરુષો ને સ્ત્રીઓ વારંવાર પોકારીને કહે છે કે પુરુષે સ્ત્રીને ગુલામ બનાવી છે. અત્યંત દૃઢતાપૂર્વક પ્રતિપાદન કરવામાં આવતા સિદ્ધાંતોની પેઠે એમની વાત સાચી પણ છે અને ખોટી પણ છે. એમાં અર્ધ સત્ય રહેલું છે. પૂરેપૂરું સત્ય કહેવું હોય તો એમ કહેવું જોઈએ કે પુરુષે સ્ત્રીને ગુલામ બનાવી છે, અને સ્ત્રીએ પુરુષને ગુલામ બનાવ્યો છે. બંને એકબીજાનાં શેઠ ને શેઠાણી, ધણી ને ધણિયાણી, ગુલામ ને માલિક વારાફરતી ને કોઈક વાર એક સાથે બને છે.

સ્ત્રી ન હોય ત્યારે કરતો હોય એવી અનેક વસ્તુ પુરુષ સ્ત્રીની હાજરીમાં કરી શકતો નથી. એની સ્ત્રી એને કંઈ કહે નહિ, વાંધો ન ઉઠાવે તોપણ ફક્ત એની હાજરીને લીધે જ અમુક કાર્ય કરવાની એનામાં હિંમત રહેતી નથી. સ્ત્રીની ગેરહાજરીમાં જંગલમાં ફરતા વાઘ જેવો નિરંકુશ ને મસ્તીખોર પુરુષ એની હાજરીમાં બકરા જેવો નરમ ને ઢીલો થઈ જાય છે. આમ પુરુષ પર સ્ત્રીનો અજબપરે પણ અંકુશ રહે છે. અનાજ ને કાપડ પરના અંકુશની પેઠે આ અબલાજનનો અંકુશ પણ એને હોય છે ત્યારે નથી ગમતો અને નથી હોતો ત્યારે એની ગેરહાજરીથી એ બેચેન બની જાય છે.

કવિવર ટાગોરે એક ઠેકાણે એવી મતલબનું લખ્યું છે કે બ્રહ્માએ પહેલાં પુરુષને ઘડીને પૃથ્વી પર મોકલી આપ્યો. પુરુષને બહુ એકલું લાગ્યું. એટલે એમણે સ્ત્રીને સરજાવી પુરુષના સાથી તરીકે મોકલી આપી. થોડો વખત તો પુરુષને સ્ત્રીના સહવાસથી બહુ આનંદ આવ્યો. એની કાલીકાલી બોલી ને મીઠીમીઠી માગણીથી એ બહુ રાજી થયો. પણ પછીથી એને કંટાળો આવવા લાગ્યો. આખરે બ્રહ્મા પાસે જઈને એણે કહ્યું: 'તમે આ રમકડું મને રમવા માટે આપ્યું છે તે મને હવે ગમતું નથી. હું એનાથી ધરાઈ ગયો. તમે પાછું લઈ લો.' બ્રહ્માએ સ્ત્રીને પાછી બોલાવી લીધી. સ્ત્રીના ગયા પછી કેટલોક વખત તો પુરુષને નિરાંત થઈ હોય એમ લાગ્યું. એ ફાવે તેમ હરવાફરવા લાગ્યો. પણ વળી પાછું એકલું એકલું લાગવા માંડ્યું. એકલતા ન સહેવાઈ એટલે એ ફરી બ્રહ્મા પાસે ગયો, ને 'દેવ, પેલા રમકડા વગર મને ગમતું નથી. એ ભાંગી ગયું ન હોય તો મને પાછું આપો.' એમ કહીને

સ્રીની એણે માંગણી કરી. બ્રહ્માએ એને સ્રીની ફરી સોંપણ કરતાં કહ્યું: 'જો, આ વાર તને ફરી એની સોંપણ કરું છું. હવે તું ફરી પાછો આપવા આવશે તો હું નહિ લઉં.' 'ના દેવ, હવે હું એનો ફરીથી ત્યાગ નહિ કરું,' એમ વચન આપીને પુરુષ બ્રહ્માની પાસેથી સ્રીને લઈને રાજી થતો ઘેર ગયો. ઘેર ગયા પછી થોડો વખત રહીને એ પાછો કંટાળ્યો પણ બ્રહ્માને વચન આપેલું હોવાથી એ સ્રીનો પરિત્યાગ કરી શક્યો નહિ.

આ છે તો કાલ્પનિક કથા પણ એમાં લગભગ આપણા બધાના અનુભવની વાત ટાગોરે કહી દીધી છે. અમારા ભાણાકાકા મંછાકાકી ઘરમાં હોય ત્યારે હંમેશાં એની સાથે ઝઘડ્યા જ કરે છે. મંછાકાકી કંટાળીને એની બહેનને ત્યાં ચાલી જાય છે ત્યારે પાંચસાત દિવસ બહાદુરીપૂર્વક ઘરસંસાર એકલે હાથે ચલાવવાનો અખતરો કર્યા પછી ભાણાકાકાને મંછાકાકીની યાદ સતાવવા માંડે છે અને દશ દિવસની અંદર તો એ પણ પોતાની સાળીને ત્યાં જઈને મંછાકાકીને સમજાવી પટાવીને પાછા લઈ આવે છે. વળી પાછો ઝઘડો શરૂ થાય છે ને મંછાકાકી રિસાઈને બહેનને ઘેર જતાં રહે છે ને ફરી પાછા ભાણાકાકા સાતેક દિવસ પરાણે બ્રહ્મચર્યાશ્રમનો અનુભવ કરી મંછાકાકીને મનાવવા ઊપડે છે. આમ ચાલ્યા જ કરે છે.

આ [illegible] અંકુશની બાબતમાં પણ બને છે. કાપડ કે અનાજ પર અંકુશ હોય તો તે કપરા લાગે, ન હોય ત્યારે એ વહાલા લાગે. એના વિયોગે વસમી વેદના અનુભવવી પડે. અનાજ કે કાપડના જ નહિ, પણ બધા અંકુશોની બાબતમાં આપણી વૃત્તિ આ પ્રકારની રહે છે.

હું જ્યાંથી બસ પકડું છું ત્યાં આગળ 'ક્યુ' બનાવીને હારમાં ઊભા રહેવાનો રિવાજ નથી. બસ આવે ત્યારે ધક્કામુક્કી કરી આગળનાને ધક્કો મારી, પાછળનાને આગળ આવતાં અટકાવી, કોઈનો ખભો, હાથ, છત્રી કે કંઈ નહિ તો પગ પકડીને પણ એ જણની વચ્ચે ભરાઈને બસમાં દાખલ થઈ જવું એ જ નિયમ સામાન્ય રીતે ત્યાં પ્રવર્તે છે. હું જ્યારે ધક્કામુક્કી કરીને બસમાં જગા મેળવી શકું છું ત્યારે આ સ્થિતિ કોઈ પણ રીતે ખરાબ છે એવો વિચારેય મને આવતો નથી. પણ મારી પછી આવેલા મને ગરદનમાંથી પકડી દૂર હડસેલીને કેવળ પશુબળને લીધે જ બસમાં ચઢી જાય છે ને 'જગા નહિ, દુસરા ગાડી,' એમ કહીને બસની અંદર પરાણે દાખલ થઈને ફોરસ આગળ ઊભા રહેલા મારા શરીરને હળવેથી અડકીને કંડકટર જ્યારે નીચે ઉતારે છે ત્યારે મારો પુણ્ય પ્રકોપ ભભૂકી ઊઠે છે:

'હું આગળ હતો. પાછળથી આવેલાઓ ધક્કો મારીને અંદર ઘૂસી ગયા. એ કેમ ચાલે? અહીં 'ક્યુ' હોવી જોઈએ,' એવી ફરિયાદ હું કરવા માંડું છું. થોડા દિવસ પર એ જગાએ 'ક્યુ' રચવાનો પ્રયત્ન એક સિપાઈની મદદથી અમે કર્યો. હું હારમાં લગભગ છેલ્લો હતો. એક પછી એક આવતી બસોમાં મારી આગળનાઓને ચઢતા જોઈને હું નિરાશ થઈ ગયો. આના કરતાં તો પહેલાંની માફક ધક્કામુક્કી કરી ચઢી જતા હતા તે જ સારું હતું એમ મને થયું. આખરે મારો નંબર સૌથી આગળ આવ્યો. હવેની બસમાં મને ચોક્કસ જગા મળશે એમ મને લાગ્યું. પણ તે દરમ્યાન આગળની બસમાં સિપાઈ દાદા,' દમયંતીને નિરાધાર દશામાં મૂકીને અડધી રાતે નળરાજા નાસી ગયા હતા તેમ, અમારી હારને લાચાર સ્થિતિમાં મૂકીને ચાલી ગયા હતા, તેની મને ખબર નહોતી. બસ આવી, અને સિપાઈના અંકુશ-

માંથી છૂટેલા હારના માણસો ધક્કામુક્કી કરી, જેને જેમ ફાવે તેમ, અંદર દાખલ થઈ ગયા. ને 'હવે તો મને ચોક્કસ જગા મળશે જ' એવી આશામાં ને આશામાં શાંત ચિત્તે ઊભેલો હું વાં ખાતો રહી ગયો ને મારી પાછળનાઓને લઈને ચાલી જતી બસને મોં ફાડીને જોતો ઊભો રહ્યો.

'ક્યુ' બનાવીને પછી સિપાઈ ક્યાં ભાગી ગયો? આપણા લોકોમાં જરા પણ સભ્યતા કે શિસ્ત નથી. શું સિપાઈ હોય તો જ આપણે 'ક્યુ' સાચવી શકીએ? આપણી મેળે હારને અખંડિત ન રાખી શકીએ? બહારના અંકુશ સિવાય આપણી પોતાની મેળે નિયમનું પાલન ન કરી શકીએ? આવા આવા અનેક વિચાર મને આવ્યા પણ તે વેળા હું પોતે પણ વગરઅંકુશે આવા નિયમોનું પાલન ભાગ્યે જ કરું છું એ વાત ભૂલી ગયો હતો!

'ક્યુ' વિષેનું આ નાનકડું ઉદાહરણ આપણી આખી અંકુશની પ્રથાને લાગુ પડી શકાય તેમ છે. એ હોય છે ત્યારે ગમતા નથી, કારણકે એમાં સૌને કોઈ ને કોઈ પ્રકારનો ભોગ આપવો પડે છે એ જાય છે ત્યારે આપણાથી ધાર્યા પ્રમાણમાં નિરંકુશતાનો લાભ ઉઠાવી શકાતો નથી. બીજાઓ એનો લાભ ઉઠાવી જાય છે ને આપણે હેરાન થવું પડે છે. આપણા કરતાં નબળા હોય છે તેના કરતાં આપણે નિરંકુશ સ્થિતિનો વધારે લાભ ઉઠાવીએ છીએ, પણ આપણી નજર હંમેશાં ઊંચે હોય છે. આપણા કરતાં વધારે શક્તિશાળી કે સાધનસંપન્ન પુરુષો આપણાથી વિશેષ પ્રમાણમાં એવી સ્થિતિનો લાભ ઉઠાવતા હોય છે તે તરફ જ આપણી દૃષ્ટિ રહે છે અને તે કારણે અંકુશની ગેરહાજરી આપણને સાલે છે.

બહારના દબાણ વિના લોકો અમુક નિયમો સારા છે માટે તેનું અનુકરણ કરવું જોઈએ એમ સમજીને એ નિયમો પ્રમાણે ચાલશે એમ આપણને શરૂઆતમાં લાગે છે, ને તેથી અંકુશને દૂર કરવાનો અખતરો અજમાવી જોઈએ છીએ પણ એ અખતરો ભારે પડી જાય છે, કારણકે બહારના દબાણ વિના બીજાને લોકો પોતાનું કલ્યાણ થતું હોય, પછી ભલે એ કલ્યાણ કોઈક ગેરવાજબી, અન્યાયી ને અપ્રામાણિક માર્ગે થતું હોય તો તે જતું કરવા મોટા ભાગના લોકો તૈયાર હોતા નથી.

મનુષ્ય સામાજિક પ્રાણી છે. કુટુંબ, જ્ઞાતિ, રાષ્ટ્ર, સમાજ આદિ સંસ્થામાં રહેવું એને ગમે છે, પણ એ એકલપેટો પણ એટલો જ છે. એને જ્ઞાતિ, રાષ્ટ્ર કે સમાજનું ભલું કરવા માટે પોતાને કંઈક ગુમાવવું પડે તે બહુ રુચતું નથી. સમાજ પાસેથી એ ઘણુંખરું કંઈક લેવા માગે છે, સમાજને દેવા ભાગ્યે જ ઇચ્છે છે.

જેના પર સ્નેહ હોય તેને ખાતર સહન કરવું માણસને અઘરું લાગતું નથી, ઊલટું પ્રિયજનને કાજે સહન કરવામાં ઘણાને આનંદ આવે છે. આમ છતાં કોઈક ગમતી વસ્તુ એક જ જણને મળે એમ હોય ત્યારે કોઈક વાર પોતાને ખબર પણ ન પડે એવી રીતે પતિ કે પત્ની બીજાને મૂકીને તેનો ઉપભોગ કરી લે છે. અંધ પતિને ખાતર આંખે પાટા બાંધી સ્વેચ્છાએ અંધત્વ સ્વીકારનાર ગાંધારી હાથે ફળને તોડવા ખાતર પુત્રોના શબ પર ચઢે એ બહુ વિચિત્ર લાગે છે. પણ એવું પણ ઘણીવાર સારા માણસથી થઈ જાય છે.

આમ જેને ખાતર બલિદાન આપવાનું મન થાય તેને પણ કોઈક વાર વિસારી માણસ પોતાનો સ્વાર્થ સાધી લે છે, તો સમાજ જેવી સંસ્થા, જેના પર પ્રેમ રાખવો

એ બહુ મુશ્કેલ છે, તેના કલ્યાણ ખાતર સ્વેચ્છાએ ભોગ આપવા માણસ ભાગ્યે જ તૈયાર થાય. આટલા માટે સમાજ, રાષ્ટ્ર, ધર્મ આદિ તરફથી અમુક અંકુશોનું નિર્માણ કરવામાં આવે છે. સામાન્ય માણસો ફરિયાદ કરતા કરતા પણ એ અંકુશો પાળે છે, કોઈક વાર એનો ભંગ પણ કરે છે; પરંતુ મોટે ભાગે એ અંકુશોનું પાલન કરે છે. અધમ પુરુષો પોતે એનો ભંગ કરે છે પણ બીજાઓ એનો ભંગ કરે તે સામે ફરિયાદ ઉઠાવે છે ને બની શકે તો બીજાઓ પાસે પરાણે એનું પાલન કરાવે છે. ઉત્તમ પુરુષો જાણે સ્વાભાવિક હોય એ રીતે એ અંકુશોનું પાલન કરે છે અને બીજાઓ પાસે, એમને બહુ કઠણ ન લાગે એ રીતે, એનું પાલન પણ કરાવે છે.

બુદ્ધિની ને શરીરની બાલ્યાવસ્થામાં બહારના અંકુશો જરૂરી હોય છે. પાળનારને ગમતા નથી પણ પરાણે એને એ પાળવા પડે છે. એ જો એનું પાલન ન કરે તો એનું ને એની આસપાસનાનું અકલ્યાણ થાય. શરીર ને મન પ્રૌઢ થતાં માણસ સ્વેચ્છાએ અંકુશ પાળે છે. એ પોતે જ પોતાના અંકુશો ઘડે છે ને તેનું ચુસ્તપણે પાલન કરે છે. શરીર, મન તથા આત્માનો સંપૂર્ણ વિકાસ થતાં એ બધા અંકુશોને ફગાવી દઈ શકે છે. આધ્યાત્મિક જ્ઞાનના શિખરે પહોંચેલો અથવા યોગ કે ભક્તિની પરા કોટીએ પહોંચેલો મનુષ્ય સર્વતંત્ર સ્વતંત્ર થઈ જાય છે. કવિઓ માટે કહેવાય છે કે निरंकुशाः कवयः એટલે કે કવિઓ નિરંકુશ હોય છે. અહીં કવિ એટલે કાવ્યો લખનાર જ સમજવાનું નથી. પણ કવિ એટલે ક્રાંતદર્શી એવો અર્થ લેવાનો છે. પરંતુ આ જાતની નિરંકુશતા એ જંગલી પ્રાણીના જેવી હોતી નથી. યમ, નિયમ, ધ્યાન, ધારણા, જપ, તપ આદિ અનેક પ્રકારના અંકુશો પોતાની જાત પર મૂકીને પ્રાપ્ત કરેલી એ સ્થિતિ છે.

જ્ઞાતિ, રાષ્ટ્ર, સમાજ વગેરેના સ્વાસ્થ્ય ને પ્રગતિ માટે જાતજાતના નિયમો ને ધારાઓ ઘડવા પડે છે, અણગમતા અંકુશો પણ વ્યક્તિઓ પર મૂકવા પડે છે. એ નિયમો ને અંકુશો કેટલીક વાર વધારે પડતા કડક પણ હોય છે ને તેથી વ્યક્તિને હેરાન થવું પડે છે; ને ત્યારે એ એવા અંકુશો સામે બળવો જગાડવાની વાત કરે છે. પણ એનો બળવો સફળ થાય અને એ સત્તાસ્થાને આવે તો એને પણ નવા અંકુશો મૂકવા પડે છે. અંકુશ ને બંધનની સામે થઈને તેને તોડનારાઓ, પ્રણાલિકાનો ભંગ કરી વિજયશ્રીને વરનારાઓ ને સમાજ તથા રાજના અત્યાચારી કાયદાઓનો ભાંગીને ભૂકો કરી વીરનું બિરુદ મેળવનારાઓને પણ વિજય મેળવ્યા પછી તેને ટકાવી રાખવા ખાતર કોઈ ને કોઈ રીતના અંકુશો ને બંધનો મૂકવા પડે છે, નવીન પ્રકારની પ્રણાલિકા ઘડવી પડે છે અને એમના સિવાયના બીજાઓને અત્યાચાર લાગે એવા કડક કાયદાઓ પણ ઘડવા પડે છે. આમ અમુક અંકુશોના વિરોધીઓને પણ કોઈ ને કોઈ પ્રકારના અંકુશો મૂક્યા વિના ચાલતું નથી.

☆

અમદાવાદમાં માપબંધી દાખલ થયા પછીના દિવસોમાં રાયપુર ખાતે રહેતા મંદિરના એક પૂજારીએ માપબંધીના કાર્ડમાં નીચે પ્રમાણે નામો લખ્યાં હતાં:

'રાજરાજેશ્વર મહાદેવ તે ઈશ્વરના પુત્ર; મહાદેવનાં પત્ની ગૌરી; મહાદેવના પુત્ર ગણેશ; અને પોઠિયો નંદી.'

વાહ પૂજારી !

# ૩૦મી જાન્યુઆરી

: શ્રી. ઇંદ્ર વસાવડા

એમ. એ.

: નાટ્યકારે બહુ સુંદર રીતે ૩૦મી જાન્યુઆરીના વજ્રાઘાતને નાટકમાં ગૂંથી લીધો છે. સ્પષ્ટ કહ્યા વિના એમણે દર્શાવ્યું છે કે મહાત્માજીની હત્યાનું પાપ આપણા સૌના શિરે છે. મળેલી સ્વતંત્રતાનો જેમણે દુરુપયોગ કર્યો તેમણે પૂ. બાપુ માટે આ દુનિયામાં રહેવાનું અશક્ય કરી મૂક્યું ! ભલભલા માનવીઓ આ વર્ષોમાં નાણાંના મોહમાં સાનભાન ભૂલી ગયા છે. શ્રી. વસાવડાએ જે ચિત્રો રજૂ કર્યાં છે, તેની યથાર્થતાનો કોણ ઇન્કાર કરી શકે એમ છે ?

[સ્ટેશન માસ્તરનું ઘર. ઊભો એક ખાટલો છે. ઘર શોભ્યું છે. ફાટેલી બે ઝંડી, લાલ ને લીલી. માસ્તર હુવાલથી શરીર લૂછતાલૂછતા પ્રવેશ કરે છે.]

સ્ટે. મા. : ॐ नमः शिवाय। ॐ नमः शिवाय। ॐ नमो भगवते वासुदेवाय। ॐ नम कृष्णाय। (જોરથી બૂમ પાડીને) છગન...અરે છગનિયા...!

સરલા : (અંદરથી) કેમ શું છે? છગનનું શું કામ છે વળી ?

સ્ટે. મા. : ક ક કે—કંઈ નહિ, કંઈ નહિ બહેન !

સરલા : (પ્રવેશીને) હું પૂજાની તૈયારી કરું છું. તમે જલદીજલદી પૂજા કરી નાખો.

[સરલા પાટ પર પૂજાની તૈયારી કરે છે.]

સ્ટે. મા. : જરૂર જરૂર. પૂજા તો હું હમણાં કરી લઉં છું. (પાટ ઉપર બેસીને) પણ બહેન, તું ચા લાવે છે ને ? (મરણ તમાકવાં તમાકવાં) ॐ ह्रीं ह्रीं हुम् हुम् नमधायुष्काये ॐ ॐ नमः श्रीशंकराय। ॐ ॐ नमो गणपतये। ॐ नमः इन्द्राय। ॐ नमो वरुणाय। ઓ...ચા લાવજો તો...

સરલા : લાવી...ઈ...ઈ (માસ્તર પ્રાણાયામ કરે છે તે પછી ચા લઈને આવે છે.)

સ્ટે. મા. : (એકદમ આંખ ખોલીને) વાહ! વાહ! વાહ! મારી સરલા બહેન! લાવ ચા લાવ!

સરલા : ભાઈ! તમે હવે તમારી ચા જરા ઓછી કરો તો સારું.

સ્ટે. મા. : ચા? ચા ઓછી કરું? અશક્ય, અસંભવિત, ઇમ્પોસિબલ (Impossible).

સરલા : કેમ? જુઓ. તમે દિવસઆખામાં પચીસથી ત્રીસ પ્યાલા ચાના ગટગટાવી જાઓ છો અને તેથી જમતી વખતે કાંઈ ખવાતું નથી. માટે તમારે ચા ઓછી કરવી જ જોઈએ.

સ્ટે. મા. : ॐ नमो महादेवाय पार्वतीपतये भूतानाम् पतये नमो नमः।

સરલા : કેમ જવાબ ટાળો છો?

સ્ટે. મા. : બહેન એમ કે બધું કે—હું કહેવા માગું છું કે—હા! હા! પીયૂષ જાગ્યો કે નહિ?

સરલા : હજી તો સૂતો છે. જોયું, હું કહેવાનું ભૂલી ગઈ. હું હમણાં જ શીરો તૈયાર કરીને લાવું છું. તેટલામાં તમે સત્યનારાયણની કથા વાંચવાનું શરૂ કરો તો...

સ્ટે. મા. : કેમ? આજે સત્યનારાયણની કથા?

સરલા : એ તમારે પૂછવાનું નથી.

સ્ટે. મા. : પૂછવાનું? હા. હા. પૂછવાનું કામ તો નથી, છતાં પૂછી નાખું છું, બહેન (સહેજ લાડભર્યા સ્વરે) જ્યારે ને ત્યારે તું મને પૂછ્યા વગર કથા માની લે છે અને પછી મારે તે કરવી પડે છે.

સરલા : તમારાથી ન થતી હોય તો

ભાઈ! ના પાડી દો. હું કરી લઈશ.

સ્ટે. મા.: પણ તું નાની વાતમાં શા માટે ક્રોધાયમાન થઈ જાય છે? તારા કહેવા પ્રમાણે-(નિશ્વાસ સહિત) બહેન, પીયૂષની માનું મૃત્યુ થયું ત્યારથી તું...હું મારી નાની બહેન હોવા છતાં મારું જતન કરે છે. મને લાડ લડાવે છે. પણ યાદ રાખજે કોઈ દિવસ ભારે થઈ પડશે.

સરલા: વધારે બોલશો નહિ. મારે નથી સાંભળવું. હું તો આ ચાલી.

સ્ટે. મા.: સાંભળ બહેન! તું આવી ન હોત તો મારો પીયૂષ આટલો મોટો થાત ખરો? તે તો તેની મા સાથે જ મરણ પથારીએ પડ્યો હતો; અને તેં જ-તારી સેવાએ જ તેને જીવતદાન આપ્યું, તે શું હું નથી જાણતો? અરે છગન......! ઓ રે છગનિયા......

સરલા: છગન છગન કરતા કરતા હવે તમે કથા કરવી શરૂ કરો તો સારું.

[ સરલા જાય છે. છગન પ્રવેશ કરે છે. ]

છગન: માહતર છાબ!

સ્ટે. મા.: કેમ અલ્યા છગનિયા! ક્યાં હતો તું? ભેંસ દોહી નાખી કે નહિ?

છગન: દોહી નાખી છે હો! પણ જોની, એમ કે'વા આઈવો 'તો કે પાટામાં ઉકા પટેલની ભેંહનો પગ ભરાઈ ગ્યો 'તો!

સ્ટે. મા.: તે પછી શું કર્યું? સાંધાવાળાને બોલાવ્યો કે નહિ?

છગન: હોવે! એમાં જ તો હહરીનું મોડું થિયું જો!

સરલા: (અંદરથી) હવે તમે કૃપા કરીને જલદી કરો. પેલી ગુડ્ઝ આવવાની છે, ક્યારે જશો સ્ટેશને?

સ્ટે. મા.: (ગાલ પર થપાટ મારીને) ઓ ...બેસ છગનિયા, કથા સાંભળ.

[ રાગડો તાણીને ગાતાંગાતાં ]

एकदा नैमिषारण्ये ऋषयः शौनकादयः ।
प्रपच्छुः मुनयः सर्वे सूतम् पौराणिकम् खलु ॥

શું સમજ્યો છગનિયા...

છગન: હરે! હરે!

સ્ટે. મા.: હરે હરે શું કરે છે?–સમજે છે એનો ભાવાર્થ? લે સાંભળ–(કથા કરવાના સૂરમાં) એક દિવસ જે કહેવાય છે તે–નૈમિષારણ્યમાં એટલે કે જંગલમાં–શૌનક વગેરે ઋષિઓ બેઠા હતા. જે કહેવાય છે તે એક દિવસ સૂત પુરાણી પૂછતા હતા–સમજ્યો કે?

છગન: હરે! હરે!

[ પીયૂષ પ્રવેશ કરે છે. ]

પીયૂષ: મોટાભાઈ, મોટાભાઈ!

સ્ટે. મા.: કેમ બેટા?

પીયૂષ: આ...આ કેરી જોઈ? આંબા ઉપરથી પાડી.

સ્ટે. મા.: તેં પાડી?

પીયૂષ: હા.

સ્ટે. મા.: કેવી રીતે પાડી?

પીયૂષ: ચડીને. હેં મોટાભાઈ! તમને ઝાડ ઉપર ચડતાં આવડે છે? કેવી મજા આવે? નદીકાંઠે આંબાની ડાળીએ બેઠો-બેઠો કોયલ સાથે હું ગાયા જ કરું એવું-એવું મને મન થાય છે.

સ્ટે. મા: ના! ના! ના! ના! ઝાડ પર ચડવાનું નથી ભા! પડી જવાય.

સરલા: (અંદરથી) કથા પૂરી થઈ કે?

સ્ટે. મા.: ॐ ॐ श्रीसत्यनारायणाय नमो नमः હાં, તે છગનિયા, જે કહેવાય તે એક દિવસ નારદમુનિ

एकदा नारदो योगी परानुग्रहकांक्षया ।
पर्यटन् विविधाँल्लोकान् मर्त्यलोकमुपागतः ॥

છગન: હરે! હરે!

સ્ટે. મા.: તે નારદમુનિ ચાલતાંચાલતાં–

(દૂરથી કોઈ ગાન સંભળાય છે) અરે! આ શું સંભળાય છે?

[દરમ્યાન બાળકો પડદા પાછળથી ગાતાં સંભળાય છે:]

બાળકો:

કોઈ નહિ હૈ ગૈર બાબા–કોઈ નહિ હૈ ગૈર.
હિંદુ મુસ્લિમ પારસી ઈસાઈ,
સબ હૈ ભાઈ ભાઈ, ગંગામાઈ સબકી માઈ,
મત રખ મનમેં બૈર-બાબા કોઈ નહિ ગૈર.

[આ સ્પષ્ટ ગીત સાંભળીને સ્ટે મા છગનને પૂછે છે]

સ્ટે. મા.: સવારના પહોરમાં આ ધતીંગ શું છે? કોણ છે એ લોકો!

છગન: એ તો એ તો, પેલા પેલા, ગાંધીટોપીવાળા માગતા દેખાતા ફરતા દેખું એ.

પીયૂષ: મોટાભાઈ, મોટાભાઈ હું હું જોઈ આવું! (જવાબની રાહ જોયા વગર દોડે છે.)

સ્ટે. મા.: રહેવા દે, રહેવા દે.

પીયૂષ: એ...આવ્યો.

[રંગમંચ પરથી પડદા પાછળ જઈ તુરત પીયૂષ પાછો ફરે છે]

પીયૂષ: મોટાભાઈ, મોટાભાઈ. સરસ, સરસ! એ તો–એ તો–છોકરાઓ અને છોકરીઓ ગાતાંગાતાં આવે છે. હું હું બોલાવી લાવું છું.

સ્ટે. મા.: ના, ના. રહેવા દે. જે કહેવાય છે તે–

[સેળેક નાનાં ભાઈ બહેનો ખાદીની ટોપી, કફની વગેરે પહેરેલાં પ્રવેશ કરે છે. ને ગાય છે.]

બાળકો:

કૌમ કૌમ કે ઝગડે પાલે,
પડ ગયે ઉસસે જાનકે લાલે;
ભાઈ ભાઈ કા ખુન બહાયે,
કાહેકા હૈ યહ બૈર
બાબા કોઈ નહિ હૈ ગૈર.

સ્ટે. મા.: (ક્રોધમાં) બધ કરો, બંધ તમારા રાગડા. શા માટે કાન ફોડો બધા?

એક યુવક: માસ્તર સાહેબ! દેશના પડેલા ભાગલાથી ઉત્પન્ન થયેલા મહા ક્યામતમાં આપણાં અનેક ભાઈબહેનો હોમાઈ ગયાં છે. લાખો લોકો અણધારી આફતમાં આવી પડ્યાં છે. તેમને માટે રાહત અર્થે અમે આપની પાસે ભિક્ષા માગવા આવ્યા છીએ.

સ્ટે. મા.: ભિક્ષા? ભિક્ષા? હેં! હેં! ભિક્ષા તો બ્રામણ માગે બામણ. તમે બામણ છો?

યુવક: માસ્તર સાહેબ, દેશનાં અસંખ્ય ભાઈબહેનોના દારુણ સંકટ સમયે આપ આપનાથી....

સ્ટે. મા.: જુઓને ભાઈ, સવારના પહોરમાં આ બધી ધમાલ મને પસંદ નથી. વળી અમે તો સ્ટેશન માસ્તરો–રેલવેના કર્મચારીઓ અત્યારે દેશની જે સેવા અમે કરી રહ્યા છીએ તેનો તમને ખ્યાલ છે ખરો? અરે મિસ્તર, અમારા જ પુણ્યપ્રતાપે આઈ મીન (*I Mean*) પ્રતાપે લાખો લોકોને ખાવાનું મળે છે. અને જો અમે હડતાળ પર ઊતરીએ તો જાણો છો–દેશની શી સ્થિતિ થાય? લોકો ભૂખે મરે ભૂખે–સમજ્યા તમે મિસ્તર! અને ન સમજ્યા હો તો આવજો ફુરસદને સમયે ત્યારે સમજાવીશ અને આંકડા બતાવીશ કે અમે દેશની કેટલી મહાન સેવા કરી છે.

સરલા: (અંદરથી) શી છે આ ધમાલ (પ્રવેશીને) લ્યો આ શીરો, તમે ...

સ્ટે. મા.: એને આ લોકો–ભૂલ્યો.

तत्र नारायणं देव शुक्लवर्णचतुर्भुजम्।
शंखचक्रगदापद्मवनमालाविभूषितम्॥

જે કહેવાય છે તે–મિસ્તરો તમે જઈ શકો છો.

પીયૂષ: મોટાભાઈ, આપોને કંઈ–

સ્ટે. મા.: તું પણ એવો જ પાક્યો.

સરલા : તમે પૂજા કરી નાખો. (વિદ્યાર્થીઓને ધીમેથી) ભાઈઓ, તમે છે ને પેલી બાજુ આવો હો–

સ્ટે. મા. : (બૂમ પાડીને) બહેન, બહેન સરલા! જો તને સાફ સાફ કહી દઉં છું. એક રાતી પાઈ પણ આપવાની નથી. બધી જ વાતમાં તારે વચમાં પડવાનું નથી. છેવટે ન માને તો એકાદ પૈસો–જે કહેવાય છે તે–શંખ, ચક્ર, ગદા, પદ્મ હાથમાં છે–

[હાથમાં ઝંડી લઈ સાંધાવાળો પ્રવેશ કરે છે.]

સાંધાવાળો : સાહેબ, સાહેબ. છોટા માસ્તર કહેવડાવે છે કે પ્લેટીયર સાહેબનો ટેલો આવે છે. પાંચ મિનિટમાં જલદી બોલાવે છે આપને.

સ્ટે. મા. : ઓ–ઓ–ઓ જ્યાં જુઓ ત્યાં વિઘ્ન વિઘ્ન ને વિઘ્ન. કથા પૂરી કરવા જ નહિ દે. (એકદમ ઊભા થઈ હાથ જોડી) સત્યનારાયણ દેવ, હે મહાજનવાણિયાની લાજ રાખનારા અલો! માફ કરજે મને (ગાલ પર થાપટ મારીને અને હાથ જોડીને) અરે છગનિયા, જલદી કર. મારો કોટ લાવ. સરલા, મારી ટોપી લાવ. અરે ઝંડીવાળા બબૂચક, મારા જોડા લાવ. અરે મૂર્ખ છગનિયા, શર્ટ વગર આ કોટ શા માટે લાવ્યો? અરરર–અરરર–પેલો તારો કાકો આવી જશે. (આ બધી વસ્તુઓ પહેરતાં ટોપી માથા પર નાખતો સ્ટે. મા. દોડે છે)

*

## બીજું દૃશ્ય

[સ્ટેશનનો એક ભાગ. પાનવાળો પાન બનાવતો દેખાય છે. પડખે જ સ્ટેશન માસ્તરની ઑફિસ છે.]

પાનવાળો : (પાન બનાવતાં ગાય છે.)

મેરા પાન મસાલેદાર, મેરા પાન મસાલેદાર,
જીસકો ખાતે સબ સરદાર,
ગરીબ તવંગર પૈસાદાર
બાબુ મેરા પાન મસાલેદાર
બર્મન ખાતે, બનિયા ખાતે, કોંગ્રેસી સરદાર;
હિન્દુ ખાતે, મુસ્લિમ ખાતે, ખાતે મૂછાલે થાનેદાર
મેરા પાન મસાલેદાર,
બાબુ મેરા પાન મસાલેદાર.

(બુલંદ અવાજે) અય પાન બીડી બાક્સ.

[બે ત્રણ મુસાફરો પાન લઈ ખાતા જાય છે ને બીજી બાજુથી પીયૂષ પ્રવેશે છે.]

પીયૂષ : પાનવાલે ભૈયાજી, ઓ પાનવાલે ભૈયાજી.

પાનવાળો : આઈયે, આઈયે પીયૂષ લલ્લા આઈએ!

પીયૂષ : ભૈયાજી, તમે–તમે આવી ટોપી કેમ પહેરો છો?

પાનવાળો : મેરે લલ્લા, હમારે દેશમેં સબ લોગ ઐસી હી ટોપી પહનતે હૈં–સો હમ ભી પહનતે હૈં.

પીયૂષ : તમારો દેશ કયો?

પાનવાળો : બહુત દૂર–બહુત દૂર હૈ હમારા દેશ.

પીયૂષ : દૂર–બહુત દૂર? આકાશ જેટલો દૂર.

પાનવાળો : (હસતાંહસતાં) ઈતના દૂર તો નહીં–ફિર ભી બહુત દૂર. ઉત્તર હિંદુસ્તાનમેં હરદ્વારકે પાસ હમારા ગાંવ હૈ.

પીયૂષ : હરદ્વાર? હરદ્વાર હિમાલય પાસે? તમારું ગામ બહુ સુંદર છે, ભૈયાજી?

પાનવાળો : બહુત સુંદર હૈ ગાંવકે પાસ હી ગંગાજી કલકલ કરતી બહતી હૈ. ઔર–ઔર ગાંવકી અમરાઈમાં...

પીયૂષ : ગામની આંબાવાડીમાં તમે–તોડીતોડીને કેરીઓ ખાતા હશો?

પાનવાળો : હા મેરે લલ્લા! બચપનમેં તો હમ ગંગાજીમેં ડૂબકિયાં લગાતે, નહાતે, ઔર તૈરતે ઔર દોપહરકો ગાંવકી અમરાઈયોંમેં, જાકર કચ્ચી કેરીયાં ખાતે ઔર કભીકભી તો ડાલતક આમ ભી ઉડાતે.

પીયૂષ : (જિજ્ઞાસાથી) તમને તરતાં સરસ આવડતું કે?

પાનવાળો : હાં હાં, મેરે લલ્લા. જમુન કે બડે પેડ પર ચઢકર ઉપરસે હી ગંગાજીમેં ગોતા લગાતે ઔર હમારી કૂદતે હી ગંગાજી કી તરંગે આકાશકો છૂને માનો હોડ કરતી.

પીયૂષ : હા, હા, હા. કેવી મજા આવતી હશે! સુંદર ગંગાજી, શીતળ અને મીઠાં, તેનાં પાણી, અને તેમાં તરતાં તમને કેવી મજા આવતી હશે! અને–અને તમે ઝૂલો નાખી ઝાડ પર ઝૂલતા કે ?

પાનવાળો : હાં હાં મેરે લલ્લા. સાવન-ભાદોં મેં ગંગાજી કે તટ પર એક બડે બરગદ કે પેડ પર હમ ઝૂલા ડાલતે ઔર ચાંદની રાતમેં હમ ઝૂલે પર ગોડિયાં લગાતે. બરગદ કે એક સિરેસે દૂસરે સિરે તક ઔર દૂર દૂરકી બરગદકી ઊંચીઊંચી ડાલિયોંસે ઝૂલતે ઝૂલતે પત્તે તોડતે.

પીયૂષ : અહાહા! ગંગાજીના તટ પર વડલો હશે; ગંગાજીનાં પાણી ખળખળ ખળખળ વહેતાં હશે; વડલાની ડાળ પર મોટો ઝૂલો નાખ્યો હશે અને રાતને વખતે આકાશમાં ચાંદા મામા હસતાહસતા આવ્યા હશે ને તમે ઝૂલા પર ઊભાઊભા, તારલાઓને જોતાજોતા ઝૂલતા હશો. હે ભૈયાજી, તમારે ઘેર બીજું કોણ છે ?

પાનવાળો : મેરે ઘર ? મેરે ઘર તુમ્હારે જીતની એક છોટીસી લડકી હૈ.

પીયૂષ : શું નામ તેનું ?

પાનવાળો : નામ હૈ ઉસકા ચંદા.

પીયૂષ : ચંદા! કેટલું સુંદર નામ છે! તે પણ ઝૂલતી હશે.

પાનવાળો : શાયદ વહ ભી ઝૂલતી હોગી.

પીયૂષ : ભૈયાજી, તમારું ગામ મને બહુ ગમે છે. લઈ જશો મને ત્યાં ?

પાનવાળો : જરૂર, જરૂર. કયોં નહીં ? જરૂર લે જાઉંગા. મેરે લલ્લા! મોટરમેં બિઠાકર, અપને ગૉંવસેં તુમ્હેં હરદ્વાર લે જાઉંગા. વહાં તુમ ગંગાજીમેં સ્નાન કરના. ફિર મૈં તુમ્હેં હૃષીકેશ લે જાઉંગા. વહાં લછમનઝૂલા દિખલાઉંગા. વહાં બડે બડે સુંદર આશ્રમ હૈં. વહાં સ્વર્ગાશ્રમ કે દર્શન કરાઉંગા.

પીયૂષ : સ્વર્ગાશ્રમ ? ત્યાં સ્વર્ગ આવ્યું ? મોટાભાઈ તો કહેતા હતા કે સ્વર્ગ તો આકાશમાં દૂર દૂર આવ્યું છે.

પાનવાળો : કૈસી કૈસી વિચિત્ર ગૂઢ બાતેં કરતે હો તુમ! સચ તુમ તો બડે આદમી બનોગે. બડે બનકર પ્રાઈમમિનિસ્ટર બનોગે. હમારે પંડિત જવાહરલાલ જૈસે.

પીયૂષ : ના–પ...ણ...ના...

પાનવાળો : તો કયા બનોગે ?

પીયૂષ : ગાંધીજી.

પાનવાળો : જીતે રહો, જીતે રહો મેરે લલ્લા, બનના જરૂર બનના. હજારોં લાખોં લોગોંકે આંસુ પોંછના. અરે! તુમ કાંપતે કયોં હો !

પીયૂષ : એ તો સહેજ ટાઢ લાગે છે.

પાનવાળો : ઇધર આઓ–ઇધર આઓ. તુમ ઠંડીસે તો કાંપ રહે હો. જાઓ ઘર જાકર સો જાઓ. તુમ્હેં બુખાર આયગા.

પીયૂષ : જાઉં ? અચ્છા.

[ પીયૂષ જાય છે—એક ખાદીધારી વ્યક્તિ પ્રવેશે છે. ]

પાનવાળો : જય રામજીકી, જય રામજીકી મનહર બાબુ.

મનહર : જય હિંદ, જય હિંદ. કહો મનોહર સો હો ભૈયાજી! સ્ટેશન માસ્તર આવ્યા કે ?

પાનવાળો : આતે હોંગે.

મનહર : (સ્વગત) વિચિત્ર સમસ્યા છે. વેગન મળતાં નથી અને મારો વેપાર પડી ભાંગ્યો છે. આવી અંધાધૂંધી તો અંગ્રેજોના રાજ્યમાં પણ ન હતી.

[ સામેથી સ્ટેશન માસ્તર પ્રવેશ કરે છે. ]

મનહર : જય હિંદ, જય હિંદ! માસ્તર સાહેબ!

સ્ટે. મા.: જય, જય, જય. આવો મનહરભાઈ, કેમ છો ?

મનહર: ઠીક છે, ઠીક છે. આપની તબિયત તો મજામાં છે ને ?

સ્ટે. મા.: ઓહો, શા સમાચાર છે ?

મનહર: સમાચાર? તમે જાણો તો છો. પંજાબના હત્યાકાંડને અંગે લાખો લોકો ઘરબાર વિનાના થઈ ગયા. અને આ કરુણ કહાણી સાંભળું છું અને મારાં રૂંવાડે રૂંવાડાં ઊભાં થઈ જાય છે.

સ્ટે. મા.: હં. હં. ઠીક છે, ખરું છે. પણ તકદીર–નસીબ–ખાટી, તો ઈશ્વરેચ્છા બલીયસી.

મનહર: પણ તે લોકો માટે કાંઈ કરવું જ પડશે ને ?

સ્ટે. મા.: જરૂર, જરૂર. એ તો કોંગ્રેસ છે એટલે કરશે જ ને.

મનહર: હા હા. તેથી જ તો એ કામની શરૂઆત કરી દીધી છે અને શાળાના વિદ્યાર્થીઓની ટુકડી ગામમાં ફરે છે–અને નાણાં ઉઘરાવે છે. એ બધાં જ નાણાં કેન્દ્રીય રાહત સમિતિને મોકલવાનાં છે.

સ્ટે. મા.: ઠીક, ઠીક. ચા પીશો ? છગન–અરે છગનિયા...

[ છગન આવે છે ]

છગન: હું છે માહતર છાબ.

સ્ટે. મા.: તું તો આવો ને આવો જ રહ્યો. જા, જા. બે કપ જલદી ચા લાવ.

મનહર: હું ચા નથી પીતો.

સ્ટે. મા.: તો કોફી ?

મનહર: કોફી ચાલશે–પણ તસ્દી–

સ્ટે. મા.: હવે તસ્દી અને બસ્દી. જા. જા. ઊભો છે શું બબૂચકની જેમ.

છગન: એક કોપ ચાય ને એક કોપ કોફી કે ?

સ્ટે. મા.: હા. હા. બે કપ ચા લાવશો તોપણ ચાલશે–અને એક કપ કોફી.

[ છગન જાય છે. ]

સ્ટે. મા.: હાં તો મનહરભાઈ, વેપાર બેપાર કેમ ચાલે છે ? મેં સાંભળ્યું છે કે તમારી પથરાની ખાણમાંથી એક ઉત્તમ જાતનો પથ્થર નીકળવા લાગ્યો છે !

મનહર: હાં. નવા પથ્થરની જાત તો બહુ સરસ છે અને ભાવની તો વાત જ ન પૂછો. એકએક વેગને દસહજારનો ફાયદો થાય એમ છે. પણ વેગન તમે આપો ત્યારે ને !

સ્ટે. મા.: (હસતાં) હા હા...વેગન ? હા હા...એ જ તો મહાન દુઃખ છે ને. ગવર્નમેન્ટની આ 'ફુડ મુવમેન્ટે' જ આ પત્તર આણી છે ને ભાઈ. જ્યાં જુઓ ત્યાં અનાજની ફેરબદલી. દેશના લોકો જાણે ભૂખ્યા ડાંસ બન્યા છે અને ગવર્નમેન્ટને અનાજ મોકલવા સિવાય જાણે બીજો ધંધો જ નથી. ભલે ને બીજા વેપારી મરે !

મનહર: હેં, હેં, હેં, પણ છે તો આપણી જ ગવર્નમેન્ટને ! વેપારીઓની એને કાંઈ જ નથી પડી. એ વાત પણ અમુક અંશે સત્ય છે. અને અનાજની ફેરબદલી કરવી પડે છે, એ પણ સત્ય છે. અનાજની તાણ છે તે પણ સત્ય છે; પણ મને એ પ્રશ્ન થાય છે કે 'નિર્વાસિતો માટે જલદીથી' ઘર બાંધવાં એ શું સત્ય નથી ? શું થાય ? પણ માસ્તર ! બે એક વેગન મળી જાય તો દસ હજારનો તડાકો જરૂર પડે, આ–આ હું એમ કહેતો હતો કે માસ્તર, અમારા જેવા વેપારીઓના વેપારમાં તમે એકાદ બે આની ભાગ રાખો એમાં શો વાંધો ?

સ્ટે. મા.: વેપારમાં ભાગ ? હેં, હેં, હેં. અરે મનહરભાઈ, મૂડી વગર વેપાર કેવા ? અમે તો રહ્યા ગરીબ માણસ.

મનહર: જન્મથી બધા જ ગરીબ છે. પુરુષાર્થથી પૈસાદાર થવાય. જુઓ, ૧૯૩૦ની લડતમાં હું મેટ્રિકમાં ભણતો હતો. મા નહિ, બાપ નહિ. મામાને ત્યાં રહી ભણતો. લડતમાં મેં ભાગ લીધો. જેલમાં ગયો. અને સ્વપુરુષાર્થથી અને ઈશ્વરકૃપાથી હું આજે થોડો વેપાર ખેડું છું અને તદુપરાંત છું—જિલ્લા કોંગ્રેસ સમિતિનો ઓનરરી સેક્રેટરી.

[છગન આવે છે.]

સ્ટે. મા.: શાબાશ, શાબાશ, લાવ ચા છગનિયા. મનહરભાઈ, આ તમે કોંગ્રેસવાળા ચા કેમ નથી પીતા એ જ મને સમજાતું નથી. ચા તો જીવનનો ચાહ છે. દુઃખી દર્દભર્યા દિલનું અમૃત છે—પીયૂષ છે.

છગન: સાબ, પીયૂષભાઈને સખત તાવ આવે છે. બેન કેવડાવતી છે, જલદી દવા મંગાવી આપવાની છે.

સ્ટે. મા.: હેં! તાવ? પીયૂષને તાવ? કેમ તાવ આવ્યો! (ઝડપથી એક નોકર આવે છે)

નોકર: સાબ, હેડકલાર્ક સાબ આવે છે.

મનહર (ઊભા થઈને): ચાલો તો જયહિંદ, હું જાઉં છું, વેગનનું થાય તો કરજો.

સ્ટે. મા.: ઠીક જોઈશ.

[મનહરભાઈ જાય છે. હેડકલાર્ક પ્રવેશે છે. હેડકલાર્કે લાંબો ડગલો પહેર્યો છે, પાઘડી ને ધોતિયું પહેર્યાં છે, લાકડી ચાલે ચાલે છે, ચાલે છે ધીમું. છે અને વિચિત્ર રીતે બોલતો હોય છે.]

હેડકલાર્ક: (ઊભા રહી સ્ટેશન માસ્તરને નીચેથી ઉપર અને ઉપરથી નીચે જુએ છે.) મ-મ-માસ્તર આ બધી શી ગરબડ છે? પ-પ-પ્રોટીયર સાહેબ કહેતા'તા કે તે દિવસ સી-સી-સીગલ ન આપતાં ગુ-ઉ-ગુ-ગુડઝ મોડી પડી. ટ-ટ-ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટ ઘણા ખખતા હતા.

સ્ટે. મા.: બેસો બેસો હેડકલાર્ક સાહેબ!

[છગન પ્રવેશ કરે છે.]

છગન: લે માસ્તર સાબ, દવા લઈ આઈ ધો.

સ્ટે. મા.: શાબાશ, શાબાશ છગનિયા, બેનને કહેજે કે હેડકલાર્ક સાહેબ આવ્યા છે અને અર્ધા કલાકમાં જ ટ્રેનમાં બેસીને પાછા જવાના છે, તો જલદીજલદી પૂરી, બટાટાનું શાક અને ચા બનાવી નાખે શું સમજ્યો? અને બે કપ ચા પણ લાવજે.

છગન: ચા? પાછી લાવું?

સ્ટે. મા.: (જરા ભાર સાથે) હા, હા, જલદી કર.

હેડકલાર્ક: ચ...ચ ચાયનું શું કામ છે? ઠીક ચાલશે.

[દોડતાદોડતા મનહરભાઈ આવે છે.]

મનહર: સાંભળ્યું? સાંભળ્યું?

સ્ટે. મા.: શું? શું?

મનહર: બાપુએ-બાપુએ ઉપવાસ કર્યા.

બન્ને: શું? ઉપવાસ! બાપુએ ઉપવાસ?

મનહર: હા, આમરણાંત.

સ્ટે. મા.: હરે હરે. બાપુને તે શું થયું છે! હિંદનું શું થવા બેઠું છે? પ્રભો! પ્રભો!

હેડકલાર્ક: શ...શ...શ શા માટે? મહાત્મા ગાંધીજીથી તો તોબા.

મનહર: હું જાઉં છું, વેગનનું થાય તો કરજો, જય હિંદ, જય હિંદ, જય હિંદ, હેડકલાર્ક સાહેબ!

સ્ટે. મા.: ભારે થઈ!

[એક પારસી ગૃહસ્થ, એક મારવાડી શેઠ અને એક દક્ષિણી ગૃહસ્થ આવે છે]

પારસી: સાહેબજી, સાહેબજી, કેમ બપાવા, સારા કની છેની? કોણ? હેડકલાર્ક સાહેબ! સાહેબજી, સાહેબજી બાવા.

[હાથ મિલાવે છે]

મારવાડી: જય જિનેંદ્ર, જય જિનેંદ્ર, મઝામાં તો છો ને શાબ?

દક્ષિણ.: નમસ્કાર, નમસ્કાર, તિલ ગુડગ્યા, તિલ ગુડગ્યા. મહાત્માજીના ઉપવાસ શરુ કેલા! (બધા આશ્ચર્યથી તેના તરફ જુએ છે.)

સ્ટે. મા.: બેસો, બેસો.

પારસી.: આઈ જુઓને માસ્તર સાહેબ, મકુંજે આ એક ખાસ કામથી આવ્યો છું; ને તેમાં દાડાકા હોરમજડની મહેરબાનીથી હેડકલાર્ક સાહેબ બી એબણ અહીંઆં છે તે તો ઘણું જ મઝેનું. કેમ શેઠજી?

મારવાડી.: ઘની મઝાની વાત છે, ઘની મઝાની વાત છે.

પારસી: કેમ કેલકર સાહેબ, તમુ કેમ નહીં બોલ્લા?

દક્ષિણ.: તમે જે વાત કહેતા છે તે અગદી છાન આહે.

પારસી: તે મકુંજે માસ્તર સાહેબ ને હેડકલાર્ક સાહેબ, હેં...હે...હેં અમારા શહેરના મેદીકલ ખાટામાં પેસ્તનજી કલાર્ક ઉતા તે બપાવા ઘની મંઝેની વાત કહેતા.

કામ કરું લાવો ભજ કલદારમ્,
કામ થાય પોબાર લાવો ભજ કલદારમ્

તે મકુંજે આ અમારા શેઠિયા છે તેવણને મકુંજે એક વેગનની બેગવઈ કરી આપવાની છે. શેઠજી આઈ તમારો હાથ લાવ જોવ.

શેઠજી: (પારસી ગૃહસ્થ બંને હાથમાં શેઠનો હાથ મેળવી આંગળાથી ગણતરી કરે છે.) ઠીક હે?

પારસી: હોવે, હોવે. તે મકુંજે માસ્તર સાહેબ ને હેડકલાર્ક સાહેબ, ડાડા હોરમજડ તમારું ભલું કરે. આઈ બન્ને શેઠિયા મકુંજે બેહજાર રૂપિયા ખરચવા બી–

હેડકલાર્ક: (ક્રોધમાં ઊભો થઈ, આગંતુક ગૃહસ્થો તરફ ડોળા કાઢી ઊંચેથી નીચે જોઈ) ત...ત...તમે શું સમજો છો તમારા મનમાં? હેં. લ...લ...લાંચ!

પારસી: અરે નહીં રે બપાવા નહીં. ડાડા હોરમજદ તમારું ભલું કરે. મકુંજે કેવાની મટલબ કે આઈ અમારા શેઠિયા બેરાટના કામમાં બે શું ત્રણહજાર બી ખર્ચી નાખે ટેવા છે! આઈ ચપટી સૂંઘો, ચપટી સૂંઘો બપાવા.

[તપખીરની દાબડી કાઢી, ખોલી, સૂંઘી હેડકલાર્ક સાહેબ તરફ ધરે છે. હેડકલાર્ક ચપટી લઈ સડાક કરતો નાકમાં ચઢાવે છે.]

કેમ કેલકર સાહેબ?

દક્ષિણ.: ધરમચા કામ મધ્યે ઢીલ નકો પાયજે. પૈસાની પરવા નથી કરવાના છે. બેહજાર, તણહજાર, અરે ચારહજાર. અભી સાંગતો, પૈસાના પરવા નથી કરવાના છે.

શેઠજી: પીસા? અરે પીસા? જૂતીકા ખેલ પીસા. સુણો,

ધરમકા કામમેં ઢીલ ન કરવો હોય,
સાંસ તો આજ હૈ, કલ નહીં વો હોય.

હેડકલાર્ક: ઠ...ઠ. ઠીક, ઠીક. મ...મ...મ માસ્તર ત...ત...ત તારથી ખબર આપજો. બ...બ બંદોબસ્ત થશે.

[છગન પ્રવેશે છે.]

સ્ટે. મા.: અરે છગનિયા, ક્યાં છે ચા? જા જા છ કપ ચા લાવ.

છગન: માહતર છાબ, બેંન બોલાવતી છે. પૂરી, હાક તીયાર છે જો. પીયૂષભાઈની તબેત વધારે ખરાબ દેખું. બેંન તને બોલાવતી છે, જલદી ચાલની!

સ્ટે. મા.: (ચમકીને) હેં ચાલો હેડકલાર્ક સાહેબ, પધારો. પીયૂષને ઠીક નથી.

હેડકલાર્ક: (લંગડાતી ચાલે ચાલતાચાલતા) ચ...ચ ચાલો. (થોડે દૂર ચાલી ઊભો રહે છે.) મ..મ..મ માસ્તર, ગ...ગ...ગોળની ગૂણો ચડવાની છે ને. મ...મ...મણેક ગોળ મોકલાવી દેજો. પ...પ...પ પ્લેટીયર સાહેબ અને ટ્રાફિક સુપરીન્ટેન્ડેટ સાહેબ માટે પણ ભૂલતા નહિ. ને...ને...ને ત્ર...ત્ર...ત્રણહજાર વેગન તો હું...(ચપટી વગાડે છે.)

[જાય છે.]

પારસી : શેઠજી, ડાડા હોરમજદની મહેરબાનીથી બેડો પાર સમજો. હાં...હાં...હાં.

શેઠજી: બરાબર શેઠ, ઘે જહે આઓ ફોહો ફ્તેહ, ફ્તેહ ઓર ફ્તેહ.

દક્ષિણી : એમાં કેવાના શું છે? અગદી છાન કાંમ કેલાં.

પારસી: નહિ, નહિ બપાવા. મને કેલાં બેલા પસંદ નથી, મકુંજે મને તો ઘી જ ઘનું પસંદ છે. ટમુ ટમારે તો સોજા બે ઘીના ડબ્બા મોકલાવી દેશો તો મકુંજે ચાલશે. ડાડા હોરમજડ, તું કર ઈ ખરી, બપાવા!

[ જાય છે ]

## દશ્ય ત્રીજું

[ પડદો ઊપડે તે પહેલાં સિતારમાંથી વહેતાક કરુણ સ્વરો. સ્ટેશન માસ્તરનું ઘર. આસપાસ ઉપર ગંભીર માંદગીમાં સૂતેલો પીયૂષ ક્ષીણ દુર્બલ અવાજે ]

પીયૂષ : ઓહ...ઓહ...ઓહ.

સરલા : શું થાય છે ભાઈ?

પીયૂષ : મને ગમતું નથી. જાણે શું... થાય છે!

[ હાથ જોડીને ]

સરલા : હે ભગવન્! શું થશે? માંદગીને બિછાને પડેલા મારા પીયૂષને સાજો કરી દે. દીનાનાથ! કેટલો દૂબળો અને ક્ષીણ થઈ ગયો છે તે?

પીયૂષ : શું કરો છો ફોઈ?

સરલા : કંઈ નહિ, મટી જશે હં...

પીયૂષ : મોટાભાઈ ક્યાં ગયા? મને ગમતું નથી. રડવું આવે છે.

સરલા : તે તો સ્ટેશને ગયા છે,

પીયૂષ : ક્યારે આવશે? મારી પાસે આવશે જ નહિ?

સરલા : આવશે હં. પણ ભાઈ, તું જાણે છે હમણાં કેટલું બધું કામ છે? ગુડ્ઝ ગાડીની દોડાદોડ, તેમાં વળી 'સ્પેશીયલ' જવાની છે. તેની ધમાલ તું જાણે છે? બાપુએ ઉપવાસ છોડ્યા અને પેલા બોંબના ધડાકા પછી તો ગાડીઓ દોડાદોડ કરે છે!

પીયૂષ : હેં ફોઈ, બાપુ ઉપવાસ શા માટે કરતા હશે?

સરલા : બેટા, એમના દિલનું દર્દ, એમની વેદના, કોણ સમજી શકે?

પીયૂષ : હેં ફોઈ, કોણે ફેંક્યો હતો તે બોંબ?

સરલા : જવા દે એ વાત ભાઈ, જે કરે તે ભરે. આપણે તો હંમેશા સારાં કામ કરીએ ખરું ને? જોને તારી મા કેટલી ભોળી હતી! કેટલી સારી હતી! આજે મને તે યાદ આવે છે. તું પણ તેવો જ થજે.

પીયૂષ : ફોઈ, તમે કેટલાં સારાં છો! મારાં માને તમે જોયાં હતાં?

સરલા : હાસ્તો, એટલાં સારાં હતાં કે ઘર આગણે ગરીબ આવે તો તેને ખવડાવ્યા વિના જવા ન દેતાં.

પીયૂષ : હેં ફોઈ, મેં–મેં તેમને કેમ ન જોયાં?

સરલા : એ તો તું નાનો હતો ને...

પીયૂષ : નાનો હતો એટલે? તે ક્યાં ગયાં? (રડતા અવાજે) મારે...મારે પણ મા પાસે જવું છે. મને ગમતું નથી.

સરલા : (આંખમાં અશ્રુ સહિત) ગાંડા, તારી મા તો બહુ સુખી છે.

પીયૂષ : ક્યાં?

સરલા : ત્યાં ઉપર, સ્વર્ગમાં.

પીયૂષ : સ્વર્ગમાં? દૂર? ઉપર? મારે ત્યાં જવું છે. પેલા ભૈયાજી છે, તે કહેતા કે ગંગાજી તટે હૃષીકેશ પાસે સ્વર્ગાશ્રમ છે. મા ત્યાં નહિ હોય?

[ સરલા આંસુ લૂછી મૂંગા રહે છે. ]

પીયૂષ : કેમ બોલતાં નથી ફોઈ?

સરલા : જો હું ગાઉં, તું આંખો મીંચી સૂઈ જા.

પીયૂષ : ઠીક, સૂઈ જાઉં. ખૂબખૂબ ઊંઘી

જાઉં અને ઊંઘમાં મને મા મળે.

[ સરલા ગાય છે. ]

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ
જૂજવે રૂપ અનંત ભાસે—

[ છગન પ્રવેશે છે. ]

છગન : બહેન બા, માહતર ચાનો કાપ માગતો છે.

સરલા : બેસ હં, હમણાં બનાવી દઉં.

[ ધીરેથી ઊઠીને અંદર જાય છે. ]

પીયૂષ : (મંદ સ્મિત સહિત) કેટલું સરસ ! અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ ! અરે ! પેલું કોણ ?

[ પડદા પાછળથી દહીંવાળી બોલે છે : એ દહીં લ્યો દહીં, એ દહીં, એ મીઠુંમીઠું દહીં, એ— અમૃત જેવું દહીં, એ...દહીં લ્યો દહીં એ. ]

છગન : એ તો દહીંવાળી. કોના આહીરની ચોરી રાધા.

પીયૂષ : રાધા ? જેના માથા પર માટલી હોય છે, જે સાંજના ગાયોને લઈને જાય છે તે ?

છગન : હા.

પીયૂષ : બોલાવને એને (દુર્બળ અવાજે) દહીંવાળી, આવને.

[ દહીંવાળી આવે છે. ]

દહીંવાળી : કેમ ભાઈ દહીં લેવું છે ?

પીયૂષ : કેવું છે દહીં ?

દહીંવાળી : મીઠુંમીઠું, મોળુંમોળું અમૃત જેવું.

પીયૂષ : ક્યાંથી લઈ આવી ?

દહીંવાળી : પેલા પાટા દેખાય ત્યાં પેલું જાંબુનું ઝાડ, તેની પાસેનો રસ્તો અને પેલા દૂરદૂર ડુંગરા દેખાય ત્યાંથી.

પીયૂષ : દૂરદૂર પેલા ડુંગરા દેખાય ત્યાંથી તું આવી ?

દહીંવાળી : હા.

પીયૂષ : કેવી મજા આવતી હશે ત્યાં ! ગાયની વાછરડી સાથે રમવાની કેવી મજા આવતી હશે ? હું તારે ગામ આવું ?

દહીંવાળી : આવજે ને ભાઈ, પણ તને સારું થઈ જાય પછી. ચાલ જાઉં મને મોડું થાય છે. (તે જાય છે).

પીયૂષ : ગઈ, તે પણ ગઈ. આ પથારીમાંથી ક્યારે ઊઠીશ ? ક્યારે જઈશ હું દહીંવાળીને ગામ ?

[ પડદા પાછળથી એકતારા ઉપર ભૈયાજી ગીત ગાતા સંભળાય છે– ]

જાપે તનમન કર દૂં રે કુરબાન,
કાયા કર દૂં રે કુરબાન,
રંગ બતાદો, વો જીવકા જી.
રંગ બતાદો, વો હંસકા જી. ૧
જાકો રટત દાસ કબીર,
પાનીસે વો ગલતા નહીં જી.
પવનાસે સૂખતા જી નાહીં,
અગ્નિસે વો જલતા નહીં જી,
રંગ બતા દો, વો જીવકા જી ૨
જાપે તનમન કર દૂં રે કુરબાન,
કાયા કર દૂં રે કુરબાન,
રંગ બતાદો વો હંસકાજી.

પીયૂષ : કેટલું સુંદર ગાયન ! પાનવાળા ભૈયાજી છે એ તો ! છગન બોલાવી લાવને.

[ છગન જાય છે ને ભૈયાજી આવે છે. ]

ભૈયાજી : રામ રામ, પીયૂષ ભૈયા રામ રામ !

પીયૂષ : ભૈયાજી, તમે ગાતા હતા, ને મને તો જાણે શું ને શું થતું હતું ! પેલો, પેલો હંસલો ફરીથી ગાઓને !

ભૈયાજી : હા. વો હંસ તો બડા સુંદર હૈ. ઔર તુમ્હારા હંસ તો સબસે સુંદર હૈ લલ્લા.

પીયૂષ : રંગ બતાદો વો હંસકા જી. ક્યાં રહેતો હશે તે હંસ ?

ભૈયાજી : હંસ ? હંસ તો રહતા હૈ માનસરોવરમેં. કૈલાસપર્વતકે પાસ–પર–પર યહ હંસ તો રહતા હૈ હમારે, તુમ્હારે, સબકે યહાં. (હૃદય તરફ હાથ બતાવે છે.)

પીયૂષ : ભૈયાજી, એ હંસ પર બેસીને હું અને તમે બન્ને કૈલાસ અને માનસરોવર

અને દૂરદૂર જઈએ તો!

ભૈયાજી: હે-હે-હે-તુમ તો બડે ભોલે લગતે હો. મૈં ચલુંગા અબ. પાન બેચને જાઉંગા.

પીયૂષ: ઠીક, જશો? હું ક્યારે આવીશ તમારી સાથે? આ પથારીમાં જ પડ્યો રહીશ? ભૈયાજી, મને-મને તમારે ગામ ચંદા પાસે લઈ જશો?

ભૈયાજી: જરૂર, જરૂર લે જાઉંગા મેરે લલ્લા (પ્રેમથી તેના માથા પર હાથ ફેરવે છે ને પછી જાય છે ને માસ્તરની બહેન સરલા આવે છે)

સરલા: લે છગન ચા લઈ જા. (ટ્રે આપે છે) કેટલી વાર છે સ્પેશિયલને? પછી ભાઈને કહેજે કે પીયૂષ યાદ કરે છે.

[છગન જાય છે. પડદા પાછળથી પી...કરતી ગાડી જવાનો અવાજ. છુક છુક છુક કરતી ગાડી જવાનો અવાજ આવે છે ]

સરલા: લે ગયો સ્પેશિયલ ગઈ. પાંચ વાગવાની તૈયારી.

પીયૂષ: ફોઈ, આજે કયી તારીખ થઈ?

સરલા: કેમ? ૩૦મી જાન્યુઆરી. પાંચ વાગ્યા હશે!

પીયૂષ: હવે, હવે મને ક્યાંય ગમતું નથી. એમ થાય છે કે ભૈયાજી કહેતા હતા તે હંસલા પર બેસીને દહીંવાળીને ગામ અને ત્યાંથી ભૈયાજીને ગામ...

[સ્ટેશન માસ્તર પ્રવેશે છે.]

સ્ટે. મા.: કેમ બેટા પીયૂષ?

સરલા: પીયૂષને ગમતું નથી. ઠીક થયું તમે આવ્યા. પણ ભાઈ હું એક વાત કહેવા માગું છું.

સ્ટે. મા.: શું...શું...શું છે બેન?

સરલા: એ વાત ખરી કે તમે બધા મળી ત્રણહજારની લાંચ લેવાના છો?

સ્ટે. મા.: હેં હેં એમ કે જાણે કે હું હું નથી લેવાનો પણ "પ્લેટીયર સાહેબ, હેડ-ક્લાર્ક" સાહેબ...

સરલા: ને સાથેસાથે તમે પણ. હું કહી રાખું છું કે એ અધર્મનો પૈસો આવશે તો રિદ્ધિ-સિદ્ધિ નષ્ટ થશે ને હું આ ઘર છોડીને...

પીયૂષ: (રડતાંરડતાં જરા જોરથી) ના ફઈ. મા ગઈ ને તમે પણ જશો? તેના કરતાં હું જ પહેલો...

સ્ટે. મા.: ના, ના ભાઈ સાહેબ તમને બધાને હાથ જોડું.

[છગન હાથમાં તાર લઈ આવે છે.]

છગન: નાના માહતરે આ તાર મોકલાઈવો છે.

[સ્ટે. મા. તાર વાંચે છે.]

સરલા: શું છે એ તારમાં?

સ્ટે. મા.: એ તો...એ તો એમકે જાણે કે હું કહું...

[ પારસી, સજ્જન, મારવાડી શેઠ અને દક્ષિણી ગૃહસ્થ આવે છે.]

પારસી: ઠેંગ્સ, ઠેંગ્સ, મકુંજે માસ્તર સાહેબ. ઘના, ઘના ઠેંગ્સ ભપાવા તમને.

શેઠ: આપકા હી પ્રતાપ હૈ, ક્યોં કેલકરજી?

દક્ષિણી: હમો તુમચા શુકરવાર માનતા હૈ મૈ થોડા હિંદી ભણ્યા હૈ.

પારસી: આય ડાડા હોરમજડની મહેરબાનીથી વેગન મળવાનો તાર આવ્યો છે. તેથી મકુંજે આ શેઠજી.

શેઠજી: (પોતાના લાંબા કોટના ગજવામાંથી મેહું પાકીટ કાઢી સ્ટેશન માસ્તરને હસતાં હસતાં આપે છે) હે...હે...હે એ તીન હજાર.

સરલા: (કરુણ પ્રસ્વરે) ભાઈ!

સ્ટે. મા.: હં...હં...હં શેઠજી.

[પાકીટ હાથમાં જ રહી જાય છે. પુત્ર તરફ જુએ છે. એકાએક સ્ટેશનના સ્થાનિક માણસો દોડતાં આવે છે ને કંઈક ભયંકર અવાજ થાય છે.]

માણસો: અરે...રે...રે ગજબ થઈ ગયો, ગજબ થઈ ગયો.

બધા: શું થયું? શું થયું?

માણસો: (રડતાં રડતા) બાપુ...બાપુ આપણા પ્યારા બાપુ આ અસાર સંસારને છોડીને...

પીયૂષ : (એક ચાસ) ઓહ...

[ બધા ચિત્રવત્ ઊભા રહે છે; બધાની આંખમાં પાણી હોય છે. સ્ટેશન માસ્તર પાકીટ જમીન પર ફેંકી દે છે અને ધ્રૂસકેધ્રૂસકે રડે છે. ધીરેધીરે પડદો પડે છે અને પડદા પાછળથી ગમગીનીના સ્વરોમાં શબ્દો સંભળાય છે. ]

દીવો અમારા દેશનો, 'ઝળહળતો'
બુઝાઈ ગયો!



## છતે નાણે

'હું તમને પાંચ રૂપિયાનું પરચુરણ આપું; કોઈ મને નોટ આપશો બાપા ?'

સાઠ ચોમાસાં વટાવી ગયેલો એક બુઢ્ઢો, ફાટેલ-તૂટેલ કપડાંમાં પોતાના દૂબળા-પાતળા દેહને, જેમતેમ ઢાંકીને હાથમાંની લાકડીને ટેકેટેકે પોરબંદરના 'ઝવેરી બજાર'માં દુકાનેદુકાને ફરતો ઉપરના શબ્દો બોલી રહ્યો છે.

પરચુરણની લેતી-દેતીમાં ધૂમ કમાણી કરનાર ઝવેરી બજારના શેઠિયાઓ બુઢ્ઢાની વાત સાંભળીને ઊલટા હસવા લાગ્યા ! હા, પાંચ રૂપિયાના વેપાર પાછળ બે-પાંચ આનાનો વટાવ મળતો હોય, તો તો જાણે ઠીક; પણ આ તો સાવ કોરેકોરો વેપાર ! કોણ હા પાડે ?

છતાં બુઢ્ઢાને આશા હતી, તે જરા આગળ વધ્યો.

હમણાં જ દુકાન ખોલીને ઝાડુ કાઢી, રિદ્ધિસિદ્ધિદાતા 'ગણપતિબાપા' પાસે ઘીનો દીવો તથા અગરબત્તી કરીને કોઈ ખેટાઉ-કળની વાત જોતા શેઠજી, ગાદી-તકિયા ઉપર બેઠા હતા. ત્યાં આ બુઢ્ઢાએ પોતાની પાસેનાં 'અનાજનાં રેશનકાર્ડ' ઉપર પાંચ રૂપિયાના પરચુરણને મૂકી તેની આગળ ધરતાં કહ્યું:

'હું તમને પરચુરણ આપું, તમે મને પાંચ રૂપિયાની નોટ આપશો બાપા ?'

હમેશાં સારા વટાવવાળી 'બોણી' કરવાને ટેવાયલા શેઠજીને તો કાના-માત્ર વિનાની આ 'લપ' કડવી ઝેર જેવી લાગી !

'એય બુઢ્ઢા, 'બોણી' ટાણે લપ કર મા ! ઉપાડ તારું પરચુરણ ! પરચુરણની નોટ લેવી હોય તો 'વટાવ' પડે છે, ખબર નથી ? આવા ને આવા હાલ્યા આવે છે, રોંઢા !' આમ કહીને શેઠજીએ બેપરવાઈથી ચોપડામાં મોઢું ખોસી દીધું !

'હશે, મારા બાપ ! જેવાં ઈ માંદીનાં નસીબ !' આમ કહી કપાળે હાથ અડાડીને આકાશ સામું જોઈ, તેણે બરડા ડુંગરથી પણ ભારે નિસાસો મૂક્યો !

'હે, રામ !' કહીને તે આગળ ચાલતો થયો ત્યાં—

'લાવો બાપા પરચુરણ; હું તમને નોટ આપું.' એક ખારવા જુવાનથી બુઢ્ઢાની આ લાચારી ન જોવાતાં, તેણે પાસે આવીને તે બુઢ્ઢાના હાથમાં 'પાંચ રૂપિયાની નોટ' મૂકી, પરચુરણને લેતાં કહ્યું:

'તારું ભલું થાજે, મારા બાપ !' આટલું બોલતાં તેને 'દમ' ચડી આવ્યો ! 'ખોં ખોં' કરી, ઘડીવાર રહીને બોલ્યો: 'ભાઈ, એક મહિના પે'લાં દીકરો મરી ગયો છે. દીકરાની વહુનો હમણાં પગ ભાંગ્યો છે. ઘેરે નાનાં-નાનાં ચાર છોકરાં છે. મજૂરી કરીને માંડ 'કુપન'ના [ રેશનના ] દાણા લેવા જેટલું નાણું ભેગું કર્યું. લઈને 'કંટોલ'[ કંટ્રોલ ]ની દુકાને પૂગ્યો. કલાક ઓસરીએ વાર બેઠો, તયીં 'કાળકુંડ' [ કારકુન ] આવ્યો. એણે આવીને બધાંયનાં 'કુર્પન' ભેગાં કર્યાં. બે કલાકે મારો વારો આવ્યો. દાણા જોખાઈ ગયા; ને નાણાં આપતાં એણે તો મારા પરચુરણને હડસેલી મૂક્યું ! દાણા પાછા ઠલવી લીધા'ને મને કીધું: 'દાણા લેવા હોય તો 'નોટ' લઈ આવ. આ તયીંનો બજારમાં રૂખડું છું. પણ કો'યે 'હા' નો પાડી ! એક તારા રૂદિયામાં રામ વસ્યા !' આમ કહીને, પાંચ રૂપિયાની નોટ મૂઠીમાં પકડી રાખી, બની ઉતાવળે 'અનાજ સેન્ટરની ઑફિસ' તરફ ચાલતો થયો.

તેને ગયાને હજી તો માંડ બ કલાક થઈ હશે, ત્યાં તો ચાંસુભીની આંખે ઠચરિયાં ખાતો, તે પેલા ખારવા જુવાનને સામો મળ્યો.

'કાં બાપા ? દાણા નો લીધા ?'

'બાપ દાણા લેવા તો ઉતાવળો-ઉતાવળો ગયો'તો; પણ, જ્યાં પૂગ્યો ત્યાં કાળકુંડે કહ્યું: 'ટેમ' [ ટાઈમ ] થઈ ગયો ! હવે ત્રણ બજે આવજે.' ઘરે છોકરાં તરફડતાં હશે, ને માંદી વલખાં નાખતી હશે ! આ તો 'છતે નાણે' ભૂખ્યા રહેવાનો વખત આવ્યો છે ! હે ભગવાન ! આવો વખત જોવા મને જીવતો કાં રાખ્યો ?' આમ કહી આકાશ સામું જોઈને, શ્વાસ ચડવાથી રસ્તાના કાંઠા ઉપર 'હે રામ,' ! કહીને તે બેસી ગયો !

—'અભિલાષી'

# બુદ્ધિમાન વણજારો

પંડિત બેચરદાસ દોશી

આત્માએ સાચી દિશામાં આદરેલો પ્રવાસ આ દેહ ખાખ થઈ ગયા પછી પણ ચાલુ રહે છે અને ઉત્તરોત્તર વિકાસ પામી કોઈ એક જન્મમાં પૂર્ણત્વને પામે છે. આવી કોઈ વિચારસરણીને આધારે ભગવાન બુદ્ધના પૂર્વજન્મની ધર્મકથાઓનો જન્મ થયો છે. જાતિ કે વર્ણનો ભેદ બુદ્ધિની ખિલવણીને કે પ્રજ્ઞાની પારમિતાને માન્ય નથી એ વાત બુદ્ધદેવે પોતાના આ પૂર્વજન્મમાં સિદ્ધ કરી છે. પાલી ભાષાના અભ્યાસી પંડિતજીએ અનેકમાંની એક જાતક-કથા અહીં રજૂ કરી છે.

પૂર્વે કાશીદેશમાં રાજા બ્રહ્મદત્તનું રાજ ચાલતું હતું. ત્યારે બોધિસત્ત્વ એક વણજારાના કુળમાં અવતર્યા હતા. જ્યારે તે નિશાળે જવા જેવડા થયા ત્યારે તેમને ગુરુ પાસે નિશાળે ભણવા બેસાડ્યા. ભણી-ગણીને પ્રવીણ થયા પછી માતાપિતાએ તેમને ગુણે અને સ્વભાવે સરખી એવી એક કન્યા પરણાવી. પછી તો લગ્ન બાદ તેઓ પોતાનાં માતાપિતાની સંમતિ મેળવી પોતે આગવો વેપાર કરવા લાગ્યા. માલની પાંચસો પાંચસો ગાડીઓ ભરી પૂર્વથી ઠેઠ પશ્ચિમમાં જવા લાગ્યા અને પશ્ચિમમાંથી માલસામાનની પાંચસો પાંચસો ગાડીઓ ભરીને પૂર્વમાં આવવા લાગ્યા. એ જ પ્રકારે ઉત્તરમાં અને દક્ષિણમાં પણ પોતાનો મોટો વેપાર ખેડવા લાગ્યા.

એમના જ વખતમાં કાશીમાં એક બીજો પણ વણજારાનો છોકરો વેપાર ખેડતો હતો. એ છોકરો મૂરખ, જડ અને બુદ્ધિહીન હતો.

એક વખત બોધિસત્ત્વ વણજારાએ કરિયાણાનો કિંમતી માલસામાન ભરી પાંચસો ગાડીઓ લઈ પરદેશમાં જઈ વેપાર ખેડવાની તૈયારી કરી, ત્યારે પેલા વણજારાનો બુદ્ધિહીન છોકરો પણ માલની પાંચસો ગાડીઓ ભરીને પરદેશ જવા તૈયાર થયો.

આ સમાચાર સાંભળતા જ બોધિસત્ત્વની તરતબુદ્ધિએ વિચાર્યું : 'અમે બંને વણજારા એક સાથે પ્રવાસ ખેડીશું તો કોઈને લાભ તો નહીં થાય પણ ઊલટું નુકસાન થશે અને પ્રવાસમાં પણ ભારે હાડમારી રહેશે. એક સાથે હજાર ગાડીઓ ચાલે એવો પૂરતો સારો રસ્તો હોવાનો સંભવ નથી; ને વળી સાથે આવનારા હજારથી વધુ સાથીદારો, ગાડીવાળા તથા બે હજારથી પણ વધુ પશુઓ, બળદ, ગાય વગેરે માટે રસ્તે પૂરતું બળતણ, ખોરાક, ઘાસચારો, પીવાનું ચોખ્ખું અને મીઠું પાણી પણ મળવું મુશ્કેલ છે. વળી, માલ વેચવામાં એ એ પેલો છોકરો હરીફાઈ કરવા લાગે તો પૂરી કિંમત પણ હાથમાં ન આવે એટલે નફો લેવા જતાં ખોટ ખાઈને જ પાછું આવવું પડે. એથી કાં તો એ પહેલો જાય અને કાં તો હું પહેલો જાઉં, પણ બંને સાથે તો હરગિજ નહિ ચાલીએ.'

આવું વિચારી પાકો નિર્ણય કરી તેમણે પેલા બીજા વણજારાને બોલાવ્યો અને પૂછ્યું : 'ભાઈ, શું તમે પહેલાં જવાના છો કે હું પહેલો જાઉં ? આપણે બંનેએ એક સાથે ચાલવું ઠીક નહિ. માટે બોલો, તમે જે નક્કી કરો તે મારે કબૂલ છે.'

પેલા છોકરાને વિચાર આવ્યો : 'હું પહેલો જાઉં તો મને વિશેષ ફાયદો થશે. વણખેડાયેલા ને સારે રસ્તે મુસાફરી કરવાનું મળશે, બળદોને તાજું ઘાસ મળશે, 'મારા

માણસોને ખાવા માટે સારો ભાજીપાલો, શાક, અને ફળો વગેરે પણ મળશે, ચોખ્ખું પાણી મળશે અને સૌથી મોટો તો લાભ એ છે કે હું મારો સામાન વેચીને મનમાન્યો નફો પણ મેળવી શકીશ."

મનમાં આવી ગઈ સધી ગઈ, એટલે સાડી પેલા વણજારાએ બોધિસત્ત્વને જણાવ્યું: 'હે આર્ય! આપણે બંને સાથે ચાલત હો તો ઠીક થાત. કહેવત છે કે એક કરતાં બે ભલા! મને પણ તમારો સંગાથ થવાથી ઘણું જાણવાનું મળત, પણ આપણે બંને સાથે જઈએ એ તમને જ્યારે પસંદ નથી પડતું ત્યારે હું જ પહેલાં જાઉં એવો મારો વિચાર છે.' તેનો આ વિચાર સાંભળી બોધિસત્ત્વે તેને પહેલા જવાની સંમતિ આપી અને પાછળ જવાથી શા શા લાભ છે તે વિશે પણ વિચારી જોયું તો તેમને ચોખ્ખું જણાયું કે પાછળ જવાથી ઘણાઘણા ફાયદા છે: 'પહેલું તો એ કે રસ્તામાં જ્યાં ખાડાખડિયા હશે તે બધું આ પહેલો જનાર સરખું કરી નાખશે એટલે મને સરખા રસ્તાનો લાભ મળશે. બીજું, આગળ જનારના બળદો ઘરડું કડક ઘાસ ખાઈ જશે એટલે મારા બળદોને તાજું અને કૂણું ઘાસ ખાવા મળશે. આગળ જનારના માણસો ભાજીપાલો વગેરે તોડી લેશે અને તેની જગ્યાએ જે કૂણો તાજો ભાજીપાલો તથા ફળો વગેરે થશે તે મારા માણસોને ખાવા મળશે, પાણી માટે આગળ જનારા લોકો વીરડા કે કૂવા ગાળી રાખશે એટલે પાછળ જનારને પાણી માટે કશી માથાકૂટ નહિ કરવી પડે. ખાસ વાત તો એ છે કે આ માલસામાન અને કરિયાણાની કિંમત નક્કી કરવી એ ભારે માથાફોડનું કામ છે. ખરી રીતે સોદાની કિંમત નક્કી કરવી એ માણસના જીવ પર જવા જેવું કપરું છે. તે કામ આ વણજારો કરી નાખશે, એથી મારે મારો સામાન વેચવામાં વધુ માથાફોટ કરવી નહિ પડે.' આ બધો વિચાર કરીને બોધિસત્ત્વે પાછળ જવાનો પાકો નિર્ણય કરી કાઢ્યો.

હવે પેલો વણજારો ગાડીઓ જોડાવી ગામમાંથી બહાર નીકળ્યો. આમ તો તે વારંવાર પ્રવાસ કરતો હોવાથી તેને ચોરકાંતાર, વ્યાલકાંતાર, નિર્જલકાંતાર, ભૂતકાંતાર અને અલ્પભક્ષ્યકાંતાર—આ પાંચે ય કાંતારો (જંગલો)ની ખબર હતી. થોડે દૂર જઈ પોતાનો પહેલો પડાવ નાખ્યા પછી રાતે પોતાના તમામ સાથીદારોને બોલાવીને પેલાં પાંચે કાંતારની તેણે સમજ પાડી. (૧) જ્યાં ચોર—લૂંટારા, ધાડપાડુ અને ખૂની લોકો રસ્તે જનારાઓને લૂંટી લઈ મારી નાખે તે ચોરકાંતાર. (૨) જ્યાં ક્રૂર વાઘ, સિંહ, ચિત્તા, દીપડા, વરુ વગેરે જાનવરો રહેતાં હોય અને રસ્તે જનારાઓને ફાડી ખાતાં હોય તે વ્યાલકાંતાર. (૩) જ્યાં મારગમાં નાહવાધોવાનું કે પીવાનું ચોખ્ખું મીઠું પાણી પણ ન મળે તે નિર્જલકાંતાર. (૪) જ્યાં મારગમાં ભૂતો, પિશાચો વ્યંતરો, રાક્ષસો, દૈત્યો વગેરે રહેતા હોય અને રસ્તે જનારાઓને વળગી હેરાન કરતા હોય તે ભૂતકાંતાર. ભૂતકાંતારનું બીજું નામ અમનુષ્યકાંતાર પણ છે. જ્યાં મારગમાં કોઈ મનુષ્ય જ ન મળે તે આ મનુષ્યકાંતાર. (૫) જ્યાં મારગમાં ખાવા લાયક નીરણ કે પાકાં ફળો, કંદમૂળો વગેરે ન મળતાં હોય વા ઘણાં ઓછાં મળતાં હોય તે અલ્પભક્ષ્યકાંતાર.

આમ સમજ પાડી તથા રસ્તામાં આવતી તકલીફોની માહિતી આપી તે વણજારો હવે ઝપાટાબંધ પ્રયાણ કરવા લાગ્યો અને ભારે ઉત્સાહથી આગળ ને આગળ વધવા લાગ્યો.

એ રીતે અનુક્રમે ચાલતાંચાલતાં હવે રસ્તામાં આવતી તમામ વસ્તી—ગામડાં—પૂરી થઈ ગઈ અને એક મોટા નિર્જલકાંતાર પાસે

આવી પહોંચ્યો. આ રણ સાઠ ગાઉ લાંબું પથરાયેલું હતું. ત્યાં રસ્તામાં ઝાડનું નામ નહીં, એટલે છાંયો તો ક્યાંથી હોય? રેતી જ રેતી! એટલી બધી સુંવાળી રેતી કે પગે ચાલનારનો પગ જ ખૂંતી જાય અને ગાડાં ચાલવાની તો ભારે મુસીબત પડે

એટલું સારું હતું કે આ વણજારાની ગાડીઓને જોડેલા બળદો પાણીદાર અને હૃષ્ટપુષ્ટ હતા આથી તેઓ ઠેઠ પહોરે ગાડીઓને જરૂર ખેંચી શકતા; સાથે પાણી, બળતણ અને અનાજ વગેરે હોવાથી એ બધાંની પણ તાણ દેખાતી નહિ.

પણ આ ક્રમઅક્કલ વણજારાને ત્યાં રસ્તામાં એક ભારે વિઘ્ન આવ્યું.

જે કાંતારમાંથી એ પસાર થતો હતો તે હતું ભૂતકાંતાર. ત્યાં કેટલાક દૈત્યો રહેતા હતા. એ ખવીસો પ્રવાસ કરનારાઓને ખાઈ જતા હતા. માણસના માંસને ખાનારા એક દૈત્યે આવતા આ મોટા સંઘને જોઈને તેને પોતાની જાળમાં ફસાવવાની યોજના કરી. સહુ પ્રથમ વિચાર એ ખવીસે એવો કર્યો કે 'આ કાફલા પાસેનું તમામ પાણી ફેંકાવી દઉં જેથી પાણી વિનાના તરફડિયા મારતા આ કાફલાને ખાઈ જવો સહેલો પડશે.'

એ દૈત્યે ઘાટ એવો રચ્યો કે પોતે એક સફેદ રથ તૈયાર કરાવ્યો. તેને જુવાન ઘોડલા જોડાવ્યા. હાથમાં ધનુષ્ય, તરકસ, ઢાલ વગેરે હથિયાર લીધાં; લીલાં અને સફેદ તાજાં કમળોની માળાઓ પહેરી વાળમાંથી પાણી નીતરતું દેખાય એ રીતે વાળ બાંધ્યા તથા પાણીથી લદબદ થયેલાં દેખાય એવાં કપડાં પહેર્યાં. પોતાની સાથે બીજા બાર ખવીસોને લીધા અને તેમનો પોષાક પણ જાણે તેઓ ભરવરસાદમાંથી આવતા હોય એવો દેખાવ થાય એવો રાખ્યો. જાણે પોતે બધા ખવીસોનો રાજા હોય એ રીતનો દમામ કરીને તે રથમાં બેઠો, પોતાની આજુબાજુ બીજા ખવીસોને બેસાડ્યા. ગારામાં ખૂંતી ગયેલાં પૈડાં જેવાં દેખાય એ રીતે રથનો પણ દેખાવ કર્યો: રથ ઉપરથી પાણી ટપકતું જાય અને તેમાં બેઠેલા તમામ લોકો પાણીથી ભિંજાઈ ગયેલા જણાય તેવો દેખાવ કર્યો. પેલા બારે ખવીસોના માથામાંથી પાણી ટપકતું દેખાય, તેમનાં કપડાં ભીનાં જણાય અને જાણે રથ જોરથી આવ્યો હોય તેથી કપડાં ઉપર ગારો છંટાઈ જવાનો પણ દેખાવ કર્યો. મતલબ કે આગળ ભારે વરસાદ છે એવી આબાદ સમજ તેમને જોનારને પડે એવું દૃશ્ય રચી એ ખવીસરાજ પેલા વણજારાના સંઘની સામે ચાલ્યો.

વણજારાનો સંઘ પણ ઝપાટાબંધ આગળ વધતો હતો. સામેથી પવન જોરથી ફુંકાતો હતો, જાણે આંધી ચડી હોય એ રીતે ધૂળના ગોટેગોટા ગગનમાં ચડ્યે જતા હતા. પોતાની આજુબાજુની ધૂળને નોકરો પાસે દૂર કરાવતો તે વણજારો ગાડી ઉપર ચડીને સૌની મોખરે આવતો હતો. વળી જ્યારે હવા પાછળની હોય ત્યારે તે વણજારો પાછળ રહેતો હતો પણ હમણાં તો સામેનો વંટોળ જામ્યો હતો એટલે તે આગળ જ હતો.

પેલા ખવીસરાજે આને પોતાની સામે આવતો જોયો એટલે પોતાના રથને એક કોર તારવી એક બાજુ ઊભો રાખ્યો અને સંઘના આગેવાન વણજારાને તે ખવીસરાજે 'કઈ તરફ સિધાવી રહ્યા છો?' એમ પૂછી તેના કુશળ સમાચાર પૂછ્યા.

પેલા આગેવાન વણજારાએ પણ પોતાની ગાડીને એક બાજુ તારવી લીધી અને પાછળની ગાડીઓને આગળ જવાનો રસ્તો કરી દીધો. પછી ગાડી ઉપર જ એક બાજુ ઊભા રહી પેલા ખવીસરાજ સાથે વાતચીત શરૂ કરી:

'અમે વણજારા છીએ, આ પાંચસો

ગાડીઓ જુદીજુદી જાતના માલસામાનથી ભરેલી છે, બનારસથી આવીએ છીએ, ઘર મૂકયે આજ ઘણાં જમણુ થઈ ગયાં છે, હવે આ જંગલને પાર કરીને આગળના મુલકમાં આ બધો સામાન વેચી પાછા ફરશું.'

તે પછી વણજારાએ પેલા ખવીસરાજનો, તેના બાર બીજા ખવીસોનો અને રથનો દેખાવ જોઈને પૂછયું: 'તમારાં આ કપડાં ભીનાં છે, માથામાંથી પાણી ચૂઈ રહ્યું છે, કપડાં ઉપર તાજો જ ગારો છંટાયેલો દેખાય છે, તમારા હાથમાં કમળનાં લીલાં નાળ છે, અને ગળામાં તાજાં લીલાં કમળની માળાઓ તમે પહેરી છે તે શું આગળ રસ્તામાં કયાંય વરસાદ પડી રહ્યો છે? આગળ કયાંય કમળોથી ભરેલાં ભારે સરોવરો આવે છે?'

આ પ્રશ્ન સાંભળી ખવીસરાજ મનમાં હસ્યો અને પોતાની જાળ હવે બરાબર બિછાવી દેવાના વિચારથી બોલ્યો: 'મિત્ર! શું તમે અમને બરાબર જોઈ શકતા નથી? વરસાદ વિના અમારાં આવા હાલ બીજી કઈ રીતે થઈ શકે? અને રસ્તામાં કમળ ભરેલાં મોટાં સરોવરો ન આવતાં ય તો આ અમારા ગળામાં અને હાથમાં કમળો તમે જોઈ રહ્યા છો તે કયાંથી આવે? ભલા ભાઈ! આ સામે જે લીલી વનરાઈ દેખાઈ રહી છે તેની પેલીપાર આ આખા જંગલમાં મુસળધાર વરસાદ વરસી રહ્યો છે, પહાડના ખાડા છલોછલ ભરાઈ ગયા છે અને ઠેકઠેકાણે તળાવો પાણીથી છલકાઈ ગયાં છે.'

પેલા શરાફ ખવીસરાજની આ બધી વાત સાંભળી વણજારાને આમ થયું 'સાથે આ એક જે પાણીની ગાડી છે તેમાં સૌથી વધારે ભાર છે. તેમાં પાણીથી ભરેલાં ઘણાં માટલાં ગોઠવેલાં છે, તેને ખેંચતાં બળદોને પણ નવનેજાં પાણી આવી જાય છે અને જાણે ગળે પ્રાણ આવ્યા હોય એવું પણ થઈ આવે છે. જ્યારે ચડાવ આવે છે ત્યારે તો બિચારા બળદોની જીભ હાથ જેટલી નીકળી જાય છે. અત્યાર સુધી તો આ પાણીનો ઘણો ઉપયોગ હતો અને એથી તમામ માણસો અને પશુઓને ભારે સુખ હતું, પણ હવે આગળ વરસાદ જ વરસી રહ્યો છે, ઠેકઠેકાણે નાળાં પણ ભરાઈ ગયાં છે અને પાણીની છાકમછોળ છે. તેથી હવે આ પાણીની ગાડીને ખાલી કરાવી નાખું, તેમાં ભરેલાં બધાં માટલાં ફોડાવી નાખું અને આ બળદોને આરામ મળે એવું કરું. વળી આ ગાડી અને બળદો ખાલી હશે તો બીજા કામમાં પણ આવશે.'

આમ વિચાર કરીને તેણે પેલા પાણીના ગાડીવાળાને હાક મારી ગાડી ઊભી રખાવી. એટલામાં પેલો ખવીસરાજ 'હવે અમારે મોડું થાય છે' એમ કહીને કોઈ ન દેખે એ રીતે તે જંગલમાં અદશ્ય થઈ ગયો. આ તરફ ગાડીમાંના પાણીનાં માટલાં ધબોધબ નીચે પડવા લાગ્યાં, ચારે બાજુ પાણી ઢોળી નાખવામાં આવ્યું અને કોગળો કરવા જેટલું પણ પાણી બાકી રહ્યું નહીં.

તે સ્થળેથી આગળ વધતાં પડાવ કરવાનો વખત થતાં એક મોટા મેદાનમાં તેણે પડાવ નાખ્યો. રસ્તામાં ટીપું પણ પાણી ન દેખાયું અને પેલી વનરાઈની પાછળ પણ સફુંભટ આકાશ વણજારાની મશ્કરી કરતું હસી રહ્યું હતું.

પડાવના તમામ લોકો 'પાણી પાણી'ની બૂમ મારતા હતા. તેમને ખબર પડી કે વણજારાએ તમામ પાણી ફેંકાવી દીધું છે, બધાં માટલાં ફોડાવી નાખ્યાં છે અને કોગળો કરવા જેટલું પણ પાણી રહેવા દીધું નથી ત્યારે તેઓ વણજારાને ભાંડવા લાગ્યા. પાણી વિના સૌ ત્રાહીત્રાહી પોકારી ઊઠ્યા.

પડાવ પડ્યા પછી બળદોને છૂટા કરવામાં

આવ્યા. ગાડીઓને ઘેરામાં ગોઠવાઈ. પાણી વિના શું થાય ? પેડાં સાથે બાંધેલા બળદો તરસ્યા રહ્યા અને માણસો પણ તરસ્યા રહ્યા. આ રીતે આખી રાત તરફડિયાં મારતા બધા મનુષ્યો અને પશુઓ હેરાન થઈ ગયાં.

હવે મોડા મૂળતા મધરાતે પેલા દૈત્યો પોતાના રહેઠાણમાંથી બહાર આવ્યા, તેમને ખબર જ હતી કે આજે આપણને નરમાંસનો ઠીક લાગ ફાવવાનો છે. તેઓ એ પણ જાણતા હતા કે પેલો વણજારો નર્યો કમઅક્કલ જ છે અને તેને પોતાના રાજા મોટા ખવીસના વચન ઉપર વિશ્વાસ આવી ગયો છે. એટલે તેણે પોતાની પાસે એક ટીપું પણ પાણી નહિ રહેવા દીધું હોય. આને પરિણામે પશુઓ અને માનવીઓ પાણી વિના મરણતોલ થઈ ગયાં હશે એટલે તેમને એક એક કરીને આપણે ખૂબ મઝાથી ખાઈ શકીશું.

બાર ખવીસો સાથે બેઠો મોટો ખવીસ ત્યાં વણજારાના પડાવમાં આવી પહોંચ્યો અને જેમ માણસો ગાજર કે ચીભડાં ખાય છે તેમ તેણે એક પછી એક માણસ અને પશુના કોળિયા કરવા શરૂ કર્યા. તેની સાથે આ ઉજાણીમાં પેલા બારે ખવીસો પણ ભળી ગયા.

તેઓએ બધા માનવી અને પશુઓને લેતલેતામાં સફાચટ કરી નાખ્યા. તેમનાં હાડકાં ત્યાં જ ફેંકી દીધાં અને તેઓ ધરાઈ ધરાઈને ઓડકાર ખાતાખાતા પોતાને રહેઠાણે પહોંચી ઘોરવા મંડી પડ્યા.

માલસામાનથી ભરેલી પાંચસો ગાડીઓ એમ ને એમ પડી રહી અને પેલો વણજારો તેના આખા સંઘ સાથે પોતાની મૂર્ખાઈથી ત્યાં જ વિનાશ પામ્યો.

હવે પંદર દિવસ કે મહિનો થઈ ગયા પછી બોધિસત્ત્વ વણજારાએ એ જ રસ્તે વેપારવણજ માટે જવાનું નક્કી કર્યું અને પોતે જે બધી તૈયારી કરી રાખી હતી તે પ્રમાણે તે પોતાના સાથીદારો સાથે સારો દિવસ જોઈને નીકળી પડ્યો. જે રસ્તે પેલો આગલો વણજારો ચાલ્યો હતો તે જ રસ્તે બોધિસત્ત્વ વણજારાએ પણ પોતાનો પ્રવાસ શરૂ કર્યો.

તે પણ એ જ રીતે પડાવ કરતોકરતો રસ્તામાં આવતી તમામ વસતીઓને પસાર કરી પેલા નિર્જલકાંતાર પાસે આવી પહોંચ્યો. કાંતારમાં પેસતાં પહેલાં તેણે પોતાના તમામ સાથીદારોને એકઠા કરી સૂચના કરી કે 'આવા જંગલોમાં પાણીનું નામ નથી હોતું. માટે જ્યાંસુધી આપણે આ જંગલોમાંથી પસાર થઈ ધારેલે ઠેકાણે ન પહોંચી જઈએ ત્યાંસુધી પાણીના એક ટીપાનો પણ કોઈએ દુરુપયોગ ન કરવો. વણખપતું એક ટીપું પણ ન ઢોળવું. બીજું, આવા જંગલમાં ખવીસો રહેતા હોય છે તેઓ માનવી જેવો પોશાક પહેરી માણસોને પોતાનાં ફાંસલામાં ફસાવે છે એટલે કોઈ પણ સાથીદારે મારા સિવાય કોઈ અજાણ્યા માણસનું કશું માનવું નહિ. બરાબર સાવચેતીથી એકબીજાની સંભાળ રાખવી અને તમામ બળદોને પણ બરાબર સંભાળવા તથા આપણો માલસામાન બરાબર સચવાય તેમ જાગતા રહેવું.'

આ રીતે તમામ સાથીદારોને ચેતવણી આપી બોધિસત્ત્વ વણજારાએ પેલા ઘોર નિર્જલકાંતારમાં પ્રવેશ કર્યો.

તે બધા થોડું આગળ ચાલ્યા ત્યાં પેલા ખવીસો અને તેનો રાજા ગારાથી ખરડાયેલ પેડાંવાળા રથ ઉપર બેસી તેમની સામે આવતા દેખાયા. તેમના માથામાંથી પાણી ટપકતું હતું, કપડાં ગારાથી છંટાયેલાં હતાં, હાથમાં અને ગળામાં લીલાં તાજાં કમળોની માળાઓ શોભતી હતી અને તેઓ તાજાં કમળોની નાળોને ખખડાવતા ખખડા

વતા આવતા હતા.

જેવો તે ખવીસ પોતાનો રથ તારવી બોધિસત્ત્વ વણજારા સાથે વાતચીત કરવાની લાલચથી ઊભો રહ્યો તેવો આંખ પરથી જ વણજારાએ તેને પારખી લીધો. વણજારાએ વિચાર કર્યો કે 'આવાં જંગલો હંમેશાં પાણી વિનાનાં હોય છે, તેમાં એકાએક આવા માણસો રહે એવો સંભવ નથી. કોઈ વટેમાર્ગુ કે મારા જેવા વેપારીઓ જંગલમાંથી પસાર થાય તે સંભવિત છે, પણ આ બધા તેવા લાગતા નથી. તેમ વેપારીઓ હોય એવું પણ તેમના દેદાર પરથી જણાતું નથી. ઠીક છે, જોઈએ છીએ શું થાય છે?'

પેલા ખવીસરાજે બોધિસત્ત્વને જુહાર કર્યા અને કુશળસમાચાર પૂછ્યા તથા પ્રવાસની હકીકત એક પછી એક પૂછવા માંડી અને છેવટે ભારપૂર્વક કહ્યું :

'આગળ વરસાદ ધોધમાર વરસી રહ્યો છે, આ સામે દેખાય છે. તે વનરાજીની પાછળ જ તે વરસે છે. જુઓને અમે તો બધા પલળી ગયા અને ટપકતે પાણીએ જઈ રહ્યા છીએ. અમારા રથનાં પૈડાં તાજા ગારામાં ખૂંતી ગયેલાં તે અમે માંડમાંડ કાઢ્યાં અને તે ગારાનાં નિશાન હજુ આ પૈડાં ઉપર તદ્દન તાજાં છે. અમારાં કપડાં પણ તાજા ગારાથી છંટાયેલાં છે. વળી અમારા હાથમાં આ તાજાં કમળો, તેનાં નાળો અને ગળામાં લીલાં કુંજાર તાજાં કમળોની ભીનીભીની માળાઓ તમે જોઈ શકો છો. વરસાદ વરસી રહ્યો છે એટલું જ નહીં, આગળ ઉપર કમળોથી ઢંકાયેલાં મોટાંમોટાં સરોવરો પણ આવે છે. માટે તમે પાણીથી ભરેલાં ગાડાંઓને તેમાંના પાણીનાં માટલાં ફોડી કાઢી પાણી ફેંકી દઈ ખાલી કરી નાખો. બિચારા આ બળદોનો ભાર ઓછો કરી નાખો. અમારે તો શું? પણ આ બળદોની અમને દયા આવે છે. અત્યાર સુધી તો પાણી રાખ્યું ઠીક હતું, પણ હવે જ્યારે આગળ પાણીની રેલમછેલ છે ત્યારે શીદ હાલા આ બળદોને ભારે મારવા, વાટમાં તમે મળ્યા એટલે અમે તો અમારો ધરમ બજાવ્યો.'

આ બધું સાંભળીને બોધિસત્ત્વ જરાય ભરમાયો નહીં, ઊલટું તે વિચાર કરવા લાગ્યો: 'આ મોટાભાઈની આંખ લાલઘૂમ છે, સાધારણ માણસની આવી આંખ હોય નહીં. વળી ચંદ્રના પ્રકાશમાં આ ભાઈનો તેમ જ તેની સાથેના આ બીજા બાર ભાઈઓનો આ મેદાનમાં પડછાયો પણ દેખાતો નથી. એટલે જરૂર આ અતિ-માનવો છે અને મધુંરુંમધુરું બોલી ભારે ફાંસલો પાથરવાનો કોઈ પ્રયાસ કરે લાગે છે.'

બોધિસત્ત્વે તેમને જુહાર કરી તેમના પણ સુખસમાચાર પૂછી રોકડું પરખાવ્યું કે 'ભાઈ! તમારી વાત ખરી છે પણ અમે વણજારાઓ જ્યાંસુધી નજરોનજર પાણી ન જોઈએ ત્યાંસુધી પાણીનું એક ટીપું પણ ઢોળી શકીએ નહિ. તમે જે સલાહ આપી તે માટે તમારો આભાર!'

પેલો ખવીસ તો પોતાના સાથીઓ સાથે તે જંગલમાં અલોપ થઈ ગયો અને પોતાનો આ ફાંસલો ઝટ સફળ થાય તેની રાહ જોવા લાગ્યો.

પણ બુદ્ધિશાળી બોધિસત્ત્વે પોતાની તર્કશક્તિનો ઉપયોગ કરી પોતાના સાથીદારોને પાસે બોલાવી કહેવા માંડ્યું: 'ભાઈઓ! આ પેલા જે માણસો હતા તે ખરા માણસો નહોતા, તેઓ મેં તમોને અગાઉ જણાવ્યા પ્રમાણે ખરેખરા ખવીસો જ હોવા જોઈએ. તેમણે આપણી બધાની અને બિચારા પશુઓની કચુંબર કરવા જ વરસાદની વાત વહેતી મૂકેલ છે. અને તેમણે જાણે તેઓ ભર વરસાદમાંથી આવતા હોય તેવા

તમામ રંગઢંગ પણ રચેલ છે, પણ આપણે ગભરાવાનું કારણ નથી. તમે જ વિચારો કે જો આ વનરાઈની પાછળ જ વરસાદ ધોધમાર વરસતો હોય તો આ ચાલતી હવા તો આપણને ઠંડી લાગવી જોઈએ ને ? શું તમે કોઈએ આ નિર્જળ જંગલમાં કમળોથી ઢંકેલા સરોવરો હોય એવું કદી સાંભળ્યું છે ખરું ?'

તમામે ના પાડી.

'વરસાદની હવા એક યોજન સુધીના ભાગમાં ઠંડક ફેલાવે છે, તો પછી સામે જ વનરાઈની પાછળ ધોધમાર વરસાદ વરસતો હોય તો તમારામાંના કોઈને પણ વરસાદને અડકીને આવતી હવાથી જરા પણ ઠંડક લાગે છે ખરી ?'

તમામે હવાની ઠંડક પણ નકારી.

'ધોધમાર વરસતા વરસાદનાં વાદળાંનું મથાળું એક જોજન છેટેથી જોઈ શકાય છે ? તમે આ સામે એક પણ કાળું વાદળ જોઈ શકો છો ?'

બધાએ નકારમાં જ પોતાનાં માથાં હલાવ્યાં.

'વરસાદ વખતે ચમકતી વીજળી લગભગ ૨૦ ગાઉ સુધી દેખાય છે, તો શું આ ધોધમાર વરસતાં વરસાદમાં વીજળી નહિ જ થતી હોય ? અને થતી હોય તો તમારામાંના કોઈએ એ વીજળીનો ઝબકારો સરખો પણ જોયો છે ખરો ?'

તમામે ના ભણી.

'મેઘનો ગડગડાટ કેટલે દૂર સુધી સાંભળી શકાય છે ?'

કોઈ અનુભવીએ કહ્યું કે 'લગભગ બે જોજન સુધી તો મેઘનો ગડગડાટ સંભળાય ખરો.'

'ત્યારે શું તમે કોઈએ એ ગડગડાટને પણ સાંભળ્યો ખરો !'

'કોઈએ સાંભળ્યો નથી' એમ બધાએ એકી અવાજે કહ્યું.

'ભાઈઓ ! હમણાં જ મેં જે પૂછ્યાં તે બધાં વરસાદને પારખવાનાં એંધાણ છે,' એમાંનું એક પણ એંધાણ દેખાતું નથી તો માત્ર પેલા માણસના કહેવા ઉપરથી 'આગળ ધોધમાર વરસાદ વરસી રહ્યો છે' એવું કેમ માની શકીએ ? અને પાણીનાં માટલાંને ફોડીને પાણી બધું ઢોળી નાખીને આપણે આગળ કેમ ક્ષેમકુશળ જઈ શકીએ ? એટલે એ કહેનારા માણસો તો ન હતા જ, પણ એ લોકોનાં તો ખવીસ જેવાં બધાં ચિહ્નો હતાં. માટે આપણે એની જાળમાં નથી ફસાયા એ સારું જ થયું. કોઈ કુદરતની શક્તિનો પાડ છે એમ આપણે સમજવું રહ્યું. વળી એ ખવીસોએ આપણી આગળ નીકળેલા પેલા કમઅક્કલ વણજારાનો અને તેના તમામ સંઘનો તથા તેમના બધા બળદોનો સુધ્ધાં વિનાશ કર્યો હશે એમાં હવે શક નથી.'

આમ બધી વાતચીત કરી બોધિસત્ત્વનો સંઘ આગળ વધ્યો અને જ્યાં મધ્યજંગલમાં તેઓ પહોંચ્યા ત્યાં તો પાંચસો ગાડીઓ ઊભી હતી, ચારેકોર હાડકાંનો ગંજ દેખાતો હતો. આ બધું જોઈને તે બધાને ખાત્રી થઈ ગઈ કે બાપડો ભોળો વણજારો બધા સાથીદારો અને પશુઓ સાથે પેલા ખવીસોની જાળમાં ફસાઈ ગયો હતો અને તે તમામની અહીં હત્યા થઈ હતી.

આ બધું નજરે જોયા પછી બોધિસત્ત્વના સંઘને એમ લાગ્યું કે 'આપણે બોધિસત્ત્વની વાતને પ્રમાણ ન માની હોત અને પેલા શરાફ દેખાતા ખવીસની જાળમાં ફસાયા હોત તો આપણા પણ આવા જ હાલ થાત.'

આખો સંઘ બોધિસત્ત્વની બુદ્ધિ, દીર્ઘદૃષ્ટિ

અને તર્કશક્તિ ઉપર ખૂશ થઈ ગયો, જ્યારે પ્રવાસ ખેડવાનો વખત આવે ત્યારેત્યારે આપણને આવો જ નાયક મળે એમ મનમાં ને મનમાં બધાએ પ્રાર્થના કરી.

પેલા વણજારાની ગાડીઓ જ્યાં ઊભી હતી ત્યાં આજુબાજુ જમીન ચોખ્ખી કરાવી બોધિસત્ત્વ વણજારાએ તંબૂ ઠોકવાની આજ્ઞા આપી. પોતાના તંબૂઓની વચ્ચે તમામ ગાડીઓને ઘેરામાં ઊભી કરાવી અને બળદોને પણ ગાડીના પૈડાંઓ સાથે બંધાવ્યા. સાંજે તમામે વાળુ કર્યું. બળદોને નીરણ નાખી બધા સૂઈ ગયા પણ બોધિસત્ત્વ પોતાના અમુક ચુનંદા સરદારો સાથે હાથમાં ખુલ્લી તલવાર લઈ ખડે પગે ચોકી–પહેરામાં જ રોકાયો. આખી રાત તેણે એક મટકું પણ ન માર્યું અને વારંવાર આખા પડાવમાં આંટા ફેરા કરીને સખત પહેરો ભર્યો. પરિણામે કશું યે વિઘ્ન ન આવ્યું અને સવાર થતાં આગળના પ્રવાસ માટે બધા હેમખેમ પાછા તૈયાર થઈ ગયા. થોડો પ્રવાસ બાકી હતો તે પૂરો કરી તેઓ ધારેલે ઠેકાણે પહોંચી ગયા. ત્યાં પોતાની પાસેનો માલસામાન વેચી સારું નાણું મેળવ્યું, નફો પણ સારો થયો અને વળતાં પાછા ફરતાં કેટલોક ઉપયોગી સોદો ગાડીઓમાં ભરી નિર્વિઘ્ને બનારસ પહોંચી ગયા અને પેલા વણજારાના કુટુંબને તેના જે હાલહવાલ થયા હતા તેની ખરી ખબર પણ કરી.

જેઓ કુતર્કને વશ પડે છે તેના બૂરા હાલ થાય છે. અને સમય આવ્યે જેઓ બુદ્ધિબળનો બરાબર ઉપયોગ કરી પોતાનો વ્યવહાર ચલાવે છે તેઓ સુખી થાય છે.



ગામ આખું એમને મહાન ભક્ત તરીકે ઓળખતું. એમનો પ્રભાવ એટલો બધો પ્રબળ હતો કે ઘણાઘણા માણસો મોજશોખ મૂકી સત્સંગમાં સમય ગાળવા એમની પાસે આવતા. પરંતુ ઘરની સ્ત્રીઓને આ ગમતું નહીં. એવી એક સ્ત્રી કૂવે પાણી ભરતી હતી ત્યાંથી આ ભક્તરાજ પસાર થયા એટલે દ્વેષથી બાઈ બોલી : 'અરે ભગત ! તું તો ભક્ત નથી મોટો ઠગ છે. લોકોએ તને ખોટેખોટી રીતે જ ભગત તરીકે ઠોકી બેસાડ્યો છે.'

'માડી !' હાથ જોડી નમ્રતાપૂર્વક ભક્તે જવાબ દીધો : 'તમે જ આજ મને બરાબર ઓળખ્યો. પણ જગતે મને સાચી રીતે ઓળખ્યો નથી. હું જો પૂરેપૂરો ઠગ ન હોત તો લખચોરાશીમાં શું કામ ભટકત ?'

બાઈ શું બોલે ?

×

# આંબાના રોપ

## શ્રી. ચુનીલાલ મડિયા

'ઘણીવાર' રૂપિયા આના પાઈમાં વળતર ન બતાવી શકનાર ગરીબ પાસે દિલનો વિશાળ મહેરામણ લહેરાઈ રહ્યો હોય છે. બુદ્ધિજીવી વર્ગ કરતાં નીચલા વર્ગની એ ખાસિયત છે કે અણીને સમયે ઉપકાર કરનાર માટે ફરજના પૂરા ભાન સાથે એ વર્તે છે,' બરાબર વર્તે છે. આવા એક પાત્રને વાર્તાકારે અહીં શબ્દદેહ આપ્યો છે.

'ઝાંપા–બારી ભીડતા આવ્યા છો ?'

આંબાવાડીના કૈલાસભવનના 'કમ્પાઉન્ડ'માં દાખલ થનાર હરેક વ્યક્તિને આ પ્રશ્ન પૂછવાની પોતી ડોળણને આદત પડી ગઈ હતી. શાક–બકાલું આપવા આવનાર કાછિયાને આ પ્રશ્ન પુછાતો અને પહેલાં વર્ગના રાજ્યના દીવાન મંચેરશાને પણ આ વાડીની રખેવાળણ તરફથી એ જ પૂછપરછ થતી: 'ઝાંપા–બારી ભીડતા આવ્યા છો ને ?'

મંચેરશાને સ્થાને બીજો કોઈ દીવાન હોત તો પોતાના જ રહેણાક સ્થાનમાં પોતાને 'મેરી બિલ્લી ઔર મેરેકું મ્યાઉં' જેવી બે–અદબીનો અનુભવ કરાવનાર આ વૃદ્ધ ડોળણને ક્યારની હાંકી કાઢી હોત. પણ પોતીનું એટલું સદ્‌ભાગ્ય કે માલિક મંચેરશા રાજ્યની દીવાનગીરી કરવા ઉપરાંત, નવરાશના' સમયમાં શાયરી પણ કરતા. એ કવિ–આત્મા જ આંબાવાડીની નોકરાણીની આવી વિચિત્ર વર્તણૂક, સાખી લેતા. અવસ્થાને આરે પહોંચેલી આ રખેવાળણનું ક્વચિત્ મનો-વિશ્લેષણ પણ કરવા લાગતા, અને ત્યારે એમનો ભાવુક આત્મા આ અભણ' ડોસી પ્રત્યે સહાનુભૂતિ અનુભવી રહેતો.

કૈલાસભવનની આંબાવાડીના માત્ર આંબા જ નહિ, બીજાં અનેક ફૂલ–ઝાડ તેમ જ ફૂલનો જોટો આ પંથકમાં મળવો મુશ્કેલ હતો. અહીંના આંબામાંથી ઊતરતી કેરીની જુદીજુદી જાતો–લંગડો, કેસર, જમાદાર, ચૂંબડી અને આફુસ–નો આસ્વાદ કરવાનો અધિકાર તો માત્ર બે જ કુટુંબોને મળ્યો હતો: એક રાજકુટુંબને અને બીજા દીવાન મંચેરશાના કુટુંબને. એજન્સીના ગોરા પૉલિટીકલ એજન્ટ કોઈ કોઈ વાર ઉનાળામાં અહીં મહિનોમાસ આવી ચડતા, તે આંબા-વાડીનાં આમ્રફળોથી આકર્ષાઈને જ આવતા એવી લોકવાયકા હતી. પણ કૌતુકપ્રિય લોકમાનસે તો એટલે સુધી વાત જોડી કાઢી હતી કે કૈલાસભવનના આંબા પાકે ત્યારે 'પહેલ–વહેલું પારસલ તો શહેનશાહ પંચમ જ્યોર્જને ઠેઠ વિલાયત સુધી પહોંચાડવામાં આવે છે. પાંચમા જ્યોર્જના મૃત્યુ બાદ એના બબ્બે અનુગામીઓ ગાદી પર આવી ગયા, પછી પણ આ વાયકામાં નામોલ્લેખ તો પાંચમા જ્યોર્જનો જ થતો.

કૈલાસભવનના દીવાન, બંગલો અને આ આંબાવાડીનો પણ થોડો ઇતિહાસ હતો. 'મૂળ તો આ રાજ્યના દીવાનોના ઉતારા માટે એક ખખડેલ દરબારગઢ દાયકાઓથી વપરાતો આવેલો. એ વખતના દીવાન–કારભારીઓ પણ કાઠિયાવાડના દાયકેદાયકે પલટાતા નાગરી રાજકારણ અને વાણિયા-શાહી રાજકારણના તબક્કાઓ પ્રમાણે અચૂક વાણિયા–બ્રાહ્મણો જ આવતા. એટલે આ

અંધારિયા દરબારગઢને આસાનીપૂર્વક નિભાવી લેતા. પણ એક મહારાજ સગીર વારસ મૂકીને મૃત્યુ પામ્યા, ત્યારે રાજ્ય ઉપર ગોરા 'એડમિનીસ્ટ્રેટર'નો હકૂમત' આવી અને એ ગોરાસાહેબ માટે તાબડતોબ ઇજનેરો બોલાવી ગામથી 'દોઢેક ગાઉ દૂર આ બંગલો બાંધવો પડેલો. 'એડમિનીસ્ટ્રેશન'-ની મુદત પૂરી થયા પછી દીવાનોનું રહેઠાણ અહીં રાખવામાં આવ્યું અને દરબારગઢના અંધારા ઓરડાઓ વેપારીઓને કપાસની વખારો બનાવવા ભાડે અપાઈ ગયા.

કૈલાસભવન બંધાયું ત્યારે આંબાવાડી નહોતી. ગોરાસાહેબની મડમ્ માટે આવશ્યક એવા થોડા વિલાયતી ફૂલોના ક્યારાઓ જ એ કમ્પાઉન્ડમાં હતા. આંબાવાડીની જગ્યા પર તો એ વેળા 'એડમિનીસ્ટ્રેટર' સાહેબ ક્રિકેટ ખેલતા અને એમનાં ભૂલકાંઓને રાજ્યની ઘોડારનો રાવત સવારે વછેરા ઉપર બેસાડી ઘોડેસવારીની તાલીમ આપતો. સાંજે મડમસાહેબા આ મેદાન પર લટાર મારતાં. પણ છપ્પનિયાની સાલમાં ગામડાં-ગોહડાંમાંથી રાંકાઓનાં ધણનાં ધણ રાજધાનીમાં ઊભરાવા લાગ્યાં, કેમકે એમને રોજી આપવા માટે રાજ્ય તરફથી એક જબ્બર તળાવના ખોદકામનો આરંભ થયો હતો.

એક વેળા ઉબેણના પેટમાં આંખ ઠરે એવાં તડબૂચ-તરિયાંના વાડા વાવનાર ધનો કોળી પણ વખાનો માર્યો પોતાના કુટુંબકબીલાને લઈ રાજધાનીમાં આવી ચડ્યો હતો. પણ એણે તળાવના ખોદકામમાંથી પેટિયું રાખવાને બદલે એ વેળાના નાગર દીવાન ભગવંતરાયની સૂચનાથી કૈલાસબાગમાં જ કામ કરવાનું પસંદ કર્યું, કેમકે કળશી-એકનું કુટુંબ ધરાવનાર દીવાનસાહેબને ત્યાં થતા અહોળા જમણવારની એંઠ તેમજ થાળીઓનું સામટું ધોણ આ 'ક્ષુધાર્ત' કુટુંબને મળવા લાગ્યું. ધનાના કુટુંબની આ ખુશનસીબીની તો બીજાં રાંકાઓને પણ ઈર્ષા ઊપજી. ધનાએ પેટગુજારા માટે મળતા આ એંઠ-ધોણનું ઋણ ચૂકવવા ઝાડપાન-ઉછેરના પોતાના આગવા કસબનો લાભ આ બંગલાને આપ્યો. ગોરાસાહેબના સમયમાં ક્રિકેટ તેમ જ ઘોડેસવારીના મેદાન તરીકે વપરાતો સોનાની લગડી જેવો જમીનનો ટુકડો હવે અવાવરુ જ પડ્યો હતો. કેમકે દીવાન ભગવંતરાયને બોલ-બૅટની ફટકાબાજી ને ગોલંદાજીને બદલે એ વેળાના રજવાડાઓમાં ચાલતી હેદ્દા-શિકારની વાંસેક વિરુદ્ધ નાગરી હોડમાં ગોલંદાજી અને ફટકાબાજી અજમાવવામાં વધારે રસ હતો. ભગવંતરાયની નાગરી નાલમાં ઓઝલપરદાનો રિવાજ નહોતો; છતાં એમનાં પત્ની તો જ્ઞાતિ-પરંપરા મુજબ પરદાનશીન બીબી કરતાંય વધારે આકરો મલાજો પાળતાં, તેથી સાંજે આ મેદાન તો શું, બંગલાની ઓશરીમાં પણ ભાગ્યે જ લટાર મારતાં. ભગવંતરાયનાં ભૂલકાંઓ એટલાં તો તકલાદી બાંધાનાં હતાં કે ઘોડા પર સવારી કરવાનું તો દૂર રહ્યું, પણ એનાં પૂંછડાંને અડવાનું પણ સાહસ ન કરતાં. આમ, બધી રીતે બિનજરૂરી બની ગયેલ આ પડતર મેદાન પર આંબાવાડી ઊભી કરવાનું નાગર દીવાનના ગણતરીયુક્ત માનસને-મુનાસિબ લાગ્યું.

ધનો દૂરદૂર રઝળીને આંબાઓની સામી કલમો શોધી લાવ્યો. જમીનને રોપાલાયક બનાવવામાં એનું આખું કુટુંબ કામે લાગી ગયું. એક વેળા ક્રિકેટરોની સગવડ ખાતર રોલર ફેરવીને સપાટ બનાવી દીધેલ જમીનને થોડા જ દિવસમાં આ કોળીકુટુંબે ઘી પાયેલ લાપશી જેવી કણીદાર બનાવી દીધી. ધનો અને એની ઘરવાળી રૂખી રાત કે

દિવસ જોયા વિના ઉગેલુના વાડાઓ વચ્ચે ફરતો એથી કાળી મજૂરી કરવા લાગ્યાં કેમકે તેઓ માત્ર પેટભરુ રોજિયાં નહોતાં પણ બાગબાનીનાં કસબી દંપતી હતાં અને એ કસબ-ચાતુરી દીવાનસાહેબને દેખાડી આપવાના એમને કોડ હતા

કોળી દંપતીનો આ કસબ એળે ન ગયો પણ પૂરેપૂરો ઊગી નીકળ્યો થોડા જ મહિનામાં મેદાન પર જાતવત ઝાડની કલમો ડોલવા લાગી ધનાને લાગ્યું કે હું સારા શુકને જ અહીં આવ્યો છુ કેમકે જેના ધોણમાં પણ આગળઆગળ ઘીની તર બાઝે એવા મોટા દાબ્લાની એક જમીને, ભૂખમરાથી જેના ડિલની પાંસળી યે પાંસળી ગણી શકાતી હતી એ આ દંપતીને દુકાળના આવા કાળા વરસમાં પણ ડિલ વળવા લાગ્યાં અને જ્યારે રૂખીએ એક દિવસ ધનાને વાતવાતમાં અણસારો કર્યો કે બે મહિનાથી પોતે આઘી બેઠી નથી, ત્યારે તો ધનાને પાકે પાયે ખાતરી થઈ ગઈ કે ઉગેલુને ઉપરવાસથી કોક સારા શુકને જ હું અહીં આવ્યો છુ

બીજે વરસે કૈલાસભવનની આસપાસનું વાતાવરણ સમૂળુ પલટી ગયું સામસામી ઝૂકતી કેસર આંબાની કૂણીકૂણી બે કલમોના રોપા વચ્ચે રૂખીએ પોતાના સાડલાની ગાંઠ વાળીને ઝોળી બાંધી હતી અને એની અંદર ટીનકુડીક બાળકી પોતી ઊંઘાડેલી રહતી હતી રૂખી તો કછોટો ભીડી આંબાવાડીમાં કામ કરતી જાય અને આંબા-શાખે ઝૂલતી પોતીને હીંચોળો નાખતી જાય, એકાદુ ભાંગ્યુતૂટ્યુ હાલરડુ પણ ગાતી જાય અને ફરી કામે લાગી જાય ધનો કૂવાના રેંટ ઉપર બેઠોબેઠો પાણી ખેંચતો હોય અને રૂખી રોપાઓના ક્યારા ઠીકઠાક કરતી હોય, પી. રહેલા ક્યારામાંથી પાણી વાળતી હોય, અને આસ્રફળ ઉછેરતાં ઉછેરતાં આનંદથી યે અદકા મીઠા અવાજે લલકારતી હોતી.

ચેતર ચડ્યો મોરિયો ને મોર્યા દાડમદ્રાખ;
કોયલડી ટહુકો કરે ડાળે બેઠી આંબા ડાળ.

આંબાની ડાળીએ જેનાં પારણું ઝૂલતાં હતાં એ પોતી આંબાઓમાં જ ઊછરીને મોટી થઈ બરોબર દોઢ દાયકા સુધી રેંટ ખેંચીખેંચીને ધનાએ, રૂખીએ અને પોતીએ ત્રણેએ આંબાને પાણી પાયાં ને ઉછેર્યાં એમાંથી જે શાખો ઊતરી તેને ચાખીને સહુ કોઈએ કબૂલ કર્યું કે કેરીની આ મીઠાશ તો જન્મારામાં ય ચાખવા નહોતી મળી

ધનાના કુટુંબ માટે કૈલાસભવનના નોકરોના આઉટ હાઉસમાં જ એક મકાન કાઢી આપવામાં આવ્યુ હતું પણ પોતી તો આ આઉટ-હાઉસમાં રહેવાને બદલે આંબાવાડીમાં જ પડી રહેતી આંબા જ એનાં આપ્તજન હતાં આંબા જ એને મન સમગ્ર માનવસૃષ્ટિ હતાં વાડીના એકેએક ઝાડ જોડે પોતી આત્મીયતા અનુભવતી હતી

આંબાવાડી જ્યારે ફૂલીફાલી રહી ત્યારે જે અવસ્થાએ પહોંચેલો ધનો સર્જનના આનંદ સાથે જીવનની કૃતકૃત્યતા અનુભવતો હતો આંબાવાડીની ખ્યાતિ તો દૂરદૂર પહોંચી હતી બાગબગીચાના શોખીનો પણ દૂરદૂરથી આંબાવાડી જોવા આવતા એ સહુ આગળ ગૌરવ સમક્ષ ધનો અધીરઘીરો થઈને આંબાઓની ઓળખ આપતો:

'આ દેશીની જાત–',

'ને આવડી આ છે પાયરી–'

'ફળ નાનુ પણ માંય રસ છાલિયામાંથી છલકાય એટલો બધો.'

'આ જાત હેઠ લગણ લીલી જ રિયે એટલે એમ લાગે કે હજી પાક ઉપર નથી આવી, પણ નખે વનારી લ્યો એવા તૈયાર માલ–' ને પછી ધનો જમીન તરફ નિગૂઢ નજરે જોઈ

રહીને ઉમેરતો: 'ધરતીનું પેટ છે ને! એની કોઈને ખબર નો પડે!'

'આ જાતને આ પંથકમાં શિંદોરિયો કિયે છે. એની ધોળીફક્ક છાલ્ય જોઈને તો એમ જ લાગે કે માંયથી છાશ્ય જેવાં ખોતાં–પાણી નીકળશે. પણ સારીપટ ધોળીને ડીંટડી તોડો કે ધૂંટેલા શિંદોરની શેળ્ય ફૂટી જાણો!'

'શિંદોરિયા' આંબાની આટલી પ્રશસ્તિ પછી ધનો એક હકીકત ઉમેર્યા વિના રહી શકતો જ નહિ; 'હજુર-બંગલે એકવાર ચંદન-ગઢના નવાબ મેમાન થઈને આવ્યા તંયે આ 'શિંદોરિયાનો રસ કાઢીને બરફમાં ઠારીને જમાડ્યો. તે દિથી નવાબની દાઢમાં આનો સવાદ રઈ ગિયો છ, તી આજ દિ'. મોસમે-મોસમે આ ફળનાં પારસલ મંગાવ્યા જ કરે છે.'

કેરીના–આમ્રરસના ધરવ હોય કે ન હોય, પણ આ આમ્રફળોની પ્રશસ્તિનો તો ધનાને ધરવ નહોતો જ.' આ ફળમાં ખટાશનું નામ ન મળે, આ ફળનો ગોટલો જુઓ તો બોરના ઠળિયા જેવડો જ,' એવીએવી તો એ અસંખ્ય વિગતો રજૂ કર્યા જ કરતો.

મુલાકાતીઓ પૂછતા: 'ઝાડને રોપે કેટલાં વરસ થ્યાં?'

ધનો હરખાતો હરખાતો, વાડીમાં રખેવાળું કરતી જુવાન પોતી તરફ નિર્દેશ કરીને કહેતો: 'આ મારી ગગીને થ્યાં એટલાં જ વરસ આંબાને થ્યાં ગણો ને! છપનિયો ઊતરતે હ્યારા ખોદવા માંડ્યા'તા, મેં કલમું રોપી'તી...'

આંબાની જેમ જ યૌવનથી ગૌરવવંતી દેખાતી પોતી ભણી મુલાકાતીઓ જોઈ રહેતા.

આવો જ એક 'મુલાકાતી' ભાણિયો મૂળ આવ્યો હતો તો ધનાને નાતવહેવારે એક રોઢે રોટલો ખાવા. પણ પોતીને જોઈને એનું મન પીગળ્યું કે કોણ જાણે પણ 'આંબાવાડીમાં જ ધનાના હાથ' તળે એ પેટવડિયે મૂસી તરીકે રહી ગયો.'

પોતી મોટી થતી ગઈ તેમ તેમ જમાઈ ગોતવાની ચિંતામાં ધનાની ઊંઘ ઓછી થતી હતી. એમાં એક દિવસ રૂખીએ જ ભ્રમ'માં 'કહી દીધું' કે જમાઈ તો તમારી આંખ સામે જ ઊભો છે ને આવો ક્યાં ગોતવા જાવું? ધનાએ રૂખીનું વેણ માન્યું અને પોતીને ભાણિયા વેરે પરણાવી દીધી. આ પગલાનું વાજબીપણું ઠરાવવા ધનો એક દલીલ પણ રજૂ કરતો: 'મારી પોતડી આંબા વચ્ચે જ નાનેથી મોટી થઈ છે; એને આંબાવાડીની બહાર રોપી હોત તો મૂળ ન ઘાલત.'

ધનામાં વ્યવહારબુદ્ધિ બહુ નહોતી; નહિતર, પોતીને ભાણિયાં જોડે પરણાવતી વેળા અને એમને આંબાવાડીમાં જ રાખતી વેળા એ હકીકતનું પણ એને ભાન થયું હોત કે આ રીતે મારા હોદ્દાનો અનુગામી પણ આપોઆપ નિમાઈ જાય છે: કેમકે ધનાની હયાતિ દરમ્યાન જ વાડીની માવજતનો બધો ભાર પોતીએ ઉપાડી લીધેલો. તેથી એક શિયાળે ધનાને ટાઢિયો તાવ લાગુ પડ્યો અને બીજે શિયાળે એ તાવમાં જ ઊકલી ગયો ત્યારે એ વેળા કૈલાસભવનનાં રહેનાર વણિક દીવાન હેમચંદ ધારશીએ કરકસરની દૃષ્ટિએ બહારથી બીજો માળી બોલાવવાને બદલે ભાણિયા–પોતીને જ અહીંનાં બાગબાન તરીકે નિયુક્ત કરી દીધાં.

પોતીએ પોતાના જીવનની તેમજ કૈલાસભવનનાં જીવનની પણ અનેક તડકી–છાંયડી જોઈ નાખી હતી. કૈલાસભવનમાં પોતીની સાંભરણમાં જ અનેક દીવાનો આવ્યા અને ગયા. એ સહુ અમલદારોની અને વિશેષ તો એ અમલદારોની પત્નીઓની ચિત્રવિચિત્ર ખાસિયતો, આદતો, તરંગો વગેરેનો પોતીને

ફૂરતો અનુભવ થઈ ચૂક્યો હતો. એક નાગર રાણીને અથાણાનો એવો તો ભયંકર શોખ કે એક કાળે અધી આંબાવાડી અથાણાં ખાતે જ પડાવી નાખેલી. મામુલી શિરસ્તેદારની પાયરી પરથી ખટપટ-ખુશામત દ્વારા દીવાનપદે પહોંચેલા એક વણિક દીવાનની પત્નીને વળી એવી આદત કે નહોમણ વખતે એમના પગ આગળ કેરીનો ડુંગર ખડકાય છતાં રાતવરતે પોતાની નજર ચૂકવીને બેચાર ફળ તેઓ ચોરી જાય ત્યારે જ એમને સંતોષ થાય. કૈલાસભવનની દીવાલો વચ્ચે જીવાઈ ગયેલી અનેક જિંદગીઓની પોતી સાક્ષી હતી. આ આલિશાન ઈમારતમાં એણે આનંદના ઓઘ જોયા હતા, તેમ આંસુના મૂંગા ટપકાર પણ એણે સાંભળ્યા હતા. હાસ્ય તેમ જ હીબકાં બંનેના પ્રતિઘોષ પોતીને કાને પડ્યા હતા. એક કાવ્યપ્રેમી રસિક નાગરયુગલે માણેકઠારી પૂનમે કૈલાસભવનની અગાશીમાં અમરુ શતકમાંથી શ્લોકો ઉચ્ચારતાં એનો રવ પોતીના કાનમાં ઝીલાયેલો. કૈલાસભવનમાં એક વેળા રજપૂત દીવાન રહેવા આવેલા ત્યારે ગામની એક રૂપાળી બાળવિધવા પર થયેલા બળાત્કારની ચીસ પણ પોતીએ સાંભળેલી. અને છેલ્લે છેલ્લે, પારસી દીવાન મંચેરશા આવ્યા એમની યુવાન પત્નીએ પોતાને જ હાથે છાતીમાં રિવોલ્વર તાકીને આપઘાત કરેલો, એ વેળાનો રિવોલ્વરનો ધડાકો પણ આ રખેવાળણની સ્મૃતિમાં તાજો હતો.

અને છતાં આ કૈલાસભવન, આંબાવાડી અને પોતી તો એનાં એ જ રહ્યાં હતાં. ભાણિયો જીવતો ત્યાં સુધી પોતીનું જીવન ભર્યું ભર્યું હતું પણ એના મૃત્યુ બાદ ફરી પોતીએ પોતાની કિશોર વયમાં કર્યું હતું એમ આ આંબાઓમાં જ આત્મવિલોપન કરી નાખ્યું. પોતાના જીવતાજાગતા આપ્તજનોની રક્ષા કરતી હોય એટલી તકેદારીથી એ વાડીનું રખેવાળું કરતી. કમ્પાઉન્ડમાં દાખલ થનાર એકેએક વ્યક્તિને એ અચૂક પૂછતી: 'ઝાંપા-બારી ભીડતા આવ્યા છો ને?'

માણસ ઉંમરમાં વધે અને એની જીવન-સમૃદ્ધિ વધતી જાય એમ પોતીની અવસ્થા વધવા સાથે જ આંબાઓની સત્ત્વશીલતા વરસોવરસ વધતી જતી હતી. પોતી જાગતાં ને ઊંઘતાં એમનું જતન કરતી હતી. દીવાન મંચેરશાને કવચિત્ એમ પણ લાગતું કે આ રખેવાળણ ધીમેધીમે વા-ઘેલી થતી જાય છે. તેથી જ એના રખેવાળપણાની 'અતિશયતા'ને તેઓ સાંખી લેતા હતા. દીવાનસાહેબ પોતે પણ પત્નીના આપઘાત પછી એકાકી બની ગયા હતા. એકાકી જીવનમાં આવો તરંગ ન જાગે તો એ જીવન કેટલું અકારું અને અસહ્ય બની રહે છે એનો એમને અનુભવ હતો. એ સ્વાનુભવને પરિણામે જ તેઓ પોતીની આ વિચિત્ર વર્તણૂકને સમભાવપૂર્વક સમજી શક્યા હતા.

અવસ્થા વધતી ગઈ તેમતેમ પોતીની આંખોમાં એક પ્રકારની શૂન્યતા છવાતી ગઈ. ધીમેધીમે એણે માનવ-સંપર્ક ઓછો કરી નાખ્યો. આંબાવાડીમાં આ છેડેથી પેલા છેડા લગી નિરુદ્દેશ આંટા મારવા સિવાય એના જીવનમાં બીજી કોઈ પ્રવૃત્તિ રહી નહિ. વાતચીતો પણ એ આંબાઓ જોડે જ કરવા લાગી. "આંટા" મારતાંમારતાં ઘડીક લંગડા પાસે વિસામો ખાતી તો ઘડીક જમાદારના થડ સામે ઊભી રહેતી. ઊંડી ગયેલી આંખો જરૂાવાર સિંદૂરિયાની ડાળો પર ફેરવતી અને આંબડી સામે જોઈને આછુંઆછું મલકતી.

એક ઉનાળે આંબાઓ શાખથી ભારે લૂંબઝૂંબ હતા. આખું વરસ જેમણે ડાળે બેસીને રખોપું કર્યું હતું એ કોયલ "આમે

મોર આવવા ટાણે જ ચાચ પાકી હોવાથી ફળ આસ્વાદવાની અશક્તિ, દર્દનાક સ્વરે ટહુકા દ્વારા વ્યક્ત કરતી હતી. એ ટહુકાને આત્મસાત્ કરતી પોતી પાયરીના ઝાડ તળે એક ખાટલીમાં કાગાનીંદરમાં પડી હતી. મોડી રાતે જરાક જંપવારો વળતાં ઓચિંતી એ જાગી ઊઠી અને 'મરે મરે'ની બૂમો પાડતી બેબાકળી પાયરીના થડ પર ચડવા લાગી. બાળપણમાં ખિસકોલીની જેમ ડાળે ડાળે કૂદાકૂદ કરવા ટેવાયેલી પોતી હવે પાકી અવસ્થાએ અગાઉના જેટલી ઝડપ નહોતી દાખવી શકતી, છતાં વાંદરાની ગુલાંટની જેમ પોતી પણ વૃક્ષારોહણ ભૂલી તો નહોતી જ.' 'કોણ ઝાંપો ઉઘાડો મેલી ગયું?' 'જરાક જંપવા ય નથી દેતા,' 'સધાય સાકોટા ચૂંથી નાખશે,' 'રખોપું તી હું કેટલુંક કરું?' એવાં એવાં વાક્યો બબડતી પોતી વાંદરાને પકડી પાડવા એક ડાળથી બીજી ડાળ પર ફાંફા મારવા લાગી. છતાં વાંદરા નામનું પ્રાણી ક્યાંય હાથ ન લાગ્યું અને સામે આકુસના ઝાડ પર ફશોક ફફડાટ સંભળાયો ત્યારે એને થયું કે પીટડિયો પાયરીએથી ઠેક લઈને આકુસે આવ્યો. પોતી પણ બાળપણની આદતને જોરે આકુસના ઝાડ પર એવી જ ઠેક લેવા ગઈ ત્યાં એટલી ઊંચાઈએથી ભફફ કરતીકને સીધી જમીન પર પછડાટ ખાધી.

મોડે મોડે હજુર બંગલેથી મહારાજ જોડે ગુફતેગો કરીને મંચેરશા પાછા ફરતા હતા, ત્યારે કૈલાસબાગના કમ્પાઉન્ડમાં પ્રવેશતાં જ ડ્રાઈવરે ગાડી થોભાવી. મંચેરશાએ પણ, આજે પોતીએ પડકાયેલ નહિ એ પ્રણાલિકા-ભંગનું આશ્ચર્ય અનુભવ્યું. સુદ આઠમના અર્ધ–ચંદ્રના ઉજાશમાં શિંદુરિયા આંબા તળે બેશુદ્ધ સ્થિતિમાં પડેલી પોતી ઓળખાઈ આવી.

મંચેરશાના વાચનાલયમાં એક સોફા પર પોતીનું લાકડા જેવું શરીર પડ્યું હતું અને બાજુમાં ખુરસી પર બેઠેલા મહારાજના કુટુંબ–તબીબ ડૉ. સુખથનકર પોતીના હાથની નાડ પર આંગળા મૂકી, 'પલ્સ' પકડવા મથી રહ્યા હતા. મંચેરશા તો એટલા બધા અસ્વસ્થ થઈ ગયા હતા કે ખુરસી પર બેસવાના પણ એમને હોશ નહોતા રહ્યા. તેઓ ડૉ. સુખથનકરને તરેહતરેહની સૂચના આપતા પોતીના માથા પાસે ઊભા જ રહ્યા હતા.

આખરી ઉપાય તરીકે ડૉક્ટરે એક ઈન્જેક્શન આપ્યું અને પછી મંચેરશાને કહ્યું: 'આ ઉંમરે પેશન્ટને સ્ટ્રોકના ઓછા છે, એટલે આશા જેવું ઓછું છે. કદાચ બે-પાંચ મિનિટ માટે ઉઘાડે તો નસીબદાર...'

મંચેરશાનો કવિ-આત્મા અત્યારે આ રખેવાળણની આખી જિંદગીના સરવાળા બાદબાકીના આંક મનમાં ને મનમાં માંડી રહ્યો હતો. તેઓ વિચારતા હતા: 'આ અબૂધ ફાળણના આવડા જીવતરની કરી-કમાણી કયી? આ કેસરિયા ને શિંદુરિયા આંબા? આ કૈલાસભવન? જોઈને આંખ ઠરે એવું આ આંબાવાડિયું?...

મંચેરશા અત્યારે રાજ્ય ખટપટના હાલ-લકંડી-દાવ ખેલનાર દીવાન મટીને પોતીના પાછલા જીવન પર પોતાના પ્રિય ફારસી કવિની શેરો મનમાં વાગોળી રહ્યા હતા ત્યારે જ પોતીએ હળવેથી આંખ ઊઘાડી.

ડૉક્ટર સુખથનકરનું મોં આનંદથી નાચી ઊઠ્યું. દીવાનસાહેબ પણ મનમાં ગુંજતી બેત અધૂરી મૂકી પોતીની ઊંડી ઊતરેલી કરચલિયાળી આંખો ભણી તાકી રહ્યા.

પોતીએ ડૉક્ટરની આગાહીને માન આપીને આંખ તો ઉઘાડી હતી, પણ એ આગાહી મુજબ બે-પાંચ મિનિટ સુધી નહિ

# ધર્માનંદ કોસંબી

શ્રી. પ્રશાંત

ભારતદેશમાં જન્મી અન્ય દેશોનું શ્રેય કર્યાનું બુદ્ધધર્મ માટે કહેવાય છે, પણ ભૂલવું ન જોઈએ કે હિંદમાં પણ બુદ્ધદેવના મહાદીપમાંથી કેટલીક દીપિકાઓ પ્રગટી છે. ભગવાન તથાગતના પારસમણિથી સ્વજીવનને કાંચનમય બનાવી જનારે વીરોમાંના એક હતા ધર્માનંદ કોસંબી આ માસની ચોથી તારીખે એમની સંવત્સરી છે આ પ્રસંગે એમની જીવનકથાનાં પાનાં વાંચીએ તો સત્ય પામવા માટે પુરુષાર્થ કરવાની પ્રેરણા મળે એમ છે. અડગ શ્રદ્ધા અને નિશ્ચયબળ શું કરી શકે છે તેનો પરિચય કોસંબીજીના જીવનમાં ડગલે ને પગલે મળે છે.

'વિદ્વત્તાને કારણે એમને ખૂબ કમાણી કરી આપે એવી કારકિર્દી સહેજે મળી શકી હોત, છતાં એમણે તો સેવા કરવાનું જ પસંદ કર્યું ને સાધુ તરીકે જ જીવવાનું યોગ્ય માન્યું.' —ગાંધીજી

જે નવીમાં મનોબળ હોય, સત્વ હોય, પ્રતિભા હોય, ખંત હોય, તીવ્ર બુદ્ધિ હોય તો એણે માનેલા મનોરથ આડે દુનિયાની કોઈ ચીજ આવી શકતી નથી, તેમાંયે ગરીબાઈ તો હરગિજ નહિ જગતના મહામોલા પદ્મપુરુષો પંકરૂપી આ ગરીબાઈમાંથી જ નીપજી આવ્યા છે ધર્માનંદ કોસંબી પણ એવું જ પદ્મ હતા. ક્યાં ગોવાના એક નાનકડા ગામડામાં જન્મ, ક્યાં બૌદ્ધધર્મનો અભ્યાસ ને પ્રચારાર્થે સિલોન, બ્રહ્મદેશ ને નેપાલનું પરિભ્રમણ; ધર્માર્થે દરિયાપારની ત્રણચાર વારની મુસાફરી ક્યાં અને સેવાગ્રામની ગાંધીકુટિરમાં વર્તમાન યુગમાં ભીષ્મપિતામહ સમું મૈત્રીમય મૃત્યુમિલન ક્યાં!

'દીવ દમણ ને ગોવા, પોર્ટુગીઝ બેઠા રોવા' માં અમર બનેલા ગોવાના સાખવળ ગામમાં એક 'સારસ્વત કુટુંબ' રહે ઘરડા

---

પણ એક જ મિનિટ સુધી ખુલ્લી રહેવા માટે ઊઘડી હતી ડૉક્ટર કે દીવાનસાહેબ હજી કંઈ પ્રશ્ન પૂછે એ પહેલાં તો પોતીએ જ ડૉક્ટરને ઓળખી જતાં પ્રશ્ન પૂછ્યો :

'દાક્તરસાબ, તમે કયે ઝાંપેથી આવ્યા ?'

'ઊગમણે ઝાંપેથી' મચેરશાએ ઉત્તર આપ્યો

'પણ' આટલા ઉત્તરથી પોતીને સંતોષ થાય એમ નહોતો. ઊલટી ચિંતા વધતી હતી એણે પૂરક-પ્રશ્ન પૂછ્યો :

'ઝાંપા-બારી ભીડતા આવ્યા છો ને ?'

'હા ભઈ હા,' વચ્ચે મચેરશાએ પોતીના આ બાલીશ પ્રશ્ન પર રોષે ભરાઈ મોટો ઘાંટો પાડીને ઉત્તર આપ્યો.

એ રોષયુક્ત ઉત્તર પણ આ રુએવાળણુ માટે શીતળ ચંદન સમો શાતાદાયી બની રહ્યો પોતે ફરજની બજવણીમાંથી ચ્યુત નથી થઈ, પોતાના પેટના જણ્યાં સમાં ઝાડ હેમખેમ છે અને ઝાંપા-બારી હજી ભીડેલી જ છે એવી બાંહેધરી મળતાં પોતીની આંખના પોપચાં બિડાઈ ગયાં અને નાકની દાંડી હરડાઈ ગઈ

પોતીની નાડના પલ્સ પકડવાનો પ્રયત્ન છોડી, 'શીનીસ્ડ!' એમ મોટેથી બોલીને ડૉક્ટર કૈલાસભવનના કમ્પાઉન્ડની બહાર જવાનું કરતા હતા ત્યારે આંકુસના આંબા ઉપર કોયલ ટહુકતી હતી.

★

વડીલ દામોદર ને આનંદીબાઈ બંને સાચાં ગૃહસ્થી. એમને ત્યાં ઈ. સ. ૧૯૭૬ની ૯ મી ઓક્ટોબરે આ ધર્માનંદ જન્મ્યા. કુટુંબ બાગમાં જાણે નવું ગુલાબ બેઠું. બધે કલ્લોલ કલ્લોલ થઈ રહ્યો. આ નવા ગુલાબની મહેક છવાઈ રહી.

કુટુંબનો સૌથી મોટો છોકરો એટલે ભોળપણની ખાણ ને નાનો એટલે મહા મસ્તાન. પણ સાત ભાઈબહેનમાં સૌથી નાનો આ ધર્માનંદ! શરીરે દૂબળો, સ્વભાવે રૂના ગાભા જેવો શાંત, આઠનવ વરસ સુધી તો એને ખાવાનુંયે ભાન નહિ. અને આવો છોકરો નિશાળે બેસે ત્યારે ભાઈબંધો ચીડવે એમાં શી નવાઈ? નિશાળિયાઓએ ભાઈસાહેબનું નામ પાડેલું–'ભીંડાનું શાક' ભઈ, વાહ! અરે 'ભાદરવાનો ભીંડો' કહ્યો હોત તો અમને દલપતરામ યાદ આવત. પણ આ તો ભીંડાનું શાક! ભીંડો હોય છે કેવો નરમ પણ ખાવામાં? મીઠો! આવા મીઠા સ્વભાવવાળો ધર્માનંદ નિશાળે જાય, મિત્રો ખીજવે એટલે મનમાં મૂંઝાય. પણ ભણવામાં એક્કો! રે ગરીબાઈ! કોસંબીના માર્ગમાં તેં શિલાઓ નાખી તે ઠીક ન કર્યું! કારણ કે ત્રણચાર ચોપડી પછી ધર્માનંદને ઊઠી જવું પડ્યું! ભવિષ્યમાં મહાપંડિત થનારને નાનપણમાં 'હૂપ હૂપ' કરતા વાંદરાઓને હાંકવા વાડીમાં આમતેમ દોડતો કલ્પીએ, ચોર ન આવે માટે નાળિયેરીનું રક્ષણ કરતો જોઈએ, ગીતો લલકારી કેળોને પાણી પાતો સાંભળીએ, ત્યારે એમ થાય છે કે એમને સ્થૂળસ્વરૂપે કદાચ ધર્મસંસ્કારો પણ અહીં જ મળવા જોઈએ. કુદરતના સાન્નિધ્યમાં ધર્મના વિરાટ સ્વરૂપને જાણે એ મન ભરી ભરી નિહાળતો. બચતના સમયમાં એ વાચન-ભૂખ સંતોષતો. પુસ્તકોએ એને જાદુગરની પેઠમ જેમ જેમ આકર્ષ્યો તેમ તેમ પોતાની ગરીબાઈ, પોતાની અભણતા ને પોતાના બાળલગ્નનું–પોતાનું અહંતાનું ભાન એને વધુ ને વધુ તીવ્ર બનતું ગયું. હરેક કાર્યમાં એ જ ઝંખના, એ જ રટન, રાત ને દિવસ બસ એ જ વિચારો. ઝમઝમતી રાત હોય ને એ ઝબકીને જાગતો. એક તરફ અભણતાના ને બીજી તરફ નિર્ધનતાના રાહુ વચ્ચે એ પિસાઈ રહ્યા હતા, અંતરાત્મા જાણે આક્રંદ કરી રહ્યો હતો.

એવે સમયે તુકારામનું જીવનચરિત્ર હાથ લાગ્યું. ધગધગતો આત્મા જાણે શાંત પડ્યો. હા...શ! પોતાના જેવી જ ગરીબી ને અભણતા તુકારામમાં પણ ક્યાં નહોતી? ને તોપણ તુકારામના પ્રગતિપંથને દુનિયાનાં દુઃખોએ રુંધ્યો'તો ખરો? નાનપણમાં પોતાની માફક એક જ વાર નહિ, તુકારામ તો બબ્બે વખત પરણ્યા હતા: બંને વચ્ચે કેટલું બધું સામ્ય હતું!

સાચી વાચનભૂખ ઊઘડ્યા પછી ક્યારેય કોઈની શમી છે? મડગાંવના ગૃહસ્થો દ્વારા વાંચનનો આ કૂમળો છોડ પોષાયો, એને જલસિંચન થયાં, ને કાળક્રમે એમાંથી મોટો છોડ–ને પછી વૃક્ષ થવાનાં યે ચિહ્નો દેખાવા લાગ્યાં. વાંચનની વિશાળતા વધી, ધાર્મિક પુસ્તકોને પ્રથમ પસંદગી મળી. એમાંથી પ્રેરણા મળી, હિંમત આવી ને જુવાનીના નાવને ચગડોળે ચઢાવનારા વિકારો પણ એનાથી જ કાબૂમાં આવ્યા.

પણ લોકો તો સંસ્કૃત સાહિત્ય સાગરના અત્યંત વખાણ કરતા હતા. ભાંડારકરના મરાઠી ભાષાંતરે અને રઘુવંશના શ્લોકોના અભ્યાસે એ ઉત્કંઠા એકદમ વધારી દીધી. સાખવળની લાયબ્રેરીના ઊધઈ ખાઈ ગયેલાં સંસ્કૃત પુસ્તકો એમણે પચાવી દીધાં હવે? વેચાતાં પુસ્તકો મંગાવાય એવી તો સ્થિતિ

નહોતી શું કરવું?

એ જ્ઞાનસાધના માટે ધર્માનંદે ત્રણ ત્રણ વાર ઘર છોડ્યું. પહેલવહેલું છોડ્યું અઢાર વર્ષની ઉંમરે ૧૮૯૪માં ને છેલ્લું ૧૮૯૮માં એ ચાર વર્ષની એમની માનસિક યાતનાઓ! મુસીબતો આવે છે ત્યારે દૂઝતી નથી, મૂશળધાર વર્ષે છે. પ્લેગમાં મિત્ર ખોયો, બાળી ખોયાં, પિતા ખોયા; કરજનો તો ડુંગર શું, હિમાલય બની ગયો હતો. ચારે તરફના આવા વિષાદપૂર્ણ ઝંઝાવાતમાં એ શાંતિ ઝંખતા હતા. પરંતુ હૃદયના આકાશમાં તો વીજળીના કડાકા થતા જ રહ્યા. ઘનઘોર અંધકાર મચી રહ્યો હતો.

ભારે માનસિક ગડમથલને અંતે, ત્રીજી વખતે જ્ઞાનસૂર્યનો પ્રકાશ પામવા એમણે ઉંબર બહાર પગ મૂક્યો ત્યારે સામાનમાં એમની પાસે હતો એક ત્રાંબાનો લોટો ને હતી એક 'શેતરંજી'! પરંતુ હવેનો નિશ્ચય અટલ હતો, અડગ હતો, કારણકે થોડાક વખત પહેલાં એમણે ભગવાન બુદ્ધનું જીવનચરિત્ર વાંચ્યું હતું. ભગવાન બુદ્ધ ઉપરની આસ્થા જાણે બહાર આવી નિઃસહાય બનેલા ધર્માનંદની 'આંગળી' પકડીને બુદ્ધધર્મના રાજમાર્ગ તરફ એ આસ્થા દોરી રહી હતી.

પૂના આવી એ પ્રખર પંડિત ડૉ. ભાંડારકરને મળ્યા. ગોવા સમા સાવ પછાત ગણાતા પ્રાંતમાંના આ ઉત્સાહી યુવાનને ડૉ. ભાંડારકરે પ્રેરણા આપી. વેલાને જાણે વૃક્ષ મળ્યું.

અહીં પૂનામાં એ રહે છે એક સ્થળે; ને જમે છે બીજે ને ભીલુબેનની માફક ઓગળીને પણ સંસ્કૃતનું અધ્યયન કરે છે. સંસ્કૃતના પ્રવાહની નીચે બીજો બુદ્ધધર્મનો પ્રવાહ પણ વહ્યો જાય છે. ભાંડારકરને એ ઘણી વખત મળે છે. ડૉ. ભાંડારકર એટલે તો ચુસ્ત બ્રાહ્મણધર્મી. એક વખત બંને વચ્ચે જબરી ચર્ચા ચાલી. 'સામસામી દલીલો થઈ. પણ પરિણામ શૂન્ય. છેવટે રજા લેતી વખતે ધર્માનંદ બોલ્યા:

'ભલે, ગમે તે કષ્ટો વેઠવાં પડે, ચિંતા નથી; બૌદ્ધધર્મનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું એ મારું જીવનકર્તવ્ય સમજું છું.'

ડૉક્ટરે જોયું કે યુવાનની નૈતિક ઉપાસના ગજબની હતી. એમણે સદ્ભાવથી કહ્યું:

"તો એ ધર્મજ્ઞાન મેળવવા માટે તમારે નેપાળ, બ્રહ્મદેશ, સિલોન વગેરે પ્રદેશોનું પર્યટન કરવું જોઈએ.'

અને ઈ. સ. ની ૧૯૦૦ની ૧લી માર્ચ ગુરુવારની અમાસની રાત્રે બાર વાગ્યા પછી ઊપડતી ટ્રેનમાં એ પૂના છોડે છે—બુદ્ધધર્મનો સ્વાંગ સજ્યો છે. એ પીળાં વસ્ત્રો પહેર્યાં છે, શિખાસૂત્રનો ત્યાગ કર્યો છે.

અમાસની રાત છે. બહાર ગાઢ અંધકાર છે. અત્યારે તો અંતરમાં યે ચોમેર ઘોર અંધકારનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. આ સાહસ મોટું તો હતું ખરું, પરંતુ સાહસ કર્તવ્યનું સાહસ હતું એટલું ધર્માનંદને ઊંડું આશ્વાસન છે.

એમના આ કાર્યને મહાભિનિષ્ક્રમણ તો કેમ કહેવાય કે એની સાથે પણ શી રીતે સરખાવી શકાય? છતાં એ જ બુદ્ધને પગલેપગલે ચાલી, એ જ બૌદ્ધધર્મની શીતળ છાંયના આશ્રય માટે તલસતા, એ જ્ઞાનસૂર્યનાં કિરણો માટે તલપતા એક એકનિષ્ઠ, શુદ્ધચિત્ત, સાધુવ્રત, સદાચારીનો એ પરમતત્ત્વને પામવાનો હાર્દિક પ્રયાસ હતો એની કોણ ના પાડી શકશે? એટલે પૂનાથી આગ્યા ઇંદોરને ત્યાંથી ચાલ્યા ઉજ્જન...

ઉજ્જન! ઉજ્જન તો કવિકુલગુરુ કાલિદાસના મેઘની નગરી, કળા ને કારીગરીનું પ્રખ્યાત ધામ, રાજપૂતશાહીનું સીમાચિહ્ન. પણ એવા ઉજ્જનમાંયે આ સાધુને પીવાના પાણીની ભારે મુસીબત પડી. મળ્યું ત્યારે

ગંદુ પાણી, આખી રાત એથી બગાડી. ત્યાંના ખોરાકે બળતામાં ઘી હોમ્યું. ઝાડા થઈ ગયા. લીધેલા ભેખની હજી તો શરૂઆત જ છે. કંટાળશો તો કેમ ચાલશે દાસ બી! વધો આગળ વધો, પ્રકાશ તમારી રાહ જોઈ રહ્યો છે.

ગ્વાલિયર છએક માસ રહી ધર્માનંદ કાશી આવવા નીકળે છે. કાશી એટલે તો ચુસ્ત સંસ્કૃત વિદ્વાનોનો સાગર. વિદ્વાન પંડિતો પાસે અધ્યયન કરવા બ્રાહ્મણ વિના તે કોણ હામ ભીડી શકે? હા, પોતે જન્મે તો બ્રાહ્મણ હતા પરંતુ એ બ્રાહ્મણત્વના ચિહ્નો કયાં? જનોઈનું તો જાણે સમજ્યા, ગમે ત્યારે ધારણ કરી લેવાય, પરંતુ શિખા-ચોટલીનું શું? પૂના છોડ્યું તેની સાથે જ ચોટલીનો પણ ત્યાગ કરેલો એટલે વચમાં એ પ્રયાગ ઊતરે છે. જેટલી નાની બને તેટલી નાની પણ ચોટલી રાખ્યા વિના છૂટકો જ નથી. હોડી નાની તો નાની પણ એનાથી સાગર પાર કર્યા વિના બીજો કોઈ જ ઉપાય નથી! હણ રે, દુર્દૈવ! ભાષા સમજવામાં ગોટાળો થવાથી હજામે અર્ધા ઇંચના ટેરવા જેટલી અને માથાની બરાબર મધ્યમાં રહે એવી એક ચોટલી રાખી!

પણ સાધુને વરણાગી નથી, એને તો કામ સાથે કામ છે. ઈ. સ. ૧૯૦૦ની ૨૦મી સપ્ટેંબરે રાત્રે સાડા દસ વાગે એ કાશી ઊતરે છે. કાશી એટલે જેમ વિદ્વાન પંડિતો તેમ પંડાઓ પણ ખરા. ગોળની કાંકરી પર વીંટળાઈ વળતી માખીઓની પેઠમ પંડાઓ એમના પર એક સામટો હલ્લો કરે છે. પણ સાધુને તો નથી કરાવવું મુંડન, નથી જમાડવા બ્રાહ્મણ કે નથી કરવું પિતૃતર્પણ; એટલે એ રહેવાનું ઠેરવે છે શેણવી મઠમાં, જમે છે 'બાવાજીના અન્નક્ષેત્ર'માં, ને સંસ્કૃત ભણે છે અતિ વિખ્યાત ગંગાધર શાસ્ત્રી પાસે.

પણ એ તો 'અન્નક્ષેત્ર!' સાર્વજનિક તીરથી! શંભુમેળો! કષ્ટ, અપમાન ને અનિયમિતતાનો તોટો નહિ! છતાં શું કરે? આ જ વીશી એમના પેટનું ભાડું ચૂકવે છે એ શું ઓછો ઉપકાર છે? ધ્યેયપ્રાપ્તિ આગળ ભોજનને એ ગૌણ સ્થાન આપે છે. ગંગાધર શાસ્ત્રીના સ્નેહને લીધે સંસ્કારો મળે છે, મનની નિતનિત નવી દિશાઓ ઊઘડે છે, એ તો કોઈ જુદી જ દુનિયા છે. એટલે 'અન્નક્ષેત્ર'માં મળતા વિવિધ 'સંસ્કારો'ની ઊણપ આ 'જ્ઞાનક્ષેત્ર'માં ભરપાઈ થઈ જાય છે!

બ્રાહ્મણને માટે યાત્રાળુઓ આ ક્ષેત્રમાં પૈસા ને અન્ન ને કાપડનો લખલૂટ ખર્ચ કરે છે; પણ આ સાચા બ્રાહ્મણની તંગીનો પાર નથી. ધોતિયાં ફાટી જાય છે, એટલે પાસેની રહી સહી નિર્ણયસાગર પ્રેસની અમરકોષની નકલ વેચી નાખે છે, મહામુશ્કેલીએ એનો લેનાર નીકળે છે. એને પૈસા માટે તાણ પડે છે ત્યારે ક્ષેત્રમાંથી દીવાના તેલ માટે રોજ મળતો પૈસો એ બચાવે છે. એ સાંજ સુધીમાં વાંચી લે છે ને સળંગ રાત અંધારામાં કાઢે છે! આમ કરતાંકરતાં થોડા આના ભેગા કરી મદદ માટે મિત્રોને લખે છે પણ સૌ નકારો ભણે છે. પણ ઉદારતાનો ગુણ ઓછો જ ન્યાતજાત કે ગરીબ-તવંગર ઉપર આધાર રાખે છે? એક દિવસ રૂપિયા દસનું રજિસ્ટર આવે છે. મડગાંવથી એ આવ્યું છે. એનો મોકલનાર 'ગુણો હજામ' તરીકે જાણીતો એક ગરીબ સદ્‌ગુણી ને આપમહેનતુ હતો. વાળંદ છે! ભાઈ રે! વાળંદ! ધર્માનંદને આવી સ્થિતિમાં તેં મોકલેલી રૂપિયા દસની રકમ હજારની મદદ કરતાં વધારે હતી. તારા પાત્ર તરફ નહિ, ગુણ તરફ આજે તો અમે જોઈએ છીએ.

અને આવી સ્થિતિમાં બૌદ્ધધર્મના પુરાણા ગ્રંથોનો અભ્યાસ કરવાને જરૂરી સંસ્કૃત જ્ઞાન એ મેળવી લે છે; એટલે બૌદ્ધધર્મ-

ના અભ્યાસાર્થે કાશી મૂકી નેપાળી યુવક સાથે ફરી નેપાળ જાય છે. નેપાળમાં એ પ્રવાસ! પાસે પગરખાંનથી ટાઢને લીધે જમણો પગ લોહીલુહાણ થઈ ગયો છે. ઉઘાડા પગમાંથી નીકળતી રક્તધારાઓ ઉપર રસ્તાની ધૂળ ચોંટ છે ને પગ ડુંગર જેવડો બની જાય છે. પવનના સુસવાટા પણ અહીં વધુ તોફાની બની જાય છે, ને કઢાઈમાં રાંધેલો ભાત એક બાજુ નરમ થઈ જાય છે ને બીજી તરફ તદ્દન આખા ચોખા જ રહે છે! ચૂલા આગળ નેપાળીઓએ શૌચ કરેલું હોય છતાંયે એ ભાત ને કોકમનું પાણી આરોગવા પડે છે ને આમ નેપાળના ખરીમઢી ને ચંદ્રમઢી એ ચડે છે

આવી ઘોર તપશ્ચર્યા પછી એક દિવસે ગોવાનો બૌદ્ધપ્રેમી અકિંચન બ્રાહ્મણ જીવનમાં પહેલી જ વાર હિમાલયનાં દર્શન કરે છે, ધન્યધન્ય થઈ જાય છે અશિક્ષિત ને પછાત ગણાતા ગોવાનીઓ કાશી સુધી જવામાં યે ભયંકર મોટું સાહસ ગણે, અરે સહ્યાદ્રિ ઓળંગવો યે એક મોટી વાત લેખાય તો આ તો નગાધિરાજ હિમાલયનાં દર્શન!

નેપાળી પ્રજા તો ભારે વિચિત્ર નીકળી! આચમન કરી આંખે પાણી અડકાડે એટલે સ્નાન થઈ જાય. મંદિરમાં ચરણામૃત તરીકે તાડી પીવાય, ઝરૂખામાં ઊભેલો સેનાપતિ મનફાવે તેમ ખટલાઓનો નિકાલ સુણાવે, બૌદ્ધસ્તુપની આજુબાજુ ટિબેટી સાધુઓ પાસાનાખી શુકન કહેતા હોય ને બાજુમાં જ મરેલું બકરું વેચાવા માટે મૂક્યું હોય અરે બૌદ્ધમંદિરનું દર્શન પણ અપવિત્ર લેખાય! શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્! નેપાળના બૌદ્ધધર્મની આ અધોગતિ? આ અજ્ઞાન! આ બેપરવાઈ! આટલી અધમતા!

કંટાળીને એ જાણે ભાગે છે બૌદ્ધધર્મના ઉચ્ચ અભ્યાસાર્થે ધર્મપાલ નામના એક વિદ્વાન બૌદ્ધ ભિખ્ખુને મળવા સિલોન જવું છે. એટલે અથડાતા કુટાતા અનેક સંકટો પાર કરતા એ નેપાળથી છૂટ્યા. લખીસરાઈ, જમુઈ, ગિદ્ધોર, કલકત્તા ને સિલોન આવે છે ને ધર્મપાલને મળે છે. બિચારા ધર્માનંદ! વિલાયતી ખાણાંની એમને ક્યાંથી ખબર? નોકર એમને માટે પાઉરોટી ને તાજો જ ઉધારેલો મોંઘામૂલો કપ્પો મૂકે છે...અને પીળા રંગના માખણને કોઈ વિલાયતી મીઠાઈ સમજી પાંવ સાથે એ બરાબર અડધો ડબ્બો પૂરો કરે છે!

બૌદ્ધધર્મની જન્મદાતા મા ભારતભૂમિ ખરી, પરંતુ એ પોષાયો તો અપરમાતાઓ થી, ચીન, જાપાન, ટિબેટ સિલોન, બ્રહ્મા વગેરે સ્થળેથી એ જ આ સિલોન ફાગણ સુદ પૂનેમના ઉત્સવ-ઉપોસથને દિને ધર્મપાલમા કહેવાથી જીવનમાં પહેલી જ વાર બુદ્ધ વિશે સંસ્કૃતમાં એ પ્રવચન કરે છે, લોકો એમને સત્કારે છે

ને વૈશાખી પૂનેમ આવે છે. આ જ પૂનેમે વર્ષો પહેલાં ગૌતમ 'બુદ્ધ' બન્યા'તા એ નિરંજનાનો કાંઠો, એ પીપળાનું વૃક્ષ, એ રાત સૌ ત્યારે ધન્ય બની ગયાં હતાં એની બડભાગી પૂનેમે એ સંસ્કૃતમાં કાવ્ય રચે છે. જનતાનાં દિલના તાર એથી ઝણઝણી ઊઠે છે હજી આજે યે ધર્માનંદનું 'વૈશાખી પૂનેમ' નું ગીત સિલોનમાં ઠેરઠેર ગવાય છે.

કોલંબોમાં એ અંગ્રેજી ભણે છે ને ત્યાંથી મદ્રાસ ને બ્રહ્મદેશ જાય છે. રંગૂન, કલકત્તા, આદ્રુલ, મીદનાપુર, નાગપુર, ઉમરાવતી, મુંબઈ, વડોદરા, ઉજ્જન, દેવાસ, ગ્વાલિયર, કાશી વગેરે શહેરો ને ગામોનો પ્રવાસ ખેડી ૧૯૦૪માં એ કુશિનારા આવે છે

જીવનમાં પહેલી જ વાર એકાંતવાસ ગાળે છે ઘનઘોર ઘટાદાર વૃક્ષની નીચે રહે છે, ને ભિક્ષા માગી લાવે છે. દિવસ તો ધ્યાનમાં પસાર થાય છે પણ રાત! તરેહતરેહન વિચારોનાં ગૂંચળાં રચાય છે એકાંતવા ૨

ચોમેર અંધકાર, બિહામણાં જંગલી પશુઓના પડકારો ને આક્રંદો! બીકની ધ્રુજારી આવી જાય એવું વાતાવરણ છે. ધ્રુવજી જાણે તપ કરવા બેઠા, પણ એવે વખતે એ બુદ્ધના મૈત્રસૂત્રને યાદ કરે છે, સ્મશાનમાં એ રાતો ગાળે છે. સાથે સાથ વરુ આવે તોપણ એને ભગાડતા નથી, ઊલટું વિચારે છે:

'મારા શરીરથી જો આ પ્રાણી તૃપ્ત થતું હોય તો ભલે એમ થાઓ.'

પોતાની સારીનરસી વૃત્તિઓ ઉપર મેળવેલો આ અદ્ભુત વિજય છે અને એવો જ છે અદ્ભુત આ અનુભવ. આમ તો કુશિનારાના લોકો ચોટ્ટા ઘણા. બુદ્ધમંદિરમાંથી એ મૂર્તિ ચોરી જાય એવા. બૌદ્ધધર્મ પ્રત્યે લોકોનો વિરોધ હોવા છતાં યે ધર્માનંદને કોઈ છેડતું નથી, કોઈ કનડતું નથી. કારણ? કારણ એ જ કે જ્યાં રહેવાનું કહેવામાં આવતાં ભલભલાનાં હાંજા ગગડી જાય તેવા સ્થળમાં, તેવા જંગલમાં, આ તો એકલા રહે છે! ભૂતપિશાચકે ઉપદ્રવ કરનારો બીજા દેવોના સ્થાનમાં રહેનાર આ ભિખ્ખુમાં ભૂતપ્રેતોને કબજામાં રાખવાની શક્તિ હોય તો જ આમ થઈ શકે ને? બૌદ્ધ તીર્થસ્થળોનું એ પર્યટન કરે છે.

આ રહ્યું બુદ્ધનું જન્મસ્થાન. બૌદ્ધગ્રંથોમાં આને લુંબિનિ વન કહ્યું છે. આજે એ જાહોજલાલી ક્યાં? છે માત્ર વૃક્ષો ને ખંડેરો. ને જોયો પેલો અશોકનો સ્તંભ? શું લખ્યું છે અશોકે? વાંચો, ધર્માનંદ! સ્પષ્ટ વંચાય છે:

'ભગવાન બુદ્ધ આ સ્થળે જન્મ્યા તેથી મેં જાતે આવીને આ સ્થાનની પૂજા કરી અને આ શિલાસ્તંભ બંધાવ્યો છે!'

પણ તમે કેમ આમ રડો છો, ધર્માનંદ! તમારા રોમાંચ ખડા થઈ ગયા ને શું?

જુઓ જુઓ, આ બુદ્ધનાં માતા, આ માયાદેવીની મૂર્તિ, એના પર ચણેલું આ મંદિર, બુદ્ધજન્મનો દેખાવ એમાં અંકિત કરવામાં આવ્યો છે...ના ના ત્યાં ન જશો, મ જોશો, નાહક વધારે ખિન્ન થશો. લુંબિનદેવી આગળ લોકોએ પશુભોગ ધરાવ્યા છે ત્યાંહીં તો ખોળ આ સ્થળ છે. જગત સમસ્તના દુઃખોનું દમન કરનાર તથા પ્રાણીમાત્ર ઉપર કરુણાના મેઘ વરસાવનાર ભારતશ્રેષ્ઠ પુત્રની જન્મદાત્રી આગળ મૂગા પ્રાણીઓનો ભોગ? અ-સ-હ્ય!

આ એક વર્ષમાં ધર્માનંદ ઠીકઠીક તીર્થાટન ને દેશાટન કરે છે. બુદ્ધનું જન્મસ્થાન લુંબિન્દેવી, ગૌતમ 'બુદ્ધ'પદ પામ્યા તે બોધીગયા, બુદ્ધદેવે પ્રથમ ઉપદેશ જ્યાં આપ્યો તે સારનાથ, બુદ્ધનિર્વાણનું સ્થળ કુશિનારા વગેરે અનેક પવિત્ર સ્થળોએ એ ઘૂમી વળે છે. શ્રાવસ્તી ને રાજગૃહના દર્શને એમને સાંત્વના મળે છે, તો અધોગતિને વરેલાં ધર્મસ્થળો એમના અંતરમાં દુઃખની ઝાળો પ્રગટાવે છે. દૂર ઉત્તરના બૌદ્ધધર્મનો પરિચય મેળવવા એ ટિબેટ ગયા, ત્યાં વિદ્વાન લામાઓને પણ પૂરા હિંસક જોઈને એમની આંતરડી કકળી ઊઠે છે.

'આ બધા પરિભ્રમણ દરમિયાન એ દુઃખ વેઠે છે ઘણું, છતાં માનસિક ને આધ્યાત્મિક દુનિયામાં એમણે સાધેલી સિદ્ધિ અવર્ણનીય છે. ચિત્ત એકાગ્રતાના મહાવરાને લીધે એ 'અભિધર્મ' જેવા અઘરામાં અઘરા ગ્રંથો ભણી શકે છે, અનેકાનેક પાલિગ્રંથોનું અધ્યયન કરી શકે છે, દેશદર્શન કરી શકે છે, અસંખ્ય સ્થવિરોના સમાગમનો લાભ મેળવે છે.

અને આમ અભ્યાસકાળ પૂરો થાય છે.

જે સ્થિતિ માટે, જે સિદ્ધિ માટે એમણે આટઆટલાં દુઃખો વેઠ્યાં હતાં, તે હવે મળી ગઈ છે. પણ હવે શું?

આ જ્ઞાનનો શું સંઘરો જ કરી રાખવો? આ પ્રમાણે કરવું યોગ્ય હતું? નહિ જ. તો શું જ્ઞાનપ્રચાર કરવો? પણ એ કેમ થઈ શકે? સમસ્ત ભારતવર્ષને કેવી રીતે ઉપયોગી

થઈ શકાય? પોતે નહોતા કોઈ યુનિવર્સિટીના સ્નાતક, નહોતો કોઈ જાણીતી સંસ્થાનો ટેકો; પણ 'નિશ્ચય' થઈ ગયો, જાતમહેનત કરવી. અગણ્ય સજ્જનોની સહાય મેળવવી ને સેવાવૃત્તિના ધોરી માર્ગે જ પાલિભાષાનો પ્રચાર કરવો.

કલકત્તાની પ્રેસીડંટ કૉલેજના, ઈંગ્લાંડ જઈ આવેલા એક પ્રોફેસર હરિનાથ દે હતા. પોતે યુનિવર્સિટી સેનેટના સભ્ય હતા કેબ્રીજ યુનિવર્સિટીના બી એ. હતા. પાલિ શીખવાનો ને એના પ્રચારનો એમને ભારે શોખ. પાલિ લઈ એમ એ થવાના એમને કોડ હતા; 'અટ્ઠસાલિની' ગ્રંથ મુદ્દલે સમજાતો નહોતો, એ માટે એમણે ઘણાઘણા ભિક્ષુઓને પૂછ્યું હતું, અરે જર્મન પંડિતોની પણ સલાહ લીધી હતી. એમને ધર્માનંદે એ ગ્રંથ શીખવ્યો એટલું જ નહિ, ગ્રંથમાં રહેલી અનેક ભૂલોયે બતાવી. અધ્યાપક હરિનાથ દ્વારા એ જ કૉલેજના પ્રાધ્યાપક ને અરવિંદ ઘોષના વડીલબંધુ શ્રી. મનમોહન ઘોષ સાથે સબંધ બંધાય છે, જ્ઞાનચર્ચાઓ થાય છે. આ સબંધને લીધે ૧૯૦૬માં શરૂ થયેલી 'નેશનલ કૉલેજમાં ધર્માનંદને પ્રાધ્યાપક તરીકે આમંત્રણ મળે છે. પગાર તો છે માત્ર ત્રીસ જ રૂપરડીનો, પણ પાલિનો પ્રચાર વધુ મહત્ત્વનો હતો. એમણે ધ્યેય સામે જોયું, સાધન સામે નહિ. અને આજ વર્ષની આખરે એમના શિષ્ય હરિનાથ દે એમ એમાં પ્રથમ વર્ગમાં આવે છે. એમની મદદથી કોસંબી સારા પગારે કલકત્તા યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક તરીકે જોડાય છે. એમાં પગાર ઉપરાંત રૂ. ૫૦૦-૭૦૦ પરીક્ષક તરીકે મળે છે. પણ 'નેશનલ'ને ભૂલતા નથી, ત્યાં હવે એ વિનાવેતને કામગીરી બજાવે છે।

૧૯૦૬ની સાલ બીજી રીતે પણ યાદગાર બની જાય છે.

ડિસેંબરમાં કલકત્તા ખાતે એક ઔદ્યોગિક પરિષદ ભરાય છે. સયાજીરાવ ગાયકવાડ એના પ્રમુખ છે. એ જબરા શક્તિપારખુ છે. કોસંબીનો પરિચય થાય છે કોસંબી અહીં રહી શક્તિ વેડફી નાખે એ રાજાને પસંદ નથી. એ કહે છે કે મહારાષ્ટ્રના કોઈ પણ શહેરમાં રહી વર્ષે એક પુસ્તક આપવા જો ધર્માનંદ તૈયાર હોય તો ત્રણ વરસ સુધી માસિક રૂપિયા ૫૦ વડોદરા રાજ્ય એમને આપે.

આ તો ભારે કસોટી! માત્ર પચાસ રૂપિયામાં પોતાના ધ્યેય પ્રમાણે બૌદ્ધધર્મનો પ્રચાર કરવો કે એનાથી મળતા અનેકગણા વધારે રૂપિયામાં સુખસાહેબીની યુનિવર્સિટીની રાહતની નોકરી કરવી? પણ જાણે ભગવાન બુદ્ધ ને બોધિસત્ત્વ એમની મદદે આવે છે લોભ ઉપર એ વિજય મેળવે છે. વડોદરા નરેશની વાત કબૂલ રાખવામાં આવે છે પોતે મુંબઈ આવે છે. અહીં એમને ડૉ. વાસુદેવ અનંત સુખઠણકરનો પરિચય થાય છે. ડૉક્ટરના એક અમેરિકન મિત્ર હતા એમના જર્મન-નિવાસ વેળાના એ સહાધ્યાયી હતા. હાલ એ હાર્વર્ડ યુનિવર્સિટીમાં પ્રાધ્યાપક હતા સંસ્કૃત ભાષાનો અભ્યાસ વધારવા એ હિંદ આવ્યા હતા ધર્માનંદ સાથે એમને ગાઢ પરિચય થયો. હવે તો કોઈની નોકરી નથી. બધી અનુકૂળતા છે એટલે જ તો 'વિશુદ્ધ માર્ગ'નો ઘણોખરો ભાગ દેવનાગરી લિપિમાં એ ઉતારે છે 'બોધિચર્યા અવતાર'નું મરાઠી ભાષાંતર કરે છે 'સંસ્કૃત ભાષામાં નાનકડું પાલિવ્યાકરણ' રચે છે વડોદરામાં આપેલાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરે છે. થોડો સમય આમ પસાર થઈ જાય છે.

૧૯૧૦ના ફેબ્રુઆરીમાં અમેરિકાથી પ્રો. વુડસનો તાર આવે છે.

'વિશુદ્ધ માર્ગ'ના સંશોધન માટે જરૂર છે. અમેરિકા આવવાની તૈયારી કરો.'

શ્રીમંત સયાજીરાવે ઘણી ખુશીથી પોતાના ઇકરારમાંથી મુક્ત કર્યા, કહ્યું:

'ભલે જાઓ. મુશ્કેલી પડે તારથી જણાવજો. જરૂર મદદ કરીશું' આમ નવજીવન શરુ થયું. નહોતું કદી પાટલૂન પહેર્યું, નહોતી કદી બૂટની ટેવ, યુરોપીય ઢબે જમવાનો પ્રસંગ યે પ્રાપ્ત થયેલો નહિ આવા ધર્માનંદની, કાશીના મઠો ને જુદાજુદા બૌદ્ધ વિહારોમાં રહેલા ભિક્ષુની અમેરિકાની મુસાફરી એટલે નવજીવન નહિ તો બીજું શું?

પહેલાં ઈંગ્લાંડ જવાનું હતું હતું.

ત્યાંની એક હોટલમાં એ ઊતર્યા છે. હોટલમાં તો ભાતભાતના દેશના ભાતભાતના લોકો આવ્યા છે. એક વેળા એક ડચ મિત્રે વાત નીકળતાં કહ્યું:

'અંગ્રેજ પ્રજા શ્રીમંત તો ખરી પણ મેં જોયું છે કે અહીંના મજૂરોની સ્થિતિ સારી નથી. છું તો વેપારી જ પરંતુ કાર્લ માર્ક્સ વગેરે ગ્રંથસ્વામીઓનું કથન હું પૂરેપૂરું માનું છું.'

'કાર્લ માર્ક્સ કોણ?' ધર્માનંદ આતુરતાથી પૂછે છે.

'વાહ, ભાઈ વાહ! નથી ખબર? અર્વાચીન સમાજવાદનો એ તો પિતા ને...'

'પણ એ સમાજવાદ વળી શું?'

બિચારા કોસંબી! ધર્મ વિના બીજે કશે યે દૃષ્ટિ નહિ દોડાવનાર આ ભલા માનવી માટે પેલા વેપારીએ શું નું શું ધાર્યું હશે? એક સામાન્ય વેપારીને, સામાન્ય ને જરૂરી જ્ઞાન વિશે જે જાણ હતી તેમાંની કશીયે આટઆટલું ભણ્યા છતાં પોતાને ખબર નહોતી! 'અમેરિકા જઈ સૌ પ્રથમ એ ગ્રંથોનો અભ્યાસ કરીશ' એ મતલબનો ધર્માનંદ નિશ્ચય કરે છે.

અમેરિકા પહોંચતાં સ્ટિમરને બે ચાર દિનની વાર છે. વાયરલેસ ટેલિગ્રાફીનો એક અજાણ્યો આદમી મૈત્રી બાંધે છે. અન્યોન્ય ઘણી વાતોની આપ લે થાય છે.

બોસ્ટનને કિનારે ધર્માનંદે પગ મૂક્યો તેના જ વર્તમાનપત્રના ખબરપત્રીઓ, કાશીમાં ઊતરતા યાત્રાળુને ઘેરી વળતા પંડાની માફક, ઘેરી વળે છે! આશ્ચર્ય! હવે ખબર પડી કે પેલા નવા મિત્રે વાયરલેસ દ્વારા બે દિવસ અગાઉ ધર્માનંદના આગમનના ખબર પહોંચાડી દીધા હતા! વાહ અમેરિકાનું પત્રકારત્વ! કેટલી સુંદર વ્યવસ્થા! આ ક્ષેત્રમાં ક્યાં અમેરિકા ને ક્યાં હિંદ?

'વિશુદ્ધ માર્ગ'ના સંપાદન કાર્યના સહકારી પ્રો. લેનમન કરીને હતા. અહીં રૂપિયા ૫૦૦નો પગાર નક્કી થયો. તનતોડી રાત ને દિવસ કામ કર્યું. એક દિવસ તંત્રી તરીકે કોનું નામ લખવું એ પ્રશ્ન થયો. પ્રો. લેનમન સત્તાવાહી સૂરે કહે: 'જુઓને ધર્માનંદ, જાણે...પૂંઠા ઉપર સંપાદક તરીકે મારું નામ આવશે...અને વોરનની હસ્તપ્રત ઉપરથી આ ગ્રંથ તૈયાર કર્યો છે ને એમાં ધર્માનંદે મદદ કરી છે એવું મૂકવામાં આવશે' પછી ધર્માનંદને ચૂપ રહેલા જોઈ થોડી વારે ઉમેર્યું 'કેમ બરાબર છે ને?'

'જી નહિ' ધર્માનંદે પૂરી સ્વસ્થતાથી ઉત્તર વાળ્યો, 'આમાં બે વાત છે વોરનની અત્યંત મહેનત ને ઉદારતાથી ગ્રંથ તૈયાર થયો હોવાથી વોરન–લેનમન–કોસંબી એમ ત્રણેયના નામથી કાં તો ગ્રંથ બહાર પડે, અથવા તો વોરનને નામે જ એ ગ્રંથ પ્રસિદ્ધ કરવો, આપણે બંનેએ કરેલા ફેરફારોનો માત્ર ઉલ્લેખ જ કરવો એ સાચી ને ન્યાયી રીત છે!'

ધર્માનંદની વાત તદ્દન સાચી હતી પણ પેલામાં તો હતું ગોરી પ્રજાનું લોહી–કાળી પ્રજા પર હકૂમત ચલાવવાનો જાણે જન્મસિદ્ધ અધિકાર મેળવી લીધો હોય એવી ગુરુગ્રંથીથી બંધાયેલું એ માનસ!

આ 'નોકર' સામના માટે ધર્માનંદ પર

ગળીઓનો વરસાદ વરસે છે, ધમકીઓની પરંપરા શરૂ થાય છે, પણ એ તો મક્કમ જ રહ્યા. એટલે કામ અધૂરું મૂકી ચાલ્યા આવવું પડ્યું.

અમેરિકામાં સમાજશાસ્ત્રની નવી દષ્ટિ મળી. એનો ઊંડો અભ્યાસ કર્યો અને એ નૂતન દષ્ટિ લઈ એ હિંદને કિનારે ઊતર્યા. અમેરિકાની બચતમાંથી પિતૃઋણ ફેડ્યું હતું, એ કરજમાંથી મુક્ત થયા હતા. એટલે નિર્વાહથી વિશેષ દ્રવ્યસંચયની વૃત્તિ નહોતી. અહીં આવ્યા પછી મળતી મોટીમોટી લાલચોને એમણે લાત મારી અને માસિક રૂપિયા પંચોતેરને પગારે 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'માં જોડાયા. એ પચોતેર રૂપિયા! વિદેશગમન બાદ બીજા કોઈએ એટલા તો મહિને ચાપાણીમાં ખર્ચ્યા હોત! પણ નિઃસ્વાર્થી આ સાધુ ૧૯૧૨ના માર્ચથી પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં ને એ જ સોસાયટી દ્વારા સંચાલિત 'ન્યુ ઈંગ્લીશ સ્કૂલ'માં પાલિના શિક્ષણની શરૂઆત કરે છે!

અને કૉલેજની પાલિભાષા! કેટલા ઓછા વિદ્યાર્થીઓ! શી ઓછી એમની ગ્રહણશક્તિ! વિશાળસાગરે આપેલું જ્ઞાન નાનકડાં ઝરણાં તે કેટલું ઝીલી શકે? તોપણ અધ્યાપક કોસંબી અથાગ જહેમત ઉઠાવે છે. પણ આ જહેમત, આ શક્તિના ખર્ચનું ખરેખર શું યોગ્ય વળતર મળે છે ખરું! એમના ભોગ દ્વારા સાચેસાચ શું પાલિભાષાનો પ્રજામાં પ્રચાર થઈ રહ્યો હતો ખરો! નહિ જ! છતાંયે પરિણામ નીરસ, વિના નિર્ણય નહિ બાંધવાની પ્રો. કોસંબીની સાત્ત્વિક પ્રકૃતિ અહીં ૭૭ વર્ષ સુધી સેવા આપે છે. 'બુદ્ધલીલા'ને બીજાં ત્રણેક પુસ્તકો તૈયાર કરે છે ખરેખર સાત્ત્વિક પુરુષોની ધીરજને પણ ધન્ય છે!

ને એવામાં અમેરિકા જવા માટે પ્રો. વુડ્સનું પુનઃ આમંત્રણ મળે છે. ૧૯૧૮ના અંતમાં ધર્માનંદ અમેરિકાથી પાછા ફરે છે ત્યાં તો, નાટકનું દશ્ય બદલાય તેમ 'હિંદનું દશ્ય/ હિંદની રંગભૂમિ બદલાઈ ગઈ હોય છે.' મહાત્મા ગાંધી ભારતવર્ષની સૂરત ફેરવી નાખવાના ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. પહેલાં લોકો જેને હાસ્ય મજાકમાં ઉડાવી દેતા, તે 'સેવા' શબ્દ પ્રત્યેક હિંદીના હૈયામાં કોતરાઈ ગયો છે.

ધર્માનંદે એ જોયું ધસમસ ધસી આવતા એ પ્રજાપ્રવાહને એમણે પણ સહર્ષ આવકાર્યો ને ગુજરાત વિદ્યાપીઠમાં એ જોડાયા.

તે પછી બીજીવાર એ હિંદ છોડે છે. પહેલાં અમેરિકા, પછી રશિયા; પછી જેલ ને વળી પાછા અમેરિકા એ જાય છે. દરમિયાન 'સુત્તનિપાત'નું ભાષાંતર થાય છે 'મજ્ઝિમ-નિકાય'નાં પચાસ સૂત્રોનો સાર તૈયાર થાય છે. અમેરિકાના છેલ્લા પ્રવાસ પછી કાશી હિંદુ વિદ્યાપીઠમાં રહી કોસંબી 'હિંદી સંસ્કૃતિ ને અહિંસા' નામનું પુસ્તક પૂરું કરે છે.

૧૯૧૮થી સળવળી રહેલો હિંદનો વિરાટ જનસમુદાય જાણે આળસ મરડીને ઊભો થાય છે. દિનપ્રતિદિન એ વધુ ને વધુ જાગૃત બનતો જાય છે. પહેલાં કરતાં, રાજકીય ક્ષેત્રમાં અનેકાનેક લોકો ભાગ લે છે.

૧૯૩૫માં ડૉ. આંબેડકરે આદરેલી હરિજનોને ધર્માંતર કરાવવાની પ્રવૃત્તિ પ્રો. કોસંબીને વિચાર કરતાં કરી મૂકે છે બૌદ્ધ ધર્મનું ધ્યેય શું હતું? ક્યાં ગઈ સમાનતા? હિંદુ સંસ્કૃતિના ડગમગે ડોલતા પાયા ક્યાં સુધી હવે નભી શકવાના? આ વિરાટ અસ્પૃશ્યોને ન બચાવી શકાય? એમાં ક્યાં હતું એમનું કલ્યાણ? દેશનું યે કલ્યાણ નહોતું. વિનાધર્માંતરે બૌદ્ધધર્મ એમનો ઉદ્ધાર કરી શકે એમ હતો. બૌદ્ધધર્મનો વ્યવહારુ ઉપયોગ શક્ય હતો. દેશનાં રચનાત્મક કાર્યમાં

બૌદ્ધધર્મ મોટો ફાળો આપી શકે એમ હતો.

એવે વખતે શ્રી. જુગલકિશોર બિરલા કોસંબીને મદદ કરે છે. મુંબઈમાં પરેલ ખાતે એક બુદ્ધમંદિર સ્થપાય છે. એનું નામ રાખવામાં આવ્યું છે: 'બહુજન-વિહાર.' સાચે જ આ વિહારમાં 'બહુજનો' આવી શકે છે. કોઈ પણ જાતના ભેદભાવ પાળવામાં આવતા નથી. હરિજનો પણ મંદિરમાં પ્રવેશી પ્રભુનાં દર્શન કરી શકે છે. આટઆટલાં વર્ષોની દર્શનની અધૂરી રહેલી અભીપ્સા પૂરી કરી શકે છે. મંદિરનાં દ્વાર-ચોવીસે કલાક ખુલ્લાં છે. નથી કોઈ જાપ્તો, નથી કોઈને બંધી નથી કોઈ પર જુલમ કે નથી જબરદસ્તી.

'આ નિવૃત્ત જીવનમાંયે લેખનકાર્ય તો ચાલુ જ છે. બૌદ્ધધર્મનો પક્ષપાત હજી શમી ગયો નથી. 'અહિંસા આણી સંસ્કૃતિ' નામે મરાઠીમાં એક પુસ્તક રચાય છે. એમાં ગીતા આદિ વૈદિક ગ્રંથોની દયાહીન ને આકરી સમાલોચના એમણે કરી છે. એ તો સાધુ પુરુષ! સત્ય લાગે તે લખ્યું. પણ બિરલા આથી નારાજ થયા છે એવું સાંભળવામાં આવતાં જ એ વિહાર છોડી દે છે!

આવા પ્રસંગો પહેલાં પણ બની ગયા છે. પુરાતત્ત્વ મંદિરમાં-ગુજરાત વિદ્યાપીઠમાં હતા ત્યારે બુદ્ધ વિશે એક લેખમાળા લખી હતી. એમાં લખેલું:

'પ્રાચીન કાળમાં જૈન ભિક્ષુઓ પણ બૌદ્ધ ભિક્ષુઓની પેઠે પ્રસંગોપાત માંસાદિ લેતા.'

જૈનો ને માર! અરે! આ તો એથીયે વધુ ભયંકર! જૈનોના ધર્મગુરુઓ-ભિક્ષુઓ માટે માંસ ખાવાનું લખ્યું છે! જૈન સમાજમાં હાહાકાર વર્તી રહે છે. જ્યાં ત્યાંથી એમના ઉપર ટીકા ને અણઘટતા શબ્દપ્રહારો પણ થયા છે. પરંતુ ધર્માનંદ તો પોતાને લાધેલા સત્યને જ વળગી બેસી રહ્યા છે. મરાઠીમાં એ 'બુદ્ધચરિત' લખે છે. તેમાંયે પોતાના મતનું પ્રતિપાદન કરે છે. આમ થતાં તો જ્યાં જ્યાં મારવાડી ઓસવાલ છે ત્યાં ત્યાંથી એમનો વિરોધ થાય છે. ગુજરાતની સાથે મહારાષ્ટ્ર, મધ્યપ્રાંત, બિહાર, સંયુક્ત પ્રાંત, રજપૂતાના ને બંગાળ-સર્વે પ્રાંતના જૈનો છંછેડાઈ પડ્યા છે. કોક હાઈકોર્ટે જવાની ધમકી આપી. જવાબમાં એટલી જ સ્વસ્થતાથી એ ઉત્તર વાળે છે:

'ચાલો, હું ત્યાં આવવા તૈયાર છું!'

એમણે જે કંઈ લખ્યું હતું, કહ્યું હતું તે પ્રાચીન આગમોને આધારે હતું એટલે એમને શેની બીક હોય? અંતે પ્રખર પંડિત સુખલાલજીની વિનતિથી એ એક નિવેદન બહાર પાડે છે. એનો સાર આ છે.

'મારું કરેલું વિધાન એક નિષ્પક્ષ પંચ તપાસે. એ પંચમાં હાઈકોર્ટના સંસ્કૃતજ્ઞ ન્યાયાધીશ હોય, અને તે પણ ગુજરાતી હોય-પંચ જે કંઈ ફેંસલો આપે તે બંને પક્ષો માન્ય કરે!'

આ કથનની ચમત્કારિક અસર થાય છે. વિરોધનાં સર્વે આંદોલનો શમી જાય છે!

ને થોડાંક વર્ષો વીતી જાય છે.

પોતાના જીવનકાર્યની છેલ્લા વર્ષોમાં આ રીતે એ સમીક્ષા કરે છે:

'મેં મારું કાર્ય સમાપ્ત કર્યું છે. લખવાનું બને તેટલું લખ્યું છે. જમ્યા તે યોગ્ય શિષ્યોને શીખવવામાં પણ કચાશ રાખી નથી. છોકરા છોકરીઓને પૂરતું શિક્ષણ આપ્યું છે. એમને સ્વાવલંબી બનાવ્યા છે. તો પછી હવે વધારે જીવી મોગ્રવારીમાં ઉમેરો શા કાજે કરવો? અને વધારે ઘડપણ ભોગવી, બિસ્તરે પડી, અનેક લોકોની સેવા-શક્તિનો નકામો ઉપયોગ શા માટે કરવો?'

આમ વૃદ્ધાવસ્થાનો ભાર કોઈના પર નાખવાની એમની ઇચ્છા નથી. પંડિત

મહાવીરજી જેવાના અતિ લાંબા જીવનમાં પડતાં દુઃખો એમને માટે અસહ્ય બને છે. બૌદ્ધ ગ્રંથો તેમ જ બીજા શાસ્ત્રોમાંથી અનેક ઉદાહરણ ટાંકી એ પંડિત સુખલાલજીને વખતો વખત કહે છે :

'જુઓ! પાકું પાન ખરી પડે એ રીતે, વૃદ્ધાવસ્થામાં ખરી પડતા જીવનનો અંત પ્રાચીન સંતો અને તપસ્વીઓ બહાદુરીથી લાવતા, નહોતા ડરતા મૃત્યુથી કે કર્તવ્ય કર્યાનો સંતોષ મેળવ્યા પછી જીવવા માટે તરફડિયાં યે નહોતા મારતા. હું પણ વીરતા, સ્મૃતિ અને જાગૃતિપૂર્વક મૃત્યુને ભેટવા ઇચ્છું છું.'

મૃત્યુના સજાગરૂક મિલન માટે કેટલી બધી આતુરતા! ભક્ત જાણે ભગવાનને મળવાને ન તલસતો હોય! કાયરતાથી અવશ થઈને નહિ પણ મૃત્યુને જાગૃતાવસ્થામાં સામી છાતીએ મળવા માટે, એના સત્કાર માટેના સંસ્કારો એમણે વારસામાંથી ને આપબળે કેળવ્યા હતા! જૂનાં જૈન શાસ્ત્રો એમની મદદે આવે છે. અનશન દ્વારા મૃત્યુને ભેટવાનો માર્ગ એ શોધી કાઢે છે. મરણાંતિક 'સંથારો'નું એ સમર્થન કરે છે.

૧૯૪૬ની ૨૨મી ઓગસ્ટથી, કાશીથી ૫૦-૬૦ માઈલ દૂરના સરયુનદીના અતિ પ્રસિદ્ધ દોહરીઘાટ પર આવેલા હરિજન ગુરુકુલમાં એ અનશન કરે છે. ગાંધીજીને ખબર પડે છે. ઉપવાસ છોડવા બાપુ એમને સમજાવે છે. અનશનવ્રતના ત્યાગ માટે દબાણ થાય છે. ગાંધીજી પુનઃ એમને વિનતિ કરે છે ને એ કચવાતે મને અનશન તોડે છે. ઉપવાસની એ ભૂલ એમને ઘણા વખત પછી સમજાય છે. ૧૭-૫-૪૬ને દિને એ નોંધ લખાવે છે:

'મહાત્મા ગાંધીજીએ (આમરણ ઉપવાસમાંથી) મને બચાવ્યો એ સારું કર્યું; કેમકે તે વખતે મારા શરીરને કષ્ટ નહોતું, ફક્ત મનને જ કષ્ટ હતું...દોહરીઘાટ જઈ મેં જે ઉપવાસ શરૂ કર્યા તે મારી ભૂલ હતી. એમાં કાયરતા હતી...હું બીકણ નીવડ્યો.'

ગાંધીજીના દબાણને વશ થઈ કોસંબી પારણાં તો કરે છે પરંતુ તે પછી એમની તબિયત ઉત્તરોત્તર બગડતી જાય છે. એમને કાશી લઈ જવામાં આવે છે. ત્યાં પણ કશું ચેન પડતું નથી. પરિસ્થિતિ સાવ અસહ્ય બની જાય છે. એમના મનોમંથનને કોઈ સીમા નથી. પંડિત સુખલાલજી આગળ એ હૃદય ખોલે છે, કહે છે :

'પંડિતજી, હું ન તો રહ્યો ઘરનો મે ન રહ્યો ઘાટનો. ઉપવાસ તો છોડ્યા પણ માંદગી વધી અને અનશનનો માર્ગ દેખાડનારી અન્ય પાસેથી સેવા નહિ લેવાની વૃત્તિ આજે દબાવી દેવી પડી છે. ને અનેક પાસેથી વિવિધ સેવા લેવી પડે છે!'

પારકાને દુઃખ નહિ આપવાની, અન્યને ભારરૂપ નહીં બનવાની કેટલી સભાન જાગૃતિ! અહિંસાનો સિદ્ધાંત જાણે મૂર્તિમંત ન કરી રહ્યા હોય!

દરમિયાન પંડિત સુખલાલજી ઉપર ધર્માનંદજીના એકના એક પુત્ર પ્રો. દામોદરના પત્રો આવે છે. પુત્રી માણેકબહેનની વિનતિઓ આવે છે. પિતાજીની જિંદગી કોઈપણ ભોગે બચાવો. જે કંઈ ખર્ચ થશે તે આપીશું. પણ એમના હાડમાં પેઠેલો વ્યાધિ નાબૂદ કરો. મિત્રોનું પણ દબાણ ચાલુ જ છે. અંતે ૧૯૪૬ના ડિસેંબરની શરૂઆતમાં એ મુંબઈ આવે છે ને પુત્રીને ત્યાં રહે છે.

દાક્તરોની સલાહ પ્રમાણે વીટામીન 'બી' લે છે. અસર ઊલટી જ જણાય છે. લોહીવિકારને લીધે આખાયે શરીરે ચેળચેળ આવ્યા કરે છે. ઈન્જેક્શનો અપાય છે, પ્રવાલ ભસ્મ અપાય છે. અંતે સેવાગ્રામમાં નિસર્ગોપચાર થાય છે પણ એ ચેળ ન મટી તે ન જ

મટી. દિવસે દિવસે જઠરાગ્નિ મંદ પડતો જાય છે. ગાંધીજીનો એ 'આશ્રમ! કેટલું વૈજ્ઞાનિક હમનું, ઉચ્ચ ને સાત્ત્વિક ત્યાંનું ખાણું! પણ ખોરાક પચાવી શકાતો નથી. ધીમેધીમે દૂધ પણ પચવું બંધ થાય છે. પણ એટલું જ જાણે પૂરતું નથી. વખત જાય છે તેમ ફળોનો રસ પણ પચી શકતો નથી, પાણી યે પચી શકતું નથી. એકાદ બહેનો માત્ર જળ ઉપર જ એમને રાખવામાં આવે છે.

ને સહુને એક વેળા જ્યાં જવાનું જ છે તે–મૃત્યુના ઓળા દેખાવા લાગે છે. અંતિમ દિવસો પાસે ને પાસે આવતા જાય છે.

છેલ્લા ત્રણ દિવસથી તો પાણી પણ લઈ શકાયું નથી. ઇશારાથી જ પ્રશ્નોના ઉત્તર આપે છે. મૃત્યુ પછીનો પોતાનો વિધિ કેવી રીતે કરવો એની પણ એ સૂચનાઓ આપી રાખે છે! જીવતાં છતાંયે, આવી પળે, આટલી સ્વસ્થતાથી મૃત્યુનો વિચાર કરતાં તો કોઇને સાંભળ્યા જાણ્યા નથી.

ને એમ કરતાં ત્રીજી જૂન આવે છે ગ્રહણનો દિવસ છે. સવારે એ સમજાવે છે!

'હું તો માત્ર ૩–૪ કલાકનો જ મહેમાન છું!'

પરંતુ હજી એક ઇચ્છા સંતોષાઈ નથી. ચાલીશ ચાલીશ વર્ષના જૂના મિત્ર કાકા કાલેલકર એમને મળી શકયા નથી. મિત્રના દર્શન માટે શ્રી. કાલેલકર દૂર દૂરના હિંદના પ્રવાસેથી સેવાગ્રામ આવે છે. બંને ભાવભરી રીતે મળે છે. ગ્રહણ પણ વીતી ચૂકયું છે. આજે ચોથી તારીખ થઈ છે. જગત પરથી સર્વ કાર્ય હવે સમેટાઈ ગયું છે.

ચોથીએ બપોરે દોઢ વાગે સેવાગ્રામની કુટિરમાં ધર્માનંદ કોસંબીનો દેહ પડે છે.

જીવનજયોત જાણે મહાજયોતમાં વિલીન થઈ જાય છે.

પોતાના સ્વજન સમા આશ્રમવાસીઓ, વિવિધ સંસ્થાના કાર્યકરો, વિનોબા ભાવે તથા કાકા કાલેલકર એમના અગ્નિસંસ્કાર વેળા હાજર રહે છે. કાકા કાલેલકર અગ્નિસંસ્કાર કરે છે.

તે વેળાનું વર્ણન કરતાં કાકાસાહેબ લખે છે.

'અંતિમ યાત્રાએ એમને પહોંચાડવા માટે જે સ્ત્રીપુરુષો એકત્ર થયાં હતાં તેમાંના કોઈના મુખ પર વિહ્વળતા કે ગ્લાનિ નહોતી. બધાય આ ભવ્ય પ્રસંગનું ગભીરતાથી મનન કરતાં હતાં. દુનિયાનાં ત્રણ ખંડમાં પ્રવાસ કરીને પોતાના પ્રકાંડ પાંડિત્યના બળથી બૌદ્ધ ધર્મશાસ્ત્રનો પ્રચાર કરનાર અને પોતાની પાછળ ઉજ્જ્વળ શિષ્યપરંપરા મૂકી જનાર વિદ્વાનના જીવનનો તે વિચાર કરતા હતા. મુંબઈની મિલોના કામદારોની સેવા કરવા માટે તેમની વચ્ચે જઈને રહી તેમનાં સુખદુઃખનું અધ્યયન કરનારા આ રાષ્ટ્રસેવક સાધુપુરુષ માટે લોકોના મનમાં આદરની માત્રા કાંઈ થોડી ન હોય!'

પ્રા. કોસંબીના જતાં હિંદી સંસ્કૃતિની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડ્યાં હશે. કોસંબી એટલે જ્ઞાનગંગા. ધર્માનંદજી એટલે પ્રાચીન તેમ જ અર્વાચીન વિચારસરણીના અઠંગ અભ્યાસી, સ્પષ્ટભાષી, સ્વતંત્ર વિચારક ને મુંબઈ યુનિવર્સિટીમાં પાલિને સ્થાન અપાવનાર પ્રખર વિદ્વાન. બુદ્ધિ, પુરુષાર્થ ને ચારિત્ર્યની ત્રિવેણીનું જાણે સંગમસ્થાન.

મૃત્યુ પ્રત્યે ધર્માનંદજી સાવ બેદરકાર રહ્યા, અથવા તો એને પરમ મિત્ર માની બેઠા. ૨૨–૨૩ વર્ષની વયથી તે મૃત્યુ પર્યંત બૌદ્ધધર્મનું એમનું મિશનકાર્ય પૂરું થયું. બૌદ્ધધર્મને એમણે પોતાના જીવનમાં ચરિતાર્થ કરી બતાવ્યો. મૃત્યુની અંતિમ પળે પણ એમના આત્માએ ગાયું હશેઃ

'बुद्धं शरणं गच्छामि।
धम्मं शरणं गच्छामि।
संघं शरणं गच्छामि।'

★

જંતુઓ અનેક હોય તે 'સર્વ' કોઈ જાણે છે. દરેક ઘરમાં સૂર્યનાં કિરણો આવી શકે એવી રીતે બારીબારણાં હોવાં જોઈએ. મુંબઈ, કલકત્તા જેવાં શહેરોમાં એવાં પણ ઘર હોય છે કે જ્યાં વર્ષમાં એક પણ દિવસ સૂર્ય-કિરણનું દર્શન ન થાય. તેવાં મકાનમાં રહેનારાઓએ ખુલ્લા શરીરે સૂર્યપ્રકાશમાં ફરવું જોઈએ.

બીજા મંત્રમાં–अंगे अंगे शोचिषा शिश्रियाणं नमस्यन्तस्त्वा हविषा विधेम–કહ્યું છે કે અંગે અંગે અંશરૂપે વસનારને અમે હવનથી સત્કારીએ છીએ. 'શરીરના દરેક અંગમાં સૂર્યનાં તેજનો અંશ છે. આંખમાં દૃષ્ટિરૂપે, પેટમાં જઠરાગ્નિ રૂપે વગેરે. તેથી આંખનું તેજ વધારવા, પાચનશક્તિ વધારવા સૂર્યકિરણ લેવાં આવશ્યક છે. પ્રાતઃકાળમાં બાલસૂર્યનાં નાજુક કિરણો આંખ ઉપર લેવાથી આંખનું તેજ વધે છે. જેઓ આ લાભ લે તેમને ડૉક્ટરો પાસે જઈ, અંધારા ઓરડામાં બેસી, મોટી ફી આપીને વાયોલેટ કિરણો લેવાની આવશ્યકતા નહિ રહે. જે સવારે અગાશી ઉપર અથવા કોઈ ખુલ્લી જગામાં સૂર્ય તરફ પેટ રાખી તેના ઉપર કિરણો લે તેમનો જઠરાગ્નિ મંદ નહિ પડે અને વૈદ્યો કે ડૉક્ટરોનાં પડીકાં કે પીવાનાં દવાના ઘૂંટડાઓ તેમને નહિ લેવા પડે.

ત્રીજા મંત્રમાં–यो अभ्रजा वातजा यश्च शुष्मो वनस्पतीन् सचतां पर्वतांश्च જણાવાયું છે કે જે રોગો વૃષ્ટિથી–એટલે કે કફથી, જે રોગો શુષ્મ એટલે કે વાતથી, જે રોગો ગરમીથી એટલે કે પિત્તથી, ઉત્પન્ન થયા હોય તેને દૂર કરવા માટે સૂર્યનાં કિરણોનું તથા વનસ્પતિ અને પર્વતનું સેવન કરવું. શ્રીમંતો ઉનાળાના દિવસોમાં આબુ, માથેરાન, મહાબળેશ્વર વગેરે સ્થળોએ જાય છે, પરંતુ પૈસાનો ધુમાડો કરવા છતાં તેમને આરોગ્યનો લાભ મળી શકતો નથી. કારણકે તે સ્થળોએ એમનો સમય કલબમાં કે પોતાના બંગલાઓની અંદર અપાતા ચાપાનના મેળાવડામાં જ વીતે છે. ખરી રીતે તો ત્યાં જઈ ઊંચા શિખર ઉપર ચડી વૃક્ષની નીચે બેસી પ્રાણાયામ કરવો જોઈએ. હજારો રૂપિયાની દવાથી જે લાભ નહિ થાય તે લાભ આ ઇલાજથી મળી રહેશે.

ચોથો મંત્ર–शं मे चतुर्भ्यो अंगेभ्यः शमस्तु तन्वे मम–જણાવે છે કે શરીરના દરેક અંગમાં સ્ફૂર્તિ અને બળ આવે માટે સૂર્યકિરણોનો જેટલો બને તેટલો લાભ લેવો જોઈએ. લાખો રૂપિયાનું ખર્ચ કરીને સૂર્યકિરણગૃહ (અં. સોલેરિયમ) બાંધવાની જરા પણ આવશ્યકતા નથી. દરરોજ પ્રાતઃકાળમાં ખુલ્લી જગામાં ઉઘાડા શરીર પર કિરણો લેવાં જોઈએ. લાભ લેનારે એક જ સ્થિતિમાં સૂઈ ન રહેતાં અમુક અમુક સમય પછી શરીરનું દરેક અંગ કિરણો મેળવી શકે તે રીતે ફેરવવું જેથી અમૂલ્ય લાભ થશે. અને પ્રત્યેક અંગમાં તાજગી આવશે. આફ્રિકાના હબસીઓને ક્ષય-રોગ થતો નથી તેનું કારણ એ જ છે કે તેઓ ફક્ત લંગોટી પહેરીને સૂર્યના તડકામાં આખો દિવસ ફર્યા કરે છે. કદાચ કોઈને શંકા ઉત્પન્ન થાય કે સૂર્યકિરણો ખુલ્લા શરીર ઉપર લેવાથી આફ્રિકાવાસીઓ જેવા કાળા બની જઈએ તો! તેમને એવી ચિંતા કરવાનું કારણ નથી. પ્રાતઃકાળમાં સૂર્યનાં કિરણો શરીરને તંદુરસ્ત તેમ જ આકર્ષક બનાવે છે. જે આખો દિવસ ખુલ્લા શરીરે ઉનાળાના સખત તાપમાં ફર્યા કરીએ અને તે પણ વર્ષો સુધી તો જ ચામડીનો રંગ કાળાશ ઉપર આવે છે.

### હૃદયરોગ તથા કમળાના રોગ માટે

### काण्ड १–सूक्त २२

अनु सूर्यमुदयतां हृद्द्योतो हरिमा च ते ।
गो रोहितस्य वर्णेन तेन त्वा परिदध्मसि ॥ (१)

परि त्वा रोहितैर्वर्णैर्दीर्घायुत्वाय दध्मसि ।
यथायमरपा असदथो अहरितो भुवत् ॥ २ ॥
या रोहिणीर्देवत्या गावो या उत रोहिणीः ।
रूपं रूपं वयो वयस्ताभिष्ट्वा परिदध्मसि ॥ ३ ॥
शुकेषु ते हरिमाणं रोपणाकासु दध्मसि ।
अथो हारिद्रवेषु ते हरिमाणं निदध्मसि ॥ ४ ॥

અર્થ—તારો હૃદયરોગ અને કમળાનો રોગ સૂર્યકિરણોની સાથે સંબંધ કરવાથી દૂર થશે. લાલ રંગની ગાય અને સૂર્યના લાલ કિરણોથી નિરોગી થવાય છે. (૧)

લાલ રંગના પ્રયોગથી દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે; કમળો દૂર થાય છે, અને નિરોગી થવાય છે. (૨)

લાલ રંગની ગાયોમાં અને સૂર્યના લાલ કિરણોમાં દિવ્ય ગુણો ભરેલા છે. રૂપ અને શક્તિ અનુસાર દરદીને બન્નેનો ઉપચાર કરાવવો. (૩)

લાલ રંગની ચિકિત્સાથી રોગીનું હૃદય મજબૂત બને છે, અને તેનું ફિકાપણું દૂર થાય છે; અને તે પીળા પક્ષીઓમાં અને વનસ્પતિમાં જઈ વાસ કરે છે. (એટલે તે રોગ, રોગીની પાસે ફરી આવતો નથી.) (૪)

સૂર્યકિરણોમાં સાત રંગ હોય છેઃ

(૧) જાંબુડો, (૨) આસમાની, (૩) આકાશી, (૪) લીલો, (૫) પીળો, (૬) નારંગી, (૭) લાલ.

તે સાતમાંથી આ કાંડમાં દર્શાવેલા રોગીને માટે લાલ રંગના કિરણોની ચિકિત્સા લાભકારક છે. અગાશી ઉપર કે ખુલ્લી જગ્યામાં જ્યાં પુષ્કળ સૂર્યનો તડકો પડતો હોય, ત્યાં લાલ કાચનાં બારીબારણાં રાખીને એમાંથી લાલકિરણોનો લાભ મેળવી શકાય છે. પહેલા મંત્રમાં 'परिदध्मसि.' શબ્દ છે તેનો ભાવ એ છે કે કિરણોનું પરિધાન કર (પહેર). એટલે કે નગ્ન શરીરથી લાલ રંગના કિરણો દરેક અંગ ઉપર લો. એક જ સ્થિતિમાં પડ્યા રહેવાથી શરીરના અમુક જ ભાગને લાભ થાય છે તેથી શરીરને દરેક બાજુ ફેરવવું અને આગળ, પાછળ પડખામાં દરેક ભાગમાં કિરણો પડે તેમ કરવું જોઈએ.

ત્રીજા મંત્રનો—'रूपं रूपं वयो वयः' જણાવ્યું છે કે શરીરના સૌન્દર્ય (કોમલતા)ના અને વય અથવા શક્તિના પ્રમાણમાં કિરણચિકિત્સા કરવાની છે. બાળકને અથવા મોટી ઉંમરના હોય, છતાં અતિ નિર્બળ શરીરવાળાને અલ્પ સમય કિરણચિકિત્સા કરાવવી; અને જેઓની ચામડીમાં ઘનિષ્ટતા હોય તથા જેઓની શક્તિ વધારે કઠોર કિરણો સહન કરી શકે તેવી હોય તેનાઓને વધારે સમય લાલ કિરણોની ચિકિત્સા કરાવવી.-સુકોમળ અંગવાળાઓ માટે ફક્ત પ્રાતઃકાળના સમયે જ કિરણસ્નાન કરાવવું અને મજબૂત શરીરવાળાઓને પ્રાતઃકાળ તેમ જ મધ્યાહ્નનાં કિરણો પણ આપવાં. જેમ વૈદ્યો દરદીની શક્તિ પ્રમાણે દવાનું પ્રમાણ ઓછુંવધતું કરે છે તેમ દરદીની શક્તિ પ્રમાણે લાલ કિરણોનું પ્રમાણ રાખવું.

ઉપરાંત ત્રીજા મંત્રમાં લાલ ગાયોના દૂધની ચિકિત્સા પણ દર્શાવેલી છે—ધોળી, રાતી, પીળી, કાળી વગેરે જેવા રંગની ગાય તેના રંગનાં કિરણો તેના શરીરમાં વિશેષ ખેંચાય છે. જેથી તેના દૂધમાં પણ રંગ પ્રમાણે ગુણધર્મમાં ફરક રહે છે. હૃદયરોગી તથા કમળાના રોગીને લાલ કિરણોની ચિકિત્સા સાથે લાલ ગાયનું દૂધ આપવું લાભકારક છે એમ આ સૂત્રમાં દર્શાવ્યું છે.

આ ચિકિત્સાથી રોગીના શરીરમાં લોહીનાં રક્તકણોની સંખ્યા વધશે અને રક્તાભિસરણ સુયોગ્ય રીતે થઈ જશે રોગનાં જંતુઓ લોહીમાં ભળેલા હશે તેમનો નાશ થશે.

કેટલાક નિસર્ગોપચારકો રંગચિકિત્સા પણ કરે છે. તેઓ જુદાજુદા રંગના કાચના શીશાઓમાં સ્વચ્છ પાણી ભરી સૂર્યના તડકામાં મૂકી રાખે છે, અને જુદાજુદા રોગવાળાઓને જુદા જુદા રંગના શીશામાંથી

# સદાચારની કેળવણી

શ્રી. સોમાભાઈ ભાવસાર

શાળામાં ને ઘરમાં પરસ્પર વિરોધી વર્તન દેખનાર બાળકના મન ઉપર કેવી એવડી અસર થતી હશે? માંદા છોકરાને ગોળ નહિ ખાવાની શિખામણ આપવા માટે પોતે યે ગોળ નહિ ખાવાની પ્રતિજ્ઞા લેનાર, પેલા ગુરુનું જાણીતું દૃષ્ટાંત આ માટે સમજવા જેવું છે. વડીલો બાળકને કહેઃ 'સાચું બોલો, સદાચારી રહો ચોખ્ખાઈ શીખો, સ્વચ્છતા રાખો, નિયમિત બનો, જાતમહેનત કરો, દરરોજ નિયમિત રીતે અમુક કલાક તો વાંચો જ;' પરંતુ આ સર્વ આદેશોથી તદ્દન વિરુદ્ધ પ્રકારનું વડીલનું વર્તન બાળક જુએ તો ક્યારેય પણ એ સદાચારી વાક્યોનો અમલ કરે ખરું? સદાચારની કેળવણી તો મન, વચન ને કર્મથી એકરૂપ હોવી જોઈએ, એ દ્વારા સમસ્ત જીવન રંગાઈ જવું જોઈએ. વર્ષોથી બાળ-શિક્ષણના કાર્યને વરેલા લેખકે અહીં એ વિષે કેટલાક વિચારો રજૂ કર્યા છે.

આપણે મોટેરાઓ બાળકોને સદાચારી અને સદ્વર્તનશીલ બનાવવા શા પ્રયત્નો કરીએ છીએ એ વિષે વિચારવાની ખાસ જરૂર છે. માત્ર સદાચાર ને સદ્વર્તન વિષેની ચોપડીઓ વાંચવાથી બાળકો સદાચારી અને સદ્વર્તનશીલ બની જશે એવું માનવાની ભૂલ રખે કરી બેસીએ. બાળકો બિચારાં દરરોજ ચોખ્ખાઈના પાઠો કડકડાટ વાંચી જતાં હોય પણ ઘરની સપાસ ને ગામમાં ગંદકી રહેતી હોય તો તે વાંચવાનો કશો અર્થ ખરો? બાળકો તો રોજ શાંતિ ને આનંદના પાઠો વાંચી જતાં હોય પણ જો ઘરમાં ને સમાજમાં ક્લેશ ને કંકાસ થતો જોતાં હોય તો તેમની ઉપર તેની કેવી છાપ પડે? એમ જ બાળકો ચોપડીમાંથી કામ કરવા વિષેના પાઠો વાંચી જતાં હોય પણ તેમને કામ જ ના સૂઝતું હોય તો માત્ર વાંચવામાં તેમને શો આનંદ આવે?

મતલબ કે આવી ચોપડીઓના વાચન-દ્વારા બાળકોને તેમને તે વર્તનમાં મૂકવાનો અવકાશ મળતો હોય તો જ તે વાંચ્યાનો સાચો અર્થ સધાયો કહેવાય. આ માટે મોટેરાએ આવી ચોપડીઓ વાંચી જઈને ઘરમાં બાળકોને અનુરૂપ વાતાવરણ મળે તે માટે પ્રયત્ન કરવો જોઈએ. એમ બનશે તો જ, જે સદાચાર અને સદ્વર્તનની બાળકો પાસે આપણે આશા રાખીએ છીએ તે પાર પડશે.

ઘણીવાર રોગનું નિદાન બરાબર થયું હોય, દવા પણ બરાબર અપાતી હોય, પણ દર્દી દવા જ ન લેતો હોય તો નિદાન ને

---

પીવા માટે પાણી આપે છે. આ ચિકિત્સાનું મૂળ અથર્વવેદના પહેલા કાણ્ડમાં ઉપર આપેલાં બે સૂક્તોમાંથી મળી રહે છે.

જેમ કમળાને માટે લાલ કિરણોની ચિકિત્સાથી તથા લાલ રંગની ગાયનું દૂધ લેવાથી લાભ થાય છે, તેમ જુદાજુદા રોગો માટે જુદાજુદા, રંગનાં કિરણોની ચિકિત્સા તથા જુદાજુદા રંગની ગાયના દૂધના સેવનથી લાભ થાય.

અથર્વવેદના ઉપર આપેલા મંત્રોનો પાઠ કરી આપણે સૂર્યકિરણથી આરોગ્ય પ્રાપ્ત કરીશું?

★

દ્વા બંને નિષ્ફળ જાય છે તેમ બાળકો, સદાચાર અને સદ્વર્તનનાં ગમે તેટલાં પુસ્તકો વાંચે, પણ સમાજમાં કે ઘરમાં તેનું વાતાવરણ ન હોય તો એ ચોપડીઓ વાંચ્યાનો કશો અર્થ સધાવાનો નથી. દરેક વસ્તુની સફળતાનો આધાર વાચન કરતાં વર્તન ઉપર વિશેષ છે એ સમજવાની જરૂર છે. જેવો સમાજ તેવા લોકો. જેવા લોકો તેવાં બાળકો. સમાજ ને લોકો સારા તો બાળકો સારાં અને સમાજ અને લોકો ખરાબ તો બાળકો પણ ખરાબ. આમ એક રીતે જોઈએ તો બાળકોને સદાચારી અને સદ્વર્તનશીલ બનાવવાની સાચી જવાબદારી ઘર અને સમાજ ઉપર આવી પડે છે.

શાળાઓ પણ આ બાબતમાં અવશ્ય મદદરૂપ થઈ પડે. પણ આજની શાળાઓમાં પુસ્તકિયા જ્ઞાન આપવાનું એટલું બધું વધી ગયું છે કે એની આડે આવી બાબતોનું શિક્ષણ આપવાનું ઢંકાઈ ગયું છે. પરિણામે શાળાઓમાં ઇતિહાસ, ભૂગોળ, ભાષા, ગણિત, વિજ્ઞાન વગેરે વિષયોને મહત્ત્વ આપવામાં આવે છે, અને જેને આપણે ચારિત્ર્યની કેળવણી કહીએ છીએ એને વિસારી દેવામાં આવે છે. વિદ્યાર્થીઓ લડે છે, ઝઘડે છે, મારામારી કરે છે, અસભ્યતાથી બોલે છે, વર્તે છે પણ તેની કોને પડી હોય છે !

પણ હવે એવો વખત આવ્યો છે કે ગઈ કાલ સુધી આપણે જે કેળવણી આપતા હતા એનાથી આપણો ઉદ્ધાર નહિ થાય. માત્ર પુસ્તકિયા જ્ઞાન તો ભેંખાના હવાઈ બંગલારૂપ છે જે ફૂંક મારશો ત્યારે ગબડી પડશે. એ ભણતર દ્વારા સચું જીવન ઘડતર કે રાષ્ટ્રનિર્માણ નહિ થઈ શકે. જે શિક્ષણ કર્તવ્યશીલ ને ચારિત્ર્યશીલ હશે એ જ જીવનકલ્યાણ અને રાષ્ટ્રકલ્યાણ કરશે. આ કર્તવ્યશીલ અને ચારિત્ર્યશીલ કેળવણી એટલે શું એને વિષે પણ થોડો વિચાર કરીએ.

શાળામાં સ્વચ્છતા ને સફાઈની બાળકોને વાતો કરીએ પણ એ સ્વચ્છતા ને સફાઈ જો નોકરો મારફત થતી હોય તો બાળકોને એવી વાતો કરવાનો કશો અર્થ ન કહેવાય. વાતોથી જે જ્ઞાન આપીએ એ તો પોપટિયા જ્ઞાન. જે જ્ઞાન બાળકો સક્રિય લેતાં થાય તે જ સાચું જ્ઞાન. એમ સ્વાશ્રયની બાળકોને વાતો કરીએ પણ શાળાનાં સ્વાશ્રયનાં કામો જો નોકરો મારફત થતાં હોય તો બાળકો શાળામાંથી શું સ્વાશ્રય શીખે? આજના જમાનામાં કદાચ કોઈને આ વાતો વિચિત્ર જેવી લાગે તો તેમને માટે એકબે ઉદાહરણો લઈએ:

રાજા પાંચમા જ્યોર્જે શિક્ષણની જે વિવિધ તાલીમ લીધેલી એમાં ખલાસી તરીકે પણ એમણે ફરજ બજાવેલી. આ વખતે જેમ અન્ય ખલાસીઓ કાર્ય કરતા એમ જ તે પણ પોતાની ફરજો બજાવતા. આઠમા એડવર્ડની તાલીમ પણ એ પ્રકારની હતી. અમેરિકાના એક પ્રમુખનો છોકરો કડિયાકામ કરતાં પાલખ ઉપરથી પડી જતાં મરણ પામ્યો હતો. આ દૃષ્ટાંતો એટલા માટે આપવામાં આવ્યાં છે કે જીવનના ઘડતરમાં આજની દૃષ્ટિએ સામાન્ય લાગતી શ્રમની કેળવણી કેટલી મહત્ત્વની છે તેનો આપણને ખ્યાલ આવે. આપણે ત્યાં ગુજરાતમાં પણ કાકા સાહેબ કાલેલકરે વિદ્યાપીઠમાં આવો પ્રયોગ શરૂ કર્યો હતો, પણ સ્વરાજની લડત શરૂ થવાથી વિદ્યાપીઠના કાર્યકરો અને વિદ્યાર્થીઓ તેમાં જોડાતાં આ પ્રયોગ અધૂરો જ રહ્યો. કહેવાનો આશય એ છે કે જ્યારે જીવનરંગી તાલીમ મળે છે ત્યારે જ વિદ્યાર્થીઓ સાચા નાગરિક તરીકે બરાબર તૈયાર થાય છે.

આ જીવનરંગી તાલીમ અથવા કેળવણીનો ખરો પ્રયોગ તો ગાંધીજીએ

સત્યાગ્રહ સમયે કર્યો: દાંડીકૂચ દરમિયાન ગાંધીજીએ તેમના પોતાના તેમ જ તેમના સાથીઓના દૈનિક જીવન દ્વારા જનતાને રહેણી-કરણીની, સાદાઈની, સ્વચ્છતાની જે તાલીમ આપી હતી એ ભુલાઈ જશે ખરી ? ગાંધીજીનો એકેક દિવસ કેટલાય ગામોને જીવન-તાલીમરૂપ હતો એમ આજે નથી લાગતું ? ગાંધીજીએ સત્યાગ્રહ દ્વારા હિંદને માત્ર સ્વરાજ જ અપાવ્યું છે એમ નથી, પણ સમસ્ત હિંદને ભારે જીવનતાલીમ પણ આપી છે. સત્યાગ્રહ દ્વારા તેમણે હિંદના કરોડો લોકોના જીવનમાં અજબ ક્રાંતિ આણી છે. જે ગામડાના ખેડૂતો જડ અને અસંસ્કારી કહેવાતા તેઓ સત્યાગ્રહમાં જોડાઈને જાગૃત-ને સંસ્કારી બન્યા હતા. જે શહેરોના મજૂરો અભણ ને અણઘડ જેવા હતા તેઓ સત્યાગ્રહ-માં જોડાઈને સમજુ ને સંસ્કારી બન્યા હતા. તેમનામાં શિસ્ત આવી હતી. તેમનામાં સંયમ આવ્યો હતો. તેમનામાં સાચું ખોટું સમજવાની શક્તિ આવી હતી. આ કલ્પનાની હકીકત નથી પણ એક સત્ય હકીકત છે અને દેશે તે નજરોનજર જોઈ છે. જીવનરંગી તાલીમ અથવા કેળવણી-નો જાદુ કેવો અજબ છે તેની આવી હકીકતો જોઈએ છીએ, જાણીએ છીએ ત્યારે ખબર પડે છે.

આજે ય જીવનરંગી કેળવણીના પ્રયોગો જેમને જોવા હોય તેમને જોવા મળી શકે તેમ છે. વર્ષોથી કામ કરતા શ્રી. જુગતરામ દવે સાથે બારડોલી તાલુકાના હળપતિઓમાં ફરીશું તો લોકો દૂબળાઓમાંથી હળપતિ કેમ બન્યા તે જાણી શકાશે. સૌરાષ્ટ્રના આંબલા ગામે જઈને લોકશાળા દ્વારા શ્રી. નાનાભાઈ ભટ્ટે ગામડાના લોકોમાં જે જીવન સુવાસ પથરાવી છે તેનો અનુભવ કરવા જેવો છે. ગ્રામસેવક ભાઈ બબલભાઈ મહેતાને ગામણામાં મળવાનું થાય તો ગામડામાં તેમણે કરેલ કાર્ય પ્રત્યક્ષ નિહાળજો. વલ્લભ વિદ્યાલય બોચાસણમાં ગુજરાતના મહર્ષિ જેવા રવિશંકર મહારાજને મળજો અને પાટણવાડિયા કોમના વિદ્યાર્થીઓને તેઓ કેવી તાલીમ આપે છે તે નજરે નિહાળજો. આમ ગુજરાતમાં ચાલતી જીવનરંગી કેળવણીનાં વિવિધ દૃશ્યો આપણને જોવાનાં મળશે અને તે ઉપરથી જીવનમાં તે કેટલી ઉપયોગી છે તેની ખાતરી થશે.

ફાલ્યાફૂલ્યા વિશાળ વડલાનું સૂક્ષ્મ સ્વરૂપ તો નાનકડા બીજમાં જ સમાયેલું છે તેનો વિચાર તેની છાયાનો ઉપભોગ કરનારને આવતો હશે? તેમ જે જીવનરંગી તાલીમ દ્વારા હિંદુસ્તાને દુનિયામાં એક મહાન વિજય મેળવ્યો તેની શક્તિ એક માનવસમેકડી સરખા ગાંધીજીમાં સમાઈ હતી એની કલ્પના ય કોને હશે ? જેમની તપશ્ચર્યાના સુંદર ફળરૂપ આજે આપણે સ્વરાજ ભોગવીએ છીએ એમની જ કલ્પનાની વર્ધા કેળવણીને હજી આપણે અપનાવી શક્યા નથી એ દુ:ખદાયક ઘટના છે. બ્રિટિશોના અમલ દરમિયાન જન્મેલી અને સૌએ વધાવેલી આ યોજના તે સમયે અમલી ન કરી શકાઈ; કારણકે આપણા લોકો અને આપણા કેળવણીકારો પણ કંઈક અંશે બ્રિટિશ કેળવણીથી મોહિત હતા. જેના રાજમાં રહેતા હોઈએ તેની કેળવણીથી વંચિત હોઈએ તો એનો મેળ નહિ બેસે એવી કલ્પનાથી તેમને આ ગમતી નહોતી એ સ્વાભાવિક છે. પણ આજે જ્યારે એ પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે અને જ્યારે આપણે ભારતનું પુનર્નિર્માણ ભારતીય રીતે કરવા માગીએ છીએ ત્યારે ભારતીય સંસ્કૃતિના ઉદયરૂપ વર્ધા યોજનાનો અમલ કરવામાં

શા માટે ઢીલ થાય છે તે સમજાતું નથી.

બ્રિટિશ અમલની રીતરસમોથી ટેવાયેલા લોકો અને અમલદારોને કદાચ આ યોજના નહિ ગમે. એમ તો જૂની રીતરસમથી ટેવાયેલા અમલદારોને ય આજની રાજ્યપદ્ધતિ નહિ ગમતી હોય; કારણકે બ્રિટિશ અમલ દરમિયાન સત્તાથી રાજ્ય ચાલ્યું હતું. આજે હવે આપણે સત્ય અને પ્રેમ દ્વારા રાજ્ય ચલાવવા માગીએ છીએ. સંભવ છે કે આજના કેળવણી ખાતાના જવાબદાર કાર્યકર્તાઓમાં પણ વર્ધાયોજના વિષેનો ઉત્સાહ જોવામાં આવતો ન હોય. આમાં આ યોજના પ્રત્યેની અશ્રદ્ધા તો નહિ હોય ને ? ગમે તેવી હોય તોપણ દેશ માટે વર્ધાયોજના કલ્યાણકારી છે એને વિષે બે મત નથી. અણખેડાયેલી જમીનનું જ્યાંસુધી ખેડાણ નથી થયું ત્યાંસુધી તે વિચિત્ર જ લાગે છે ને તે ઉપયોગી બનાવવા માટે ખૂબ મહેનત માગી લે છે: તેમજ આ વર્ધાયોજનાને વિષે પણ છે. ચોપડી કેળવણીનાં માઠાં પરિણામો આપણે ભોગવેલાં છે અને હજીય આજે ભોગવીએ છીએ, એ ચોપડી કેળવણીનો બહિષ્કાર કરતી અને ચોપડી રીતે કામ કરવા ટેવાયેલાઓને હાથપગ ચલાવવાનું આમંત્રણ આપતી વર્ધાયોજના શરૂમાં કદાચ આકરી લાગશે પણ આપણે એટલું યાદ રાખીએ કે ખેડુતો ખેડે ત્યારે જ અનાજ પાકે છે. મજૂરો વણે છે ત્યારે જ કાપડ તૈયાર થાય છે. વેપારીઓ વેપાર ખેડે છે ત્યારે જ વેપાર થાય છે: એજ રીતે શિક્ષણમાં પણ જ્યારે કંઈક સક્રિય કરવાનું આવશે ત્યારે જ તે સફળ બનશે, ત્યારે જ તે જીવનવ્યાપી ને જીવનરંગી બનશે, અને જે સમાજની આપણે કલ્પના કરીએ છીએ તે સમાજની સ્થાપના ત્યારે જ થશે. એ જ કેળવણીથી તાલીમ પામેલાં બાળકો સદાચાર અને સદ્વર્તનથી પૂર્ણ હશે.

ત્યારે આ દિશામાં જે કાંઈ શક્ય હોય તે કરીને આપણે બાળકોને સદાચાર અને સદ્વર્તન માટે સંપૂર્ણ વાતાવરણ આપીશું અને ઘરશાળા ને સમાજથી સંકલિત એવી કેળવણીનો પ્રબંધ કરીશું !

★

પોતાના પેટનું અસાધ્ય દરદ મટાડવા માટે ઈરાનના એક બાદશાહને, હકીમોની સૂચના અનુસાર અમુક લક્ષણવાળા એક જુવાન છોકરાના કાળજાની જરૂર પડી. પૂરી તપાસને અંતે રાજ્યમાંથી એક કોળીનો છોકરો, મોંમાગ્યાં દાન આપીને, શૂળી પર ચઢાવવા માટે ખરીદાયો. કાજીના હુકમ પ્રમાણે વધસ્તંભ આગળ આણેલા તે છોકરાએ ખડખડાટ હસવા માંડ્યું. તેનું કારણ પૂછતાં રાજાને તેણે કહ્યું: 'જહાંપનાહ ! અત્યારની સ્થિતિમાં ખુદા વિના મારો કોઈ સહારો નથી. માતપિતાનો લાડ માટે બાળક ઝંખે છે. પ્રજા ઝંખે છે કે ન્યાયાધીશ પ્રજાની હાડમારીઓ દૂર કરશે. ને, અંતે કાજી નહીં તો ખુદ રાજા તો ન્યાય આપશે જ. પરંતુ મારાં બાપે ધનને લોભે તેના એકના એક દિકરાને વેચી દીધો છે. હાડમારી દૂર કરવાને બદલે કાજીએ મારો વધ કરવાનો હુકમ કર્યો છે ને બાદશાહ સલામત મારા મૃત્યુમાં જ પોતાની જિંદગીની સલામતી જુએ છે. આવી કની દુનિયાને હું હસું નહીં તો શું કરું ? 'જે પોષે તે મારે, જે રક્ષણ કરે તે જ જો ભક્ષણ ઇચ્છે, ત્યારે હું બીજું કરું ય શું ?'

રાજાની આંખો ઉઘડી. બાળકને જાતજાતની ભેટ આપી સહીસલામત રવાના કર્યો. કહે છે કે તે પછી રાજાનું દરદ મટી ગયું.

# શ્રીગુરુચરણ મહિમા

સંપાદક:
શ્રી હેમંતકુમાર નીલકંઠ

જરા સ્વસ્થ ચિત્તે વિચારીએ છીએ તો લાગે છે કે 'ચરણસ્પર્શ,' 'ચરણવંદના,' 'પગે પડવું,' 'સાષ્ટાંગનમસ્કાર' વગેરે પુરાણકાલ પ્રચલિત શબ્દગુચ્છો પાછળની સાચી ભાવના આપણે સમજ્યા જ નથી. ચરણકમળમાં નમન કરવાનો જ્ઞાનયુક્ત ને ભક્તિપૂર્વકનો જીવંત ખ્યાલ આજે સમાજમાં ભાગ્યે જ દષ્ટિગોચર થાય છે. નરી જડતા ને 'ગતાનુગતિ' ભવ માત્ર દેખાય છે. આ દિશામાં પંથ ભૂલેલા આપણ સહુને સન્માર્ગે વાળે એવી સુંદર અને સરળ રીતે, છતાં ખૂબ નમ્રતાથી અહીં માર્ગદર્શન કરાવવ માં આવ્યું છે. પ્રસિદ્ધિ અને પ્રશંસાથી દૂર રહેવા ઇચ્છતા ગુજરાતના એક સંત અને ભક્તનો આ પત્ર સૌને ઉપયોગી થશે.

શ્રીગુરુચરણ, શ્રીભગવાનના ચરણકમળનો મહિમા-ભક્તિમાં અનેકગણો ગવાયેલો છે. ચરણ એટલે ગતિ પ્રેગવનાર, ગતિ પ્રેરક, સાધકને ધ્યેયને માર્ગે લઈ જનાર. ચરણમાં સ્થિતિસ્થાપકતા પણ છે, ગતિ પણ છે ને ઊર્ધ્વપણું પણ છે તેથી તેમાં ત્રણે ગુણનો સમાવેશ પણ છે, ને તેનાથી યે તે પર પણ છે.

ચરણ જેને તેને સ્પર્શે છે. વળી તે સ્પર્શ કરનારી વસ્તુ ઉપર ટકતા હોવા છતાં તેનામાં જ તે જડાઈને રહેલા નથી. જેને જેને સ્પર્શે તેને તે ઓળખી લે, પણ તે તન્મય થઈ જતા નથી, એને પાર કરે છે; એના ઉપર તે રહે છે. જેના પર થઈને જાય તેના ગુણદોષને એ પિછાને ખરા, પણ તે મનમાં કદી પણ સંગ્રહી રાખતા નથી.

ચરણ ઉપર જ જે તે ઊભું રહી શકે છે. ચરણથી જ જ્યાંજ્યાં જવાનું હોય ત્યાં જઈ શકાય છે. ચરણ જ શરીરના આધાર રૂપે છે; છતાં પોતાની કશી જ ગણતરી ન હોય તેમ તે વર્તે છે. એ એક મહત્ત્વનું અંગ હોવા છતાં કશા જ મહત્ત્વનું જાણે ન હોય એવું લાગે છે. ચરણની ભાવનામાં જ્ઞાનભક્તિપૂર્વકની નમ્રતા રહેલી છે. તેવું આપણાથી થવાય તે કાજે પ્રતીક તરીકે આધ્યાત્મિક માર્ગમાં એની પૂજાને સ્થાન છે; પણ તે જડ તરીકે નહિ. તે નીચામાં નીચા હોવા છતાં આપણને તે જ ટટ્ટાર રાખી રખાવી શકે છે. જો તે નબળા હોય તો શરીર નબળું જ પડે. જેના ચરણ સાબદા હોય તે પણ તેવો જ હોય. ચરણની સાથે જ જે તે બધું સંકળાયેલું છે. ચરણનો મહિમા જેને સ્થૂલ અર્થમાં સમજાય તે તો ચરણને તેની યોગ્યતામાં જો રાખે તો આખાય શરીરને માનવી તેની યોગ્યતામાં રાખી શકે.

ચરણનો જ્ઞાનભાવ તો દાસાનુદાસ છે. ભક્તિભાવ પ્રમાણે પોતે નીચામાં નીચે પડે રહીને પણ ટટ્ટાર રહી શકે છે; તેવી જ્ઞાનદશામાં 'પ્રગટવા કાજેની એની એવી ધારણા છે. ચરણ વિના બીજે ક્યાંય આધાર નથી. તેમ આપણામાં યે પારકાની રજની રજ થયા વિના જીવનનું યોગ્ય થવાપણું-નીપજવાનું જ નથી. ચરણથી જ શરીરની સાર્થકતા છે. ચરણ પોતે શરીરને અદ્ધર રાખે છે તેથી તેવી જ્ઞાનભક્તિપૂર્વકની હૃદયથી નમ્રતા પ્રગટ્યા વિના જીવનવિકાસ દુર્લભ છે. ચરણનો મહિમા એટલે જીવનવિકાસ કાજેની એક પ્રાથમિક જરૂરિયાત, મુખ્ય અને મહત્ત્વના અંગ તરીકેની શરત. નમ્રતા કેળવવાનું તે પ્રત્યક્ષ પ્રતીક છે. ચરણમાં જ જે તે સમાયેલું છે. ચરણ-

ના તળિયાની ચામડી ઘણી જ બરછટ-જાડી હોવા છતાં તેમાં જે સૂક્ષ્મપણું રહેલું છે તેવું શરીરના બીજા ભાગોમાં નથી રાત્રે અંધારામાં ચાલતાં પણ પગ તળે સુંવાળું સુવાળું કંઈક આવે તો પગને એકદમ ખબર પડી જાય છે પગ તળે કશુંક દબાતું હોવા છતાં પગ એને કચડી દેતા નથી જીવનમાં જ્ઞાનભક્તિભાવે પણ એવા પ્રકારના વર્તાવની જરૂર રહ્યા કરે છે ચરણમાં બરછટપણું હોવા છતાં એના સૂક્ષ્મભાવમાં ફરક પડી શકતો નથી, એટલે કે એ પોતે જડ જેવા હોવા છતાં એના ચેતનપણામાં ફરક પડતો નથી

ચરણ ચાલે છે ત્યારે એને કંઈ ને કંઈ તો દબાવવું જ પડે છે. એ ચાલે છે ત્યારે રસ્તો કાપ્યા જ કરે છે, ને જીવનસાધનમાં પણ આમ જ બન્યા કરતું હોય છે

ચરણરજની એ રજ થયા વિના કોઈ જીવનો જ્ઞાનમાર્ગે ઉદ્ધાર નથી એમ જે કહ્યું છે એનો અર્થ સરળ અને સહેલો છે સંપૂર્ણ નિરભિમાની અને ભક્તિજ્ઞાનપૂર્વકની નમ્રતાની છેવટમાં છેવટની હદ સુધી પહોંચ્યા વિના તેની ઊંચી ગતિ થવી કદી પણ શક્ય નથી તે ઉપરાંત વળી સાચા અર્થમાં આપણે કશું જ કરતા નથી, તેમ જ આપણાથી કશું જ થઈ શકતું હોતું નથી, જે તે કર્તા હર્તા ચેતન જ છે જે કંઈ થતું કે બનતું દેખાયા કરે છે તે સઘળું ચેતન દ્વારા જ બનતું હોય છે એ ચેતનને વ્યક્ત થવાની ભૂમિકા માનવીમાંથી શુદ્ધભાવનું 'અહમ્' નષ્ટ નથી થતું ત્યાં લગી પાકી શકતી નથી એટલે માનવી સાચી રીતે તો પરમ મંગળમય ચેતન્યની રજની એ રજ નથી.

શરીરની રચનામાં અર્ધો ભાગ તો ચરણ રોકી લેતો હોય છે તે રીતે જોતાં ચરણનું મહત્ત્વ શરીરમાં જેમ છે, તેમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં ચરણ જ માનવીનું યોગ્ય સાધન છે માનવીનું મન એવું ન બને ત્યાં લગી ઊર્ધ્વગતિ શક્ય નથી મનને ઊર્ધ્વ પ્રેરાવવાને માનવીને કેવા સાધનથી ને કેવી રીતે ઊર્ધ્વ ભૂમિકાને યોગ્ય બનવાનું છે તેનો દાખલો લેવાને કાજે માનવી માટે ચરણ ઉત્તમ નમૂનો પૂરો પાડે છે.

સંત, મહાત્મા, ઉચ્ચાત્માની ચરણરજ માથે ચઢાવવાથી માનવી પાવન થાય છે એવી માન્યતા સમાજમાં પ્રચલિત છે. પરંતુ એવી રીતે ચરણરજ માથે ચઢાવવાથી જ કોઈ જીવનું કશું વળતું હોતું નથી નમવું એટલે જેને નમન કરવામાં આવે છે તેનામાંથી ગ્રહણ કરવા લાયક જે કંઈ ઉત્તમ હોય તે ગ્રહણ કે સ્વીકાર કરવાની હૃદયની ઉત્કટ ભાવનાને નમવું. નમન કરવું એ પોતાના જીવન વિકાસને અંગે છે સ્થૂળ નમવામાં કશો લાભ નથી. બલકે દંભ વધવાનો પૂરો સંભવ રહે છે જો કાર્ય પાછળ હૃદયની જીવતી જાગતી જાગૃતિપૂર્વકની ચેતના નથી તો કાર્ય માનવજીવનને કદી પણ ઊર્ધ્વ જીવનમાં લઈ જઈ શકતું નથી જે ગતિમાંથી આપણામાં જીવંત શ્રદ્ધા જન્મે ને જે ગતિમાંથી હૃદયમાં ભક્તિની પ્રેરણા જાગે ને સચરાચરમાં વ્યાપી રહેલા ચૈતન્યને અંતરના ઉમળકાથી પ્રણામ કરવાની સહજ ઊર્મિ જાગે ને એવું જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે થાય ત્યાં ત્યાં ને ત્યારે ત્યારે માત્ર શ્રીગુરુના ચરણ છે એમ અનુભવવું.

શ્રીગુરુ એટલે કંઈ શરીર નહિ તેમ તેની તેજસ્વી પ્રભા પણ નહિ પરંતુ તેના જીવનની કોઈ અલૌકિક દિવ્ય, રમ્ય ને ભવ્ય શક્તિ, શ્રીગુરુના જીવન દ્વારા ગતિમાન થઈ રહેલું ક્રિયાશીલ જીવંત દૈવત સંત મહાત્માઓને પગે લાગવાથી કશું વળે નહિ જે કર્મ કરતી વખતે સાધનાનું જીવંત જ્ઞાન નથી તે કર્મ એ કર્મ નથી, પરંતુ ઊલટી વેઠ

છે. આંધળું અનુકરણ કર્યે પણ કશું ન જ્ળે. કોઈ પણ મહાન આત્માની જગતમાંની પ્રતિષ્ઠાથી અથવા તો જગતથી અંકાયેલી પ્રતિભાથી અંજાઈ ગયે પણ જીવનનો ઉદ્ધાર નથી. પરંતુ એ સાધુ, સંત, મહાત્માઓમાં પ્રચંડ જળહળતી ચેતના જ જાગી રહેલી છે, અને તેમનામાં અથવા તેમના દ્વારા જે કંઈ નવું સર્જન કરવાને તેમનામાંનું તત્ત્વ ઇચ્છે છે તે તત્ત્વના ભાવને સાધક જો જ્ઞાનભક્તિપૂર્વકની ધારણાથી હૃદયથી આવકારવાનું કરે, એટલું જ નહિ પરંતુ એને કામે લગાડવા કરવાની કળા શીખે, તો જ આપણને કંઈ સાચું તત્ત્વ મળી શકવાનું છે. સંત, સાધુ મહાત્માઓના ચરણકમળનો મહિમા અનેક સંતભક્તોએ ગાયો છે. પણ તેનો જ્ઞાનભક્તિપૂર્વકનો જીવતો ખ્યાલ આજે સમાજમાં નથી. સમાજ આજે ચરણમાં પડે છે તો ખરો પરંતુ એની એ ટેવમાં ક્યાંયે જીવતાપણું નથી. એ તો ખાલી અજ્ઞાનભરેલી જડતા છે. એવી ટેવથી ઉદ્ધાર થવો તો ક્યાં રહ્યો પણ પતન જ થાય. સંસારવ્યવહારનાં કર્મમાં પણ જડસું માનવી તે તે કર્મનો કૈંક ખ્યાલ રાખતો હોય છે. જો તે સાચું હોય તો સાધનાના માર્ગમાં કર્મ કરતા રાખવાનો જીવંત હેતુ કેટલો બધો આગ્રહવાળો હોવો ઘટે, તે સમજી શકાય તેવું છે. સાધનામાંથી માનવીની દૃષ્ટિ શક્તિ ખીલતી જવી જોઈએ, તો જ પ્રત્યેક કર્મમાં અને પ્રત્યેક કર્મથી જીવનગતિ થવાનો પૂરતો સંભવ રહે છે.

ચરણની સેવા કે ભક્તિ આપણા જીવનમાં જીવને ગતિમાં આણવા કાજે છે. સંત, સાધુ, મહાત્માઓ સદા ચાલતા જ હોય છે, તેઓ કદી પણ સ્થિર કે સલામત સ્થિતિમાં હોતા નથી. એટલે એક રીતે તેઓ ગતિમાન ચરણરૂપે જ છે. તેઓ 'સર્વભૂતહિતેરત' છે, એવો એમનો સહજ સ્વભાવ છે, એમાં એમને કશું વિચારવાપણું રહેતું નથી. એવાં જીવતા ચરણનો આદર્શ સાધકના ખ્યાલમાં રહે એ માટે જ ગુરુચરણનો મહિમા આપણે ત્યાં ગવાયો હશે.



અમદાવાદના વિશાળ માર્ગ પર ઊભા રહી, શહેરમાં તુરતના જ આવેલા એક પ્રવાસીએ રાહદારીને પૂછ્યું: "ભાઈ, આ કયો રસ્તો છે?"

'ગાંધી રોડ.' જવાબ મળ્યો.

અમદાવાદથી એ જ પ્રવાસી આવ્યો સુરત. બસ માર્ગે આવ્યો ગામમાં ને આગળ ઊભેલા માણસને પ્રશ્ન કર્યો: 'આ કયો માર્ગ, ભાઈ?'

'મહાત્મા ગાંધી રોડ.' સુરત મ્યુનિસિપાલિટીએ પાડેલા નવા નામનો ઉલ્લેખ કરતાં માણસે જવાબ દીધો.

'હો હો હો! આ ગાંધી રોડ તે હજી કેટલોક લાંબો છે?'

'નહીં રે નહીં', આ સામે જણાતી લાલગેટ આગળ ખલાસ થાય છે.'

'શું ભાઈલા તમે શું વાત કરો છો?' પેલા નવીન પ્રવાસીએ જણાવ્યું: 'આ ગાંધી રોડ વટાવતાં મને ઓછામાં ઓછા દસ કલાક લાગ્યા છે. બપોરે બાર વાગે ગાંધીરોડથી બેઠો હતો ને અત્યારે લગભગ સાડાનવ થયા છે. તમે કોઈ અજાણ્યા લાગો છો, મિસ્ટર.'

સુરતી લાલા મરક્મરક હસતા હતા, પરંતુ પ્રવાસી તેનો ભેદ ઉકેલી શક્યો નહિ.

# સ્ત્રીનું હૃદય

શ્રીમતી બાબીબેન મૂળજી દયાળ

'માતાને ખોળે' નામની શ્રી. નાથાલાલ દવેની વાર્તામાંના તેજસ્વી પાત્ર સુરમાને નદીમાં અકસ્માતનો ભોગ બનતો અટકાવી, શ્રીમતી પૂર્ણિમા પકવાસાએ એને સવાઈ જિંદાલો બનાવી વાર્તાને નવું રૂપ આપ્યું. શ્રીમતી બાબીબહેને એ વાર્તાને આગળ લંબાવી સુરમાનું સ્ત્રીત્વ વિકસાવ્યું છે. આ વાર્તાનો હવે અહીં અંત આવે છે.

'જો તુમ તોડો પિયા, મૈં નહીં તોડું' દિબરૂ ગામ તરફ હંકારી જતી હોડીમાં બેઠેલા રાખાલને કાને જેમ-જેમ ઉપરના ગીતની પંક્તિઓ અથડાતી હતી તેમતેમ એના હૃદયના ધબકારા વધતા જતા હતા. એના – રોમેરોમમાં 'સુરમા' 'સુરમા'નો જાણે ધ્વનિ જાગી ઊઠ્યો. ત્યાં તો એ ગીત આગળ વધ્યું: 'જો તુમ તોડો પિયા, પર મૈં નહીં તોડું તુમ તોડો તો મૈં આકે જોડું, મૈં આકે જોડું ...મૈં આકે જોડું.' આ છેલ્લી પંક્તિઓ ગાનાર ખૂબ લહેકાથી અને દર્દભરી રીતે ગાઈ રહ્યો હતો. રાખાલ એ સાંભળી ન શક્યો. એની આંખે અંધારાં આવ્યાં, અને પોતાના બંને હાથે એણે આંખો દાબી દીધી. એનાં નેત્રોમાં જાણે અચાનક પ્રકાશ પથરાયો.

સાક્ષાત્ સુરમા જાણે સામે આવી ઊભી છે; અને મંજુલ સ્વરે એ ગાઈ રહી છે: 'જો તુમ તોડો પિયા મૈં નહિ તોડું; જો તુમ તોડો તો મૈં જોડું.' પ્રેમની મૂર્તિ સુરમા, ઘડીકમાં જાણે એની સામે મૃદુ હાસ્ય કરી રહી છે, તો ઘડીકમાં દયામણી રીતે એને વિનવી રહી છે.

રાખાલ પોતે જો કે સુરમાથી દુભાયેલો છે, છતાં સુરમા એને પ્રાણથી પણ અધિક પ્રિય છે. સુંદર ને સુકોમળ છતાં બહાદુર સુરમા એના હૃદયની રાણી છે. રાખાલ તંદ્રામાં ડૂબી ગયો: 'જો તુમ તોડો પિયા મૈં નહિ તોડું, તુમ તોડો તો મૈં જોડું,' ગાતી સુરમા શું એવી હતી? આ જીવનમાં તો શું પણ જન્મોજન્મની સુરમા એની જીવનસંગિની હોય એમ એને ભાસ્યું. એના રુક્ષ અને કરમાયેલા મુખ પર આનંદની એક રમ્ય લહરી દોડી ગઈ. એટલામાં કાને શબ્દો અથડાયા: 'અરે સરખો બેસ, નહિ તો ક્યાંક નદીમાં ગબડી પડશે.' કઠોર અને કર્કશ વાણીથી રાખાલ જાગી ઊઠ્યો. એનું સ્વપ્ન સરી ગયું, ફાટી આંખે એ બ્રહ્મપુત્રા નદી સામે જોઈ રહ્યો. હલેસાં મારનાર ખલાસી જાણે એના સ્વપ્નાને ય હલેસાં મારીને નદીમાં આઘે ને આઘે ધકેલી દેતો એને લાગ્યો. રાખાલને ફરી ચક્કર આવ્યાં અને એ ચાલતી હોડીમાં જ ઢળી પડ્યો.

સુરમાએ તાળીઓના ગડગડાટ વચ્ચે એનું વ્યાખ્યાન પૂરું કર્યું. ન જાણે એનામાં આટલી વક્તૃત્વશક્તિ ક્યાંથી આવી હતી? હવે એ પોતાની જાતને તો સાવ જ ભૂલી ગઈ છે, યંત્રવત્ એ વ્યાસમંચ ઉપરથી નીચે ઊતરી અને ઘર તરફ પાછી ફરી રસ્તામાં એના કાને અનેક પ્રકારના શબ્દો અથડાયા. બધા કહે છે, 'કમાલ કરી, શી પ્રતિભા છે! અરે એ તો જલતી આગ છે. લોકો કહે છે એ સાચું જ છે કે આ તો મહાશક્તિનો અવતાર છે અને જ્યારે એ ખરા સ્વરૂપે પ્રગટે છે

ત્યારે ભલભલાનાં પાણી ઉતારે છે. સાવાર્ડી ઝિંદાલોએ તો ખરેખર જાણે મડદાંઓમાં પ્રાણ ફૂંક્યા છે. શું લોકો ઊમટ્યાં છે! પણ ક્યાંથી આવી હશે? કોણ હશે? પરણેલી હશે?' એવા તરેહવાર પ્રશ્નો એકબીજાને લોકો પૂછે છે. કશા પર ધ્યાન આપ્યા વગર જ સુરમા ધીમે પગલે એના ઘર તરફ વળી રહી છે. ત્યાં આ શું થયું? એ ઊભી કેમ રહી ગઈ? પાછળથી પેલું 'મા, મા, તું મને મૂકીને ક્યાં જાય છે?' કરતું રડતું કયું બાળક આવ્યું અને સુરમાને બાઝી પડ્યું? સુરમા અટકી ગઈ, અને એ બાળકને જોઈ રહી. પોતાની સાચી; માથી વિખૂટું પડેલું એ કોઈ સુંદર બાળક હતું. એની કાળીકાળી, મોટીમોટી આંખોમાંથી દડદડ આંસુ વહ્યાં જતાં હતાં. માથી છૂટા પડી જવાની બીકથી એ થરથર કાંપતું હતું. સુરમાએ એને તેડી લીધું અને છાતી સરસું ચાંપી શાંત પાડવાનો પ્રયત્ન કર્યો. કોમળ બાળકના મૃદુ સ્પર્શથી સુરમાએ રોમાંચ અનુભવ્યો. કોઈ અદશ્ય સુખ એ અનુભવતી હોય એમ એને લાગ્યું. થોડીવારે બાળકે પૂછ્યું, 'તમે કોણ છો? મારી બા ક્યાં છે? તમે મને મારી બા પાસે લઈ જશો?' કાલી કાલી વાણીમાં બોલતાં બાળકે પોતાની માનું નામ સુરમાને કહ્યું. સુરમા એને ઓળખતી હતી. બાળકને લઈ જઈને તેની માને સોંપ્યું. પણ બાળકને અને સુરમાને હવે માયા બંધાઈ હતી. એ બાળક હમેશાં સુરમા પાસે રમવા આવતું અને એને 'માસી, માસી' કહી પજવતું. એના ઘરની શેરીનું જ એ એક બાળક હતું.

આ નાના પ્રસંગે સુરમામાં નવો ધ્વનિ પ્રગટાવ્યો. જે પળથી આ બાળકે સુરમાને 'મા, મા' કહીને સંબોધી અને તેને ભેટી પડ્યું તે પળથી જ સુરમાના અંતરમાં છાની ઝંખના જાગી ઊઠી. પોતે એક એવા જ સુંદર બાળકની માતા હોય અને એ રમાડે, બચ્ચીઓ ભરે, લાડ લડાવે, એને છાતી સરસો ચાંપી અને પડખામાં લઈ સૂઈ રહે આવા આવા વિચારો સુરમાને આખો દિવસ આવ્યા કરતા. પછી તો કેટલીયે વાર રાતના સ્વપ્નમાં તે એક સુંદર બાળકની માતા બની તેને રમાડતી, એના સુંદર મુખડા તરફ અનિમેષ નયને જોઈ રહેતી. એના મૃદુ હાસ્યથી સુરમાનું મન આનંદથી થનગની ઊઠતું; પણ જ્યારે એની આંખ ઊઘડતી ત્યારે એનું સ્વપ્નું ઊડી જતું. સુરમાને ત્યારે થતું કે એ આજે બાળક-વિહોણી છે અને બાળક-વિહોણી રહેવા સરજાઈ છે. પોતે હવે શું કોઈ કાળે બાળકની માતા નહિ જ બની શકે! આવા આવા વિચારોને ચકડોળે એ ચઢી જતી. એ કલ્પતી કે ભુવનમોહન બાબુની પધરામણી જો ત્રિબરૂ ગામમાં ન થઈ હોત તો એનું જીવન કદાચ જુદી જ દિશામાં વહ્યું હોત.

દિવસો જવા લાગ્યા અને માતૃત્વની ભાવનાનું બળ સુરમાના દિલમાં વધવા લાગ્યું. પછી તો એ જાગૃત હોય ત્યારે કે પોતાના કાર્યમાં રોકાયેલી હોય ત્યારે, પણ એનું હૈયું હાથમાં જ ન રહેતું. વાછરડાંને ચાટતી ગાય, પોતાનાં નાનકડાં બચ્ચાંને દૂધ પાતી બકરી, કણ કણ એકઠા કરી બચ્ચાંની ચાંચમાં મૂકતી મધી અને ચીં ચીં કરતાં બચ્ચાંઓની વચ્ચે બેઠેલી ચકલીઓને જોઈ એ છળી ઊઠતી. કોઈ એક ધાવણા બાળકના રતુંબડા હાથ-પગ પર જ્યારે એની દૃષ્ટિ પડતી ત્યારે એને ઉપાડીને છાતી સરસો દાબવાની એક તીવ્ર લાગણી એને થઈ આવતી.

સુરમાએ ઉપાડેલાં કાર્યો તો હવે આગળ વધ્યે જતાં હતાં પોતાનું મન પરોવી એ બધાં કાર્યો કરતી, પણ તેમાંથી જરાક જેટલી પણ નવરાશ એને મળતી કે ઉપર જણાવેલું કોઈક દશ્ય એની નજરે ચડતું.

અને ફરીથી એ સનમૂન બની જતી.

દિવસો તો આમ ને આમ વહી જતા હતા. સુરમાએ ઉપાડેલું ગણી જિંદગીઓનું કાર્ય હવે ખૂબ આગળ વધ્યું હતું. સ્વયંસેવકોની એક નાની એવી સેના હવે તૈયાર થઈ ગઈ હતી. એ સેના કસાયેલી અને વ્યવસ્થિત હતી. આ સ્વયંસેવકોની ટુકડીઓ આજુબાજુના ગામડાઓમાં જતી અને ત્યાંના લોકોને ધાડપાડુઓ તથા વાઘ, દીપડા વગેરેના ભયંકર ત્રાસથી બચાવતી કોઈ કોઈ વાર ગામડાઓમાં રોગચાળો ફાટી નીકળતો ત્યારે માંદાઓ માટે જરૂરી દવાઓ લઈને અનેક સ્વયંસેવકો સેવા કરવા ઊપડી જતા સુરમાની સેવા આમ અખંડ ચાલ્યા કરતી હતી.

અને આ બાજુ, રાખાલ દિમરૂ ગામે જઈ પહોંચે છે એ હવે આગળનો રાખાલ નથી રહ્યો સુરમાને એણે કરેલા અન્યાયના ડંખથી એનું આખું જીવન જ હવે પલટાઈ ગયું છે એને લાગે છે કે સુરમાનો પતિ થવા એ લાયક નહોતો સુરમા જેવી સ્ત્રી એની પત્ની હોય જ કઈ રીતે શકે! ભૂતકાળને સંભારતો સંભારતો અને સુરમાને યાદ કરતો કરતો હવે એ આંસુ સારે છે સુરમાવગરનું એનું જીવન હવે એને અકારું થઈ ગયું છે. અને છતાં દૂરદૂર રહીને સુરમાનાં કાર્યોમાં સહાયતા કરવાનો એણે દૃઢ સંકલ્પ કર્યો, અને દિમરૂ ગામમાં એણે પોતાના કાર્યનો આરંભ કર્યો

શિયાળાની આજે એક અંધારી ઘોર રાત છે. હિમ જેવો ઠંડો પવન વાઈ રહ્યો છે ટાઢથી થરથરતાં પશુપક્ષીઓ પોતપોતાને સ્થાને ભરાઈ બેઠાં છે સુરમા એક ખાટલામાં ગાઢ નિદ્રામાં પડી છે એની ઓરડીના ગોખલામાં મૂકેલો દીવો ટમટમ બળે છે સુરમા સ્વપ્નોમાં કંઈક લવી રહી છે, ત્યાં એક સ્વયંસેવક, દોડતો દોડતો આવે છે અને સુરમાને જગાડે છે. "બા, ઊઠો, ઊઠો; દિમરૂ ગામમાં મોટી ધાડ પડી છે. ધાડપાડુઓએ ગામમાંનું એકેય ઘર કે ઝૂંપડું સલામત રહેવા નથી દીધું. કહે છે કે લોકોએ તેમનો બહાદુરીથી સામનો કર્યો છે, અને રાખાલ નામના માણસે તેની આગેવાની લીધી છે, પણ તે પણ ઘવાયો છે. હવે લોકોની હિંમત તૂટી ગઈ છે. આપણે હવે ત્યાં તરત પહોંચવું જોઈએ તમારી આજ્ઞા હોય તો અમે બધા તૈયાર જ છીએ.'

સુરમા જાગી ઊઠી આખી વાત એણે સાંભળી લીધી. 'રાખાલ ઘવાયો છે' એ સાંભળતાં એ ધ્રૂજી ઊઠી. એને એ પળે નજર સામે પેલું ઘર દેખાયું જાણે રાખાલ ઘરની પરસાળમાં ટૂંટિયું વાળીને પડ્યો છે. એના માથામાંથી લોહી વહી જાય છે રાખાલ બેશુદ્ધિમાં બકે છે: 'સુરમા! સુરમા! તું ક્યાં છે? તું દૂર કેમ ઊભી છે? મારી પાસે કેમ નથી આવતી? એકવાર તો આવ!' કલ્પનાના શબ્દો એના કાનમાં ગુંજી ઊઠ્યા. સુરમા સફાળી ઊભી થઈ. ખીંટીએ મૂકેલું તીરકામઠું અને કટાર લીધાં ભરઊંઘમાં સૂતેલી પોતાની માને નમન કરી તે ચાલી નીકળી. સ્વયંસેવકને આજ્ઞા કરી: 'ચાલો, એક પળનો પણ વિલંબ હવે આપણાથી ન થઈ શકે.'

સુરમા દિમરૂ ગામે આવી પહોંચી છે. બપોર થઈ ગયાં છે, ગામ તદ્દન વેરાન થઈ ગયું છે કેટલાંક ઝૂંપડાં હજી બળી રહ્યાં છે. ઘરની ઘરવખરી વેરણછેરણ થઈ જ્યાંત્યાં પડી છે કોઈ સ્થળેથી રડવાનો અવાજ, કોઈક જગ્યાએથી ઘાયલ થયેલાંનો આર્તનાદ સંભળાઈ રહ્યો છે. સ્વયંસેવકો ચાર ચારની ટુકડીમાં વહેંચાઈ ગયા છે અને લોકોની સારવારમાં મંડી પડ્યા છે. સ્વયંસેવકો

આવતાં જ ધાડપાડુઓ પલાયન થઈ ગયા છે.

" સુરમા રાખાલના ઘર તરફ વળી અને પરસાળમાં જઈને ઊભી રહી. ત્યાં એણે જે જોયું તેથી એને તમ્મર આવ્યાં. જે દૃશ્ય એની કલ્પનામાં દેખાયું હતું તેજ પ્રમાણે રાખાલ પરસાળના એક ખૂણામાં પડ્યો છે. એના માથામાંથી હજી પણ લોહી વહી રહ્યું છે. રાખાલને આ દશામાં જોઈ સુરમા એની પાસે દોડી ગઈ. એનું મસ્તક પોતાના ખોળામાં લઈને, સાથે આવેલા સેવકોની સહાયતાથી, રાખાલની માવજત કરવા લાગી. રાખાલ ત્યારે તદ્દન બેશુદ્ધ હતો.

રાત એમ ને એમ પસાર થઈ ગઈ. સૂર્યોદય થવાને થોડીક જ વાર છે. પક્ષીઓના કિલકિલાટથી વનરાજી ગાજી ઊઠી છે. આખી રાત રાખાલનું મસ્તક ખોળામાં લઈને સુરમા બેસી રહી. એના નેત્રોમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં. જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતા રાખાલના આયુષ્ય માટે, એ ગદ્‌ગદ કંઠે પ્રભુની પ્રાર્થના કરી રહી. એને ઈશ્વર પર પૂર્ણ શ્રદ્ધા હતી. એ બાળક હતી, ત્યારથી એની માએ એને અનેકવાર કહેલું, 'બેટા, ઈશ્વર તો સર્વવ્યાપી છે. એને તું જ્યારે પણ સાચા મનથી સંભારશે ત્યારે એ જરૂર તારી વહારે ધાશે. તું એના ઉપર શ્રદ્ધા રાખજે ને એ તને કદી યે છેહ નહીં દે.' જ્યારે જમીનદાર બાબુએ એને તેડાવી હતી અને રાત્રિ વેળાએ પોતે એક નિઃસહાય બકરીની જેમ વાઘના પાંજરામાં પુરાઈ હતી, ત્યારે એને કોણે હિંમત આપી હતી? કોની તાકાતથી એણે ભુવનમોહનનો સામનો કર્યો હતો, અને અણીશુદ્ધ પવિત્ર રહી શકી હતી? ઘરના લોકોએ પાપી ભાવનાથી ભાંગેલી હોડીમાં પિયર ધકેલી દીધી ત્યારે પણ નદીમાં એ ડૂબી ન ગઈ તે પ્રતાપ પણ બીજા કોનો હતો?

આજે ફરીથી ઈશ્વરના ચરણોમાં નતમસ્તકે એ પ્રાર્થના કરે છે: 'ઈશ્વર જરૂર મારા રાખાલને જિવાડશે. ફરી પાછો રાખાલ મહેસૂલ ઉઘરાવશે અને ખેતર ખેડશે, ઢોરઢાંખર ચારશે. હા, પણ સુરમા, સુરમા! તું ત્યારે શું કરશે?' વિચારોના વમળમાં સુરમા પોતે જ અટવાઈ ગઈ. સુરમા! તું પાછી તારે પિયર જશે? તારા ઉપાડેલાં કાર્યોમાં ફરી પાછી ડૂબી જશે? રાખાલ સાથે હવે નહિ રહે? અચાનક એના હૃદયમાં ઝબકારો થયો. એ પ્રકાશમાં એણે જોયું તો જૂનો રાખાલ હવે નહોતો. સુરમાનું મન બોલ્યું: 'રાખાલને છોડવાની હવે શી જરૂર?'

પણ તરત જ મન પાછું પડ્યું ને કલ્પનાએ ચડ્યું: 'રાખાલ જ્યારે શુદ્ધિમાં આવશે ને આંખો ઉઘાડશે ત્યારે મને આવી રીતે બેઠેલી જોઈને એ શું ધારશે? કદાચિત્ મારા અપવિત્ર માનેલા સ્પર્શથી એ ઘૃણા કરી એકાએક બેઠો થઈ જશે, અને જૂના ક્રોધમાં ને ક્રોધમાં મને કહેશે: 'ચાલી જા' તો મારું શું થશે?'

સુરમા વધુ વિચારી ના શકી. થાક, ઉજાગરા ને નિરાશાથી એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. એ કશો જ નિર્ણય કરી શકી નહિ. એવામાં અચાનક પાછળથી કોઈ ચોથરા સાદે બોલ્યું: 'સુરમા ભાભી, સુરમા ભાભી, તમે ક્યાંથી આવ્યાં?' સુરમાએ સાદ પારખ્યો. એ કાનાઈનો અવાજ હતો. શું હજી પણ એ લુચ્ચો, ખંધો કાનાઈ એની પાછળ પડ્યો છે? એ વિચારમાત્રથી સુરમા કંપી ઊઠી. એણે ધીરે રહીને રાખાલનું મસ્તક નીચે મૂક્યું. પ્રેમ અને કરુણાભરી નજર નાખી પરસાળના બીજે બારણેથી કૂદતી એ બહાર નીકળી પડી.

મોટાંમોટાં ડગ ભરતી સુરમા હવે પોતાના પિયરના ગામ ભણી જવા નદી તરફ વળી.

એણે જોયું કે કાનાઈ એની પાછળ હતો. એ, ખોડંગતો, ખોડંગતો આવી રહ્યો હતો. ધાડપાડુઓની ઝપાઝપીમાં એ પણ ઘવાયો હતો. એથી તે ચાલી શકતો નહોતો. આમ હોવાથી પણ શા માટે એણે સુરમાની પીઠ પકડી છે? શું એમ કરવાની એને પેલા જમીનદાર બાબુની આજ્ઞા હશે?

'સુરમા ભાભી! સુરમા ભાભી, ઊભાં રહો. ચાલ્યાં ન જાઓ. તમે હવે હિમરૂગામ મૂકીને નહીં જઈ શકો. જરા ઊભાં રહો. મારું સાંભળો.' એવાં અનેક અસ્પષ્ટ વાક્યો સુરમાને કાને પડતાં રહ્યાં. પણ પાછું ફરીને જોવાની કે કાનાઈને ઉત્તર આપવાની સુરમાને હવે ઇચ્છા જ નહોતી. હવે એ વગર થંભ્યે આગળ ને આગળ ધપ્યે જતી હતી.

ગામનું નાકું પૂરું કરી જ્યાં એ આગળ વધે છે ત્યાં તો માણસોનો કોલાહલ સંભળાયો અને પચીસેક માણસોનું ટોળું એની સામે આવી ઊભું રહ્યું. એની વચમાં હતા ભુવનમોહન બાબુ. સુરમાએ બાબુજીને જોયા અને ત્યાં જ અટકી તે ઊભી રહી. ભુવનમોહનની આંગળીએ એમનો ત્રણેક વર્ષનો દીકરો હતો, તે આશ્ચર્યથી સુરમા સામે જોઈ રહ્યો હતો.

જમીનદાર બાબુની નજર સુરમા પર પડી: 'સુરમા! સુરમા દીકરી! તમે અહીં ક્યાંથી? હે પ્રભુ! તું ખરેખર દયાળુ છે. અરે સુરમા! તમે તે દિવસે બ્રહ્મપુત્રામાં ડૂબી ગયાં હોત તો હું કયે ભવે છૂટત! ઈશ્વરે જ મારી લાજ રાખી છે' કહેતાંક ભુવનમોહન, સુરમા પાસે આવીને ઊભા રહ્યા. સુરમાએ બાબુજીને નમન કર્યું અને ખચકૂ થઈ રહી ત્યાં તો પાછળથી કાનાઈ પણ આવી પહોંચ્યો. એણે હિમરૂ ગામમાં પડેલી ધાડ, રાખાલે બતાવેલી બહાદુરી, રાખાલનું સખત રીતે ઘાયલ થવું. સ્વયંસેવકો સાથે ગામની કુમકે આવી પહોંચેલી સુરમા અને ધાડપાડુઓનું નાસી જવું, વગેરે બધી વાતો જમીનદારને સંભળાવી. એ સાંભળી ભુવનમોહન હર્ષથી બોલી ઊઠ્યા: 'શાબાશ! સુરમા, શાબાશ! તમે અને રાખાલે તો આખા હિમરૂને બચાવ્યું.' જો, તમે તમારી સ્વયંસેવકોની ટુકડી સાથે આવી ન ચડત તો આ હિમરૂનો સંપૂર્ણ નાશ થઈ જાત. ઈશ્વર, તારી લીલા અજબ છે. સુરમાબહેન! હવે તમે ક્યાં જાઓ છો? તમારાથી હવે હિમરૂ ગામને છોડીને નહિ જઈ શકાય, તમે હવે હિમરૂ ગામનાં જન્મદાત્રી થયાં. રાખાલ, હવે જાણે પહેલાંનો રાખાલ જ નથી! એ તમારા માટે કેટલો ઝૂરે છે, એ તમે જાણો છો? અને તમારાં સાસુ! એ કાનાઈ સાથે મારે ત્યાં આવ્યાં હતાં અને મને હાથ જોડી તે કંઈ વિનવે! કંઈ વિનવે! મને કહે કે તમે ગમે તેમ કરીને પણ સુરમાને પાછી અહીં તેડાવો, ને મેં એમને શું કહ્યું કહું! મેં કહેલું કે હવે મારાથી શું થાય! હવે થોડા જ સુરમા અહીં આવશે!

પણ આજે અમારાં ભાગ્ય જાગ્યાં કે તમે અહીં આવી ગયાં. ચાલો, હવે વધારે વિચાર ન કરો, હું તમને આખી વાત માંડીને કહું' ભુવનમોહન બાબુ એકધારું બોલ્યા જ જતા હતા.

'સુરમા! સુરમા! શા વિચાર કરો છો? ચાલો હવે તો બહુ મોડું થાય છે.' ફરી જમીનદાર બાબુ બોલ્યા. 'તમારાં સાસુ, રાખાલની મા, જીવનના, છેલ્લા શ્વાસ લઈ રહ્યાં છે.' ટોળામાંથી આગળ ધસી આવી કાનાઈ બોલ્યો. સુરમાએ તરત પૂછ્યું 'ક્યાં છે, સાસુમા? તમે ખરું કહો છો? શું સાચે જ મને સાસુમા બોલાવે છે?' કાનાઈએ કહ્યું: 'સુરમા ભાભી, વખત ગુમાવવો યોગ્ય નથી. તમારાં સાસુ તો હવે ઘડીપળ છે. માટે તમે વહેલાં ચાલો, એ તમને ખૂબ સંભારે છે.' સુરમાને થયું કે ગમે તેવી તો યે એની

સાસુ હતી, એણે જ ઘરમાંથી ખૂરા હાલે કાઢી મૂકી હતી; છતાં પણ ફરજ બજાવવી જ રહી, પોતે કાનાઈ સાથે જવું જ જોઈએ.

સુરમા જાય છે. સાથે જમીનદાર, બાબુ પણ આવે છે. સાસુ ખાટલામાં પડી છે. સસરાજી અને ફઈબા પાસે ઊભાં છે. સુરમા સાસુ પાસે ગઈ, સાસુ એને ફાટી આંખે જોઈ રહી. એની આંખોમાંથી દડદડ આંસુ ટપકી પડ્યાં. એણે સુરમાને પાસે બોલાવી, માથે હાથ ફેરવી કહ્યું : 'બેટા, મને ક્ષમા કર. અમે બધાંએ તારા પર બહુ અન્યાય કર્યો. સુરમા દીકરી, હવે તો હું આ જગતમાંથી વિદાય લઉં છું. તું મને કહે કે તેં મને ક્ષમા આપી છે. મારો રાખાલ પણ કોણ જાણે બચશે કે નહીં, એની સંભાળ હવે તું રાખજે. હું જાઉં છું. મારા રાખાલને હું તને સોંપતી જાઉં છું.' સુરમા કાંઈ ઉત્તર આપે તે પહેલાં તો એની સાસુએ આંખ ફેરવી નાખી.

સુરમાની સાસુના સ્વર્ગવાસને આજે પાંચ દિવસ વીતી ગયા હતા. સુરમાએ રાખાલની કાળજીભરી માવજત કરી હતી. આજે પાંચમે દહાડે રાખાલ શુદ્ધિમાં આવ્યો તો. રાખાલે જ્યારે આંખ ઉઘાડી ત્યારે સુરમા એના માથાના ઘા પર પાટો બાંધતી હતી. રાખાલ, આશ્ચર્યભર્યાં નયને સુરમાને જોઈ રહ્યો, સુરમા પાછી આવી છે. અને એની સેવા કરે છે, એ વસ્તુ એના અશક્ત અને નબળા મગજમાં ઊતરતી નહોતી. એટલીવારમાં સુરમાએ પૂછ્યું 'હવે કેમ લાગે છે? પાણી પીવું છે?' રાખાલને હવે ખાતરી થઈ કે હવે સુરમા ખરેખર એની પાસે છે. રાખાલની આંખો આનંદાશ્રુથી ભરાઈ આવી. એણે હાથ જોડી પ્રભુનો પાડ માન્યો અને પછી કહ્યું, 'સુરમા, તું અહીં આવી છે? હું તને કેટલો ઝંખતો હતો? મેં તને ખૂબ દુઃખ દીધું છે, તું મને ક્ષમા કરશે? હવે તો તું અહીં જ રહીશને? મને મૂકીને ચાલી તો નહીં જાયને?'

સુરમા કશું બોલી શકી નહીં. સુરમાએ જ્યારથી આ ઘરમાં પગ મૂક્યો હતો ત્યારથી જ એના હૃદયમાં તુમુલ યુદ્ધ જાગ્યું હતું. એક તરફ એણે ઉપાડેલું રાણી ઝિંદાદેવીનું કાર્ય અને બીજી તરફથી એની કુટુંબીજનો પ્રત્યેની ફરજ—આ બે ફરજોમાંથી એકની પસંદગી કરવી સુરમા માટે અત્યંત કઠણ હતી. એને રાખાલ માટે અનહદ પ્રેમ હતો. રાખાલનાં સુખદુઃખની ભાગીદાર થઈ પોતાના જીવનને સાર્થક કરવાનાં સ્વપ્ન પણ એણે ભૂતકાળમાં સેવ્યાં હતાં, તેમ રાણી ઝિંદાદેવીનું કાર્ય પાર ઉતારવાનું પણ એણે વ્રત લીધું હતું.

રાખાલે ફરી એને બોલાવી : 'સુરમા, સુરમા, શો વિચાર કરે છે? હવે હું તને આ ચાર દીવાલોમાં પૂરી રાખવા નથી માગતો. તેં જે સેવાનું કાર્ય ઉપાડ્યું છે તેમાં સાથ આપવાનો મેં ક્યારનો ય નિશ્ચય કર્યો છે. હું તારો હંમેશનો સાથી બનીને રહીશ. તારાં કાર્યો એ મારાં કાર્યો સમજી ઉપાડી લઈશ; તું મને મૂકીને ચાલી ન જતી. સુરમા, તું મારું સાંભળે છે કે? હું ખરું જ કહું છું. હવે હું અગાઉનો રાખાલ નથી રહ્યો. તું મારા પર વિશ્વાસ રાખ, હું સાથે જ તને મદદ કરીશ અને કદીયે નહીં તરછોડું.' રાખાલ એકધારું બોલ્યા જ કરતો હતો. સુરમાએ જોયું કે રાખાલ પોતાના ખરા અંતઃકરણથી બનેલા બનાવો માટે પશ્ચાત્તાપ કરે છે અને એટલું જ નહીં પણ હવે એ સુરમાના કાર્યમાં ભાગીદાર બની દેશસેવા માટે પણ તત્પર છે.

સુરમાને હવે વધુ વિચારવાની જરૂર ન રહી. એણે રાખાલ તરફ પ્રેમ અને કરુણાભરી દૃષ્ટિએ જોયું અને પોતાનો જમણો હાથ

# કૃત્રિમ કપડાં

શ્રી. મહેશચંદ્ર દિનકરરાય વૈષ્ણવ
બી. એસ સી. (ઓનર્સ), ડી. સી ટી. (વડોદરા)

માનવી પોતાની બુદ્ધિને ક્યાં સુધી ખીલવી શકે છે તેનું માપ આધુનિક વિજ્ઞાન બરાબર દેખાડે છે. કૃત્રિમ સાધનો દ્વારા વરસાદ લાવી શકાય છે, માનવામાં ન આવે તેવી અદ્‌ભુત રીતે પેટ ને હાથ ઉપર શસ્ત્રક્રિયા થાય છે, કુદરતી આફતરૂપે આવેલી કોઈ એક અતિમહાન આંધીની માફક એક જ અણુબોમ્બ લાખો માનવીઓ ને માલમિલકતો તારાજ કરી નાખે છે એ જ વિજ્ઞાને ગયા બીજા વિશ્વયુદ્ધમાં રશિયન મોરચે ઘવાયેલા ને મૃત્યુના મુખ સુધી ધકેલાઈ ગયેલા સૈનિકોને જિવાડ્યા છે. મરેલા અવતરેલા બાળકોને જીવતા કરવામાં અમેરિકાને કેટલીક અંશે સફળતા મળી છે. બિલકુલ અતિશયોક્તિ વિના કહી શકાય કે એક નવો પ્રાણ મૂકવા સિવાય વિજ્ઞાનની મદદથી આ જીવનમાં આજે તો સર્વ કંઈ થઈ શકે છે. કૃત્રિમ રંગો કે મધ બનાવવાના કે કૃત્રિમ રૂ, ઊન કે રેશમી કપડા બનાવવાની વાત તો વિજ્ઞાનની સિદ્ધિઓના આ પ્રમાણમાં નાની જ કહેવાય, છતાં કૃત્રિમ કપડાં બનાવવાની આ શોધ, પ્રમાણમાં આશ્ચર્યકારક તો છે. આ દિશામાં થયેલો વિજ્ઞાનનો વિજય આ લેખનો વિષય છે.

મનુષ્યની રોજિંદી વસ્તુઓ પૃથ્વીને આભારી છે. ખોરાક, કપડાં તથા અન્ય મોજશોખની વસ્તુઓ—એ સર્વનું મૂળ તો પૃથ્વી પર ઊગતી વનસ્પતિ જ છે. પ્રાચીન સમયમાં 'વધુ અનાજ ઉગાડો'નાં ચોપાનિયાં નહોતાં જોવામાં આવતાં, કારણ કે પૃથ્વી માતા આ સર્વ વસ્તુઓ જોઈતા પ્રમાણમાં બક્ષતી હતી. રૂના સફેદ તંતુઓની પૂણી બનાવી તેને કાંતવામાં ને વણવામાં આવતી. વખત જતો ગયો તેમ તેમ સુતરાઉ કપડાં માટે માગણી વધતી ગઈ અને નકામી પડેલી જમીનનો કબજો કપાસના છોડે લીધો અને રૂ વિશેષ ઊગવા માંડ્યું.

કપાસના છોડ પહેલાં કદાચ ગળી ને હળદર જેવા રંગના છોડ સૌ પ્રથમ શોધાયા હશે, કારણ કે પ્રાચીન ઇતિહાસમાંથી મનુષ્યના શરીરો ઉપર આ જાતના રંગોથી ચિતરામણ કર્યાના દાખલાઓ મળી આવે છે. આ જાતના રંગો સુતરાઉ કાપડ રંગવા માટે પણ વપરાતા અને તેને પરિણામે એક જમાનામાં આ જાતના છોડવાઓનો ઉછેર ઘણા પ્રમાણમાં થતો. હજારો એકર જમીન ગળી, હળદર વગેરેનાં રંગોના છોડવાઓ માટે ખેડાતી. હિંદમાં એક વખતે ગળીઉછેરનો ધંધો ઘણી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યો હતો.

વખત જતાં રસાયણશાસ્ત્રે કૃત્રિમ રંગો શોધ્યા. પ્રયોગશાળામાં ગળી તથા અન્ય પાકા ને સસ્તા રંગો બનવા લાગ્યા. વેપારી

---

રાખાલ તરફ ધર્યો; અને કહ્યું: 'તમે મને વચન આપો છો કે જીવનભર આપણે સાથી રહીને સેવા કરીએ એને સારુ તમે તૈયાર છો? સાચું કહું તો હું પણ હવે એ જ ઇચ્છું છું. મારા જીવનસાથી વિના કદાચ હું મારી નાત કોઠા સુધી હકારી જાત પણ મને તમારી ઊણપ હમેશ સાલત, અધૂરી લાગત. પ્રભુનો પાડ કે જે મારા મનમાં હતું તે તમારા મનમાં પણ વસ્યું છે લો, મને વચન આપો' અને રાખાલનો જમણો હાથ સુરમાના જમણા હાથમાં આવી પડ્યો, જાણે આજે જ હસ્તમેળાપ થયો હોય ને!

*

ક્રમે તેનું ઉત્પાદન વધ્યું. સૂતરાઉ કાપડ આ રંગોની મદદથી સહેલાઈથી ને સસ્તી રીતથી રંગવામાં આવે છે. આ જાતના કૃત્રિમ રંગો ઘણી જાતના આવે છે: જેવા કે નિમકના રંગો (અં. ડાયરેક્ટ ડાઈઝ), ગંધકના રંગો (અં. સલ્ફર ડાઈઝ), ક્ષારના રંગો, (અં. બેઝીક ડાઈઝ), તેજાબી રંગો (અં. એસિડ ડાઈઝ), ગળી ને તેની જાતના રંગો (અં. વાટ ડાઈઝ), પાણીમાં ઓગાળી શકાય તેવા ગળીની જાતના રંગો અને નેપ્થોલ્સ.* આ કૃત્રિમ રંગોની શોધથી જમીનનો ખરો ઉપયોગ સમજાયો એમ કહીએ તો ચાલે. કુદરતી રંગોની વાવણી ને ઉત્પત્તિ ઘટવા લાગ્યાં. એ ખાલી પડેલી જમીનમાં ફરી ખોરાક, માટે ઉપયોગી અનાજો વવાવા લાગ્યાં. જો કે શરૂઆતમાં કુદરતી રંગોના ધંધાદારીઓએ ખોટી જાહેરાત કરવા માંડી કે 'કૃત્રિમ રંગો કરતાં કુદરતી રંગો ચઢિયાતા છે. ઈશ્વરે પેદા કરેલી વસ્તુઓ મનુષ્યે પેદા કરેલી વસ્તુઓ કરતાં ચઢિયાતી જ હોય!' આ જાતની બુમરાણમાં તેઓએ ધર્મને પણ ઢાલરૂપ આડે ધર્યો, પણ આ ધમપછાડા વ્યવહારુ પ્રયોગોને લઈ ટકી ન શક્યો. આર્થિક તેમ જ વૈજ્ઞાનિક દૃષ્ટિએ કૃત્રિમ રંગોએ કુદરતી રંગોને બાજુએ મૂકી દીધા.

કૃત્રિમ રંગોને મળેલા આ વિજયથી રસાયણશાસ્ત્રીઓ કૃત્રિમ તંતુઓ (અં. આર્ટિફિશિયલ ફેબ્રીક્સ)ની શોધખોળ કરવા લલચાયાં. આ શોધખોળ પાછળ ઉદ્દેશ એ હતો કે આનું ઉત્પાદન ખૂબ વધે તો આ તંતુઓની, એટલે તેમાંથી વણેલાં કપડાંની કિંમત પણ મધ્યમ વર્ગના લોકોને પરવડે તેટલી થઈ શકે. ઘણા રસાયણશાસ્ત્રીઓએ આ પ્રશ્ન પર સંશોધન આદર્યાં. પ્રથમ સફળતા કાઉન્ટ કાર્ડોનેટને વરી. તેમની પોતાની રેશમના કીડા ઉછેરવાની એક સંસ્થા હતી. તેમણે પોતાનું સમગ્ર ધ્યાન કીડા પર જ કેન્દ્રિત કર્યું ને તે કોશેટો કેમ બનાવે છે તે નિહાળ્યું. અભ્યાસને અંતે માલૂમ પડ્યું કે કીડાને એક છેડે બન્ને બાજુએ ઉપર નીચે બબ્બે નળીઓ આવેલી હોય છે. આ ચારે નળી એક મુખ્ય નળીને મળે છે. આ આ મુખ્ય નળી બહાર હવામાં ઊઘડે છે. વચલી બે નળીઓમાંથી રેશમનું તત્ત્વ (અં. ફાઇબ્રોન) પ્રવાહી અવસ્થામાં નીકળે છે ને તે આજુબાજુની નળીઓમાંથી નીકળતા એક પ્રકારના ગુંદરથી મુખ્ય નળીમાં પ્રવેશતાં સંધાય છે. આ પ્રવાહી ફુવારારૂપે હવામાં છૂટે છે ત્યારે તેમાંનો પ્રવાહી અંશ હવાની ઉષ્ણતાને લઈ ઊડી જાય છે ને રેશમનો તંતુ થીજેલી ઘન અવસ્થામાં કીડાની આસપાસ કોશેટાનું રૂપ પામે છે. આ કોશેટાઓને ઉકાળી રેશમ મેળવવામાં આવે છે. કાઉન્ટસાહેબે આ ક્રિયાનું અનુસરણ કરતી નીચે વર્ણવેલી રીત પ્રમાણે કૃત્રિમ રેશમ (અં. આર્ટિફિશિયલ સિલ્ક) બનાવ્યું.

સૌથી પ્રથમ રૂમાં રહેલા સેલ્યુલોઝને (Cellulose) સુરોખારના તેજાબ (અં. નાઇટ્રિક ઍસિડ)ની મદદથી નાઇટ્રો સેલ્યુલોઝનું રૂપ આપવામાં આવે છે. આ નાઇટ્રો સેલ્યુલોઝનું સહેલાઈથી ઊડી જાય તેવા પ્રવાહી જેવા કે ઈથર, સ્પિરિટ વગેરેમાં દ્રાવણ બનાવવામાં આવે છે. ત્યાર બાદ આ દ્રાવણને પેટીમાં ભરવામાં આવે છે. અને તેને દટ્ટા વડે દબાણ આપવામાં આવે છે. પેટીની એક બાજુએ કેશનળી જેવા બારીક વીંધો હોય છે કે જેમાંથી દબાણ પામેલું દ્રાવણ, તેને જોડેલી એક બીજી પેટીમાં ફુવારારૂપે છૂટે છે. આ પેટીમાં ગરમ હવાનું વહન ચાલુ ને ચાલુ રહ્યા જ કરે છે. આથી ફુવારામાં રહેલો પ્રવાહી અંશ ઊડી જાય છે અને કૃત્રિમ

* (Napthols)

તંતુ ત્રીજેરીી અવસ્થામાં યંત્રની મદદથી વીંટાળી લેવામાં આવે છે.

કાઉન્ટ-ટસાર્ડેનેએ આ રીતે મેળવેલ કૃત્રિમ તંતુ ને તેમાંથી વણેલાં કપડાં ખરા રેશમ કરતાં પણ ઘણાં જ વિશેષ ચળકાટવાળાં થયાં. શરૂઆતમાં આ જાતના કાપડને, 'કૃત્રિમ-રેશમ'ના કાપડ તરીકે વર્ણવવામાં આવતું. પરંતુ આપણે જોયું તેમ તેની બનાવટમાં રેશમનો ઉપયોગ કોઈ પણ કક્ષાએ થતો નથી અને તેથી તેને માટે નવો શબ્દ સ્થાપિત થયો 'રેયોન' (Rayon). વાચકવર્ગમાંના ઘણાંખરા આ શબ્દથી વાકેફ હશે.

આ સંશોધન પછી નાઇટ્રો સેલ્યુલોઝનાં દ્રાવણને બદલે અન્ય રસાયણોનાં દ્રાવણો લઈ જુદીજુદી જાતના કૃત્રિમ તંતુઓ ને કાપડ બનવા લાગ્યાં. આવી જાતના કૃત્રિમ કાપડની માંગ દિવસેદિવસે વધવા લાગી; કારણકે રેશમ કરતાં પણ આ કાપડ ઘણું જ ચળકાટમય આવે છે. નીચેના ખાના પરથી તેની વિશ્વખપત કેટલા ટકા વધી છે તે જાણવા મળશે

(આંકડા લાખ રતલમાં સમજવા)

| વર્ષ | સુતરાઉ | ટકા | ઊનનાં | ટકા | રેશમનાં | ટકા | કૃત્રિમ રેશમનાં | ટકા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૫ | ૧૨૮૦૦૦ | ૮૫% | ૨૦૧૦૦ | ૧૩% | ૧૦૪૦ | ૧% | ૧૮૬૦ | ૧% |
| ૧૯૩૦ | ૧૨૧૦૦૦ | ૮૧% | ૨૨૧૦૦ | ૧૫% | ૧૨૬૦ | „ | ૪૫૭૦ | ૩% |
| ૧૯૩૫ | ૧૨૧૦૦૦ | ૭૯% | ૨૧૦૦૦ | ૧૩% | ૧૨૧૦ | „ | ૧૦૮૧૦ | ૭% |
| ૧૯૪૨ | ૧૨૭૦૦૦ | ૫૮% | ૨૧૪૦૦ | ૧૪% | ૧૦૦૦ | „ | ૬૪૭૩૦ | ૧૮% |

કૃત્રિમ રેશમના ઉત્પાદનથી રસાયણશાસ્ત્રીઓના કૃત્રિમ રૂ કે કૃત્રિમ ઊન બનાવવાના પ્રયોગો સફળ થયા. કૃત્રિમ રૂ બનાવવાનો અખતરો હજુ સુધી શોધાયો નથી. અલબત્ત, રશિયાએ રંગીન રૂ ઉગાડવાના પ્રયોગો થોડેઘણે અંશે સફળ રીતે ખેડ્યાના દાખલા છે. કૃત્રિમ ઊન બનાવવા માટે અવનવાં રસાયણો વાપરવામાં આવે છે. આમાંના કેટલાક આપણી ખાદ્ય વસ્તુઓમાંથી ચોરવામાં આવે છે. તેમાંના મુખ્ય કેઝીન. દૂધમાંથી અને મગફળી તથા સોયાબીનનાં ઓજસવાળાં તત્ત્વોમાંથી એટલે કે ખોળમાંથી મેળવવામાં આવે છે.

કેઝીન દૂધમાંથી મેળવવામાં આવે છે અને બાકી રહેલું નિઃસત્ત્વ મલાઈવિગરનું દૂધ (સ્ક્રેપરેટેડ મિલ્ક) તરીકે વેચવામાં આવે છે. કેઝીનમાંથી ઊના જેવા તંતુ બને છે, અને તેને 'લેનિટાલ' (Lenital) નામ આપવામાં આવ્યું છે. આ રીતે કેઝીનની બનાવટની સાથે નિઃસત્વ દૂધનું ઉત્પાદન પણ વધ્યું. ને આમ અમેરિકામાં નિઃસત્વ દૂધનું ઉત્પાદન જે ૧૯૧૬માં ૮૪૨૨૦૦૦ રતલનું હતું તે વધીને ૧૯૩૭માં ૬૭૪૬૭૦૦૦ રતલનું થયું.×

કેઝીનની અછત યુદ્ધકાળ દરમ્યાન જણાઈ ને 'લેનીટાલ' બનાવવા માટે મળતું કેઝીન બંધ થયું. કેઝીનની ગેરહાજરી દરમિયાન રસાયણશાસ્ત્રીઓનું ધ્યાન અન્ય રસાયણો તરફ વળ્યું, પણ કમનસીબી એ થઈ કે એ અન્ય રસાયણો પણ ખાદ્ય વસ્તુઓમાંથી જ ચોરવામાં આવ્યાં. આ ખાદ્ય વસ્તુઓ તે મગફળી અને સોયાબીન. મગફળીનું રાસાયણિક બંધારણ નીચે પ્રમાણે છે:

× 'અમેરિકન ડાઈજેસ્ટ જર્નલ'માંથી.

| | | |
|---|---|---|
| એરેકીક તેલ | ( અં. આરકીક ઍાઇલ ) | ૪૮.૫૪% |
| ઓજસવાળું તત્ત્વ | ( અં. પ્રોટેઇન્સ ) | ૨૮% |
| કાંજીવાળું તત્ત્વ | ( અં. કાર્બોહાઈડ્રેટ ) | ૧૧% |
| મીઠું, પાણી વગેરે | | ૮% |

મગફળીનાં બીયાં ખોરાક તરીકે વપરાય છે. મગફળીનું તેલ આપણામાંનાં ઘણાખરાની રોજિંદી જરૂરિયાત છે. વળી તેમાંથી વનસ્પતિ ઘી પણ બને છે. તેલ કાઢ્યા બાદ વધેલો ખોળ ઢોરના ચારા તરીકે વપરાય છે. વિશેષ એ જ ખોળમાંથી અમુક ક્રિયાઓ બાદ 'રેયોન'ની જેમ 'આરડીલ' નામનો બનાવટી તંતુ કંતાય છે ને તેના ઊનને મળતાં આવતાં કપડાં વણાય છે. તેનો ફાયદો એ છે કે ઊનનાં કપડાંમાં લાંબે ગાળે જીવાત પડે છે, જ્યારે 'આરડીલ'ના બનાવેલાં કપડાંને જીવાત કંઈ પણ નુકસાન કરી શકતી નથી.

આવા કૃત્રિમ તંતુઓ બનાવવાના કારખાનાં યુરોપીય દેશોમાં તથા વિશેષ પ્રમાણમાં અમેરિકામાં છે. તેથી જો હિંદમાં થતી મગફળી ભવિષ્યમાં બહારના દેશોમાં મોકલવામાં આવે તો આપણે ત્યાં ખોરાક તરીકે વપરાતા તેના તેલની ખેંચ પડે. આમ જતાં તેલ કાઢ્યા બાદ વધેલો ખોળ આપણે વેચી તેનો વેપાર કરી શકીએ. કારણકે 'આરડીલ'નું ઉત્પાદન કરતાં કારખાનાઓમે ખોળ જ જરૂરી છે, નહીં કે મગફળીનાં બીયાં.

સોયાબીનના ખોળનો ઉપયોગ કેઝીનની જેમ 'લેનીટાલ' તંતુ બનાવવામાં થાય છે. સોયાબીનનું તેલ કેટલાક ભાગના માનવી ખાદ્ય વસ્તુ તરીકે પણ વાપરે છે. ટૂંકામાં કેઝીનનો અને મગફળી તથા સોયાબીનના ખોળનો કૃત્રિમ તંતુના ઉત્પાદન અર્થે ઉપયોગ થાય ત્યારે સવાલ એ ઊઠશે કે આપણે મત કોને આપવો? પ્રથમ પસંદગી કપડાંને આપવી કે ખોરાકને? મનુષ્યનું જીવન ટકાવી રાખવા માટે ક્રમ પ્રમાણે પ્રસંદગી હવા, પાણી, ખોરાક, કાપડ ને દવાદારૂને આપી શકાય. આમ કાપડની અગત્યતા હવા ને ખોરાકની સરખામણીમાં ઓછી છે.

આ જાતની મૂંઝવણ રસાયણશાસ્ત્રીઓને કૃત્રિમ રંગો બનાવતી વખતે નહોતી નડી. કૃત્રિમ રંગો બનાવવા માટે કાચી વસ્તુ તરીકે ડામર વપરાય છે, અને ડામર કંઈ આપણો ખોરાક નથી. લગભગ બધા જ કૃત્રિમ રંગો ડામરમાંથી બને છે. કોલસાનો વાયુ (કોલગૅસ) બનાવતી વખતે ડામર છેવટે વધે છે. કોલસા વાયુ મુંબઈ જેવા મોટા શહેરોના રસ્તાના દીવાઓ માટે કે રસોડામાં વાયુ-સગડી (ગૅસ-સ્ટવ)માં બળતણ તરીકે વપરાય છે. કૃત્રિમ રંગો શોધાયા તે પહેલાં કોલસા-વાયુ બનાવતા કારખાનાવાળાને મન ડામર ક્યાં નાખવો એ એક મહાવિકટ પ્રશ્ન હતો. ડામરને શહેરથી દૂર નખાવવા એ મૂડીદારોને ભારે કિંમત આપવી પડતી. કૃત્રિમ રંગો શોધાયા ને તેમને સામેથી પૈસા મળવા લાગ્યા. આમ ખરી રીતે જોતાં કૃત્રિમ રંગોનું ઉત્પાદન વધતાં ડામર એ મુખ્ય વસ્તુ બની ને કોલસા-વાયુ એક ગૌણ પદાર્થ મનાયો.

હવે આપણે એવા કૃત્રિમ તંતુઓ તરફ વળીશું કે જે ખાદ્યપદાર્થો સિવાયના અન્ય રસાયણોમાંથી બનાવવામાં આવે છે. મનુષ્યત્વની દૃષ્ટિએ મૂડીદારોએ તો આવા જ તંતુઓનું ઉત્પાદન વધારવા ઉત્તેજન આપવું ઘટે. અનાજની કરોકટીના કાળમાં દૂધ, મગફળી કે સોયાબીનનો વ્યય જો કૃત્રિમ કાપડના

ઉત્પાદન' અર્થે કરવામાં આવે, તો તેનાથી મોટું પાપ અન્ય કોઈ નહિ હોઈ શકે. કૃત્રિમ તંતુઓનું ઉત્પાદન કરવા તરફ આપણી રેશમની મિલો વળી છે ને તે ખાસ કરીને 'રેયોન' જ બનાવે છે. આપણે આગળ જોયું તેમ તે રૂમાંથી બને છે. આપણે ત્યાં તો અનાજની જેમ સુતરાઉ કાપડની પણ કટોકટી છે. એ સ્થિતિમાં જ્યારે હિંદના અનેક ગરીબ-ગુરબાં નાગાવસ્થામાં રખડતાં હોય, ત્યારે માલેતુજાર લોકો ચકચકિત 'રેયોન'થી પોતાના શરીર મઢે એ બીના દરેક હિંદીજન માટે દુઃખદાયક જ હોય। ટૂંકમાં આપણે 'રેયોન' સિવાયના અન્ય કૃત્રિમ તંતુઓના ઉત્પાદન તરફ વળવું જોઈએ કે જેમાં કાચી વસ્તુ તરીકે રૂ કે ખાદ્યપદાર્થો સિવાય અન્ય રસાયણોનો ઉપયોગ કરવામાં આવતો હોય. તેમાંના મુખ્ય તંતુઓનું વર્ણન નીચેના કોઠામાં કરવામાં આવ્યું છે:

| તંતુનું નામ | જેમાંથી બને છે તે કાચી વસ્તુ | સામાન્ય ગુણધર્મ |
|---|---|---|
| નીલોન (Nylon) | એડીપીક એસિડ હેક્ઝામીથીલીન ડાયએમાઈન | રેશમ કરતાં વિશેષ ચળકાટવાળું ગરમ પાણીથી છાપણી થઈ શકે |
| પર્લોનાલ (Perlonal) | સાયક્લો : હેક્ષેઈન | રેશમ કરતાં વિશેષ ચળકાટવાળું |
| વિનીયોન (Vinyon) | વિનાઈલ-ક્લોરાઈડ એસિટેડ | " |
| પીલ (Peel) | પોલી વિનાઈલ ક્લોરાઈડ | " |
| કાચનો તંતુ (Glass Fibre) | રેતી, ક્ષાર ને ક્ષારવાળા ખનીજો (કાચનો રસ) | અર્ધપારદર્શક કાપડ સિને-નટીઓને કામનાં |
| લેનીટાલ (Lenital) | કેઝીન, સોયાબીનનો ખોળ | ઊન જેવું-જીવાત ન પડે |
| આલ્જિનેટ (Alginet) | ચા, ઈંડાં તથા દરિયાઈ વનસ્પતિ | " " " |
| આરડીલ (Ardil) | મગફળીનો ખોળ | " " " |

છેવટના ત્રણ તંતુના ઉત્પાદન તરફ ન વળતાં પ્રથમના જ પાંચ તંતુના ઉત્પાદન પરત્વે વૈજ્ઞાનિકો વિશેષ ધ્યાન આપે તે કેવું સારું!

★

એક બ્રાહ્મણે મીઠાઈ દયાનંદ સરસ્વતીને ચરણે ધરી. સ્વામીજીએ કહ્યું : 'લ્યો આપણે બંને આરોગીએ. હું પણ લઉં છું ને તમે પણ લો.' ખાવું કરવા છતાં પેલાએ મીઠાઈમાં હાથ પણ ન નાખ્યો એટલે વીરજાનંદના કરી વાત પૂછી : 'તમે શા માટે નથી ખાતા?'

બ્રાહ્મણ કાંપી રહ્યો હતો. ચરણમાં પડ્યો. થોડીક મીઠાઈ કૂતરાને ખવડાવતાં જ ઝેરભેળવેલી મીઠાઈથી તે કૂતરો મરી ગયો.

ક્રોધથી રાતાપીળા થતા ભક્તો તાબડતોબ પોલીસને બોલાવી લાવવા માટે દોડવા લાગ્યા. તેમને રોકીને મહર્ષિએ કહ્યું: 'આપણે એવું ન કરીએ. એ બિચારાને જુઓ, કેવો થરથરે છે! આટલી સજા જ એને બસ નથી?' આમ કહી બ્રાહ્મણને મુક્ત કર્યો.

×

# શહેરનું સ્વાસ્થ્ય

ડૉ. એન. આર. દાણી.
એમ. બી. બી. એસ; બી. એમ. એસ.

હિંદનાં કંગાલ ગામડાં એટલે હવા ને પ્રકાશ પણ કાળી મજૂરી! પૂરતાં પ્રમાણમાં ન મળે પોષણ, ન મળે શિક્ષણ, ન મળે માંદાને સારવાર: ઊલટપક્ષે બહારથી ઊજળા દેખાતા આપણા શહેરી જીવનમાં પણ નથી પૂરાં હવાઉજાસ, નથી સાત્ત્વિક ખોરાક, નથી સ્વચ્છ પાણી, શરીરસ્વાસ્થ્ય બક્ષનારા વ્યાયામનો પણ ધમાલિયા જીવનમાં અભાવ છે. શહેર એટલે જાતજાતના રોગોનું જાણે સંગ્રહસ્થાન! શહેરી જીવનમાં આરોગ્ય જાળવવામાં કેવા અંતરાયો આવે છે તેનો લેખકે અહીં ખ્યાલ આપ્યો છે.

આપણામાં કહેવત છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા' માટે જો શરીરસુખાકારી સારી હોય તો જ આપણે જીવનનો આનંદ માણી શકીએ ને આપણા દેશને માટે પણ કંઈક કરી શકીએ, શરીરની તંદુરસ્તી એ જ જીવનનો આનંદ છે.

શરીરની તંદુરસ્તી બગડવાનાં ઘણાં કારણો છે. તેમાં અસ્વચ્છ હવાપાણી, નબળો ખોરાક ને કેટલાક ચેપી રોગો મુખ્ય છે. માટે આપણી દરરોજની જરૂરિયાતની વસ્તુઓ જેવી કે હવા, પાણી, ખોરાક વગેરે કેવાં હોવાં જોઈએ અને ચેપીરોગોને અટકાવવા માટે આપણે શું કરવું જોઈએ, તે જોઈએ. પ્રથમ આપણે હવાની વાત કરીશું.

હવા: જરાવાર નાક અને મોઢું બંધ રાખી જોવાથી આપણને ખ્યાલ આવે છે કે હવાની કેટલી જરૂર છે. હવા વગર આપણે ગૂંગળાઈ મરીએ. હવાના બંધારણમાં પ્રાણવાયુ નામનો વાયુ રહેલો છે, જે શ્વાસવાટે આપણા ફેફસાંમાં દાખલ થાય છે, ત્યાં તેનો અશુદ્ધ લોહી સાથે સંયોગ થાય છે, તેથી લોહી શુદ્ધ થાય છે. લોહીમાં ભળેલો પ્રાણવાયુ આખા શરીરમાં પહોંચી વળે છે. આથી શરીરમાં એક જાતની મંદ દહનક્રિયા થાય છે ને શરીરમાં ઉષ્ણતા પેદા થાય છે.

આ ઉપરથી સમજાય છે કે આપણે સ્વચ્છ હવા પૂરતા પ્રમાણમાં લેવી જરૂરી છે. આ માટે ઘરમાં પુષ્કળ તાજી હવા આવે માટે બારીબારણાં સારા પ્રમાણમાં હોવાં જોઈએ તથા તે ખુલ્લાં રાખવાં કે જેથી હવાની અવરજવર થઈ શકે. ઘરમાં શ્વાસોચ્છ્વાસ તથા બળતણને લીધે ઉત્પન્ન થયેલો કાર્બોનડાયોક્સાઇડ નામનો વાયુ હવાને અશુદ્ધ કરે છે માટે તેનો બહાર નિકાલ થાય તે માટે જાળિયાં રાખવાં. નિયમ પ્રમાણે દરેક માણસ દીઠ દર કલાકે ૧૦૦૦ ઘનફૂટ હવાની જરૂર છે. એટલે ૧૦ ફૂટ લાંબી, ૧૦ ફૂટ પહોળી ને ૧૦ ફૂટ ઊંચી ઓરડીમાં ફક્ત એક જ માણસનો સમાવેશ થઈ શકે. પણ શહેરમાં જગ્યાને અભાવે આ રીતની સગવડ કરવી અશક્ય છે. માટે રાત્રે સૂતી વખતે કે દિવસે બારીબારણાં ખુલ્લાં રાખવાં તથા જેમ બને તેમ ખુલ્લી હવામાં ફરવું તે જ શ્રેયસ્કર છે.

પાણી: જીવનની જરૂરિયાતની વસ્તુઓમાં પાણીનો નંબર બીજો આવે છે. આપણા શરીરના વજનનો લગભગ ⅔ ભાગ પાણી છે. આપણે પાણી પીએ છીએ તે ઉપરાંત પણ ખોરાક સાથે પાણીનો ઘણો ભાગ આપણે લઈએ છીએ. પાણીની મદદથી ખોરાક પ્રવાહી સ્વરૂપમાં આવે છે તથા પચે છે. તેમાંથી શરીરને જોઈતાં ઉપયોગી દ્રવ્યો મળી રહે છે. તદુપરાંત ત્વચા, મૂત્રપિંડ, વગેરે દ્વારા શરીરના નકામા પદાર્થો પાણીની મદદથી બહાર નીકળે છે. આ રીતે પાણી

આપણાં શરીરને સાફ કરવા માટે પણ મહત્વનું છે.

પાણી વાંવ, કૂવા, તળાવ, નદી અને વરસાદ મારફત કે તેમાંથી લીધેલા નળ મારફત મળી આવે છે.

ચોમાસામાં વરસાદ આવતાં ચારેબાજુથી, પાણીના નાનાનાના પ્રવાહો નદીને મળે છે. આ પ્રવાહો રસ્તામાં આવતાં ધૂળ, કચરો, ગંદા પદાર્થો વગેરે પોતાની સાથે ઘસડી જઈ નદીમાં ઠાલવે છે અને પરિણામે નદીનું પાણી અસ્વચ્છ બને છે વળી તેમાં વરસાદને લીધે હવામાંના જંતુઓ પણ દાખલ થાય છે. કેટલાક ક્ષારો પણ આવા પાણીમાં ભળે છે તે પાણીને અશુદ્ધ બનાવે છે. આવું અશુદ્ધ પાણી જો પીવાના ઉપયોગમાં લેવાય તો તેથી તંદુરસ્તીને જરૂર હાનિ પહોંચે તેમ છતાં ય પાણી તો આપણે પીવું જ રહ્યું માટે આપણે તેને શુદ્ધ કરીને જ પીવું જોઈએ.

અશુદ્ધ પાણીને શુદ્ધ કરવાની કેટલીક રીતો નીચે પ્રમાણે છે:

(૧) ડહોળા પાણીમાં દર ગેલને ૫ થી ૧૫ ગ્રેન ફટકડી નાખવી ફટકડીનું માપ પાણીના ડહોળાપણા પર રાખવું. ફટકડી થોડા પાણીમાં ઓગાળી ભેળવી શકાય અથવા તો તેનો ભૂકો કરી પાણીમાં ઉમેરી શકાય. આ પ્રમાણે ફટકડી પાણીના સંસર્ગમાં આવતાં જ લગભગ અડધા કલાકમાં પાણી ચોખ્ખું થઈ જશે. ત્યારબાદ તેને નિતારી લેવું ને ગાળી નાખવું. પછી તેમાંની બીજી અશુદ્ધિઓ નીચે પ્રમાણે દૂર કરવી.

(૨) સામાન્ય રીતે તાજા બ્લિચિંગ પાવડરમાં ૩૩% ક્લોરીન ગેસ હોય છે. એટલે ૧૦૦ગેલન પાણીમાં આશરે ૪૩ ગ્રેન પાવડર નાખવાથી પાંચ લાખ ભાગ પાણીના ભાગે એક ભાગ ક્લોરીન ગેસ મળે છે, પાણીને જંતુરહિત કરવા તે માટે પૂરતો છે.

(૩) પાણીને ઉકાળી ઠંડું કરીને પીવું તે સૌથી ઉત્તમ ઉપાય છે.

ઉપર કહ્યા પ્રમાણે પાણીને સ્વચ્છ, જંતુરહિત કરીને વાપરવામાં આવે તો ઘણા રોગના ભોગ થતા અટકી જવાય અને શરીર-સુખાકારી જાળવી શકાય.

ખોરાક: આપણે જાણીએ છીએ કે બાળક જન્મે છે ત્યારે કદમાં ઘણું જ નાનું હોય છે. પણ ધીરેધીરે તેની વૃદ્ધિ થતી જાય છે. આનું કારણ ખોરાક છે. શરીરની વૃદ્ધિ થવા માટે ખોરાકની ખાસ આવશ્યકતા છે. વળી હાડકાં, સ્નાયુ વગેરેના બંધારણમાં પણ ખોરાક મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણે હાથ ઊંચો કરીને નીચે મૂકીએ છીએ તેટલા કાર્યમાં પણ આપણા શરીરમાંના હજારો અણુઓને ઘસારો પહોંચે છે. આમ શરીરને પડતો દરરોજનો ઘસારો પણ ખોરાક જ પૂરો પાડે છે. વળી ખોરાક શરીરમાં ઉષ્ણતા પેદા કરે છે ને શરીરને યોગ્ય સ્થિતિમાં રાખે છે.

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે ખોરાક એ આપણા જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. માટે આપણે કેવો ખોરાક લેવો જોઈએ તે વિચારીએ. આપણને દાળ, ભાત, રોટલી, શાક, વગેરે વનસ્પતિ-જન્ય અને દૂધ, ઘી, ઈંડાં, વગેરે પ્રાણીજ ખોરાક મળે છે. તેમાંથી શરીરને ઉપયોગી તત્ત્વો જેવાંકે પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ્સ, ચરબી અને કેટલાક જીવનતત્ત્વો તથા ઉપયોગી ક્ષારો મળી રહે છે આ તત્ત્વોનાં કાર્ય તથા તે ખાસ કરીને શેમાં રહેલાં છે, તેમને અભાવે કયાં કયાં દર્દો પેદા થાય છે તે જોઈએ.

પ્રોટીન: આમાં નાઈટ્રોજન હોય છે. હાડકાં, સ્નાયુ, વગેરેના બંધારણમાં તે હોય છે. તે શરીરની વૃદ્ધિ કરે છે તથા ઘસારો

પૂરો પાડે છે. દૂધ, માંસ, મચ્છી, ઈંડાં, કઠોળ વગેરેમાં તે સારા પ્રમાણમાં મળી આવે છે.

કાર્બોહાઈડ્રેટ: કાર્બોહાઈડ્રેટ અને ચરબી શરીરમાં બળતણ તરીકે કામ કરે છે. ખાંડ અને સ્ટાર્ચ મહત્ત્વનાં કાર્બોહાઈડ્રેટ છે.

જીવનતત્ત્વ અ ('A') માછલીનું તેલ, દૂધ, માખણ, ઘી અને પાંદડાંવાળાં શાકભાજીમાં વધારે પ્રમાણમાં હોય છે. ગાજર અને કેરીમાં પણ તે સારા પ્રમાણમાં જોવામાં આવે છે. તે શરીરની વૃદ્ધિ, તંદુરસ્તી, અને ખાસ કરીને આંખોને સારી સ્થિતિમાં રાખવા જરૂરી છે.

જીવનતત્ત્વ બ–૧ (B1) શારીરિક વૃદ્ધિ, તંદુરસ્તી ને 'બેરીબેરી' નામના રોગની અટકાયત માટે ખાસ જરૂરી છે. ઘઉં, ડાંગર, સૂકું યેસ્ટ (એક અંગ્રેજી અનાજ) અને કઠોળમાં તે સારા પ્રમાણમાં મળી આવે છે.

જીવનતત્ત્વ બ–૨(B-2) ખાસ કરીને જુદાજુદા રોગની અટકાયત, આંખોની નબળાઈ, હોઠ તથા મોઢા પરનાં ચાંદાં વગેરેની અટકાયત ને વૃદ્ધિ તથા તંદુરસ્તી માટે ખાસ જરૂરી છે. યેસ્ટ, દૂધ, માંસ, યકૃત, ઈંડાં, માછલી, વગેરેમાંથી તે મળી આવે છે.

જીવનતત્ત્વ ક (C) સ્કર્વી નામનો રોગ અટકાવે છે. તે તાજાં ફળ, શાકભાજી અને ઊગેલા દાણા (મગ, મઠ વગેરેનાં વરણાં) વગેરેમાંથી મળી આવે છે.

જીવનતત્ત્વ ડ (D) હાડકાં માટે ખાસ જરૂરી છે. રિકેટ્સ અને ઓસ્ટીઓમેલેશિયા (હાડકાનો એક રોગ) નામના રોગો આ જીવનતત્ત્વના અભાવે પેદા થાય છે. દૂધ, માખણ, ઘી, માછલીનું તેલ વગેરેમાં તે મળી આવે છે. સૂર્યના તાપ ચામડી પર પડવાથી પણ આ જીવનતત્ત્વ મેળવી શકાય છે.

દૂધમાંથી કેલ્શિયમ સારા પ્રમાણમાં મળી આવે છે. તાજાં લીલાં શાકભાજીમાં પણ તે સારા પ્રમાણમાં છે. મજબૂત હાડકાં બાંધવા માટે, વૃદ્ધિ ને તંદુરસ્તી માટે આ ખાસ જરૂરી છે.

લોખંડ (આયર્ન) લોહી બનાવવા માટે ઉપયોગી છે. મેલેરિયા, હૂકવર્મ વગેરે લોહીનો નાશ કરવાવાળાં દર્દો ને જંતુઓથી પીડાતા માણસોને તંદુરસ્ત માણસ કરતાં વધારે લોખંડની જરૂર છે. આખું અનાજ, કઠોળ, શાકભાજી વગેરેમાં આ મળે છે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે દૂધ એ સર્વોત્તમ ખોરાક છે. ચોખા અને દરરોજના અનાજમાં ખૂટતા પદાર્થો તે પૂરા પાડે છે. હવે આ ખોરાકમાંથી કેટલાક ઉપયોગી જીવનતત્ત્વોનો નાશ ન થાય તે માટે ખાસ સાવચેતી રાખવાની જરૂર છે.

દાખલા તરીકે પોલીશ કરેલા ચોખા કરતાં ઘેર ખાંડેલા ચોખા વધુ સારા છે. સફેદ મેંદા કરતાં થૂલાવાળો ઘઉંનો લોટ સહેજ ઓછો ઊજળો હોય છે પણ તે વધુ લાભદાયક છે. ચોખાને પોલીશ કરવાથી ને ઘઉંનું થૂલું કાઢી નાખવાથી તેમાંના જીવનતત્ત્વોનો નાશ થાય છે. વળી ખૂબ મીઠાઈ અને ગળ્યા પદાર્થો ખાવા તે હાનિકારક છે. આવા પદાર્થો આપણી ભૂખ મારી નાખે છે અને બીજા સારા ખોરાકો લઈ શકાતા નથી. દૂધ તાજું ને ઠંડું પીવું ઘણું ઉત્તમ છે; પણ તેમાં કેટલાક રોગનાં જંતુઓનો ભય રહેલો છે માટે તેને એક ઊભરો આવે ત્યાંસુધી ઉકાળીને વાપરવું તે હિતાવહ છે. વધુ ઉકાળીને ઘટ્ટ બનાવવું તે ઇચ્છાજોગ નથી.

આ પ્રમાણે પૌષ્ટિક ખોરાક નિયમિત રીતે ને માપસર લેવામાં આવે તો શરીર સુખાકારી સારી રીતે જાળવી શકાય.

કસરત: પાણી અને ખોરાક જેટલી જ મહત્ત્વની વસ્તુ તે કસરત છે. કસરતથી ખોરાક બરાબર પચે છે ને શરીરમાં લોહી

ઝડપથી ભરી વળે છે, શરીરમાં સ્ફૂર્તિ આવે છે. કસરત હમેશાં નિયમિત રીતે થવી જોઈએ. અંગ્રેજીમાં કહેવત છે કે 'દરરોજના વપરાશની કૂંચી ચળકતી હોય છે' એ પ્રમાણે શરીરને પણ જેમ કસવામાં આવે છે તેમ તે વધુ મજબૂત બને છે માટે દરેક માણસે કસરત કરવી જરૂરી છે. મજૂરી કરનાર માણસને તો આપોઆપ જ કસરત મળી રહે છે, પણ જેમને ગાદીતકિયા ઉપર બેસીને કે ખુરસીટેબલ પર બેસીને કામ કરવાનું હોય છે તેમણે તો કસરત જરૂર કરવી જોઈએ. સવારનો અને સાંજનો વખત કસરત માટે અનુકૂળ છે. કસરત કરતી વખતે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી.

કસરત ખુલ્લી હવામાં કરવી ને શરીરે પસીનો વળતાં તેને કપડાથી લૂછી નાખવો જોઈએ, નહિતર બહારના પવનથી શરદી લાગવાનો ભય રહે છે. ગજા ઉપરાંત કસરત કરવાથી પણ નુકસાન થાય છે. વળી કસરત હમેશાં ને નિયમિત રીતે કરવી જોઈએ.

આ પ્રમાણે સ્વચ્છ પાણી, પૌષ્ટિક ખોરાક લઈએ અને નિયમિત રીતે કસરત કરવાની ટેવ પાડીએ તો આપણે જરૂર તંદુરસ્ત રહી શકીએ.

શારીરિક તંદુરસ્તીને આવશ્યક એવી વસ્તુઓ ઉપરાંત આપણા શહેરોમાં જોવામાં આવતા કેટલાક સામાન્ય રોગોનું કારણ અને તેમની અટકાયત માટે શાં પગલાં લેવાં જરૂરી છે તે જોઈએ.

**મેલેરિયા અથવા ટાઢિયો તાવ:** આ રોગનો ફેલાવો કરનાર "એનોફીલીસ" નામના મચ્છરની માદા છે. જેને મેલેરિયા લાગુ પડ્યો હોય તેવા દર્દીને તે પ્રથમ કરડે છે ને તેનું મેલેરિયાના જંતુઓથી ભરપૂર લોહી ચૂસે છે ત્યાર બાદ તે સાજા માણસને કરડે છે ને મેલેરિયાના જંતુ તેના લોહીમાં દાખલ કરે છે. આ જંતુઓ લોહીમાના રક્તકણોમાં પ્રવેશ કરે છે અને વધે છે. પરિણામે આ રોગના જંતુઓથી લોહી દૂષિત થાય છે ને તાવ આવે છે. આ જંતુઓ લોહીના કણોમાં એક જાતનો ઝેરી પદાર્થ પેદા કરે છે, તેને લીધે ટાઢ લાગે છે. આ તાવના જંતુઓની જુદીજુદી જાતો હોય છે. પરિણામે દરરોજનો, એકાંતરિયો, ચોથિયો વગેરે તાવ આવે છે. આ તાવ આવતા પહેલાં દર્દીને પુષ્કળ ટાઢ લાગે છે. પુષ્કળ ઓઢવા છતાં પણ આ ટાઢ શમતી નથી ને તાવ આવે છે.

મચ્છરની માદા ખાળ, મોરી, ગટર, ખાબોચિયાં વગેરે છીછરા પાણીવાળી જગ્યામાં ખાસ કરીને ઈંડાં મૂકે છે. ભેજવાળી અને ઘાસવાળી જગા પણ તેમને વધુ અનુકૂળ હોય છે. થોડા વખત બાદ ઈંડાંમાંથી મચ્છરની ઇયળો પેદા થાય છે. તે વારંવાર પાણીની સપાટી પર હવા લેવા આવે છે ને પાણીમાંના કેટલાક નાનાં જંતુઓ વગેરે પર પોતાનું ગુજરાન ચલાવે છે. આ ઇયળો કેટલાક દિવસો પછી મચ્છરનું રૂપ ધારણ કરે છે. તપાસ કરતાં માલૂમ પડ્યું છે કે મચ્છર લગભગ બેથી ત્રણ માસ જીવે છે અને જ્યાં મચ્છરોનો વસવાટ હોય ત્યાંથી લગભગ એક માઈલની ત્રિજ્યામાં તેઓ ત્રાસ વર્તાવે છે. મચ્છરની ઘણી જાતો છે, તેમાં 'એનોફીલીસ' નામના મચ્છરની માદા જ આ રોગ ફેલાવે છે. આ જાતનો મચ્છર ભીંત પર વાંકો બેસે છે ને દૂરથી જોતાં તે તેના માથા પર ઊભો હોય તેમ લાગે છે. તેને ઓળખવાની આ એક સાદી રીત છે.

આ ઉપરથી માલૂમ પડશે કે આ રોગનું મુખ્ય કારણ મચ્છર જ છે માટે જો તેને કાબૂમાં લેવો હોય તો પ્રથમ મચ્છરોનો નાશ કરવામાં પગલાં લેવાં જોઈએ. મચ્છરના

નાશની કેટલીક રીતો નીચે પ્રમાણે છેઃ—

(૧) ખાડા-ખાબોચિયાં વગેરેમાં પાણી ભરાવા દેવું નહિ. ઘરની આસપાસની જમીનમાં ઘાસ વગેરે ઊગ્યું હોય, તો સાફ કરી નાખવું; જેથી મચ્છરની માદાને ઈંડાં મૂકવાની જગા મળે નહિ.

(૨) ભરાઈ રહેલા પાણીની સપાટી ઉપર ને ખાળ, મોરી, ગટર વગેરેમાં ક્રુડઑઈલ એ ભાગ ને કેરોસીન એક ભાગ—તેને લઈ ભેગું કરવું. આ મિશ્રણ ઝટ ઊડી ન જાય માટે તેમાં ૨% દીવેલ મેળવવું. આમ પાણીની સપાટી પર પાતળો થર થવાથી મચ્છરની ઇયળોને હવા લેવાનું સ્થાન રહેશે નહિ ને તેમનો નાશ થશે. આ માટે મેલેરોઇલ નામની દવા પણ વાપરી શકાય. ૨૦૦ ચૅારસ ફૂટ જગ્યામાં સવા રતલ મેલેરોઇલ પૂરતું છે.

(૩) ઘરમાં પૂરતો પ્રકાશ આવવા દેવો ને ગંધક, લોબાન વગેરેનો ધૂપ કરવો જેથી મચ્છર જતા રહેશે.

(૪) ઘરમાં દીવાલો પર અને ખૂણે-ખાંચરે 'નિઓસિડ' પાવડર અથવા ફ્લીટ છાંટવાથી માંકડ, મચ્છર ને ચાંચડનો નાશ થાય છે.

(૫) મચ્છરદાનીનો ઉપયોગ કરવો તે વધુ હિતાવહ છે. આ રોગ ચાલતો હોય ત્યારે દરરોજ ચારથી પાંચ ગ્રેન કિવનાઈન લેવાથી તેને અટકાવી શકાય છે; પણ આ પગલું ખાસ સલાહભર્યું નથી. મેપાક્રીનની રોજ એક ગોળી સવારમાં નાસ્તા સાથે લેવાથી પણ આ રોગની અટકાયત થાય છે. આ ગોળીઓનું સેવન કરવાથી વ્યક્તિની આંખો ને શરીર પીળાં પડે છે, બીજું નુકસાન કંઈ થતું નથી. પેલ્યુડ્રીન એ આ રોગ માટે સોંઘો ને સર્વોત્તમ ઉપાય છે. દર અઠવાડિયે બેથી ત્રણ ગોળી અથવા દર ત્રણ દિવસને આંતરે એની એક ગોળી લેવી.

ઉપર કહ્યા પ્રમાણે જો વર્તવામાં આવે તો આ રોગના ભોગ થતા અટકી જવાય. આ રોગ અતિ સામાન્ય અને ભયંકર છે; કારણકે આ તાવથી, દર્દીને ખૂબ જ અશક્તિ આવી જાય છે ને જો તે પછી દરકાર રાખવામાં ન આવે તો ક્ષય, પાંડુરોગ વગેરે જીવલેણ દર્દો ઉત્પન્ન થાય છે.

દર વર્ષે લગભગ ૧૦ કરોડ મેલેરિયાના કેસ થાય છે, જેમાંથી લગભગ ૨૦ લાખ માણસો મરણ પામે છે. આવી છે મેલેરિયાની ભયંકરતા!

**કોગળિયું (કૉલેરા):** કૉલેરા અથવા કોગળિયાના નામે ઓળખાતો આ રોગ અતિ ભયંકર છે અને કવચિત્ શહેરની ખબર લઈ નાંખે છે. એકવાર જે માનવી આ રોગના ઝપ્પરમાં આવી ગયો તેને તો પરલોકગમન કરે જ છૂટકો એમ મનાય છે.

આ રોગ કોમા બેસિલસ (Comma Bacillus) નામના જંતુઓથી થાય છે. આ જંતુઓ દૂધ, પાણી, ખોરાક વગેરે મારફત શરીરમાં દાખલ થાય છે ને પેટમાં તથા આંતરડાંમાં તેમની ઝડપથી વૃદ્ધિ થાય છે. દર્દીને ચોખાના ધોણ જેવા પાતળા ઝાડા અને ઊલટી થાય છે. દર્દીનું શરીર ઠંડું પડવા લાગે છે, નાડીના ધબકારા મંદ પડે છે, હાથપગે ગોટલા ચડે છે. વળી તેને ખૂબ તરસ લાગે છે ને પુષ્કળ અશક્તિ જણાય છે. આ રોગ ખૂબ જ ચેપી છે, તથા ઝડપથી ફેલાય છે.

આ રોગનો ફેલાવો કરનાર મુખ્યત્વે કરીને માખીઓ છે. માખીઓ કૉલેરાના દર્દીના ઝાડા, ઊલટી પર બેસે છે, ત્યાંથી જંતુઓ સાથે ખાવાના પદાર્થો પર પણ બેસે છે ને જંતુઓ ફેલાવે છે. માટે માખીબેઠેલો ખોરાક બિલકુલ ખાવો બંધ કરવો જોઈએ. માખી ન બેસે તેમ ખાવાના તથા પીવાના પદાર્થો બરાબર ઢાંકીને મૂકવા. વળી ઘર ને પોળની આજુબાજુ સ્વચ્છતા રાખી માખીઓનો ઉપદ્રવ બંધ કરવાનાં

પગલાં લેવાં. દૂધ, પાણી જેવા પદાર્થો ઉકાળીને જ વાપરવા પીવાના પાણીમાં પોટાશિયમ પરમેંગેનેટ કે ક્લોરીન વગેરે નાખી તેને જંતુરહિત કરવું. અતિશય પાકાં, કાચાં તેમ જ સડેલાં ફળ ખાવાં નહિ. ટાઢો તેમ જ વાસી ખોરાક ખાવો નહિ, અને હાથપગ વગેરે ખાતાપીતા પહેલાં કાળજીપૂર્વક જંતુનાશક સાબુથી ધોવા. વૈદકીય સલાહ સિવાય જુલાબ લેવો નહિ. મીઠાઈવાળા તેમ જ બીજા ખાદ્ય પદાર્થો વેચનાર વેપારીઓએ ખાવાની વસ્તુઓને માખી બેસે નહિ તેમ કબાટમાં મૂકવી યા ઢાંકી રાખવી. આ પ્રમાણે નહિ વર્તનાર સામે સત્તાવાળાઓએ પગલાં લેવાં જોઈએ. વ્યક્તિ માટે સારામાં સારો પ્રતિબંધક ઉપાય કોલેરાની રસી મુકાવવાનો છે.

આ રોગના દર્દીને તાત્કાલિક ચેપી રોગની ઇસ્પિતાલમાં ખસેડવો કે જેથી તેની તાત્કાલિક સારવાર થાય અને રોગનો ફેલાવો અટકાવવાના ચાંપતા ઉપાયો લેવાય. દર્દીને ચા, કૉફી, બ્રાન્ડી વગેરે ઉત્તેજક પીણાં આપવાં. દર્દીના હાથપગ ગરમ પાણીની કોથળીથી કે ગરમ રેતીની કોથળીથી શેકવા. આ કેટલાક ઘરગથ્થુ ઉપાયો છે, પણ તે કરવા બેસવું ઠીક નથી; દર્દીને સીધો જ ઇસ્પિતાલમાં લઈ જવો હિતાવહ છે. જે ઘરમાં આવો કેસ થયો હોય તેને જંતુનાશક દવાથી સાફ કરવું. દર્દીના ઝાડો, પેશાબ, ઊલટી વગેરેને જંતુરહિત કરી દાટી દેવાં. દર્દીનાં કપડાં વગેરે ગરમ પાણીમાં ઉકાળીને તાપે સૂકવવાં. દર્દીના ઝાડા-ઊલટી પર માખી ન બેસે તેની કાળજી રાખવી, નહિતર રોગનો ફેલાવો ઝડપથી થશે. દર્દીના સંસર્ગમાં આવેલાં માણસોએ પણ કાળજી રાખવી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ રોગનું મુખ્ય કારણ ગંદકી અને તેને લીધે થતી માંખી છે. માટે સ્વચ્છતા રાખવાનો પૂરતો પ્રયત્ન દરેક શહેરવાસીએ અને સત્તાવાળાઓએ કરવો જોઈએ.

મેનીનજાઈટીસ : કોલેરાની માફક આ રોગ પણ હિંદના કેટલાક શહેરોની અવારનવાર ખબર લઈ જાય છે. આ રોગ પણ કોલેરાના જેટલો જ ભયંકર અને ચેપી છે.

રોગ લાગુ પડતાં દર્દીને માથાનો સખત દુઃખાવો ઊપડી આવે છે સખત તાવ આવે છે, ગરદનમાં દુઃખાવો થાય છે ને ઊલટી પણ થાય છે શરૂઆતમાં આ રોગ ઘણો જ ચેપી હોય છે અને ચેપ દર્દીના કફ, લીંટ વગેરે મારફત ફેલાય છે. મુખ્યત્વે કરીને માણસોના એકબીજાના સમાગમમાં આવવાથી ચેપી લીંટ, થૂક અને કફ એ રોગનો ફેલાવો કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. આ રોગનો ફેલાવો થતો અટકાવવા નીચેની સૂચનાઓ ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

(૧) મેળાઓ, સિનેમા વગેરે જગ્યાએ કે જ્યાં પુષ્કળ ગીરદી થતી હોય તેવી જગ્યાએ જવું નહિ. વળી જ્યાં સદરહુ રોગનો કેસ થયો હોય ત્યાં પણ જવું નહિ.

(૨) હવાની આવજા છૂટથી થાય માટે ઘરનાં બારીબારણાં ઉઘાડાં રાખવાં. ખાસ કરીને સૂવાના ઓરડામાં સારી રીતે હવાની આવજા થવી જોઈએ.

(૩) હદ ઉપરાંત મહેનત કરવી નહિ, પૌષ્ટિક ખોરાક માપસર ખાવો ને આ રોગના સબંધમાં બહુ વિચાર કરવો નહિ.

(૪) હમેશાં મીઠાના પાણીથી નાક સાફ કરવું.

(૫) ઉધરસ તથા છીંક ખાતી વખતે મોં આગળ રૂમાલ રાખવો દર્દીના સંસર્ગમાં આવેલાં કપડાં વાસણ વગેરે ઊકળતાં પાણીમાં સાફ કરી નાખી ઉપયોગમાં લેવાં.

(૬) મંદવાડમાંથી સાજા થવા પછી એકદમ કામે વળગવું નહિ. જે ઘરમાં

રોગ થયો હોય તેણે, સત્તાવાળાઓને તાબડતોબ ખબર આપવી જોઈએ. આ રોગના દર્દીઓને પણ કોલેરાની માફક અલાયદા રૂમમાં રાખવા જોઈએ. જે વ્યક્તિઓ દર્દીના સંસર્ગમાં હોય તેમની દસ દિવસ સુધી આ રોગનાં ચિહ્નો માટે સાવચેતી અને સાવધાની રાખવી.

આ રોગના ઉપચાર તરીકે 'સલ્ફાડાયાઝીન' અથવા 'સીબાઝોલ' નામની દવા ઘણી સારી છે. ચિહ્નો જણાતાં જ આ દવા આપવી શરૂ કરવી જોઈએ. મોટા માણસને દર ચાર કલાકે એક ગ્રામ દવા આપવી. આ પ્રમાણે લગભગ ૪૮ કલાક સુધી આપવી; ત્યાર બાદ દવાનું પ્રમાણ ઓછું કરવું. બાળકોને ઉંમર પ્રમાણે આપવી.

ડિપ્થેરિયા (Diptheria): આ રોગ જે સામાન્ય રીતે આપણા શહેરોમાં નાના બાળકોને તથા મોટાંઓને પણ થાય છે તે ગળાનો ઘણો જ ભયંકર રોગ છે. તેમાં ગળામાં એક સફેદ પડદો મોં ઉઘાડતાં જોવામાં આવે છે અને દર્દીને ગળતાં તકલીફ પડે છે તથા સમયસર ઉપચાર ન કરવામાં આવે તો રોગ ગંભીર સ્વરૂપ પકડે છે.

આ રોગના દર્દીને એક અલગ રૂમમાં સારવાર માટે રાખવો જોઈએ અને તેના સંસર્ગમાં આવતા દરેકને ખાસ કરીને નાનાં બચ્ચાંઓને આ રોગની અટકાયત માટેની રસી આપવી જોઈએ.

આ રોગના જંતુઓ જેના ગળામાં હોય પણ રોગ ન થયો હોય તેવી વ્યક્તિઓની તપાસ કરવી જોઈએ અને આવી વ્યક્તિઓને અલગ રાખી તેમના ઉપચાર કરવા જોઈએ.

ખૂબ હવાની અવરજવર અને દર્દીનાં થૂંક અથવા ગળાની ચેપવાળી દરેક વસ્તુને બરાબર સાફ કરવી જોઈએ તથા જંતુઘ્ન દવાઓથી જંતુરહિત કરવી જોઈએ. આ રોગની પણ સત્તાવાળાઓને જાણ કરવી જોઈએ.

આ સિવાય અવારનવાર નીચેના ચેપી રોગો આપણા શહેરોમાં જોવામાં આવે છે: ઇન્ફ્લુએન્ઝા, ઉટાંટિયું, ઓરી, અછબડા, ધનુર્વા, બળિયા, પ્લેગ, ક્ષય વગેરે. આપણો ગરીબ આહાર અને તેમાં પણ પ્રાણીજ પ્રોટીન ને જીવનતત્ત્વોની ઊણપ આ સૌમાં મુખ્ય ભાગ ભજવે છે.

આ ઉપરથી આપણે એટલો સાર કાઢી શકીએ કે શરીરની તંદુરસ્તી માટે સ્વચ્છ હવાપાણી, પૌષ્ટિક ખોરાક, નિયમિત કસરત અને સ્વચ્છતા એ ખાસ અગત્યનાં છે. લગભગ ઘણાખરા ચેપી રોગોનો ઉપદ્રવ અસ્વચ્છતા અને ગંદકીને લીધે થાય છે; માટે સત્તાવાળાઓએ અને જનતાએ હાથમાં હાથ મિલાવી શહેરની સ્વચ્છતા જાળવવાના પ્રયત્ન કરવા જોઈએ.

આ રીતે જો આપણે વર્તીએ તો જરૂર આપણે ઘણાખરા રોગો પર કાબૂ મેળવી શકીએ અને શહેરનું સ્વાસ્થ્ય સુધારી શકીએ. આપણે સૌ આમ કરીશું?



સમતા, દયા ને એકતાની વાતોથી આપણે મોં ભરી દઈએ છીએ પણ વ્યવહારમાં એવું કશું જ નથી એ જોઈને માકે હૈયું ભરાઈ આવે છે. હજારો વર્ષોથી આપણે માનવીઓમાં ઉચ્ચ, નીચ, એવા ભેદો પાડી દીધા છે. આત્મા ને બ્રહ્માનંદના ઉપાસકો માનવતાના ઉપાસકો નથી. સંતોનું, મહાપુરુષોનું જે વર્ણન છે, તે એવા માનવતાના ઉપાસકોનું છે. સંતસાધુઓનું જીવન ધર્મરૂપ હોય છે. એ પરદુઃખ દૂર કરીને જ આત્માનંદનો અનુભવ કરે છે. સમતાથી ધર્મ આવે છે ને સમતા દયામાંથી પ્રગટે છે. દયા માટે માનવીમાં કર્તવ્ય, કૌશલ્યશક્તિ ને બુદ્ધિ જોઈએ. એને સિદ્ધ કરવા લોકસેવાની વૃત્તિ જોઈએ. —શ્રી. કેદારનાથજી

# પ્રાચીન શિલ્પસ્થાપત્ય

(ગતાંકથી સંપૂર્ણ)

શ્રી. પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા

પાયાને સારુ ઉત્તમ પસંદ કરેલી જમીન માણસ ઊંચા હાથ કરી ઊભો રહે તેટલી ઊંડી ખોદવી જોઈએ આ ખાડાને તળિયે પથ્થર કે પાણી આવશે જ. પાયાની ઊંડાઈ પ્લીથની ઊંચાઈ જેટલી રાખવી. પ્રથમ આ ખાડો રેતી અને પાણીથી પૂરવો અને હાથી-પગા જેવી લાકડીની ટીપણીથી ટીપીને કઠણ કરવો. તળિયે પાણી આવ્યું હોય તો તે ઉલેચી નાખવું. આ પાયાને તળિયે સાત પ્રકારની માટી–નદીકાંઠાની, ડુંગરની, રાફડાની, શિખરની, દરિયાકાંઠાની, ઝાડ નજીકની તથા ગાયની ગોરજ નાખવી. તે માટી ઉપર ધોળાં કમળ, વાદળી કમળ, જળકમળ, સુગંધી ઘાસ, કાકડી ને ગાંજાના છોડનાં મૂળિયાં નાખવાં. તેના ઉપર આઠ પ્રકારનાં ધાન્ય–સાળ, વ્રીહિ, કોદરા, કાંગ, મુદ્દગ, માષ, કુલત્થ અને તલ નાખવાં. છેવટે તે પર કાંકરેટ નાખી પાયો જમીનથી ઊંચો કરવો. એકથી બાર માળવાળાં મકાનો સારુ અનુકૂળ પાયા ને ખોદાણનાં માપ બાર પ્રકારનાં વિવિધ રીતે વર્ણવ્યાં છે.

મકાનના માળ તથા ક્ષેત્રફળ મુજબ પ્લીથ બાંધવી જોઈએ. મુખ્ય પાંચ પ્રકારના થાંભલા યોગ્ય સ્થળે ઊભા કરવા જોઈએ. તેમાં હજાર થાંભલાના ઓરડાનું પણ વર્ણન છે. સો થાંભલિયું જૈન દેરાસર શેત્રુંજય પર આજે પ્રસિદ્ધ છે. વિવિધ ઓસારની અને આકારની નક્કર તેમ જ પોલી, અંદરની બાજુ તેમ જ બહારની બાજુ ચિત્રોવાળી, દ્વાર–બારીઓ તથા જાળિયાંવાળી દીવાલોનાં ચિત્ર તથા તેનાં માપનાં વિસ્તૃત વર્ણન તેમાં આપેલ છે. વળી રસોડાં અને જાજરૂની રચનાનું પણ વર્ણન છે. વિવિધ પ્રકારની ગોળ તેમ જ સીધી સીડીઓ, જે સ્થાયી જડેલી હોય તેવી. તેમ જ હેરવીફેરવી શકાય તેવી-નો પણ સવિસ્તર ઉલ્લેખ છે. વળી રંગીન અને સુશોભિત ભોંયતળિયાનાં વર્ણન પણ તેમાં આપ્યાં છે.

વિવિધ પ્રકારનાં છાપરાંની રચના પણ તેમાં બતાવી છે. જેમ ગુફા અને મકાનની રચનામાં ભેદ છે તેવું જ આ વિષયમાં પણ છે. ટાઢતડકાથી શરીરના રક્ષણાર્થે પશુની માફક ગુફામાં પડી રહેતા જંગલી લોકોને ગુફાના પાયા, છાપરા કે દીવાલના ઓસારની ફિકર જ પડી નહોતી. ગુફાનાં સપાટ, ઢાળવાળાં કે ગોળ છાપરાં કુદરતી જ થતાં. જ્યારે ગુફા જેવાં કૃત્રિમ મકાન હોશિયાર માણસોએ બાંધવાનો પ્રારંભ કર્યો ત્યારે જ તેમને પાયા, થાંભલા, દીવાલો અને છાપરાંની મજબૂતાઈનાં વૈજ્ઞાનિક માપની જરૂર પડવા લાગી. પથ્થરના કુદરતી થર ઉપરથી પ્રથમ એક ઉપર બીજો પથ્થર મૂકી અને પછી ઈંટો મૂકી તેમ વચ્ચે ગારો કે ચૂનો-પાથરીને દીવાલ બાંધવાની કલ્પના તેમને સૂઝી હશે એમ લાગે છે. તે અગાઉ ઘાસનાં કે લાકડાનાં ઝૂંપડાં અને તે પછી પથ્થર અને ઈંટનાં મકાનોની રચના થઈ છે.

વૈજ્ઞાનિક તેમ જ કલાત્મક બન્ને દૃષ્ટિએ ગોળ આચ્છાદનો–છાપરાંનો ઊંચામાં ઊંચો વિકાસ થયો છે; છતાં આજે હિંદ જેવા ગરમ આબોહવાવાળા દેશમાં કલકત્તા કે મુંબઈ જેવાં ખીચોખીચ વસ્તીવાળાં શહેરોમાં તેમ જ કેટલાંક ગામડાંમાં પણ ખુલ્લી હવા પૂરતી મળે તે હેતુથી મકાન પર છાપરાને બદલે અગાશી બહુ લોકપ્રિય ગણાય છે. પણ લોભી વેપારીઓ રહેવાનાં મકાન તેમ જ કારખાનાંમાં સપાટ કે ઢળતાં છાપરાં લોખંડનાં બનાવે છે. ઊંદર જેવાં પ્રાણીને સારુ પણ અયોગ્ય ગણી શકાય એવો ખોરાક મેળવનાર આપણા દેશનાં મજૂરોને ભેજવાળી જમીન પર આવાં જ પતરાંની દીવાલો તેમ જ છાપરાંવાળાં મકાનોમાં દિવસરાત કાઢવાં પડે છે. જ્યારે આવા વાસમાં કચરો, એહવાડ, ઢોરનાં છાણમૂત્ર ઇત્યાદિની અસહ્ય વાસ ફેલાતી હોય છે, ત્યારે તે નર્કવાસ જેવું લાગે છે. ઉનાળામાં અહીં વસનાર પરસેવાથી નાહી જાય છે, ચોમાસામાં તેમાંથી પાણી ચૂએ છે ને તે ભિંજાય છે; અને શિયાળામાં તેને અસહ્ય ઠંડી લાગે છે. આવી શિક્ષાપાત્ર ગોઠવણ સારુ જવાબદાર કોને ગણવા? આ સર્વ દુષ્ટ પ્રચારક રીતો તથા તેની ગુલામી અસરનું અજ્ઞાન કોણ દૂર કરશે?

'માનસાર'માં છાપરાનું વર્ણન વિસ્તારપૂર્વક આપેલું છે. સપાટ, ઢાળવાળાં કે ગોળ આકારનાં છાપરાં લાકડું, ઈંટ કે પથ્થરનાં બાંધવાની રીતો તેમાં વર્ણવી છે. બૌદ્ધ-સાહિત્યમાં ઘાસનાં છાપરાની રચનાનો ઉલ્લેખ છે. આ છાપરું વધુ ટકાઉ છે તેમ જ અગ્નિથી ન બળે તેવાં લોખંડનાં પતરાંના છાપરાં કરતાં ઘણું વધારે લાભદાયક છે. છાપરાંનાં ચિત્ર કેમ દોરવાં તેની સૂચના પણ આ ગ્રંથમાં છે.

આવી રીતે બાંધેલાં મકાનોમાં સુંદર સાધનોની ગોઠવણવાળા ઓરડા કેવા હોવા જોઈએ તેનો ઉલ્લેખ છે. હિંદુ-સ્થાપત્યના ચોક્કસ સિદ્ધાંત પ્રમાણે તેના શિલ્પની રચના હોય છે.

વિવિધ ફર્નિચર–ઉપસ્કરણનાં સાધનોની વસ્તુઓ તથા આસનોનો વિસ્તૃત વૃત્તાંત પણ 'માનસાર'માં આપવામાં આવ્યો છે. બૌદ્ધગ્રંથોમાં એક સ્થળે વિગત આપી છે: ફર્નિચરની વસ્તુઓ શિલ્પના વિષયનો એક અગત્યનો ભાગ ગણાતો હતો. ત્રણ જણ બેસે તેવા લાંબા બાંકડા બનાવાતા. પલંગ અગર 'દીવાન' પણ એ જ પ્રકારનું ઉપસ્કરણ ગણાતું. મોટી 'આસંદી' અથવા ખુરશીઓ પણ બનતી. ઝાલરવાળા પડદાથી આચ્છાદિત કરેલા કોચ પણ ત્યારે બનતા. ઘણા પ્રકારની ખુરશીઓ ('આસંદકો'), લંબગોળ, ચોરસ, આરામ–ખુરશી ઇત્યાદિ; સોફા (સદ્ગો), હાથાવાળા સોફા, રાજાઓનાં આસન (ભદ્રપીઠમ્), ગાદીતકિયાવાળી ખુરશીઓ (પીઠિકા), ઘણા પાયાવાળી ખુરશી (અમલક'અન્ટિકાપીઠમ્) અઢેલીને ઊભા રહેવાય તેવા કઠેડા (ફાટકમ્), નેતરવાળી ખુરશી (કોચ્છમ્) અને ઘાસની બેઠકની ખુરશી તેમ જ પાલખી જેવી ખુરશી ઇત્યાદિ ઉપસ્કરણનાં વર્ણન મળે છે.

કિંમતી ગાલીચા, રગ, તકિયા, પડદા અને એવાં બીજાં વૈભવનાં સાધનોનાં પણ વર્ણન છે. લાંબા સુંવાળાં અસ્તર, વિવિધરંગી કાચવાળાં બારણાં, સફેદ અગર રંગીન ફૂલ દોરેલાં લાકડાનાં આસનો, સાદડીઓ, પશુનાં ચિત્રોવાળાં રંગીન આચ્છાદનો, એક બાજુ અગર બંને તરફ લાંબા સુંવાળા વાળવાળાં રંગો, સોનેરી તેમ જ રેશમી ભરતવાળા ગાલીચા, વરાંગના જેના પર નાચી શકે તેવા ઊનના ગાલીચા, ભારે કિંમતી હાથીના હોદ્દા, ઘોડાના સાજ, બળદના સાજ,

ગાડીઓમાં સાજ, વ્યાઘ્રચર્મ ને હરિણચર્મ, મોટા મખમલના તકિયા ઇત્યાદિ વિષે ઉલ્લેખ છે. ઝાડના રેસામાંથી અને પોતકી નામના ઘાસમાંથી પેદા થયેલું રૂ પીંજવાની તથા તેનાં તકિયાં બનાવવાની આજ્ઞા ભગવાન તથાગતે ભિખ્ખુઓને આપી હતી. મોટા અમલદારો સારું રચેલી ગાદીઓ પાંચ પ્રકારની થતી: ઊનની, રૂની, છાલની, ઘાસની અને પાંદડાંની. બાજઠો, મચ્છરદાનીઓ, હાથરૂમાલ અને થૂંકદાનીઓ વગેરે સર્વ ઘરનાં શણગાર ગણાતાં.

લાહોરથી પ્રસિદ્ધ થયેલ 'વાસ્તુતત્ત્વ' અને લખનૌથી પ્રગટ થયેલું 'ગૃહવાસ્તુ-પ્રદીપ'—અને પુસ્તકો 'માનસાર' જેવા મોટા ગ્રંથના સૂત્રાત્મક પુસ્તક જેવાં લાગે છે તેમાં પણ સામાન્ય-મધ્યમ કુટુંબને અનુકૂળ ઘરની રચનાનું વચ્ચે ચોક અને ફરતા સોળ જેટલા ઓરડાના બાંધકામનું વર્ણન છે. આ રચના અનુસાર ઈશાન ખૂણામાં—કુટુંબની દેવસેવાની ઓરડી, પૂર્વમાં નાહવાની ઓરડી, છાશ વલોવવાનું સ્થાન, રહેવાના ઓરડા ઇત્યાદિ; અગ્નિ ખૂણામાં રસોડું, દક્ષિણમાં સૂતરડી, નૈર્ઋત્યમાં પુસ્તકાલય; પશ્ચિમમાં ખાનગી અભ્યાસગૃહ, જમવાનો ઓરડો, અતિથિઓનો તેમ જ સ્ત્રીવર્ગનો રહેવાનો તથા સૂવાનો ઓરડો, કોઠાર અને માંદા કુટુંબી માટેની ઓરડી; એ પ્રમાણે રચના કરવા માટેનું સૂચન છે.

આ રચનામાં ઘરનું મુખ ઉત્તર દિશામાં રાખવાનું ખાસ કહ્યું છે અને રહેવાના ઉત્તમ ઓરડા પણ એ જ બાજુના રાખવાની સૂચના છે. દક્ષિણમાં તેમ જ પૂર્વમાં આવેલ ઓરડાનો વપરાશ બહુ હોતો નથી એમ તે ગણે છે. ચારે દિશામાં ઉત્તમ દિશા ઉત્તર અને તે પછી પશ્ચિમ દિશા, પૂર્વ દિશા અને છેલ્લે દક્ષિણ દિશા એમ અનુક્રમ આપેલ છે. ઉત્તર અને પશ્ચિમ હિંદ માટે આ દિશા યોગ્ય ગણી હોય તેમ લાગે છે. જ્યાં હિમાલયની તરફથી આવતા ઉત્તર અને પશ્ચિમ દિશાના પવન બહુ આરોગ્યપ્રદ છે.

'વાસ્તુપ્રબોધ' નામના એક બીજા ગ્રંથમાં આઠ ઓરડાવાળા ઘરની રચના વર્ણવી છે. આ રચનાનુસાર પૂર્વ દિશામાં નાહવાની ઓરડી, અગ્નિ ખૂણામાં રસોડું, દક્ષિણમાં સૂવાનો ઓરડો, નૈર્ઋત્યમાં પુસ્તકાલય, પશ્ચિમમાં જમવાનો ઓરડો, વાયવ્ય ખૂણામાં ઢોરનો વાડો, ઉત્તરમાં કોઠાર, અને ઈશાન ખૂણામાં દેવસેવાની ઓરડી બાંધવા સૂચન છે. તેમાં સૂતરડી છોડી દીધી છે. ત્યાં કોઈ બધ અગર ઉઘાડું બાજરૂ વાપરવાની પ્રથા પ્રચલિત હશે. આ રચનામાં સૂવાનો ઓરડો દક્ષિણમાં રાખવાનું કહ્યું છે, જે હિંદના પૂર્વ અને દક્ષિણ ભાગ માટે ઉત્તમ છે; કેમકે એ પ્રદેશમાં દક્ષિણ તરફના સમુદ્ર તરફથી અને મલયાચલ પર્વત પરથી પવન આવે છે.

મત્સ્યપુરાણમાં એક વિચિત્ર રચના આપી છે, જેની 'શિલ્પશાસ્ત્રસાર-સંગ્રહ'માં પણ નોંધ છે. તેમાં ચારે મુખ્ય દિશા છોડી દઈને ચારે ખૂણાની દિશાના ઓરડા બાંધવા આજ્ઞા આપી છે. ઈશાન ખૂણામાં દેવસેવાની ઓરડી તથા સૂવાનો ઓરડો; અગ્નિ ખૂણામાં રસોડું તથા પાણિયારાની ઓરડી, નૈર્ઋત્યમાં ઘાસ, છાણ ઇત્યાદિ માટેનું ઢોરનું છાપરું, પ્રસૂતિગૃહ અને નાહવાની ઓરડી, વાયવ્યમાં કોઠાર અને ખડકીની બહાર દુકાન અગર નાનું કારખાનું બાંધવા સૂચના આપી છે. આવી રચનાવાળા ઘરમાં રહેનાર ગૃહસ્થ સુખ, શાંતિ અને સંપત્તિનો અધિકારી બને છે.

અગ્નિપુરાણમાં ખાસ મોટાં શહેરોમાં વસવા યોગ્ય ઘરોની રચના વર્ણવી છે. તેના ચાર વર્ગ પાડ્યા છે: (૧) વચ્ચે ચોક રાખી ચારે બાજુ ઓરડાની રચના; (૨)

વચ્ચે ચોક, ત્રણ બાજુ ઓરડા અને હવા-પ્રકાશ માટે એક બાજુ ખુલ્લી રાખવાની સગવડ; (૩) વચ્ચે ચોક, અને બે બાજુ ઓરડા અને બાકીની બે બાજુ હવાપ્રકાશ માટે ખુલ્લી રાખવાની રચના તથા (૪) આગળ ચોક પછી ઓશરી ને ઓરડા અને પછવાડે વાડો રાખી બાંધેલું ઘર. આઠ ઓરડાની રચનાવાળા ઘરમાં પૂર્વમાં શ્રી. સરસ્વતી અને લક્ષ્મીનો ઓરડો; પુસ્તકાલય અને તિજોરીનો ઓરડો, અગ્નિ ખૂણામાં રસોડું, દક્ષિણમાં સૂવાનો ઓરડો, નૈઋત્યમાં શસ્ત્રાગાર, પશ્ચિમમાં જમવાનો ઓરડો, વાયવ્યમાં કોઠાર, ઉત્તરમાં સર્વવસ્તુ સંઘરવાનો ભંડાર અને ઈશાનમાં દેવસેવાના ઘરની રચના કહી છે. આ ઘર દક્ષિણાભિમુખ છે.

'કામિક આગમ'માં પણ દક્ષિણાભિમુખ ત્રીસ ઓરડાવાળા ઘરની રચનાનું વર્ણન છે. 'માનસાર'માંથી સીધા ઉદ્ધૃત થયેલા આ આગમમાં પણ તેવી જ રચના વર્ણવી છે. 'માનસાર' હિંદ આખામાં ઘણો જ માન્યગ્રંથ હોય તેમ લાગે છે. તેથી જ કોઈ ઘર, ગામડું કે શહેરની એક જ પ્રકારની રચના તેમાં વર્ણવી નથી. તેમાં હિંદને દસ શિલ્પીય વિભાગમાં વહેંચી દઈ, દરેક માટે ખાસ નોંધ કરી છે.

'માનસાર'માં રહેઠાણ તથા બહેર મકાનોની રચના, ગામડાંમાં ને શહેરોમાં આઠ પ્રકારની, પણ કિલ્લાવાળા લશ્કરી થાણામાં પંદર પ્રકારની વર્ણવી છે. તેનાં ચિત્રો જોવાથી સ્પષ્ટ ખ્યાલ આવે તેમ છે. ગામના જતિવાર લત્તા પાડી તે દરેકનાં ઘર કેવાં બાંધવાં તે વસ્તુ પ્રત્યે આધુનિક ઇજનેરોનું ધ્યાન દોરવા જેવું છે. એક જ લત્તામાં ચોક્કસ ધંધાદારી, એક જ જ્ઞાતિના, એક જ પાયરીના, એક જ સાધનસંપત્તિવાળા અને એક જ પ્રકારના શોખવાળા ગૃહસ્થોનાં ઘર બાંધવાથી ખાસ લાભ થાય છે. વળી તેમાંથી બીજી વસ્તુ એ ફલિત થાય છે કે કલકત્તાના ચૌરંગી રોડની માફક રસ્તાની એક બાજુ રહેવાનાં મકાન બાંધવાં જોઈએ, જેથી તેમાં ભીડ ઓછી થાય. વળી એક છેડાથી બીજા છેડા સુધી સીધી અને પહોળી શેરીઓ અને ગલીઓ રાખવાથી ચોખ્ખી ખુલ્લી હવા પણ મળી શકે.

ઉપર કહ્યા તેવા ગ્રંથોમાં રહેવાનાં નાનાં ઘરોમાં ઓરડાની અંદરની રચનાનું ખાસ વર્ણન છે. મોટા પ્રાસાદો, મહેલો અને ઘણા માળવાળાં મકાનોની રચના કલાત્મક રીતે તેમાં આપી છે. નવા પ્રકારના રાજમહેલોની આસપાસ એકથી સાત ગઢ સુધીની રચનાનું વર્ણન છે. ફરતા મોટા ગઢનાં દ્વારને 'ગોપુરમ્' કહેતા. દ્વારશોભા નામના દરવાજા સાથે આંતર મંડપ(સૌથી અંદરના ચોક)માં રાજા, રાણીઓ ને રાજકુમારીઓના પ્રાસાદો બાંધતા, જે મુસ્લિમ જનાનાને મળતા છે. દ્વારશાળા નામના દરવાજા સાથેના અનંતાવિહાર(બીજા ચોક)માં પાટવીકુમાર તથા અન્ય કુમારોના, રાજગુરુના, અમાત્યોના એમ એવા રાજપુરુષોના પ્રાસાદો બાંધતા. મધ્યમાહાર(મધ્યચોક)માં સભાગૃહો, કચેરીઓ, અમાત્યમંડળનાં માણસો, અન્ય રાજપુરુષો અને સૈન્યના અધિકારીઓ તથા અંગત કારભારીઓના રહેવાનાં મકાન બાંધતા. આ ગઢની અંદર સુરક્ષિત ગલીઓમાં રાજાનાં ગૃહસ્થગૃહ પણ બંધાતાં. દ્વારહર્મ્ય નામના દરવાજા સાથેના પ્રાકાર–ચોથા ગઢમાં સંધિવિગ્રહકો અને વિષ્ટિ ચલાવનારા પરદેશી એલચીઓની કચેરી બાંધતા. મોટી દોઢીવાળા દરવાજા સાથેના મહામર્યાદા નામે પાંચમા ગઢમાં સૈનિકોના રહેઠાણનાં મકાન, બરાકો અને તેની કચેરીઓ બાંધતા. નાના રાજપ્રાસાદોને છઠ્ઠો ગઢ નહોતો. 'પણ

મોટા પ્રાસાદોને તે પણ હતો. ત્યાં રક્ષક, સૈન્ય-ચોકિઆતો, રાજના તબેલા, અશ્વશાળા, પશુશાળા અને બાગબગીચાની રચના કરતા. પાંચમા ગઢમાં આ ઉપરાંત કેદખાનાં, રાજકુટુંબનું સ્મશાન તથા કેટલાક ભય-ઉત્પાદક (રૌદ્ર) દેવદેવીઓનાં મંદિરો તેની બહારની બાજુ બાંધતા. દરેક ગઢમાં દેવમંદિરો તો હોય જ; ઉપરાંત બાગ, નાનાં તળાવ અને કુંડ પણ બાંધતા. આમ બધું કલાત્મક રીતે રચતા. ગોપુર તો એકથી સત્તર માળ સુધીના રચતા એમ વર્ણન છે. ખાનગી તેમ જ બહેર મકાનોનાં સ્થાન પણ નિર્ણિત કરેલ સ્થાને જ બાંધતા. બ્રહ્મપીઠ નામના મધ્યસ્થળે રાજાનું મુખ્ય દેવમંદિર બાંધતા. અમુક પ્રાંતમાં પ્રાસાદના સ્થાન મુજબ નિર્દિષ્ટ ખૂણે જ બહેર સભાગૃહ બાંધતા.

આ વર્ણનો પછી સ્પષ્ટ થાય છે કે પ્રાચીન શિલ્પશાસ્ત્રીઓ ગામડાં તેમ જ શહેરોમાં યોગ્ય દર્શનને લક્ષ્યમાં રાખી રંક અગર રાય કોઈ પણ દેશવાસીના રહેઠાણનાં મકાનોમાં સૂર્યપ્રકાશ અને ચોખ્ખી હવા પુષ્કળ મળ્યા કરે તે સારુ પૂરી કાળજી રાખતા. પથારીમાં સૂતાં ચોખ્ખી હવાનો પૂરો લાભ મળે તે માટે માથું ચોક્કસ દિશામાં રાખવું જોઈએ, એવી પણ તેમાં આજ્ઞા કરી છે. વિટ્રુવિયસ નામના રોમન સ્થપતિએ ઈટલીનાં શહેરોના યોગ્ય દર્શનની જરૂરિયાત પર ખાસ ભાર મૂક્યો છે. તે કહે છે કે દક્ષિણ કાંઠા પરનાં શહેરોમાં ઉનાળામાં સવારે ગરમી અને બપોરે ખૂબ તાપ પડે; તેમ જ પશ્ચિમ કાંઠાનાં શહેરોમાં સૂર્યોદય વેળાએ ઉકળાટ, બપોરે ગરમી અને સાંજે તાપ પડે; જેથી આવી ગરમ હવામાં વસનારની તબિયત બગડે છે. વૈદ્યો તેમ જ ઇતિહાસકારોના અભિપ્રાય ટાંકીને તે કહે છે કે ઉત્તર, ઈશાન કે પૂર્વકાંઠા પરનાં શહેરો સારાં ગણાય. શહેર, ગામ તેમ જ મકાનોને લગતી જમીન સિવાયની અન્ય ભૂલો સુધરી શકે પણ જમીનની ભૂલ સુધરી શકતી નથી. કલકત્તામાં ઉત્તરાભિમુખ ઘરમાં ઉનાળામાં રાતદિવસ બહુ ઉકળાટ રહે છે અને શિયાળામાં ખૂબ ઠંડી પડે છે. યુક્તપ્રાંતનાં આગ્રા, પ્રયાગ, લખનૌ ને કાશી જેવાં શહેરોના પશ્ચિમ તેમ જ દક્ષિણાભિમુખ મકાનોમાં ઉનાળામાં ખૂબ ઉકળાટ અને શિયાળામાં અસહ્ય ઠંડી પડે છે.

આપણાં આધુનિક શહેરો, બંદરો અને તેનાં કારખાનાં-મિલો ઇત્યાદિની જ નહિ, પણ તેની પાસેનાં ગામડાંની પણ રચના જોતાં દેખાય છે કે ધનિકો, અમલદારો ઇત્યાદિનાં સુખ-સગવડ અને સ્વાસ્થ્ય પ્રત્યે ખાસ દૃષ્ટિ રાખવામાં આવે છે. રંક, અભણ અને ગરીબોને સારુ તો શુદ્ધ હવાની સગવડનો પણ વિચાર થતો નથી એવું નજરે પડે છે. આ કેટલું શોચનીય ગણાય!

આપણાં શહેરોનાં તથા ગામડાંઓનાં મકાનોની રચનાની હાલની સ્થિતિ સમજી શકાય તેમ છે. અહીં પ્રથમ ઈરાની, ગ્રીસવાસી, સીથીયન, કુશન, હૂણ અને પાછળથી પઠાણ, મુગલ અને છેવટે યુરોપી સત્તાના આક્રમણથી હિંદુસંસ્કૃતિ તૂટી પડી ને અદશ્ય થતી ચાલી. હિંદુશાસ્ત્રનાં માર્ગદર્શક પુસ્તકો નાશ પામ્યાં, હિંદુ આખ્યાયિકાઓ ભુલાઈ ગઈ અને હિંદુ રીતરિવાજ સાવ ફરી ગયા. તેના પર ક્રમેક્રમે બૌદ્ધ, ઈરાની, ગ્રીસવાસી, મધ્ય એશિયાવાસી ને છેવટે આધુનિક યુરોપીય રંગ ચઢ્યા. પરિણામ એ આવ્યું કે આજે આપણાં મકાનોની બાહ્ય તેમ જ આંતરિક રચનામાં કોઈ એક દેશ કે આબોહવાના વૈજ્ઞાનિક સિદ્ધાંત નજરે પડતા નથી. પંજાબ, યુક્ત-પ્રાંત, મુંબઈ, મદ્રાસ કે બંગાળ પ્રાંતનાં કોઈ પણ મોટા શહેરનાં મકાનો જોતાં જ આ વાતની આપણને ખાતરી થશે વ્યાપાર-ઉદ્યોગને

સ્થળે અગર ઉચ્ચવર્ગના અને યુરોપવાસીઓના વસવાટને સ્થળે બાંધેલાં મકાનો જોશો, તો તે એકલી યુરોપીય રીતિ અનુસાર જ—તેમના દેશથી જુદી જ જમીન, આબોહવા અને ઋતુઓવાળા આ દેશમાં બાંધેલાં નજરે પડશે. લાહોર, દિલ્હી, મીરત, લખનૌ, કાશી, પટણા, કલકત્તા ઇત્યાદિ શહેરોની અમુક શેરીઓનાં નામ પઠાણો અને મુગલના નામ પરથી પડેલાં છે; છતાં ત્યાં આવેલાં મકાનોમાં અરબસ્તાનની બળબળતાં રણ કે મધ્ય એશિયાના અતિ ઠંડા શિયાળા નથી. હારેલા દેશના રીતરિવાજને ઠોકરે મારી વિજેતા પોતાના દેશની સંસ્કૃતિ તેના પર ઠોકી બેસાડે છે, તે વસ્તુ પણ આવી અકુદરતી વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરવામાં કારણભૂત છે. હિંદી–શિલ્પસ્થાપત્ય કલામાં રહેલી વૈજ્ઞાનિક રીતોનું તેમનું અજ્ઞાન પણ કેટલેક અંશે આ હકીકતનું કારણ છે. વળી કેટલાક આક્રમણકારો અને વિજેતાઓના સમયમાં સ્ત્રીઓનું તથા ધનનું રક્ષણ કરવું બહુ દુષ્કર થઈ પડેલું. એથી માત્ર શહેરોમાં જ નહિ પણ ગામડાંમાં પણ બધાં બારીબારણાં અને જાળિયાં કાઢી નાખી માત્ર ઓરડાના પ્રવેશદ્વાર સિવાય હવા–અજવાળાનું એક પણ દ્વાર રાખેલું નહિ. તેથી ઘર કેદખાનાં જેવાં જ બનેલાં. તેમાં પણ દીવાલમાં ઊંચે નાનું અંધારિયા જેવું જાળિયું મૂકતા, તે હવા કે પ્રકાશ માટે નહિ, પણ વિજેતા કોમના અમલદારો યુવાન સ્વરૂપવતી સ્ત્રીની અગર ધનની લોલુપતાથી શોધમાં ફરતાં રસ્તા પર પસાર થતાં, તેમનો હલન-ચલનનો અવાજ બરાબર સાંભળી શકાય તે હેતુથી એ જાળિયું મૂકતા. ખાસ કરીને આ વસ્તુસ્થિતિ ઉત્તર હિંદ અને પશ્ચિમ હિંદમાં બહુ લાંબા કાળ સુધી ટકી રહી, તેથી ત્યાંનાં ગામડાંનાં મકાનો હજુ પણ અંધારાં કેદખાનાં જેવાં જ છે. લાહોર, દિલ્હી, આગ્રા, અલ્હાબાદ, લખનૌ, પટણા ઇત્યાદિમાં જે માળવાળાં આવાં જૂનાં મકાનો, રૈયતનાં છે તેનાં છાપરાં કેદખાનાંની ઊંચી દીવાલો જેવાં અગર પારસીઓના ભીરસ્તા (મુડદાં સંઘરવાના કૂવા) જેવા જ દેખાય છે.

વ્યાપાર કરવા આવેલી કંપની મારફત સ્થપાયેલા બ્રિટિશ રાજ્યના પ્રારંભથી જ લોકોને જીવન તથા ધનમાલનાં રક્ષણની ખાતરી થઈ ગઈ; કેમકે પરદેશનો વ્યાપાર સુખશાંતિમય સ્થિતિ વિના કદી ખીલી શકે નહિ. બ્રિટિશ રાજ્યઅમલમાં આપણું નાણું બેંકોમાં સુરક્ષિત રાખવાની વ્યવસ્થા થઈ, તેમ જ આપણો સ્ત્રીવર્ગ તેમના અમલ દરમિયાન સુરક્ષિત બન્યો. છતાં છેલ્લાં સાતસો વર્ષના અનુભવને પરિણામે આપણે ઘરકૂકડી બન્યા છીએ અને હિંદુ–શિલ્પકલા અને આપણી આરોગ્યપ્રદ રચના વીસરી ગયાં છીએ. કેટલાંક રહેઠાણનાં મકાનનાં છાપરાં ને દીવાલો તથા રેલવે સ્ટેશનો-નાં વિશ્રામ લેવાનાં સ્થળનાં છાપરાં તેમ જ મિલો અને કારખાનાંની હદમાં બાંધેલાં છાપરાં જસત, લોખંડના પતરાંનાં બનાવેલાં છે: આવી શિક્ષાપાત્ર અનારોગ્યપ્રદ વસ્તુ માટે બ્રિટિશ રાજ્યતંત્ર જવાબદાર છે. આપણે પણ માનસિક તેમ જ સાંસ્કારિક ગુલામીને પરિણામે પશ્ચિમ-ની બધી વસ્તુઓનું આંધળું અનુકરણ કરવા માંડ્યું છે. દાખલા તરીકે કેટલાક કેળવાયેલા ધનવાનોનાં ઘરમાં સૂવાના ઓરડામાં જ લાકડા-ની બેઠકનું ફરતું જાજરૂ (કમોડ) રખાય છે. એ જાજરૂ પોતે જ રોગિષ્ઠ વસ્તુ છે; કેમકે તેમાં મેલું એકઠું થવાથી ઓરડાની તેમ જ આસપાસની હવા ઝેરી બને છે. આ આંધળા અનુકરણથી ગામડાં તથા નાનાં શહેરોમાં પણ લોકો ઘર આગળ જ જાજરૂ બંધાવી ત્યાં મેલું એકઠું કરે છે, જે ભંગી પોતાની ફુરસદે ઉપાડી જાય છે, ત્યાંસુધી હવા દુર્ગંધ માય કરે છે.

પ્રભુએ છૂટે હાથે આપેલી બક્ષિસો—સ્વચ્છ હવા અને પાણીનો લાભ લેવાની આપણાં

# કુરુક્ષેત્ર

## શ્રી. ભાનુશંકર જોષી

'ભલે કોઈ હિંદુએ ગીતા ન જોઈ હોય કે ન વાંચી હોય, તથાપિ 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે' આરંભના આ બે શબ્દોની તો એને ખબર હશે જ, છેવટે આનું ઉચ્ચારણ થતું તો એણે સાંભળ્યું જ હશે. 'પાણીપતનું મેદાન' તરીકે ભારતના મધ્યકાળના સમય દરમિયાન ખ્યાતનામ આ ભૂમિ શા માટે 'ધર્મક્ષેત્ર' કહેવાઈ હશે? શો હશે આ ચાર અક્ષરો પાછળનો ઇતિહાસ?

આનો ઉત્તર અહીં નાની કથામાં અપાયો છે.

પ્રભાતનો પહોર છે. સૂરજ ઊગુઊગુ થઈ રહ્યો છે. કુરુરાજ દાતણ કરતા બેઠા છે. દાતણ કરતાંકરતાં એમને એક વિચાર આવે છે:

'હું રાજા તો ખરો, પણ જીવતો છું ત્યાં સુધી જ, મરણ પામ્યા પછી કોઈ યાદ નહિ કરે. મારું રાજવીપણું મારો શ્વાસ ચાલે ત્યાંસુધીનું જ. માટે નામ અમર રહી જાય એવું કંઈક કામ કરવું જોઈએ. ધ્રુવ તપ કરીને અમર બન્યા, પ્રહ્લાદ ભગવાનની ભક્તિ કરીને અમર બન્યા. હું ય કંઈક એવું કરી બતાવું કે નામ રહી જાય. જુગજુગ સુધી લોકો મને ન ભૂલે.'

રાજા કુરુ આમ વિચાર કરે છે, ત્યાં એક ખેડૂત હળ જોડીને નીકળ્યો. રાજાએ દીઠો.

બસ, મળી ગયું. નામ રહી જાય તેવું કામ મળી ગયું.

કુરુરાજાએ ખેતી કરવાનો વિચાર કર્યો. શાની ખેતી? જુવાર, બાજરો કે ઘઉં, ચોખા પકવવાની? ના રે ના. ત્યારે? નામ રહી જાય તેવું કામ કરવાની.

કુરુરાજ શંકર પાસે ગયા. જઈને કહે: 'ભગવાન! તમારો નંદી આપો.'

શંકર કહે: 'શું કરશો?'

કુરુ કહે: 'ખેતી કરવી છે.'

શંકર કહે: 'લઈ જાવ ત્યારે, પણ એક નંદીએ ખેતી શી રીતે થશે?'

કુરુરાજ કહે: 'આપનો નંદી અને યમરાજનો પાડો. બંને મળીને તો ધરતી ખેડશે ને?'

શંકરે નંદી આપ્યો.

કુરુરાજ યમરાજ પાસે ગયા એમની પાસેથી પાડો લઈ આવ્યા.

શંકરનું વાહન નંદી, યમનું વાહન પાડો. બંને દેવવાહનો ગણાય.

વાહનો મેળવ્યાં. પછી એક મોટું હળ તૈયાર કરાવ્યું હવે દેવવાહનો જોડવાનાં એટલે હળ પણ મોટું જ જોઈએ ને? નહિ તો મેળ

---

મકાનોની અશાસ્ત્રીય-અવૈજ્ઞાનિક બાંધણીને લીધે, તેમ જ ઘણાંક ગામડાં અને શહેરોની અનારોગ્યપ્રદ સ્થિતિને લીધે આપણે મેળવી શકતા નથી. આપણાં અજ્ઞાન, બેદરકારી અને હાને પરિણામે પ્રજાકીયસ્વાસ્થ્ય અને વ્યક્તિગત સુખસગવડનો કેટલો ભોગ આપણે આપવો પડે છે તેની હજુ પૂરી કલ્પના પણ આપણને નથી. આ દેશનાં આબોહવા, ઋતુઓ, પાણીની સગવડ, પ્રકાશની સગવડ ઇત્યાદિ લક્ષ્યમાં રાખી આપણાં રહેઠાણની સ્થિતિ સુધારવા પ્રત્યે આપણો સમાજ જાગૃત બને તો ઘણાંઘણાં નિષ્કારણ દુ:ખો દૂર થાય.

★

જામે નહિ.

રાજા તો હળ જોડીને ચાલ્યા. સ્યમંત પંચક્ષેત્રમાં જઈ સાત ગાઉ જેટલી જમીન ખેડી નાખી—એક ઘડીમાં.

આ જોઈ ભગવાન વિષ્ણુને થયું કે કુરુરાજાએ એક ઘડીમાં સાત ગાઉ જમીન ખેડી નાખી. આમ જો થોડા મહિના એ ખેડતા જ રહે તો આખી દુનિયા ખેડી કાઢે. ગજબ થઈ જાય.

કુરુરાજા આઠમા ગાઉમાં હળ મૂકે છે. ત્યાં વિષ્ણુ પ્રગટ થઈ કહે: 'રાજા! આ શું કરો છો?'

કુરુરાજા કહે: 'ધરતી ખેડું છું.'

વિષ્ણુ કહે: 'શા સારુ?'

રાજા બોલ્યા: 'નામ કમાવા. નામ અમર રહી જાય તે ખાતર.'

વિષ્ણુ કહે: 'ધરતી ખેડીને વાવશો શું?'

કુરુ બોલ્યા: 'સત્ય દયા, ધર્મ, ન્યાય અને નીતિ. આ ભૂમિ પંચક્ષેત્ર છે. એટલે અહીં આ પાંચે ગુણો હું વાવીશ.'

વિષ્ણુ કહે: 'એવા ઉમદા ગુણોનું બી ક્યાંથી કાઢશો?'

કુરુરાજા કહે: 'મારા દેહનું બી બનાવીશ. શરીરના ટુકડા કરીને ધરતીમાં વાવીશ.'

કુરુરાજા સત્યપ્રિય હતા. દયાળુ ને ધર્મિષ્ઠ હતા. ન્યાયી ને નીતિવાન હતા. એમના આ ગુણો, એમની રગેરગમાં વણાઈ ગયેલા.

વિષ્ણુ કહે: 'વાત તો રૂડી છે, પણ એ તમારાથી બનશે નહિ'

રાજા કહે: 'કેમ નહિ બને?'

વિષ્ણુ બોલ્યા: 'શરીરના ટુકડા થતાં તમે જીવતા તો રહેશો નહીં. પછી બી વાવશો કેવી રીતે? જીવતો માણસ કામ કરી શકે; મૂએલો નહિ.'

વાત તો સાચી.

કુરુરાજ કહે: 'ત્યારે તમે વાવજો, મારા શરીરના ટુકડા કરીને તમે તે વાવો તોય મને વાંધો નથી. એ તો વધુ રૂડી વાત ગણાશે.'

વિષ્ણુ કહે: 'ત્યારે ધરો શરીર.'

કુરુરાજાએ વિષ્ણુ આગળ પોતાના હાથ-પગ ધર્યા.

વિષ્ણુએ હાથપગ કાપીને જમીનમાં રોપ્યા. પછી કહે: 'આ તો રોપાયા. હવે બીજો ભાગ લાવો.'

કુરુરાજાએ માથું ધર્યું.

વિષ્ણુ કહે: 'બસ, બસ, બહુ થયું. તમારી ખેડ સફળ થઈ. તમારી નિષ્ઠા જ તમને અમર બનાવશે. માગો જે માગો તે આપું.'

કુરુરાજા કહે: 'નામના રહી જાય તે ખાતર ધરતી ખેડું છું. વરદાન આપતા હો તો મેં જેટલી જમીન ખેડી છે તેટલી 'ધર્મક્ષેત્ર' તરીકે જુગના જુગ સુધી ઓળખાય એવું વરદાન આપો. 'ધર્મક્ષેત્ર'માં બધા દેવોનો વાસ થાય ને તે પુણ્યભૂમિ બની રહે. બસ, આટલી ઇચ્છા છે.'

વિષ્ણુ બોલ્યા: 'તથાસ્તુ!'

કુરુરાજાએ ખેડવાનું પડતું મૂક્યું. હળ જોડીને એ પોતાના નિવાસ ભણી ચાલ્યા.

ત્યારથી એમણે ખેડેલી ભૂમિ 'ધર્મક્ષેત્ર' અથવા 'કુરુક્ષેત્ર' તરીકે ઓળખાય છે. એ ભૂમિ મધ્યભારતમાં આવી—દિલ્હીની ઉત્તરે.

આમ કુરુરાજા ધરતી ખેડીને અમર બન્યા. એકલા જ નહિ, પોતાને હાથે ખેડાયેલી ભૂમિને પણ એમણે અમર બનાવી!



જિંદગીનો વહેલો મોડો અંત તો છે જ. પછી શા માટે રમતોમાં લલચાવું જોઈએ? રમવાના દિવસો તો ગયા છે; હવે અવશેષ રહેલા દિવસોનો ઉત્તમ વ્યય કરવો જોઈએ. —હરનાથ પાગલ

# મોતી

શ્રી. છોટાલાલ કહાનદાસ પટેલ

મોતી! જેનું નામ સાંભળતાં જ આંખમાં નવી ચમક આવે, જેના જન્મ વિષે કવિઓએ ભિન્નભિન્ન કલ્પનાઓ કરી છે, સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ લક્ષ્મીજી જેટલું જ જે કિંમતી છે, તે મોતી વિષે આપણે કેટલું બધું અલ્પ જાણીએ છીએ! લેખક એ વિષેની ઠીકઠીક માહિતી અહીં આપી છે.

પૃથ્વીની જુદીજુદી પ્રજાના કવિઓએ શરીરના અલંકાર તરીકે પોતાના કાવ્ય-ટંમાં મોતીને સ્થાને આપેલું જણાય છે. એની મોહકતાને દેશ, કાળ, કે પ્રજા કશાનો બાધ હજી સુધી નડ્યો નથી. આથી એની ઉત્પત્તિનું ખરું કારણ જાણવામાં નહોતું આવ્યું, ત્યાંસુધી તે વિષે બહુ રમૂજી અનુમાનો થતાં હતાં. દાખલા તરીકે સ્વાતિ નક્ષત્રમાં માણેકઠારી પૂર્ણિમાની રાતે વરસાદના છાંટા પડે છે, તે વખતે સમુદ્રની સપાટી ઉપર જે છીપો ઉઘાડી તરતી હોય છે, તેમાં તે બિંદુઓ પડવાથી મોતીરૂપ બની જાય છે. આવું અનુમાન તો આપણા લોકોમાં અત્યંત પ્રસિદ્ધ છે. છેક પ્રાચીન સમયમાં એમ પણ મનાતું હતું કે દેવલોકનાં આંસુ વરસાદનાં બિંદુરૂપે છીપોમાં પડવાથી મોતી થાય છે. યુરોપિયન લોકો માછલીની છીપમાં—ઝાકળમાં બિંદુ પડવાથી તેનાં મોતી બની જાય છે, એમ પ્રાચીન સમયમાં અનુમાન કરતા હતા. કવિઓની કલ્પના તો ઓર પ્રકારની હોય જ. આપણા કવિ નર્મદ માણેકઠારી પૂર્ણિમાનું વર્ણન કરતાં કહે છે:

> 'આજે માછલી ચંદની અમી,
> પિય મોતી કરે અંગમાં.'

અર્થાત્ માછલી ચાંદનીનું પાન કરીને મોતી બનાવે છે. આ કલ્પનાને હાલના મત સાથે સુસંગત કરવાને ઘણા કહે છે કે શરદ-પૂર્ણિમાની ચાંદનીનું સેવન કરવાથી માછલીને એક પ્રકારનો રોગ થાય છે. તેનાથી મુક્ત થવા માટે, તે પોતાના શરીરમાંથી કેટલોક રસી જેવો માંસરૂપી પદાર્થ બહાર કાઢે છે. તે પદાર્થનાં છીપમાં મોતી બંધાય છે.

ઉપરનાં અનુમાનો કુદરતી પદાર્થોની બનાવટની વાસ્તવિક શોધ કરવાના હાલના જમાનામાં ખોટાં ઠર્યાં છે, છતાં હજી પણ એની ઉત્પત્તિનું સર્વમાન્ય એક કારણ નક્કી થયું નથી હાલમાં એક મત એવો છે કે એક પ્રકારનો ઝીણો જંતુ મોતી ઉત્પન્ન કરનાર ઓઇસ્ટર કે કાલુ માછલીની છીપમાં પેસે છે. તેના ત્રાપાટાથી બચવાને તરત જ માછલી પોતાના શરીરમાંથી કળી-ચૂના જેવો પદાર્થ રસીરૂપે કાઢીને તે વડે પેલા જંતુ ઉપર એક ઉપર એકેકકરી કેટલાંક સુંદર ગોઠવણભરેલાં પડો બાંધી દઈ તેને ગૂંગળાવીને મારી નાખે છે. માછલીની આવી ક્રિયાથી થતો પદાર્થ તે જ મોતી છે. પણ મોતીની ઉત્પત્તિની ખાસ શોધ કરનાર દાક્તર કેલોરન કહે છે કે ઓઇસ્ટર માછલીના શરીરમાં એવા પિંડો છે કે જેમાંથી અંડ ઉત્પન્ન થઈ બહાર નીકળે છે. અને તે માછલી-ના શરીરની ચામડી નીચે આવે છે: પછી તે પર માછલીના શરીરમાંથી નીકળતો ચકચકતો તેજોમય પદાર્થ ઠરે છે, તે મોતી છે.

ગમે તેમ હો, તોપણ એટલું તો નક્કી જ છે કે રેશમ જેવા સર્વોત્તમ કાપડનું સાધન જેમ એક કીડો કરે છે, તેમ મોતી જેવી એક કીમતી અને મનોહર વસ્તુ એક ક્ષુદ્ર જંતુ જ બનાવે છે, અને બુદ્ધિમાન મનુષ્યો

જો કે તેની બનાવટની નકલ કરી રહ્યા છે, તોપણ હજી સુધી કુદરતી જેવાં ખરાં મોતી બનાવી શકયા નથી. આ જાણીને પરમ શક્તિમાન પરમાત્માની ઘટના ન્યારી છે, એમ લાગ્યા વિના રહેતું જ નથી.

બહેરીન બેટ પાસેના ઈરાની અખાતમાં અને સિંહલદ્વીપ પાસે મનારના અખાતમાં પુષ્કળ અને પાણીદાર મોતી પાકે છે, ઈરાની અખાતમાં ઓરમઝ અને બસોરા વચ્ચે એલ-કાટીફ, કેમેરાન, બેરેન જુલફાર, કાટીફા વગેરે મથકો મોતીની ઉત્પત્તિ માટે પ્રસિદ્ધ છે. એ સિવાય ઑસ્ટ્રેલિયાની સ્વૉન નદી, માડાગાસ્કર, મેક્સિકોનો અખાત અને ઇંગ્લેંડ તથા સ્કૉટલેંડના દરિયામાં પણ થોડાં મોતી પાકે છે.

કુદરતી રીતે પાકતાં મોતી ઉપરાંત જેમ રેશમના કીડાને લોકો પાળીને તેની પાસે યથેચ્છ રેશમ તૈયાર કરાવે છે તેમ ઑઇસ્ટર માછલીઓ પાસે પહેલાં ચીનાઓ મોતી બનાવડાવતા હતા, અને હાલ પણ કેટલાક લોકો માછલીની છીપોમાં ઝીણા જંતુ કે બીજી કંઈ ઝીણી વસ્તુ યુક્તિથી ઘાલી દે છે, અને તે ઉપર માછલી પોતાના સ્વભાવ પ્રમાણે કળીચૂના જેવા તેજોમય પદાર્થના થર પાથરી દે છે, જેથી મોતી તૈયાર થાય છે.

મોતી એ તેજસ્વી, કઠણ અને ધોળો પદાર્થ છે, એનો આકાર સાધારણ રીતે ગોળ કે લંબગોળ હોય છે; પણ કેટલાક ચપટાં ને શંકુ જેવા આકારનાં પણ હોય છે. નદીમાં થતી છીપોના કરતાં મોતીની છીપો આશરે ત્રણ ચારગણી મોટી હોય છે. સાધારણ રીતે દરેક મોટી છીપમાંથી ચારથી દસ સુધી મોતી નીકળે છે. વળી ૭૦ થી ૧૫૦ સુધી નાનાં મોતી મોટી છીપોમાંથી નીકળેલાંના પણ ઉદાહરણ છે. પાણીમાંથી કાઢેલી છીપોમાંથી લગભગ ⅘ ભાગની છીપોમાં જ મોતી હોય છે. છીપો જે દ્રવ્યની બનેલી છે, તેજ દ્રવ્યનાં મોતી બને છે. છીપોની અંદર થર પાતળા હોય છે, પણ મોતીમાંના થર જાડા હોય છે. મોતીની છીપો પોતાના સ્થાનથી અમુક જગ્યા સુધી જ હિલચાલ કરી શકે છે, અને કેટલીક વખતે દરિયાની અંદરના ખડકોના પથ્થરને વળગી રહે છે. સાદી છીપો અને મોતીની છીપોમાં આ મુખ્ય ફેર છે. છીપોની અંદર ત્રણ થર હોય છે. તે જ પ્રમાણે મોતીમાં પણ હોય છે. છીપનો સૌથી બહારનો થર કાળાશ પડતો પીળા રંગનો હોય છે, વચ્ચેનો થર ચૂનાનાં દ્રવ્યોથી ભરેલી નાની નળીઓનો બનેલો હોય છે, અને છેક અંદરનો થર વધારે તેજસ્વી હોય છે. છીપોની અંદરના થરના રંગ પ્રમાણે મોતીનો રંગ હોય છે, મોતી ઉત્પન્ન કરનારી માછલી દરિયાની સપાટીથી ૪૦ કે ૫૦ હાથ ઊંડા પાણીમાં અને કવચિત્ ખડકોની લગોલગ હોય છે. કેટલીક વખતે પચીસ-ત્રીસ હાથ ઊંડા પાણીમાંથી પણ મોતી નીકળે છે. તે વળી ઉત્તમ પ્રકારનાં હોય છે. જે વર્ષમાં વરસાદ પુષ્કળ વરસે છે, તે વર્ષમાં છીપો બહુ જડે છે. જેમ છીપ મોટી તેમ તેમાંનું મોતી પણ મોટું હોય છે. જે મોતી વધારે ગોળાકાર, રંગમાં વધારે સુંદર, કદે મોટું અને તેજસ્વી હોય છે, તે મોતી ઉત્તમ પ્રકારનું ગણાય છે, અને તેની કિંમત વધારે ઊપજે છે. અંગ્રેજ લોકો ધોળા રંગનાં મોતીને વધારે પસંદ કરે છે, અને આપણા લોકો સહેજ પીળાશ વાળાં મોતીની પસંદગી કરે છે. ધોળા રંગનાં મોતી વીસ-પચીસ વર્ષ વાપર્યાથી પીળચટાં થઈ જાય છે. મોતી કદમાં બાજરીના દાણાથી તે કોડી જેવડાં મોટાં પણ નીપજે છે. મોતીની કિંમત તેના પારખુ ઝવેરીઓ જ સારી રીતે કરી શકે છે.

વિલાયતમાં મોતીનું વજન કેરેટથી થાય છે અને આપણા દેશમાં ચવથી થાય છે. એની કિંમત હીરા પ્રમાણે વજનના વર્ગમાં થાય છે. એટલે કે એક ચવ મોતીની કિંમત ચાર રૂપિયા હોય તો ૭ ચવ વજનની કિંમત (વજનના ચવનો વર્ગ+એક ચવ, વજનની કિંમત ) બરાબર ૧૪૪ રૂપિયા થાય છે. મોતીનું વિશેષ ગુરુત્વ ૨ : ૭ છે અર્થાત્ પાણીથી સરખે કદે એ પ્રમાણ જેટલું ભારે છે.

સિંધુ મધ્યે મોતી લેવા,
માંહી પડયા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી,
દિલની દુગ્ધા વામે જોને.

આપણા ભક્તકવિ પ્રીતમની આ પ્રમાણેની વાણી અક્ષરશઃ સત્ય છે; કેમકે દરિયામાંથી છીપો કાઢવાનું કામ ઘણું જ અઘરું અને ત્રાસદાયક છે. નાનપણથી એ કામ શીખનાર માછી લોકો જ છીપો કાઢી શકે છે. છીપો કાઢવાનું કામ શરૂ કર્યા પહેલાં કેટલાક દિવસ સુધી માછી લોકો અમુક પ્રકારનું ધાન્ય ખાય છે, અને દરરોજ શરીરે તેલમર્દન કરે છે. પછી મછવામાં બેસીને જે ખડકોની પાસે મોતી હોય છે, (એની અજમાયશ પહેલેથી કરેલી હોય છે) ત્યાં મછવાને લઈ જઈ લંગર કરે છે. પછી માછી લોકો કપડાં ઉતારી કાનની અંદર રૂનાં ભીનાં પૂમડાં ઘાલે છે, અને શીંગડાનું બનાવેલું યંત્ર નાક ઉપર ઘાલી તેમાં ભોંભેથી વાદળીનો કકડો માથા ઉપર બાંધી લઈ પોતાના ઇષ્ટદેવનું નામ લઈને ડૂબકી મારે છે. જલદી તળિયે પહોંચવા માટે હાથમાં એક જાળું રાખે છે છીપોવાળા ખડક પાસે ગયા પછી તે પથ્થરને દોરીથી છોડી નાખે છે, એટલે મછવામાંના માણસો તે પથ્થરને ઊંચે ખેંચી લે છે, ખડકની પાસે રહેલી છીપોને હાથમાં રાખેલા જાળામાં પેલો માણસ ભરે છે. જાળું ભરાય એટલે દોરડું હલાવે છે, જેથી મછવા પરના માણસો તેને તરત ઉપર ખેંચી લે છે. ઉપર આવ્યા પછી તે થોડીવાર દમ ખાઈ પથ્થર બાંધી પાછો ડૂબકી મારે છે આ પ્રમાણે એક માણસ એક દિવસમાં ચાળીસ ડૂબકીઓ મારે છે, ને ખડક પાસે પુષ્કળ છીપો હોય તો એક માણસ એક દિવસમાં ઘણી જ છીપો કાઢે છે સાધારણ રીતે તેઓ પાણીમાં ૧ થી ૬ મિનિટ સુધી રહી શકે છે, પણ કેટલાક ડૂબકી મારનારાઓ તો આશરે અર્ધો કલાક સુધી પાણીમાં દમ ઘૂંટે છે, પણ તે પહેલાં શ્વાસ ગૂંગળાઈ જાય તો કેડે બાંધેલી દોરી હલાવે છે, એટલે ઉપરના માણસો તેને જલદીથી ખેંચી લે છે.

એ લોકો પોતાના શરીર ઉપર રબરના પોશાકનો ઉપયોગ કરતા નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે પોતાના જૂના ચાલને વળગી રહ્યા છે, છતાં હાલમાં કેટલેક ઠેકાણે રબરના પોશાકનો ઉપયોગ થવા માંડ્યો છે. એ પોશાકમાં શ્વાસ લેવા માટે ઓક્સિજન વાયુ મળી શકે છે, એવી પણ યુક્તિ કરેલી હોય છે. જેથી માછીઓનું કામ કેટલેક ઠેકાણે સુગમ થયું છે શાર્ક, વ્હેલ વગેરે માછલીની બીક ડૂબકી મારનારને ઘણી હોય છે. એ આવી માછલી પાસે આવે તો ડૂબકી મારનાર દોરી હલાવે છે, એટલે ઉપરના માણસો તેને જલદીથી ખેંચી લે છે, પણ તે પહેલાં કેટલાક તો માછલીઓના ભોગ થઈ પડે છે. તેટલા માટે વહેમી માછી લોકો માછલાંનો મંત્ર જાણનાર જાદુગરને મછવામાં રાખે છે, અને તેને અમુક ભાગ આપે છે; આ પ્રમાણે મોતી કાઢનાર હિંદુ, મુસલમાન, અને ખ્રિસ્તી ખારવાઓને મંત્ર ઉપર શ્રદ્ધા હોય છે. એ લોકો પાણીમાં આખો દિવસ કામ કરીને

ઘેર આવે છે, ત્યારે થાક પુષ્કળ ચઢવાને લીધે તેમનાં નાક અને મોંમાંથી પુષ્કળ લોહી નીકળે છે, તેથી મોતી કાઢનારાઓ વધારે વર્ષ જીવતા નથી. મજબૂત માણસો જ એ કામ કરે છે, અને થોડા દિવસ ધંધો મૂકી દે છે, ત્યારબાદ તેઓ બહાર કાઢેલી છીપોને કિનારા પર લાવી રેતીમાં ખાડા ખોદીને દાટે છે. તે કેટલોક વખત અંદર રહેવાથી અંદરની માછલી મરી જાય છે. અને છીપો ગરમીથી પોતાની મેળે જ ઊઘડી જાય છે. પછી તેને બહાર કાઢી ધોઈ નાખી ચીપિયા વડે અંદરથી મોતી કાઢી લેવામાં આવે છે. બહાર કાઢેલા બેડોળ દાણાને મોતીની ભસ્મમાં ઘસવાથી ગોળ અને ચળકતા થાય છે. પછી નાનાંમોટાં મોતીને જુદાજુદા વેહની ચારણીઓથી ચાળીને વળ પ્રમાણે જુદાં પાડવામાં આવે છે.

જર્મની, જાપાન અને બીજા કેટલાક દેશોમાં બનાવટી મોતી (કલ્ચર્ડ મોતી) ખરાં કુદરતી મોતી જેવાં જ નીચેની રીતે બનાવવામાં આવે છે.

કાચના પોલા મણકાને અંદરની બાજુ ...ે મોતીના રસનું આચ્છાદન કરવામાં ... છે. મોતીની છીપોને પાણીમાં ઉકાળ... ...ી તેનાં ચળકાટનો ભૂકો પાણીને તળિયે ...સે છે. તેનું આચ્છાદન કરવાથી કાચનો ...ણકો આબેહૂબ મોતીના જેવું જ તેજ મારે છે. તેની અંદરની બાજુએ પહેલાં તો લોકો મીણ ભરતા હતા, પણ હાલમાં મીણને બદલે પીગળી ન જાય એવો પદાર્થ ભરવામાં આવે છે. આટલી ક્રિયા થયા બાદ કાચને ખાઈ જનાર હાઈડ્રોક્લોરિક ઍસિડની મણકાને આંચ દેવામાં આવે છે, જેથી મણકાનું કાચવાળું પડ નાશ પામે છે, અને મોતીનું આચ્છાદન સપાટીરૂપ બને છે. આ કૃત્રિમ મોતીને તે લોકો કુદરતી ખરાં મોતીને ઠેકાણે વેચે છે; અને સાધારણ ઝવેરીઓ પણ તેને પારખવામાં ભૂલથાપ ખાય છે. જાપાનના લોકો પણ ખોટાં મોતીને એવો સારો ઓપ આપે છે કે સાચાં મોતી કરતાં પણ તે સુંદર દેખાય છે.

મોતીને લગતી એક શાખાના સ્વતંત્ર શોધક તરીકે આપણો ગુજરાત પ્રાંત પણ બેશક અભિમાન લઈ શકે છે. સુરત શહેરના વતની, એક પ્રતિભાશાળી વૈજ્ઞાનિક અને રસાયનશાસ્ત્રી, સ્વર્ગસ્થ પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરની ખ્યાતિ ફક્ત ભારતવર્ષમાં જ નહિ, દુનિયાભરમાં હતી. મહારાણી વિક્ટોરિયાના પૂતળાને લગાડેલા કાળા રંગના ડાઘ મોટામોટા યુરોપિયન વૈજ્ઞાનિકોથી પણ નીકળ્યા નહિ ત્યારે તેવું વિકટ કામ પાર પાડવાને પ્રો. ગજ્જરે બીડું ઝડપી સફળતા મેળવી, ત્યારથી પરદેશોમાં પણ એ પ્રખ્યાત થયા હતા. એમણે પાણી ઊતરી ગયેલાં મોતીને ધોઈ પાછાં નવાં કરી આપવાની સફળ શોધ કરી હતી અને 'મોતીનું પાણી ઊતર્યું તે ઊતર્યું' એ કહેવતને ખોટી ઠરાવી હતી, એ બીના મોતીના વિષયમાં રસ લેનાર સર્વ જાણે છે.

અલંકાર સિવાય મોતી બીજા કોઈ પણ ખપમાં બહુ આવતાં નથી. જો કે યુનાની તેમ જ આર્ય ઓષધોમાં તેનો ઉપયોગ, સુરમો બનાવવામાં તેમ જ ક્ષયના વ્યાધિ વગેરે માટે તણ્ડ્યો છે ખરો; પરંતુ યુરોપિયન વૈદકનો મત એવો છે કે તે ઓષધ તરીકે બહુ ઉપયોગી નથી. મોતીની છીપોનાં તો કેટલાંક રમકડાં, બટન, ચપ્પુના હાથા, રકાબીઓ વગેરે સુંદર ચીજો બનાવાય છે.

★

# ઉતાવળા માનવી

શ્રી. શાંતિલાલ પરીખ
બી. એ.

'વીસમી સદીના કોઈ પણ શહેરનું સોથી પ્રધાન લક્ષણ જો કોઈ હોય તો તે ઉતાવળાપણાનું. સ્ત્રી-પુરુષ, બાળક કે વૃદ્ધ; કારકુન, શેઠ કે ગુમાસ્તો; મજૂર કે મિલમાલિક; પત્રકાર કે રોજમજૂરીઓ-ને કોઈને, કોઈ પણ પળે જોઈએ તો બસ રઘવાયા' જેવો જ માલૂમ પડે છે. આ ઉતાવળથી જીવનનો સાચો આસ્વાદ આપણે ગુમાવી બેઠા છીએ.

ભલા માણસ છો તમે તો! આ શી લપ-લપ ને લમણાઝીક? આ શી ખટપટ ને ખેંચતાણ? આ શી ગરબડ ને ગભરામણ? આ શી દોડાદોડી! નથી કોઈ ગાડી પકડવાની કે નથી કોઈ ગાડી જતી રહેવાની, નથી કોઈ નાસેશી આવવાની કે નથી કોઈ નાઠરી લેવાની.

માણસો એટલું યે નહિ સમજતા હોય કે ઉતાવળ જેવો મોટો અવગુણ દુનિયામાં એકેય નથી. એમના હાથમાં આમ કરે શું આવે છે એ જ સમજાતું નથી. ઘેરથી એ એવા ઉતાવળમાં નીકળે કે પાછળ કંઈક ને કંઈક તો ભૂલી જ જાય. ગાડી પણ એવી ઉતાવળમાં પકડે કે એમનો પગ ખસતો રહી જાય. ખાલી દેખાતી એકાદ બેઠક માટે એવી દોટ મૂકે કે કોઈને લપડાક લગાવવાનું મન થઈ જાય.

એમને તમે ગમે ત્યાં જુઓ. ફૂટપાથ પર ચાલતા જુઓ કે ટ્રામમાં ચઢતા જુઓ, ઑફિસમાં આવતા જુઓ કે ઑફિસમાંથી છૂટતા જુઓ, સવારથી તે છેક સમી સાંજ સુધી તમને એ કોઈક જુદી જ જાતના માણસો માલૂમ પડશે. ઉતાવળિયા માનવીઓની એક ન્યારી ને અનોખી આલમ છે.

ઉચ્ચ કક્ષા ને કોટિના નેતાઓ આજે બૂમો પાડીને કહે છે કે શાંતિ રાખો, સભ્યતા શીખો, શિસ્ત જાળવો, સંયમ કેળવો; પણ આ બધા શબ્દો માત્ર બહેરા કાને જ અથડાતા હોય તેમ, એ નેતાની હાજરીમાં જ માણસો મારામારી ને ધક્કામુક્કી કરી બેહૂદું દૃશ્ય રજૂ કરે છે. ક્વચિત્ તો એ એવો અખતરો અજમાવે છે કે એક વખત આગળના બધા પાછળ ને પાછળના આગળ આવી જાય છે. વચમાં આવી બેઠેલા બેચાર જણા ચાલતી સભામાંયે ભડાક કરતાકને ઊભા થઈ ભાગવા પ્રયત્ન કરે છે ને બધું અસ્તવ્યસ્ત કરી નાખે છે.

ગવૈયો તાલ મિલાવતો હોય ને શ્રોતાઓ અધીરા ને ઊંચા થઈ જાય, સિનેમામાં વંદે માતરમ્ ગવાતું હોય ને પ્રેક્ષક, ધડાધડ બહાર નીકળી જાય, પોલીસના આડા હાથ હોય ને વટેમાર્ગુઓ રસ્તો ઓળંગવા જાય, ટ્રામમાં ઊભા રહેવાની મના હોય ને મુસાફરો કૂદકા મારી ચઢી જાય, ઘડિયાળને ટકોરે ટિકિટો મળવાની હોય છતાં છોકરાઓ બારી રોકવા મંડી જાય : આ ને આવા અનેક બનાવો રોજિંદા જીવનમાં જોવા મળે છે. આમાં કંઈ જ નવીનતા નથી, છતાં આ એક સત્ય સમજવા જેવું છે.

બેશક! એક વસ્તુ આવકાર્ય છે કે આજનું કામ કાલ પર ન રાખીએ. જેટલું થાય તેટલું આજ ને આજ કરી નાખીએ. પણ તેનો અર્થ એવો તો નથી જ કે આખો લાડવો એકી સાથે ખાઈ જવો કે આખો લોટો એક ઘૂંટડે પી જવો. એમાં તો અપચો થાય કે અંતરસ જાય. આગળ દોડ ને પાછળ ફોડ જેવું થાય.

ઉતાવળ ને ચપળતામાં ફેર છે. ઉતાવળમાં ઊંધું મારનારા માણસો ઘણા મળશે. પણ તમે

ચપળ, ચાલાક, ચબરાક માણસોનો અભ્યાસ કરજો, તે લોકો કદી ઉતાવળિયા નહીં લાગે. ખરું કહો તો ઉતાવળો માણસ કદી ચપળ કે ચાલાક બની જ શકતો નથી અને કદી બને તો તેની ઉતાવળમાં એની ચપળતાને ક્વચિત્ ઝાંખપ લાગી જાય છે. માણસમાં રહેલા સારાસારા સદ્ગુણો ઘણી વખત માત્ર તેના એક જ અવગુણથી અંધકારમાં ફેલાઈ જાય છે.

રોજબરોજના જીવનમાં આપણે ડોકિયું કરીએ, સહજ ઊંડી દૃષ્ટિ દોડાવીએ તો આપણને આ વસ્તુનો ત્વરિત ખ્યાલ આવશે. એની સ્પષ્ટ ને સુરેખ સમજ પડશે કે એકંદરે ઉતાવળ ખોટી ને ખતરનાક છે, ભૂંડી ને ભયાનક છે. માણસ અનુભવથી શીખે છે છતાં બીજાના અનુભવથી પોતાનું જીવન સુધારતો માણસ પોતાના જીવનનાં થોડાંક વર્ષો અવશ્ય બચાવી શકે છે.

આજે લાકડે માંકડું વળગાડ્યાના કેટલા યે પ્રસંગો જોવા મળે છે. આની પાછળ પણ ઉતાવળ સિવાય કંઈ જ હોતું નથી. પડ્યું પાનું નભાવી લેવાની પછી શિખામણ મળે છે. ... કરીને કૂવામાં ધક્કો મારવા જેવું આ ... હોય છે. માબાપનાં આવાં ઉતાવળિયાં ... લાંથી સંતાનો સુખ શું છે એ તો જોઈ જ ... થી શકતાં; એટલું જ નહીં પરંતુ પહેલી પચ્ચીસીમાં જ જીવનમાં ક્લેશ ને કંકાસ, કચકચ ને કડવાટ દેખાય છે ને ક્વચિત્ તો જીવનનો કરુણ અંજામ પણ આવીને ઊભો રહે છે.

ધીરજનાં ફળ મીઠાં છે, પણ ધીરજ ધરનારા આજે ક્યાં છે? એપણું પ્રાણી આજે એટલું બધું ઉતાવળિયું થઈ ગયું છે કે એના જીવનમાંથી બધી ધીરજનો એકસામટો જ જાણે અંત આવી ગયો છે. માણસને ધીરજ ધરવા કહેવું એ આજે અપમાનજનક છે!

અનુભવના થોડાક દાખલા મને યાદ આવે છે.

ઘરને વરસોથી વેચુંવેચું કરતો એક વાણિયો સાતસાત વર્ષ સુધી થોભ્યો. કોક કહેતું કે બાજુની જમીન એક ગૃહસ્થ રાખવાના છે ત્યારે વધારે ઊપજશે છતાં એને એવી ઉતાવળ આવી લાગી કે ઘરને વેચીને, પાંચ હજાર ઉપજાવીને જ એ ઝંપ્યો. એનું કિસ્મત જ કાળું હતું. અને એણે હાથે કરીને જ એ કાળું કર્યું હતું. હજુ મકાન વેચ્યાને મહિના જેટલો સમય પણ ન થયો ને તેના મકાનની બાજુમાં આવેલી જમીન પેલા ગૃહસ્થ શાળા બાંધવા લે છે ને વાણિયાનું મકાન રાખનાર પેલો આદમી પાંચ હજારના સાત હજાર ઉપજાવે છે! સાધારણ ઉતાવળમાં વાણિયાએ રોકડા બે હજાર ખોયા. છતાં કહેવતમાં તો 'વાણિયો અગમબુદ્ધિ' કહેવાય છે!

આવો જ એક બીજો નજરે જોયેલો દાખલો એક વોરા વેપારીનો છે. એને પણ એક નાની ફેક્ટરી હતી. બંધ પડેલું એ ફટફટિયું એણે એક મારવાડીને માત્ર બાર હજારમાં વેચ્યું. મારવાડી પછી તો ઠંડા પેટે બેઠો. બધી યોજનાઓ કાગળ ઉપર કરતો રહ્યો, ત્યાં જ બીજા વિશ્વયુદ્ધની નોબત વાગી ને બીજાં બે વર્ષનો સમય સરકી ગયો. છેવટે વખત આવ્યો કે એ ખખડી ગયેલી ફેક્ટરીમાં પડેલા લોખંડના ભંગાર ને જમીનમાં દટાયલી સ્ટીમ પાઈપના જ એ મારવાડીએ પંદર હજાર રૂપિયા ઉપજાવ્યા. જમીન, મકાન, મશિનરી બધું સુદ્ધાં ને મફત પડ્યું ને ઉપરથી ત્રણ હજાર મળ્યા. પેલો વોરો હજી યે પેટ પકડી પસ્તાય છે.

એક નવી જન્મેલી પેઢીએ આવી જ ઉતાવળ કરી પોતાનો એક સદ્ધર ને સમૃદ્ધ ગ્રાહક સદાને માટે ગુમાવેલો. નાની રકમની ઉઘરાણી કરતો એક કડક કાગળ એને પેઢીને

લખી નાખ્યો. જે દિવસે એ કાગળ પોસ્ટમાં પડ્યો તે જ દિવસે એને ચેક મળ્યો. હજુ તો પત્ર પણ ટપાલપેટીમાં પડેલો હતો ને ત્યારે આજકાલના એ ઉછાંછળા વેપારીની મૂર્ખાઈભરી વર્તણૂક માટે ખુદ ટપાલપેટી પણ હસતી હતી! હાથે કરીને એણે પોતાના પગ પર કુહાડો માર્યો પોતે જે ડાળ ઉપર ઊભો હતો એ ડાળ પોતે જ કાપી નાખી. સહેજ ઉતાવળ ને ભવિષ્યમાં જામનારી ને મોટું સ્વરૂપ લેનારી એક પેઢીએ ટૂંક સમયમાં જ ગૂંગળામણ અનુભવવા માંડી.

બીજા એક શેઠે કારકુનને રવિવારે ઘેર આવવા કહેલું ને કારકુન કોઈ કારણોસર ન જઈ શક્યો. એમાં તો એ બીજે દિવસે ઓફિસમાં આવતાં સાથે જ શેઠ પાસે જઈ માફી માગવા લાગ્યો. શેઠ સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા.

સાંજના કારકુનને ખબર પડી કે શેઠ રવિવારે સવારના જ ઘેરથી નીકળી ગયા હતા, ને બીજે દિવસે સવારમાં પાછા ફર્યા હતા. કારકુનને વધારે પડતા લાગણીવશ બની જવા માટે પોતાની જાત પર નફરત આવી.

ઓફિસમાં ઠેરઠેર આવા બનાવો ઘણી જગ્યાએ જોવા મળી રહે છે. એક નોકરે પહેલી તારીખે ઉતાવળમાં જ કેલેંડરના બે મહિના એકસાથે ફાડી નાખેલા. એક ટાઈપીસ્ટે ઉતાવળમાં ઊંધો કારબન મૂકી અગત્યનો દસ્તાવેજી કાગળ બગાડ્યો. એક કારકુને ઉતાવળમાં ટપાલ બીડતાં ન મોકલવાનો કાગળ સાવ ભળતી પાર્ટીને મોકલી આપ્યો. એક કેશિયરે કબાટમાં જ ચાવી રાખી ભડાક કરતું કબાટને તાળું મારી દીધું. એક સેક્રેટરીએ ઉતાવળમાં જ ચેકમાં આખું એક મીંડું વધારે લખી નાખેલું.

આજકાલ ઘણા યુવાનોને આ રોગ લાગુ પડેલો હોય છે. જીવનમાં ઝડપથી આગળ વધવા માટે એ કેટલીક વખત એવાં ઉતાવળિયાં પગલાં ભરે છે કે સરવાળે સરવૈયું કાઢતાં એ આગળ વધવાને બદલે પાછળ પડેલા દેખાય છે. એમ ઉતાવળથી જો આગળ વધાતું હોય તો જોઈતું જ શું હતું? છતાં એ ઠંડા કે ઠરીઠામ નથી રહી શકતા, ને પાંચ રૂપિયા વધારે મળતા હોય તો કોઈ સદ્ધર ને સમૃદ્ધ પેઢી છોડી, ખખડધ્વજ જેવી પેઢીમાં પેસી જાય છે. આવી હેરફેરમાં એ મહિનાઓ સુધી બેકાર બેસી રહેશે ને સરવાળે બધું સરખું લાવી મૂકશે. પણ એ શાંતિપૂર્વક એક જગ્યાએ નહીં જ ટકી રહે!

'ન બોલ્યામાં નવ ગુણ'ની કહેવત આપણે જાણીએ છીએ. શેક્સપિયરે હેમ્લેટમાં પણ લખ્યું છે કે 'સાંભળવું બધાયનું પણ કહેવું કોકને જ.' બોલવામાં માણસ ઘણી ઉતાવળ કરે છે. ભલભલાં સામ્રાજ્ય, ભલભલા મોરચા, ભલભલા સંદેશા સહેજ ઉતાવળા બોલવામાં તૂટી પડ્યાના દાખલા ઇતિહાસને પાને મોજૂદ છે. ગાંધીજીના આશ્રમમાં પણ ઓછું બોલવાની સંજ્ઞા કરતું પેલું વાંદરાનું રમકડું રાખવામાં આવ્યું હતું.

આ ઉપરાંત ઉતાવળમાંથી ઉપસ્થિત થયેલા કેટલાક રમૂજી પ્રસંગો પણ છે. આ એક વર્તમાનપત્રની બનેલી વાત છે. કંપોઝીટરે કંપોઝ કર્યું, પ્રૂફરીડરે પ્રૂફ વાંચ્યું, પ્રેસમેને છાપ્યું ને પ્રકાશકે પ્રસિદ્ધ કર્યું.

'નાદાર દીવાનસાહેબનો હુકમ'

'મ'ની કિંમતની કલ્પના કરો નામદાર દીવાનસાહેબે આ વાંચ્યું હશે ત્યારે તેમના વિચારની કલ્પના કરો. કારીગર ને કારકુનોની નાદારી પર એમને જરૂર હસવું આવ્યું હશે!

સિનેમાની, સ્ટેશનની, પ્રદર્શનની અને નાટક વગેરેની જગ્યાઓની ટિકિટબારી પર કામ કરતા કારકુનોને પૂછીયે તો યે આપણને

ખબર પડશે કે કેવા પ્રકારના ઉતાવળિયા માણસો રોજ એમના જોવામાં આવે છે.

બેચાર રૂપિયા તો આ કારકુનોને રોજના અમસ્તા જ મળતા હોય છે, પોતે અણીશુદ્ધ પ્રામાણિક હોવા છતાં મળતા હોય છે. કેટલાક ઉતાવળિયા માનવીઓ ટિકિટ લઈ ગાડી પકડવા એવા તો ભૂંડની માફક દોડે છે કે બે આનાની ટિકિટ લેવા રૂપિયો આપી ચૌદ આના લેવાનું જ ભૂલી જાય છે! કારકુન ઝીણી બૂમ પાડે છે, પણ તે પહેલાં પેલો માણસ તો પ્લૅટફૉર્મ પર પહોંચી ગયો હોય છે. છેવટે લાચાર બની કારકુન એટલા પૈસા બાજુ પર રાખે છે કે ભૂલી જનાર પાછો આવે તો આપી દેવાય, પરંતુ બાબરો ભૂત પણ પાછો દેખાતો નથી. સવારથી સાંજ સુધીમાં આવા ઉતાવળિયા કેટલા યે મળે છે.

બજારમાં કોઈ વખત ખરીદી કરવા જતા હોઈએ તો લગીરે ઉતાવળા ના થશો. એનો અર્થ એવો નથી કે અપ્રામાણિક બનીએ. છતાં બધો તાલ જોવા જેવો હોય છે. કેટલાક વેપારીઓ આજ એટલું બધું કમાઈ ગયા છે કે તમે માલ લો ને ઉપરથી એ તમને બક્ષિસ આપે.

દશ આનાની વસ્તુ લઈ એક રૂપિયામાંથી છ આના પાછા લેવા હાથ લાંબો કરશો તો તે તમને દશ આના પાછા આપશે.

એક રૂપિયો આપી, આઠ આનાની વસ્તુ લઈ, આઠ આના માટે હાથ લાંબો કરશો તો એ તમને એક રૂપિયો આઠ આના આપશે.

એક પાઈ પણ આપ્યા વિના ત્રણ રૂપિયાની વસ્તુઓ લઈ હાથ લાંબો કરશો તો તે તમને બે રૂપિયા પાછા આપશે.

એક વખત એકસામટી ઘણી વસ્તુઓ લઈ ઝોળીમાં નાખી બીલ બનાવવા કહેશો તો તે એક જ વસ્તુ મફત આપશે!

મોટા માણસોએ અનુભવોનો આખો સાગર પાર કર્યો હોય છે. જીવનમાં એ તપી, ટીપાઈને તૈયાર થયા હોય છે. તે લોકો કદી પણ ઉતાવળ કરતા નથી. મહત્ત્વના નિર્ણય કરવાના હોય છતાં આપણે જોઈએ તો તેમના પેટનું પાણી પણ હાલતું ન દેખાય. પીઢ થયેલા એ પુરુષો પ્રત્યેક પગલાનાં પરિણામનો વિવેકપૂર્વક વિચાર કરી સારાસારનો ખ્યાલ કર્યા પછી જ પગ ઉપાડે છે.

ધીમેધીમે કામ કરનારા, આસ્તેઆસ્તે ચાલનારા, મંદમંદ હસનારા, ચીપીચીપી લખનારા, તોળીતોળી બોલનારા, હલકેહલકે ગાનારા, જોખીજોખી લખનારા, સંભાળીને સંભાળી રહેનારા, સમાલી સમાલી ખર્ચનારા, સાચવીસાચવી જીવનારા...ને આપણે જોઈએ છીએ. એમનાં કામ કેટલાં સુધરી ગયાં હોય છે!

જ્યારે ઉતાવળા ઊઠવાથી ઊંઘ બગડે છે. ઉતાવળાં દાતણપાણી કરવાથી દાંત-દાઢનાં દર્દો થાય છે. ઉતાવળા સ્નાન કરવાથી ખસ-ખૂજલીનો ચેપી રોગ થાય છે. ઉતાવળાં ચાપાણી પીવાથી છાતી દાઝી જાય છે. ઉતાવળા જમવાથી હોજરીની બરબાદી થાય છે.

ઉતાવળે બોલવામાં જીભ સોચાય છે. ઉતાવળે લખવામાં અક્ષર બગડે છે. ઉતાવળે ચાલવામાં પગ મરડાય છે. ઉતાવળે બેસવામાં સ્થાનભ્રષ્ટ થવાનો પ્રસંગ આવે છે. ઉતાવળે ઊઠવામાં અકળાવિયું આવે છે. ઉતાવળે ઊંઘવામાં કોઈને યે અન્યાય થાય છે.

આપણે યાદ રાખીએ કે ઉતાવળ કરવાથી જીવનમાં જિંદગીની સાચી મઝા ચાલી જાય છે.

*

# આગના ભડકા

શ્રી. ક્ષિતિજ

ગોઝારી પાછલી રાતે એકાએક કોઈ ગામડાઓમાં આમ ફાટી નીકળે એ અકસ્માત હોવા કરતાં નિયોજિત કાવતરું હોવાનો વિશેષ સંભવ, પણ શા કારણે એ રચાયું હશે ? કયું તત્ત્વજ્ઞાન એની પાછળ કામ કરતું હશે ? આમ ઉપર એની શી અસર થાય ? આ સર્વ પ્રશ્નોની આસપાસ રચાયેલું આ પ્રસંગચિત્ર રોચક બન્યું છે.

રૂપાળી મજાની અમાસની રાત હતી. આકાશમાં તારાઓની ભાતવાળો ચંદરવો બંધાઈ ગયો હતો. રાતના બાર–એક વાગ્યાનો વખત હતો. જળ પણ જંપી ગયું હતું. અમારું આખું ગામ ગાઢ નીંદરમાં પડી ગયું હતું. આખા દિવસના થાકથી ખેડૂતો મનમાંથી જંજાળને દૂર કરી સુખની નિંદ્રા લઈ રહ્યા હતા. ક્યારેક ક્યારેક માત્ર શિયાળવાંનો રોવાનો જવાબ આપનાર ભસતાં કૂતરાંઓનું રુદન સંભળાતું હતું, અને તેથી રાતની શાંતિનો ક્યારેક ભંગ થતો.

તે વખતે હું પણ આખો દિવસ બહારગામથી રખડપટ્ટી કરીને આવ્યો હોવાથી ખાટલામાં પડ્યા ભેગો ઊંઘી ગયો હતો. સ્વપ્નમાં પણ ગ્રામજીવનનાં ચિત્રો સિનેમાનાં ચિત્રોની માફક આવી જતાં હતાં. આજે પણ ઊંઘમાં મને મજાનું સ્વપ્ન આવ્યું હતું. પણ સ્વપ્નું ઝાઝો વખત ચાલ્યું નહિ; કારણકે ખાટલામાં સૂતાંસૂતાં મેં કિકિયારીનો અવાજ સાંભળ્યો, અને હું સફાળો ખાટલામાં બેઠો થઈ ગયો. આંખો ચોળવા જેટલી પણ ઊંઘ મને રહી નહોતી; કારણકે રાડો તથા ચાસકાનું જોર વધતું જતું હતું. થોડી વારે બૂંગિયો ઢોલ વાગ્યો. અમારી શેરીમાં બાકી રહેલ આદમીઓ દોડતા જઈ રહ્યા હતા, તે હું તેમના ગોકીરા અને જોડા પછાડવાના અવાજથી જાણી શકતો હતો.

મારી ફળીમાં, ભયંકર કાળરાત્રિ હોવા છતાં અજબનું અજવાળું ઝગઝગ થઈ ગયું હતું. મને તરતજ ગમ પડી ગઈ કે ગામમાં ક્યાંક લાય લાગી છે. હવે તો ભડકા નજરે જોઈ શકાય તેટલા ઊંચે સુધી દેખાતા હતા. મારે કાંઈ વિચાર કરવાપણું હતું નહિ. તરત ઊઠી જે દિશામાંથી ભડકા આવતા હતા, તે દિશા તરફ મેં ચાલવા માંડ્યું.

ગામના પાદરમાં બે મોટી ગંજીઓ હતી, તેમાંથી આગના ભડકા ચારેકોર રાતોચોળ પ્રકાશ પાથરી રહ્યા હતા. માણસોનાં મોઢાં પ્રકાશથી લાલઘૂમ દેખાતાં હતાં. આ ગંજીઓની પડખે બીજી ગંજીઓ આવેલી હતી. તેને ઝાળ લાગે એટલી જ વાર હતી. બળતી ગંજીની પાસે જઈ ન શકાય એટલી સખત ગરમી તેમાંથી નીકળતી હતી. ગંજીની અંદર ઘર કરી રહેલા કેટલાક સાપનાં મોઢાં બહાર નીકળી ગયાં હતાં. કારણકે નીકળતાં નીકળતાં તો તે અડધા બળીને ભસ્મ થઈ ગયા હતા. આ ગંજીની અંદર એક મોરે ઊંચા ટોચ ઉપર પોતાનું ઘર બાંધ્યું હતું. તેને ગંજીની નીચે આગ લાગી હશે ત્યારે તે જોવાની મઝા પડી હશે; કારણકે તેણે જિંદગીમાં પહેલી જ વાર આવું નવું કૌતુક ભાળ્યું હશે. પણ આગ વધતાં તેનું તેજ અને તાપ ન ખમાવાથી ઊડ્યો ત્યારે તેની પાંખોને આગની ઝાળ લાગવાથી કાળો કકળાટ કરતો તે ભોંય ઉપર પડી રામશરણ થયો ! આવી ભયંકર આગમાં કેટલાંય ઉંદર, ખિસકોલી,

તેતર, ઘો અને નોળિયા નાશ પામ્યાં હશે!

આ વખતે કેટલાક માણસો અવ્યવસ્થિતપણે દોડતા હતા, ત્યારે કેટલાક હોશિયાર માણસો પાસેના કૂવામાંથી પાણી ખેંચી માટલાં ભરીભરીને પડખેની ગંજીઓને પાણી છાંટી રહ્યા હતા. તેથી આગ આગળ વધી શકે તેમ ન હતી, કેટલાક માણસો બળતી ગંજીઓ ઉપર ધૂળની ફાંટો ભરી ભરીને ફેંકતા હતા કે જેથી આગ ધૂંધવાઈને બંધ થાય. કોઈને શરીર સાચવી કામ કરવાની ટેવ ન હતી; એટલે જેને જેમ ઠીક પડે તે પ્રમાણે યથાશક્તિ ફાળો આપી રહ્યા હતા. અંદરઅંદરના કજિયા વિસારે મૂકી, દુશ્મનો મિત્રો બની આગ ઓલવવાના કામમાં લાગી ગયા હતા.

બધાને વ્યવસ્થિત બનાવી જે તરફ આગનું જોર વધતું તે તરફ વધારે માણસો રાખી ગંજીઓ ઉપર પાણીનો મારો હું ચલાવતો હતો. લોકોને રીડ–ચસકા કરવાનું મૂકી દઈ એકતાર થઈ કામે લાગી જવાની સૂચના કરી રહ્યો હતો. ધીરેધીરે લોકોમાંથી અશાંતિ અને ગભરાટ ઓછો થવા માંડ્યો; અને અનુભવી માણસોની સૂચનાઓ પ્રમાણે આગ ઓલવવાનું કામ કશી પણ ગરબડ વિના ધમધોકાર ચાલુ થઈ ગયું. બે કલાકની સખત મહેનત પછી આગ કાબૂમાં આવી. પછી ગામ લોકોના હૈયામાં શ્વાસ આવ્યો. બળી રહેલી બે ગંજીઓ સિવાય હવે બીજી ગંજીઓ માટે ખાસ ધાસ્તી જેવું રહ્યું ન હતું, એટલે ગામલોકો ધીરેધીરે વિખરાવા માંડ્યા. તે વખતે તરત જ મને ગોવિંદભાઈ સાંભર્યા. બંને ગંજીઓ ગોવિંદભાઈની હતી, તે ખલાસ થઈ ગઈ હતી. આ બધી ધમાલમાં તેમની પાસે જવાની પણ મને નવરાશ નહોતી. લાગલા જ મેં તેમને ખોળી કાઢ્યા. તેમની આસપાસ તેમનાં સગાંવહાલાં, પાડોશી વગેરે વીંટળાઈ વળ્યાં હતાં. તેમની પત્ની ઘરમાં કોઈનું મરણ થયું હોય તેવી રીતે છૂટે મોઢે રોતી હતી. ગોવિંદભાઈનો જુવાનજોધ છોકરો અરજણ વાછરું ભાંભરે એમ મોટા સાદે રોતો હતો. આસપાસ ઊભેલા સૌની આંખમાં આંસુ હતાં.

ગોવિંદભાઈનું બાવડું ઝાલી મેં કહ્યું:

'ગોવિંદભાઈ, જે થવાનું હતું તે થઈ ગયું. માણસને માથે દુઃખ ન પડે તો કોને માથે પડે? તમે તો મરદ માણસ છો, આમ વલોપાત કરશો તેથી કાંઈ ગંજી બળી ન બળી થઈ જશે? તમારા જેવા ભડ માણસે ધીરજ રાખવી જોઈએ.'

'નવલભાઈ, તમે કહો છો એ હું સમજું છું, મને મારી નીરણ બળી એનું દુઃખ નથી, પણ મારા ગભરુ જેવા બળદોનું શું થશે? એને અરજણ કરતાં ય મેં વધારે સાચવ્યા છે. હવે આ બે ગંજી જતાં ઢોરના મોઢામાં મૂકવા માટે સળી જેટલું ય ખડ રહ્યું નથી. આ કાળે ઉનાળે છતે વરસે મારે કાળ પડ્યો! હે રામ!' કહી ગોવિંદ પટેલ ગાંસડો થઈ નીચે ફસડાઈ પડ્યા. હાથને ટેકે ટેકે અમે તેમને માંડમાંડ ઘરભેળા કર્યા.

સવારે જ્યારે હું બહાર બધું જોવા નીકળ્યો ત્યારે ઓરડા જેવી બે મોટી ગંજીને ઠેકાણે માત્ર મોટા રાખના ઢગલા ઊભા હતા અને તેની અંદર બાકી રહેલો થોડોક અગ્નિ ધીખી રહ્યો હતો. આ જોઈ મારું મન ઉદાસ થઈ ગયું. મને વિચાર આવતો હતો કે અર્ધી રાતે અકસ્માતથી આગ શી રીતે લાગે? વખતે રાત વખતનું કોઈ માણસ બહાર ફરવા નીકળ્યું હોય, અને બીડીનું સળગતું ઠૂંઠું ચાલતાંચાલતાં ભાન વિના ફેંકી દીધું હોય, અથવા તો કોઈએ દુશ્મનાવટથી આગ મૂકી હોય. ગોવિંદભાઈને કોઈની સાથે દુશ્મનાવટ હોય એવું મેં કોઈ દિવસ કોઈને મોઢેથી સાંભળ્યું ન હતું. ગોવિંદભાઈ બહુ સુંવાળા

માણસ હતા. મરતાને મર કહે તેવા નહોતા. આસપાસનાં ગામોમાં ગોવિંદભાઈની આબરુ સારી હતી તો પછી ગામપરગામના કજિયામાંથી પણ આ આગ થઈ હોય. આવા વિચારો કરતો હું આંટા મારતો હતો, ત્યાં ગંજીથી થોડેક જ દૂર એક બાવળના, બળામાં નસાચિઠ્ઠી બાંધેલી દેખાઈ નસાચિઠ્ઠી ઊધાડી હતી. તેમાં લખ્યું હતું:

'કાનિયા કોળીએ તેની દીકરી રતનનું વેશવાળ તોડી ઊચરીમાં પરણાવી છે એનું પરિણામ ગામને માટે સારું નથી. જ્યાં-સુધી તેનું લખણું થઈ અમારું સમાધાન નહિ થાય ત્યાંસુધી ગામને માથે મોત ફરે છે. સૌ ચેતજો. મોટેરા વચમાં પડીને સમાધાન નહિ કરાવે અથવા તો ગામમાંથી કાનિયાને કાઢી નહિ મૂકે ત્યાંસુધી કોઈને સુખે નહિ રહેવા દઈએ. ચેતવું હોય તો ચેતજો.'

કાના કોળીએ તેની દીકરી રતનનું વેવિશાળ પ્રથમ ચંદરવા ગામે કર્યું હતું. પણ ચંદરવાવાળા નાથા કોળીનો દીકરો કાળો જુગારી અને ચાગડો હોવાથી કાનાને એ સગપણ ગમતું ન હતું એટલે પહેલાં નાત ભેગી કરી નાથાને એણે ઘણો સમજાવ્યો:

'તારે ત્યાં મારી દીકરી સુખી નહિ થાય, અને જનમનાં વેર બંધાશે, માટે નાતરીત પ્રમાણે તારો દેસ પાછો આપું, અને તું વેવિશાળ મૂકી દે.' પણ નાથો એકનો બે ન થયો. વેશવાળ થયેલી કન્યા, લાખ રૂપિયા આપે તો ય મુકાય નહિ. કુળમાં હીણું કહેવાય અને ગોત્રજને ગાળ ચોંટે. હવેલી જવા દેવાય પણ સવેલી જવા ન દેવાય. જોકરો ભલેને લુલો, લંગડો કે કાણોકોબડો હોય, અથવા ચોર, જુગારી, દારૂડિયો કે બધાં લક્ષણે પૂરો હોય પણ તેની કન્યા જો બીજે જાય તો પછી મરવું જ પડે. કાનાને નાતે હડેહડે કરી કાઢી મૂક્યો. એટલે કાનાને બીજો ઉપાય નહોતો. તેણે ઊચરી ગામના રૂપા કોળીનો દીકરો છગન સાત ગુજરાતી ભણી નિશાળમાં માસ્તર થયો હતો, તેની વેરે પોતાની દીકરીને ઘડિયાં લગન લઈ કંકુવાળા હાથે છાનીમાની પરણાવી દીધી. આથી નાથાના દીકરાનું વેવિશાળ તૂટી ગયું અને કાનાની દીકરી રતનનું સૈવેલ ગણાયું.

ત્યારથી નાથાની આફત અમારા ગામ ઉપર મંડાણી. તેનો પહેલો ભોગ ગોવિંદભાઈ પટેલ થયા.

મારા હાથમાં આવેલી નસાચિઠ્ઠીનો શો ઉપયોગ કરવો તેની મને મૂંઝવણ થઈ; કારણકે મારી પહેલી ફરજ તો નસાચિઠ્ઠી પોલીસ-ખાતાને આપવાની હતી. પરંતુ વિચાર કરતાં મને એમ લાગ્યું કે પ્રથમ તો આગ મૂકનારને મારે સમજાવવો, તેને તેના પાપનું ભાન કરાવવું અને તેનામાં પસ્તાવાની લાગણી થાય તો પછી બીજું પગલું ન લેવું.

જો કે એમ કરવાથી કાયદાનો ભંગ થતો હતો તેનું મને જ્ઞાન હતું. પરંતુ મારા પગલા-થી જો ગુનેગાર માણસ સુધરી જતો હોય, તો કાયદાનો હેતુ જળવાઈ રહેશે એમ પણ મને લાગ્યું. માણસજાતમાં દયાની લાગણી ઈશ્વરે જન્મથી જ મૂકી છે. તેની ઉપર આસપાસના નબળા સંસ્કારથી કાટ જામી જાય છે. તેથી દયાની લાગણી બૂઠી થઈ જાય છે. પરંતુ સારા વર્તન અને સદુપદેશથી ચડેલો કાટ દૂર કરી, માણસમાં છુપાઈ રહેલ માણસાઈને જગાડી શકાય છે; એવો મારો જાતિઅનુભવ હોવાથી એ પ્રયત્નો અજમા-વવાનો મેં વિચાર કર્યો.

બીજે દિવસે સવારે હું ચંદરવા ગામે પહોંચી ગયો. નાથો કોળી ખાટલા ઉપર બેસી હોકો પીતો હતો. તેની વહુ શામી-

બહેન ઘરમાં બેઠીબેઠી રોટલા ઘડતી હતી. મોટો છોકરો કાળો ઓસરીની કોરે બેસી બીડીઓ ફૂંકતો હતો.

બહારથી જ મેં પૂછ્યું:

'નાથાભાઈ, શું કરો છો ?'

'ઓહો ! આવો. નવલભાઈ, આવો, તમે ક્યાંથી ? અલ્યા કાળા, ગોદડું લાવીને ભાઈને પાથર. ભાઈને બેસવાનો વિવેક કર.'

હું બેઠો. નાથાને હું ઓળખતો હતો. નાથો અને તેની વહુ રામી પરચુરણ મજૂરી કરી ગુજરાન ચલાવતાં હતાં. કાળો સાતખોટનો દીકરો એટલે તે મોંએ ચઈ ગયેલો, તે આખો દિવસ ગામમાં રખડતો. કો'ક દિવસ રાતે ઝપટ મારી પાંચપચાસનો માલ લઈ આવતો. તેમાં નાથો બહુ વાંધો લેતો નહિ; પણ રામી મનમાં ખૂબ કોચવાતી. હરામના પૈસા તેને ખાવા ગમતા નહિ. પરસેવો પાડીને રળવાની ટેવને લીધે ચોરી તરફ તેને ખાસ સૂગ હતી. પણ કાળો તેના બીજા કુટુંબી સમાંની સોબતથી જુગારી થઈ ગયેલો. અને છાંટાપાણી ઉપર ચડી ગયેલો. પૈસાની તાણ પડતી ત્યારે ચોરી કર્યા વગર તેને જંપ વળતો નહિ. એકાદ વખત તે જેલનો મહેમાન થઈ આવેલો. પણ નાતમાં મોટા ભાગના માણસોનો વર્ગ તેના જેવા ધંધા કરતો હોવાથી એમાં તે નાનમ નહિ પણ મોટપ માનતો.

'કાં રામીબહેન, તમે તો બા'ર જ નીકળતાં નથી. એમ હું જમવા નહિ આવું. બોલો, છો તો મજામાં ને ?'

રામીબહેન કામથી પરવારી તરત બહાર આવ્યાં. મને રામરામ કર્યા. મને જોઈને તેમને કશીક શંકા આવેલી, એટલે તેમનું મોઢું પડી ગયું હતું.

મેં કહ્યું:

'જુઓ રામીબહેન., અહીં આવો. નાથાભાઈ તમે ય આવો, કાળાભાઈ મારી પાસે આવવામાં સંકોચાશો નહિ. બોલો, આ ચિઠ્ઠી તમારા તરફથી બંધાયેલી કે નહિ ? સાચું કહેજો હો. મારી બીક તમારે રાખવાની નથી.'

કાળો લેવાઈ ગયો. નાથાએ જરા હિંમત ભેગી કરી કહ્યું :

'નવલભાઈ, તમે કહો છો એ સાચું છે. એ જાસો લખવાનું મેં કાળાને કીધેલું. તમારે એટલું તો માનવું પડશે કે મારા દીકરાની વહુ સવેલી જાય ત્યારે મારું લોહી તપે કે નહિ ? મેં કાંઈ બલોયાં પહેર્યાં છે કે હું બાયલાની જેમ બેસી રહું ? મારા દીકરાનું ઘર ભાંગ્યું એનું મને કાંઈ ન થાય ? મારા ઘડપણમાં કાનિયાએ ધૂળ નાખી. મને જો એ સામો મળે તો કાપી નાખું.'

નાથો બરાબર આવેશમાં આવી ગયો હતો. કાનો સામો મળે તો તે જરૂર ખૂન કરી નાખે એવો ભયંકર એનો ચહેરો થઈ ગયો હતો.

'અરે ભલા માણસ ! કાનાએ તમારું બગાડ્યું હશે, પણ ગોવિંદ પટેલે તમારું શું બગાડ્યું ? તેનાં ઢોરોએ તમારું ભૂંડું કર્યું ? ગામે તમારો શો અપરાધ કર્યો ? ગોવિંદભાઈના ઘરમાં હવે એક સળી પણ ખડ કે કડબ રહી નથી. આ કાળે ઉનાળે ને તેમાં પાછી નીરણની અછત એ સ્થિતિમાં ગોવિંદભાઈ અને તેનાં ઢોરની શી દશા થશે એનો વિચાર કર્યો ? બિચારા નિરપરાધીને તમે વિના વાંકે માર્યે.' બોલતાં બોલતાં હું ગળગળો થઈ ગયો. રામીબહેનની આંખમાં આંસુ હતાં. કાળાના મોઢા ઉપર પણ થોડીઘણી શોકની આછી છાયા હતી. નાથો વિચારમાં પડી ગયો હતો.

'પણ નવલભાઈ, મારી વાત સાંભળો. ગામે મારો કજિયો ભાંગવો જોઈએ કે નહિ ?'

મેં કહ્યું :

'તમે ગામ પાસે કજિયો મૂકયો ? અને ગામ પાસે તમે કજિયો મૂકયો હોય છતાં તે ન ભાંગે તેમાં બિચારું ગામ શું કરે ? તમારે કજિયો કાં તો તમારે સગાંસગાંએ અંદરઅંદર સમજીને ભાંગવો જોઈએ અથવા તો નાતે ભાંગવો જોઈએ. પણ કજિયા તમે કરો એમાં ગામ શું કરે ? તેથી જેનો વાંક ન હોય તેને ફાંસીએ ચડાવાય ?'

હવે રામીબહેનથી બોલ્યા વિના ન રહેવાયું.

'આ મારા રોયા કાળિયાને હું રોજ કહેતી હતી, કે ભેજે ભાઈ, કાંઈ અફરું-તફરું કરીશ મા. કારણકે તારો પંડ હશે તો નાતમાં ક્યાં કન્યાનો કાળ પડ્યો છે ! વળી કાળિયો સારા ધંધે હોય તેની કન્યા ગઈ હોય તો આપણને ઓરતો થાય. મારા છોકરાનાં લખણ સારાં નહિ એમાં સામાવાળાને શો દોષ દેવો ?'

નાથો આ સાંભળી સજ્જડ થઈ ગયો. એનું મગજ ફાટી ગયું. તેણે રામીબહેન તરફ ફરી તડૂકી કહ્યું :

'બેસ બેસ ચાવળી મારા છોકરાને દોષ દે છે તે, કઈ તારી આખી નાતના છોકરાવ સારા છે તે. બીજાઓ કરતાં તો કાળિયો સારો છે સારો. કાળિયાએ તો આટલું જ કર્યું, બીજો હોય તો ખૂન કરી નાખે ખૂન.' નાથાનો ઉશ્કેરાટ હદ વટાવી ગયો હતો.

'તમે મને ગુડી નાખશો તો ય હું તમને કહ્યા વગર રહેવાની નથી કે જ્યાંસુધી કાળિયો સુધરશે નહિ, ત્યાંસુધી હું તેને પરણવા નહિ દઉં. પારકી છોકરીને હું મારા કૂવામાં નહિ પાડું. મને હવે રોજનો બવાડો ગમતો નથી. જુગાર રમવા, રોયા ભાગા માણસોને ભેગા કરવા, દારૂ પી એલફેલ બોલવા, રાતે કો'કના ઘર ફાડવા અને જ્યાં ત્યાં આગ મૂકવી એ ધંધા હવે ગમતા નથી. હવે તો હું આ બધાથી ધરાઈ ગઈ છું. આમ ને આમ ચાલશે તો મારે કૂવો પૂરવો પડશે.'

એમ કહી રામીબહેન ધ્રૂસકેધ્રૂસકે રડવા લાગ્યાં. તેમની આંખોમાં શ્રાવણ-ભાદરવો ચાલી નીકળ્યો. કાળાનું હૃદય હવે ભરાઈ આવ્યું હતું તે ખરેખર રોઈ પડ્યો. તેનો અંતરાત્મા જાગ્રત થઈ ચૂક્યો હતો. મેં કહ્યું :

'કાળાભાઈ, હવે તમને તમારી જિંદગી ઉપર પસ્તાવો થયો છે એનું કારણ રામીબહેનનું તપ છે. તમે આવી પવિત્ર માને પેટે જન્મ્યા છો તે તમારાં સારાં ભાગ્ય છે. કો'કને જ આવી મા મળે છે. તમને આ બધું ગમે છે ખરું ?'

કાળો જરા ટટ્ટાર થયો. તેના મોઢા ઉપર હવે કાંઈક નિશ્ચયનું તેજ આવ્યું હોય તેમ લાગતું હતું.

'મને મનથી તો આ બધું કાંઈ ગમતું નથી, પણ નાતીલા ભાઈબંધ મને ખેંચી જાય છે એટલે ના પાડી શકતો નથી. મારી બા મને રોજ કહે છે પણ મારે ગળે ઊતરતું નથી. હવે એમ થાય છે કે બા અને બાપા બિચારાં ઘરડાં થયાં છે. એ મને કેટલા દિવસ રળીને નભાવશે ? મારેય હવે આવા ગોરખધંધા મૂકીને મજૂરીથી નભાવ કરવો જોઈએ. પણ મારી કન્યા ગઈ એનું મને બહુ લાગે છે.'

'જુઓ ભાઈ, કન્યા જાય એનું દુઃખ તો દરેકને થાય. પણ તમે જ્યારે સુધર્યા નહિ, ત્યારે કાનાએ તેની દીકરીનું બીજે લગ્ન કર્યું. તમારી બહેન હોય અને તેનો વર જુગારી, ચોર, દારૂડિયો અને ચાગલો હોય, તો તમે શું કરો ? તમને એમ ન થાય કે દેખી પેખીને દીકરીને ક્યાં કૂવામાં નાખવી ?'

કાળાના હૃદયમાં હવે ફેરફાર થતો હતો. પણ નાતમાં તેની આબરૂ હલકી પડી તેનું

તેને બહુબહુ લાગી આવતું હતું. તેણે કહ્યું:

'હા, થાય તો ખરું, પણ સવેલી જવાથી નાતમાં મારી આબરૂ હલકી પડી ગઈ. જે હોય તે મારી તરફ આંગળી ચીંધે છે અને કહે છે કે 'જોયું; આની સવેલી ગઈ.' એ સાંભળી મારું માથું કપાઈ જાય છે.'

'પણ જો તમે સુધરી જાવ અને બરાબર એક વરસ પંડમહેનતથી પગ ઉપર ઊભા રહો, તો કાનાની બીજી દીકરી છે એને તમારી વેરે આપવાનું હું તેને જરૂર સમજાવી શકું. કાનો પણ મને એક દિવસ એમ જ કહેતો હતો, કે કાળો જો સુધર્યો હોત તો હું મારી દીકરી બીજે આપત નહિ. અને હજીયે સુધરે તો નાથો મારો સગો મટવાનો નથી. મારી બીજી દીકરી તેને ત્યાં આપું. પણ તમે સુધરો તો કજિયો ભાંગેને? તમારે સુધરવું ન હોય તો બીજું શું થાય?'

મારી વાત સાંભળી કાળાની આંખમાં તેજ પ્રગટયું. નાથો હરખથી ઘેલો થઈ ગયો. રામીબહેને છેડાવતી આંસુ લૂછ્યાં. કાળાએ કહ્યું:

'જુઓ નવલભાઈ, આજથી તમારા પગ ઉપર હાથ મૂકી કહું છું કે મારે ચોરી, જુગાર અને દારૂ આજથી હરામ છે. એક વરસ સુધી હું આ રીતે વર્તું ને એમ લાગે તો કાનો તેની બીજી કન્યા આપવી હોય તો આપે અને ન આપવી હોય તોપણ તે બંધણીમાં નહિ. આજથી હું તમારી અને સુરજની સાખે આ નીમ લઉં છું તે પાળીશ.'

બીજે દિવસે નાથાને, કાળાને અને રામીબહેનને લઈને હું મારે ગામ આવ્યો. કાનાને બધી વાત કરી તેણે અમારી વાત કબૂલ રાખી. તેણે નાથાને વચન આપ્યું: 'કાળો એક વરસ સુધી તેનું બોલ્યું પાળશે તો મારી નાની દીકરી કંકુને હું તેની વેરે આપી ચૂકયો છું એમ માનજો.'

ગામના આગેવાન તથા પટેલિયાને ભેગા કરી અમે કજિયો ભાંગ્યો. ગોવિંદભાઈએ મોટું મન રાખી કાળાને માફી આપી. ગોવિંદભાઈને નીરણની જરૂર પ્રમાણે મદદ ગામે ભેળા થઈ કરી આપી. એક વરસમાં તો કાળાના જીવનમાં પૂરેપૂરો ફેરફાર થઈ ગયો અને પોતાનો કોલ પાળ્યો, તેથી કાનાને ત્યાં વરરાજા થઈ વાજતેગાજતે ધામધૂમથી પરણ્યો.

તે દિવસ પછી અમારા ત્રણ ગામમાં કોઈ વખત ચોરી, આગ કે તોફાન થયું નથી.

★

ફ્રાન્સમાં સાચી બનેલી વાત છે.

કુટુંબમાં સાથે બે ભાઈ ભેળા રહેતા હતા. મોટો બચરવાળ ને નાનો કુંવારો. તે વર્ષે ઉત્તમ પ્રકારની ખેતી થઈ. આંગણામાં આવેલા પાકની સરખી વહેંચણી કરી રાત્રે બંને સૂતા. બંનેને એક જ વિચાર આવ્યો. બીજા ભાઈને કેમ કરી મદદરૂપ બની શકું?

બચરવાળને થયું: 'નાના ભાઈએ દુનિયાના રંગરાગ હજી જોયા નથી. અણીની વખતે ઉપયોગમાં આવે એવું કશું યે તે બચાવતો નથી ને ઉડાવ્યે રાખે છે. પણ હું તો કરકસરથી પૂરી બચત કરું છું. મેં થોડુંક સંઘર્યું છે. એની પાસે કંઈ નથી. આવી સ્થિતિમાં હું શા માટે મારો બધો હિસ્સો લઉં?' આ વિચાર કરી રાત્રે ઊઠી પોતાના ભાગમાંથી સો પૂળા એણે ભાઈના હિસ્સામાં નાખ્યા.

નાનાભાઈને વિચાર આવ્યો: 'હું તો છું એકલરામ, મોટો ભાઈ બચરવાળ છે. મારા કરતાં બચાવની જરૂર એને વધારે પડવાની છે, આ સંજોગોમાં મારે શા માટે પૂરો હિસ્સો લેવો?' આમ વિચારી એણે પણ પોતાના હિસ્સામાંથી સો પૂળા ભાઈનામાં નાખ્યા. સવારે જુએ તો બંનેના હિસ્સા સરખા! પંદર દિવસ સુધી સતત આમ ચાલ્યું. અંતે એક રાત્રે બંને સાથે જ ઊઠયા ત્યારે રહસ્યનો સ્ફોટ થયો.

ફ્રાન્સના લોકોએ આ બંને ભાઈઓને આવતા પવિત્ર વિચારોની યાદમાં તે સ્થાને મંદિર ચણાવ્યું.

×

# ગીતાંજલિ

## કવિવર રવીન્દ્રનાથ ઠાકુર

જગતભરમાં ભારતનું નામ રોશન કરનાર કવિવર ટાગોરની અમરકૃતિ તો ગીતાંજલિ, હિંદની તથા હિંદબહારની ઘણી યે ભાષાઓમાં અનેકને હાથે ગીતાંજલિના અનુવાદો થયા છે. આપણા સાહિત્યમાં પણ વિવિધ અનુવાદો દ્વારા ગીતાંજલિના આત્માને ઉતારવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પુષ્પ જેમ કવિ, તત્ત્વજ્ઞ અને જ્ઞાનીની સાથોસાથ સામાન્યજનને પણ આકર્ષે છે, તેમ આ સાહિત્યપુષ્પના પરિમલે ભિન્નભિન્ન પ્રકૃતિના ને ભિન્નભિન્નકોટીના માનવીઓ આકર્ષાયા છે. આપણા કવિ સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ(કાન્ત)ની સહાયથી વર્ષો પહેલાં સ્વ. મહારાણી નંદકુંવરબાએ 'ગીતાંજલિ'નું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું હતું. ઘણા વરસથી એ ભાષાંતર અપ્રાપ્ય છે. કવિવર ટાગોરના પુત્રની સંમતિથી 'સસ્તુ સાહિત્ય' એનું પુનર્મુદ્રણ કરવા ધારે છે. એમાંથી થોડીક રત્નકલિકાઓ અહીં ઉતારી છે. કવિવરનો જન્મદિન હમણા જ આખા દેશમાં ઉજવાયો હતો.

મારા જીવનના જીવન! મારાં બધાં અંગો ઉપર તારો જીવંત સ્પર્શ છે, એમ જાણીને મારા શરીરને વિશુદ્ધ રાખવાને હું હમેશાં યત્ન કરીશ.

બધાં અસત્યોને મારા વિચારથી બહાર રાખવાને હું હમેશાં યત્ન કરીશ; કારણકે હું જાણું છું કે તું તે સત્ય છે કે જેણે મારા મનમાં વિવેકના પ્રદીપને પ્રગટાવ્યો છે.

બધાં અહિતોને મારા હૃદયમાંથી હાંકી કાઢવાને અને મારી પ્રીતિને કુસુમિત રાખવાને હું હમેશાં યત્ન કરીશ; કારણકે હું જાણું છું કે મારા હૃદયના સૌથી અંદરના મંદિરમાં તારું આસન છે.

અને મારાં કર્મોમાં તને પ્રગટ કરવાનો હું પ્રયાસ કરીશ; કારણકે હું જાણું છું કે જે મને કર્મ કરવાને બળ આપે છે, તે શક્તિ તારી છે.

*

આ નાના ફૂલને ચૂંટી લે, વાર કર મા! મને બીક લાગે છે કે એને એ કરમાઈને ધૂળમાં પડી જશે.

તારી માળામાં ભલે તેને સ્થાન ન મળે, પણ તારા હાથથી દુઃખના સ્પર્શનું માન તો તેને મળવા દે, અને તેને ચૂંટી લે. મને બીક લાગે છે કે એને મને ખબર પડે તે પહેલાં દિવસ અસ્ત પામી જાય, અને અર્પણનો સમય વીતી જાય.

જો કે આ ફૂલનો રંગ કંઈ ઊંડો નથી અને તેની વાસ છેક આછી છે, છતાં તારી સેવામાં તેને વાપરવાની કૃપા કર, અને સમય છે ત્યાં તેને ચૂંટી લે.

*

આ ભજન, ગાયન અને માળા ફેરવવાનું છોડી દે! બધાં દ્વાર બંધ કરીને દેવાલયના આ એકાંત અંધારા ખૂણામાં તું કોની ઉપાસના કરે છે? તારી આંખો ઉઘાડ અને જો કે તારો ઈશ્વર તારી સન્મુખ નથી!

તે તો ત્યાં છે, કે જ્યાં ખેડૂત કઠોર ભૂમિને ખેડે છે અને જ્યાં રસ્તો બનાવનાર પથ્થરો ભાંગે છે. તે તડકામાં અને વરસાદમાં તેમની સાથે છે, અને તેનાં કપડાં ધૂળથી આચ્છાદિત છે. તારો પવિત્ર ઝભ્ભો ઉતારી નાખ, અને તેની માફક ધૂળવાળી ભૂમિ ઉપર આવ!

મોક્ષ? મોક્ષ ક્યાં મળે તેમ છે? આપણા પ્રભુએ પોતે આનંદથી સૃષ્ટિનાં બંધનો ધારણ કર્યાં છે, તે હમેશાંને માટે આપણ સર્વની સાથે બંધાયેલો છે.

તારા ધ્યાનમાંથી બહાર આવ, અને તારાં કુસુમ અને ધૂપ બાજુએ મૂક.

તારાં કપડાં ફાટે અને મેલાં થાય, તેમાં શી હરકત છે? તેને મળ, અને મહેનતમાં તથા ભમ્મરના પરસેવામાં તેને પડખે ઊભો રહે.

*

હું અહીં છું તે માત્ર તારી પાસે ગીત ગાવા સારુ છે. આ તારા ઓરડામાં મારે માટે એક ખૂણામાં બેઠક છે.

તારી દુનિયામાં મારે કશું કામ કરવાનું નથી; મારા નિરુપયોગી જીવનમાંથી ઉદ્દેશ-વગરના સ્વરો માત્ર નીકળી શકે છે.

મધ્યરાત્રિના અંધારા મંદિરમાં તારી નિઃશબ્દ ઉપાસનાની ઘડી વાગે ત્યારે મારા સ્વામી! તારી આગળ ગાવા માટે ઊભા રહેવાની તું મને આજ્ઞા કરજે.

પ્રભાતની હવામાં જ્યારે સોનેરી વીણાના તારનો મેળ થાય, ત્યારે હાજર રહેવાનો હુકમ કરીને મને માન આપજે. જ્યારે દિવસ પૂરો થયો છે, જ્યારે પંખીઓ ગાતાં નથી અને પવન થાકી બંધ પડી ગયો છે, ત્યારે જેમ પૃથ્વીને તેં નિદ્રાના ઓઢણાથી વીંટાળી દીધી છે, અને જેમ સાંજને વખતે કરમાતા કમળની પાંખડીઓને તેં કોમળતાથી બંધ કરેલ છે, તેમ મારા ઉપર પણ અંધકારનો ઘાડો પડદો ફેલાવી દે.

તે મુસાફર કે જેનો ભાતાંનો કોથળો મુસાફરીનો અંત આવ્યા પહેલાં ખાલી થયેલ છે, જેનાં કપડાં ફાટેલાં તથા ધૂળથી ભરાઈ ગયેલાં છે અને જેનું બળ બધું વપરાઈ ગયું છે, તેની શરમ અને ગરીબાઈ દૂર કર અને તારી માયાળુ રાત્રિના આવરણ નીચે એક ફૂલની માફક તેના જીવનને નવું બનાવ.

*

પ્રકાશ? અરે! ક્યાં છે પ્રકાશ? ઇચ્છાના પ્રજ્વલિત અગ્નિથી તેને પ્રગટાવો!

દીવો છે, પણ જ્વાળાની એક શિખા સરખી નથી. મારા હૃદય! શું તારી એ દશા થઈ છે? અરે! એ કરતાં તો મોત તારે માટે હજાર દરજ્જે બહેતર!

વેદના તારું બારણું ઠોકે છે અને તેનો સંદેશો એ છે કે તારો સ્વામી જાગ્રત છે, અને તે તને રાત્રિના અંધકારમાં થઈને સ્નેહ–સંમેલન માટે બોલાવે છે.

આકાશ વાદળાંઓથી ઘેરાઈ ગયું છે, અને વરસાદ સતત પડ્યા કરે છે. મારી અંદર આ શેનો સંચાર થાય છે, તે હું જાણતો નથી; તેનો અર્થ હું સમજતો નથી.

એક ક્ષણનો વીજળીનો ચમકારો મારી દૃષ્ટિ ઉપર વધારે ગહન અંધકાર ઘસડી લાવે છે; અને રાત્રિનું સંગીત જ્યાં મને બોલાવે છે, તે માર્ગ માટે મારું હૃદય ફાંફાં મારે છે.

પ્રકાશ? અરે! ક્યાં છે પ્રકાશ? ઇચ્છાના પ્રજ્વલિત અગ્નિથી તેને પ્રગટાવો! ગર્જના થાય છે, અને અવકાશમાં ચીસ પાડતો પવન ઘૂમે છે. રાત્રિ કાળા પથ્થરના જેવી અંધારી છે. કલાકોને અંધારામાં વીતવા ન દે. સ્નેહના દીવાને તારા જીવનથી પ્રગટાવ.

*

'કેદી, મને કહે, કે જેણે તને બાંધ્યો તે કોણ હતો?'

કેદીએ કહ્યું: 'એ મારો માલિક હતો. મને લાગેલું કે દોલતમાં અને અધિકારમાં હું દુનિયાના દરેક માણસથી ચડી શકું; અને તેથી જે નાણું મારા રાજાને આપવાનું હતું, તે મેં મારા પોતાના ખજાનામાં એકઠું કર્યું. જ્યારે હું ઊંઘથી વિવશ થયો, ત્યારે જે બિછાનું મારા સ્વામી માટે હતું, તેના પર હું સૂતો, અને જાગતાં મને માલૂમ પડ્યું કે મારા પોતાના ખજાનાના મકાનમાં હું કેદ થયેલો છું.'

'કેદી, મને કહે, કે જેણે આ ભાંગે નહિ, તેવી સાંકળ બનાવી, તે કોણ હતો ?'

કેદીએ કહ્યું: 'તે હું હતો કે જેણે આ સાંકળ ઘણી સંભાળથી ઘડેલી. મેં ધારેલું કે મારી જિતાય નહિ તેવી શક્તિથી હું દુનિયાને બંધનમાં રાખીશ, અને પોતે હરકત વગર છૂટો રહી શકીશ. આ પ્રમાણે રાતે ને દિવસે મોટા તાપથી અને ક્રૂર કઠોર ઘા મારીને મેં આ સાંકળનું કામ કર્યાં કર્યું. આખરે કામ થઈ રહ્યું અને આંકડા પૂરા તથા ભાંગે નહિ તેવા થયા ત્યારે મને માલૂમ પડ્યું કે હું પોતે જ તેના બંધનમાં સપડાયો છું.'

*

મારા સ્વામી! તારી પાસે આ મારી પ્રાર્થના છે:

મારા હૃદયની પામરતાના મૂળ ઉપર ઘા કર, ઘા કર.

મારા આનંદ અને શોક સહેલાઈથી સહન કરવાનું મને બળ આપ.

મારા સ્નેહને સેવામાં સફળ બનાવવાનું મને સામર્થ્ય આપ

મને એવી શક્તિ આપ કે ગરીબનો હું કદાપિ તિરસ્કાર ન કરું કે ઉદ્ધત બળવાનો આગળ ઘૂંટણ ન નમાવું.

મને એવું બળ આપ કે નિત્યની નિર્માલ્ય વાતોથી હું મારા મનને ઉન્નત કરી શકું.

અને મને એવું સામર્થ્ય આપ, કે હું સ્નેહથી મારું બળ તારી ઇચ્છાને આધીન કરી શકું.

*

મને લાગેલું કે મારી શક્તિની છેલ્લી સીમા આવતાં મારી યાત્રાનો પણ અંત આવ્યો છે, મારી આગળનો માર્ગ બંધ છે, સાથે લીધેલો ખોરાક ખૂટી ગયો છે; અને કોઈક નિઃશબ્દ એકાંત સ્થાનમાં આશ્રય લેવાનો વખત આવી ચૂક્યો છે.

પણ મને માલૂમ પડે છે કે તારી ઇચ્છા મારી અંદર કશા અંતને જાણતી નથી. અને જ્યારે જૂના શબ્દો જીભ ઉપર લય પામે છે, ત્યારે હૃદયમાંથી નવા સ્વરો સ્ફુરી આવે છે; અને જ્યાં જૂના માર્ગો લુપ્ત થાય છે, ત્યાં નવો દેશ તેના ચમત્કારો સહિત પ્રગટ થાય છે.

જ્યારે હૃદય કઠોર અને શુષ્ક થઈ જાય, ત્યારે મારા ઉપર દયાની વૃષ્ટિ સાથે આવ!

જ્યારે જીવનમાંથી લાવણ્ય લુપ્ત થાય, ત્યારે ગીતના ઉછાળા સાથે આવ.

જ્યારે તોફાની કામ ચોતરફ કોલાહલ કરી મૂકે, અને તેની પારની વસ્તુઓ તરફ મને બંધ કરી દે, ત્યારે, ઓ મારા નિઃશબ્દતાના સ્વામી! ત્યારે શાંતિ અને સ્વસ્થતા સહિત મારી પાસે આવ.

જ્યારે મારું નિર્માલ્ય હૃદય વિવશ થઈને એકાદ ખૂણામાં ભરાઈ બેસે, ત્યારે ઓ મારા રાજા! બારણું તોડી નાખ, અને એક રાજના હાથી આવ.

જ્યારે કામના ભ્રમથી અને ધૂળથી મનને અંધ બનાવે, ત્યારે ઓ પવિત્ર અને અનિદ્ર પ્રભુ! તારા પ્રકાશ અને તારી ગર્જના સહિત આવ.

*

હું ગામડાને માર્ગે દ્વારેદ્વારે ભિક્ષા માગવા ગયો હતો, ત્યાં એક ભવ્ય સ્વપ્ન સરખો તારો સોનેરી રથ દૂર દેખાયો; અને મને આશ્ચર્ય થયું કે આ રાજાઓનો રાજા કોણ હશે?

મારી આશાઓ ઊંચી ચડી અને મને લાગ્યું કે મારા બૂરા દિવસોનો અંત આવ્યો; અને માગ્યા વગર ભિક્ષા આપવાની તથા

ચોતરફ ધૂળમાં દ્રવ્ય વેરાવાની રાહ જોતો હું ઊભો રહ્યો.

જ્યાં હું ઊભો હતો, ત્યાં, રથ અટક્યો. તારી દૃષ્ટિ મારા પર પડી, અને તું સ્મિત કરતો નીચે આવ્યો. મને લાગ્યું, કે મારા જીવનનું સુભાગ્ય આખરે આવી પહોંચ્યું છે. પછી અચાનક તેં મારો જમણો હાથ લાંબો કર્યો અને કહ્યું, કે 'તારે મને શું આપવાનું છે?'

અહા! એક ભિખારી પાસે માગવા સારુ રાજા હાથ લાંબો કરે, એ કેવી મશ્કરી! હું ગભરાઈ જઈને અનિશ્ચિત ઊભો રહ્યો, અને પછી મોટી ઝોળીમાંથી મેં ધીમેથી એક નાનામાં નાનો અનાજનો કણ કાઢ્યો, અને તે તને આપ્યો.

પણ દિવસને અંતે ભોંયતળિયા ઉપર જ્યારે મેં મારી ઝોળી ખાલી કરી, ત્યારે એ નિર્માલ્ય ઢગલામાં એક અતિશય નાની સોનાની કણી જોઈને મને કેટલું બધું આશ્ચર્ય લાગ્યું! હું અતિશય રડ્યો, અને ઇચ્છના લાગ્યો કે તને મારું સર્વસ્વ આપવા જેટલી જો મારામાં છાતી હોત, તો કેવું સારું!

*

નાના બાળકની આંખો ઉપર જે ઊંઘ તરવરે છે, તે ક્યાંથી આવે છે તેની કોઈને ખબર છે? હા, એવી વાત ચાલે છે, કે પરીઓના ગામમાં જંગલની છાયાઓની વચ્ચે આગિયાઓની ઝાંખી રોશનીમાં જાદુની બે કોમળ કળીઓ લટકે છે, ત્યાં તે વસે છે. ત્યાંથી તે નાના બાળકની આંખો ચૂમવા સારુ આવે છે.

નાનું બાળક જ્યારે ઊંઘી જાય છે, ત્યારે તેના ઓષ્ઠ ઉપર જે સ્મિત વિલસે છે, તે ક્યાં જન્મ્યું હતું, તે કોઈ જાણે છે? હા, એવી વાત ચાલે છે, કે એક બીજના ચંદ્રમાના એક તરુણ ઝાંખા કિરણે પાનખર ઋતુના એક અદશ્ય થતા વાદળાની કોરનો સ્પર્શ કરેલો, અને ત્યાં એક ઝાકળથી નાહેલી સવારના સ્વપ્નમાં એ સ્મિતનો પ્રથમ જન્મ થયેલો. નાનું બાળક જ્યારે ઊંઘી જાય છે, ત્યારે તેના ઓષ્ઠ ઉપર જે સ્મિત વિલસે છે, તે એ જ.

નાના બાળકના અવયવો ઉપર જે મધુર, સુકોમળ નવરંગ ખીલે છે, તે એટલા વખત સુધી ક્યાં છુપાયો હતો, તે કોઈ જાણે છે? હા, જ્યારે માતા તરુણ કુમારિકા હતી; ત્યારે તે તેના હૃદયમાં વ્યાપીને કોમળ અને નિઃશબ્દ સ્નેહમાં છુપાયો હતો. એ જ મધુર સુકોમળ નવરંગ હાલ નાના બાળકના અવયવો ઉપર ખીલી રહ્યો છે.

*

જે ક્ષણે આ જીવનનો ઊંબર મેં પહેલવહેલો ઓળંગ્યો, તે ક્ષણની મને કશી ખબર નહોતી.

મધ્યરાત્રે જંગલમાં જેમ કોઈ કળી ઊઘડે, તેમ આ વિશાળ ચમત્કારિક દુનિયામાં જેણે મને ઉઘાડ્યો તે શક્તિ કઈ હતી?

સવારમાં જ્યારે મેં પ્રકાશ જોયો, ત્યારે તત્ક્ષણ મને લાગેલું કે આ દુનિયામાં હું છેક અજાણ્યો નહોતો; પણ નામ અને રૂપ વગરની અગમ્ય શક્તિએ મારી પોતાની માતાના રૂપમાં મને પોતાના બાહુમાં લીધો હતો.

એ જ પ્રમાણે, મૃત્યુમાં એ જ અજ્ઞાત મને સદા જ્ઞાતની માફક દેખાશે. અને હું આ જીવનને ચાહું છું, તેટલા માટે હું જાણું છું કે મૃત્યુને પણ હું એવું જ ચાહીશ.

બાળકને તેની માતા જ્યારે જમણી છાતી પરથી લઈ લે છે, ત્યારે તે રડી ઊઠે છે; અને બીજી જ ક્ષણે ડાબી છાતીમાં તેને પોતાનું આશ્વાસન મળે છે.×

★

× 'સસ્તું સાહિત્ય' તરફથી થોડા સમયમાં પ્રસિદ્ધ થનાર 'ગીતાંજલિ' માંથી.

# સંસ્થા-સમાચાર

## 'વિવિધ' ગ્રંથમાળા'ના ગ્રાહકબંધુઓને

'વિવિધ ગ્રંથમાળા'નું સને ૧૯૪૭-૪૮નું ચાલુ વર્ષ ૩૦મી જૂને પૂરું થશે. જુદાજુદા વિષયનું ઉપયોગી સાહિત્ય બને તેટલા સસ્તા મૂલ્યે પૂરું પાડવાનો આ માળા ચલાવવામાં મુખ્ય ઉદ્દેશ છે. ૩૭ વર્ષથી ચાલતી આ માળા દ્વારા અત્યાર સુધીમાં જુદાજુદા વિષયના જેવા કે ધર્મ, જીવન-ચરિત્ર, વૈદક ને આરોગ્ય, વેદાંત, ભક્તિ, જ્ઞાન ને વૈરાગ્ય એવા અનેક વિષયોના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે. અને તેથી ગુજરાતમાં આ માળા ઘણી લોકપ્રિય થયેલી છે.

૩૦મી જૂને પૂરા થતા વર્ષ દરમિયાન ગ્રાહકોને નીચે પ્રમાણે ૭ પુસ્તકો મોકલાયાં છે અને ૮ મું મહિના એકમાં મોકલાશે.

| નામ | પાન | મૂલ્ય | ટ. ખ. | રવાની તારીખ |
|---|---|---|---|---|
| ૧ સંતની વાતો | ૨૮૪ | ૧–૮ | ૦–૪ | ૧૮–૮–૪૮ |
| ૨ જીવનચર્યા | ૮૦ | ૦–૬ | ૦–૧ | ” |
| ૩ યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | ૮૮ | ૦–૮ | ૦–૧ | ” |
| ૪ તંત્રકથા ... | ૧૬૮ | ૧–૮ | ૦–૪ | ૧૫–૧૧–૪૮ |
| ૫ તુલસીરામાયણનાં મહાવાક્યો | ૯૬ | ૦–૮ | ૦–૧ | ” |
| ૬ હંસ મહારાજ | ૨૮૦ | ૨–૮ | ૦–૫ | ૨૨–૩–૪૯ |
| ૭ ધમ્મપદ ... | ૧૯૨ | ૧–૦ | ૦–૩ | ” |
| ૮ ગુલાબસિંહ | ૪૪૦ | ૪–૦ | ૦–૪ (જૂન આખરે મોકલાશે.) | |
| એકંદર: | ૧૬૨૮ | ૧૧–૧૪ | ૧–૭ | |

આઠમું પુસ્તક ગુલાબસિંહ વી. પી.થી મોકલીને નવા વર્ષનું લવાજમ મંગાવી લેવાશે. જેઓ તા. ૩૦મી જૂન પહેલાં પોતાનું લવાજમ મોકલી આપશે, તેમને ઉપલું પુસ્તક વી. પી.થી નહિ મોકલતાં સાદા બુકપોસ્ટથી મોકલી અપાશે.

પેરા ૧ (સં. ૨૦૦૬નું

આ સંસ્થા તરફથી છેલ્લાં સાતેક વર્ષથી **પંચાંગ** પ્રસિદ્ધ થાય છે. એ મુજબ સંવત ૨૦૦૬નું સાલનું શુદ્ધ ગ્રહલાઘવીય પંચાંગ અષાડ–શ્રાવણ માસમાં છપાઈને બહાર પડશે.

આ પંચાંગમાં જ્યોતિષને લગતી અગત્યની લગભગ બધી બાબતો અપાય છે; ઉપરાંત ધાર્મિક તહેવારોની ઉત્પત્તિનો ઇતિહાસ, ટપાલ ખાતાની માહિતી વગેરે બાબતો પણ હોય છે. આ વરસે બારેક પાનાં જેટલી બીજી ઉપયોગી માહિતી નવેસરથી તેમાં ઉમેરવામાં આવશે.

પંચાંગનું કદ ૬॥”×૧૦” નું રહેશે અને લગભગ ૧૨૮ પાનાં થશે, છતાં કિંમત માત્ર **નવ આના** રહેશે.

'અખંડ આનંદ'ના ગ્રાહકોને ગયા વરસે જુલાઈ માસના અંકરૂપે પંચાંગ મોકલેલું; પરંતુ 'અખંડ આનંદ' વાંચવાનું વ્યસન ધરાવતા ગ્રાહકોને અંકનું વાચન ગુમાવીને તેના બદલામાં પંચાંગ મળે તે પસંદ પડતું નહોતું. એટલે આ વરસે ગ્રાહકોને પંચાંગ મોકલવાનું બંધ રાખ્યાનું આગલા અંકમાં જણાવ્યું છે. આ વાતને 'સંદેશ'ના તા. ૧૯–૫–૪૯ ના અંકમાં એક ચર્ચાપત્રીએ 'ગ્રાહકો ગ્રહલાઘવીય પંચાંગ પસંદ કરતા નથી' તેવો વિકૃત અર્થ ઘટાવ્યો છે; તેથી સાવધ રહેવાની જરૂર છે. એમને જવાબ આપવાનું અહીં સ્થાન નથી; એમના આક્ષેપો કેટલા ગેરવાજબી અને ગેરરસ્તે દોરનારા છે, તેનો ઘટતો જવાબ સંવત ૨૦૦૬ના તૈયાર થઈ રહેલા પંચાંગમાં પંચાંગકાર તરફથી અપાશે.

નવાં પુસ્તકો

**બાળકોની માવજત : (સર્વોદયોર્ગ સાહિત્યશ્રેણી)** ગર્ભાવસ્થાથી માંડીને બાળક ત્રણ વર્ષનું થાય ત્યાંસુધી માતાએ કેવી કાળજી રાખી બાળકને પાળી–પોષીને ઉછેરવું જોઈએ તથા શારીરિક તેમ જ માનસિક દૃષ્ટિએ પદ્ધતિસરનું શિક્ષણ બાળકોને કેમ આપવું, તે આમાં સરળ રીતે સમજાવવામાં આવ્યું છે. પુસ્તકને અંતે પરિશિષ્ટરૂપે 'બાળરોગો' વિષે ઉપયોગી માહિતી અને ઉપચાર આપ્યા છે.

કદ ૫”×૭॥” : પાન ૯૬ : કિં. ૦–૧૦

**ગુલાબસિંહ:** સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીકૃત અતિગૂઢ તત્ત્વજ્ઞાનના વિચારોથી ભરપૂર છતાં સામાન્ય વાંચકોને રસિક તેમ જ બોધપ્રદ થઈ પડે તેવી નવલકથા. (વિવિધ ગ્રંથમાળામાં) પાન ૪૧૬ : કિં. ૪–૦

**વેદાંત-રસબિંદુ:** સ્વામીશ્રી મંગલનાથજી રચિત. વેદાંતજિજ્ઞાસુઓને વેદાંતનાં રસબિંદુઓ સરળતાથી સમજાવે છે.. પાન ૯૬ : કિં ૦–૧૨

**ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો:** ઝેરી જાનવરના દંશના તથા ઝેરી પદાર્થોના ઝેરના સરળ અને સાદા ઘરગથ્થુ અનેક ઉપાયો.

પાન ૯૬ : કિં. ૦–૧૦

## છેલ્લા બે માસનાં નવાં પ્રકાશનો

**તુલસીદાસની સાખીઓ:** સંતશિરોમણિ તુલસીદાસની કંઠસ્થ કરવા જેવી સાખીઓ અર્થ સહિત પાન ૭૨ : કિં. ૦–૩

**ખોરાકમાં ઝેર:** અત્યારના સમયમાં હોટલ, રેસ્ટોરાં તેમ જ જાહેર સ્થાનોમાં અપાતા ખાદ્યપદાર્થોમાં થતી ભેળસેળને લીધે શરીરમાં કેવી વિકૃતિ થાય છે, તે વિષે માહિતી આપતું પુસ્તક. પાન ૮૦ : કિં. ૦–૪

**ખેતીનાં મૂળ તત્ત્વો–ભા. ૪થો×** (જિરાયત તુલો): ધાન્યતુલ, કઠોળતુલ, તેલીબિયાંતુલ અને રેષાતુલનું વિવરણ, તેની ઉત્પત્તિ તથા તેનું વધારે ઉત્પાદન કેમ લઈ શકાય, એવાએવા અનેકવિધ પ્રશ્નોની ખેડૂતોને અત્યંત ઉપયોગી થાય એવી પૂરી છણાવટ કરવામાં આવી છે: ૪૧ ચિત્રો સાથે.

પાન ૧૭૬ : કિં. ૧–૧૨

**ઘરઘરનો વૈદ્ય:** જાણીતા વૈદરાજ પ્રભાશંકર નાનભટ્ટ ગઢડાવાળાની દોરવણીથી તૈયાર થયેલો ઉપયોગી ગ્રંથ. તેમાં જુદાજુદા અનેક રોગોના શાસ્ત્રોક્ત, અનુભવસિદ્ધ અને સલામતીભર્યા ઉપચારો અને સમજ આપ્યાં છે. સહજસાધ્યરોગો પાછળ વૈદ્ય-દાક્તરોમાં, ખર્ચાતા સેંકડો રૂપિયા બચાવવા આ ગ્રંથ આજે જ વસાવી લ્યો.

પાન ૧૯૨ : કિં. ૧–૮

× ખેતીવાડી અંગેની અત્યંત દુર્લભ માહિતી ધરાવતા આ જ વિષયના ત્રણ ભાગો અત્યારે સુધીમાં પ્રગટ થઈ ગયા છે, જેમાં જમીન, પાણી, ઓજાર; ખેડ, ખાતર, બીજ; કીટક, રોગ, પૂશુ વગેરે સચિત્ર રીતે વિસ્તારથી સમજાવવામાં આવ્યાં છે.

## પુનરાવૃત્તિઓ

**જીવનચર્યા :** આયુર્વેદપદ્ધતિએ દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા અને સદ્વર્તનના નિયમો. આ નવી આવૃત્તિ આવા મોટા અક્ષરોમાં છપાઈ છે.
પાન ૮૦ : કિં. ૦–૬

**ગૃહજીવનની કળા :** લે. શ્રી. સમાજશાસ્ત્રી : સર્વોપયોગી સાહિત્યશ્રેણીના આ પુસ્તકમાં ઘરમાં સુખ અને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો દર્શાવવામાં આવ્યાં છે. પાન ૧૨૮ : કિં. ૦–૧૦

**રાખની ઢગલી :** શ્રી. સૌજન્ય : પાંચ સંસારચિત્રોની સળગતી સમસ્યાઓને વાર્તાની ઢબે આલેખી રજૂ કરવામાં આવે છે. પાન ૧૨૮ : કિં ૦–૧૦

**પ્રકાશનાં પગલાં :** શ્રી. કરસનદાસ માણેક : જગતના વિવિધ ધર્મોની ચૌદ કથાઓ. આજના દેશકાળ સાથે સરખાવી નવી દૃષ્ટિથી રજૂ કરવામાં આવી છે. પાન ૧૨૮ : કિં ૦–૧૦

**બિરબલ અને બાદશાહ :** લે૦ શ્રી. જ્યોતીંદ્ર દવે : બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ.
પાન ૨૭૨ : કિં. ૨–૦

## એક અલભ્ય ગ્રંથ

**કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ અને તેની ઉપયોગિતા :** શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજી ઠાકરકૃત આ ગ્રંથની જૂજ પ્રતો મળેલી છે. જોઈએ તેમણે તેની કિંમતના રૂા. ૧૦) તથા ટપાલ ખર્ચના રૂા. ૧) મળી કુલ રૂા. ૧૧) મોકલી મંગાવી લેવો.

## હવે પછી પ્રગટ થશે

**શ્રીમદ્ ભાગવત :** ૧૨મી આવૃત્તિ છપાય છે. સત્વરે પ્રસિદ્ધ થશે.

**શ્રી શંકરભાષ્ય સહિત શ્રીમદ્ ભગવદ્ગીતા :** અનુવાદક : વામનરાવ પ્રા. પટેલ બી. એ. એલએલ. બી : છપાય છે, એકાદ માસમાં પ્રસિદ્ધ થશે.

**મીરાંનાં ભજનો :** મીરાંનાં ભજનોનો સૌથી મોટો, અને અદ્યતન સંગ્રહ.

**નરસિંહનાં ભજનો :** લગભગ બધાં લોકપ્રિય ભજનોનો સંગ્રહ આ પુસ્તકમાં અપાશે.

# યુગપ્રવાહ

## શ્રી. સોપાન.

રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગયા મહિનાનો સૌથી મોટો બનાવ રાષ્ટ્રસમૂહના વડા પ્રધાનોની લંડનમાં મળેલી પરિષદની જાહેરાત છે. આ જાહેરાત પ્રમાણે હિંદ હવે આવતી ૧૫મી ઑગસ્ટે પ્રજાસત્તાક બનશે અને છતાં રાષ્ટ્રસમૂહનું સંપૂર્ણ સભ્યપદ પણ ભોગવી શકશે 'બ્રિટિશ રાષ્ટ્રસમૂહ'નો ઉદ્ભવ ગમે તે ભાવનામાંથી થયો હોય, પરંતુ તેના આરંભકાળે તો એવી સ્થિતિ હતી કે રાષ્ટ્રસમૂહના સભ્ય હોય એવા દેશો ઉપર બ્રિટનનું વર્ચસ્વ રહે. એ પછી ધીમેધીમે એ માન્યતા બદલાતી ગઈ અને બ્રિટિશ રાષ્ટ્રસમૂહના તમામ સભ્યો સમાન દરજ્જાના ગણાય એમ નક્કી થયું. આ રાષ્ટ્રસમૂહનું ખાસ બંધારણ તો હતું નહિ એટલે સૌને સાથે જોડી રાખવા બ્રિટિશ તાજની મહત્તા સૌએ સ્વીકારી. રાષ્ટ્રસમૂહના કોઈ પણ સભ્યને ગમે ત્યારે તેમાંથી નીકળી જવાની છૂટ પણ હતી.

૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે હિંદ જ્યારે સ્વતંત્ર થયું ત્યારે બંધારણીય અર્થમાં એ રાષ્ટ્રસમૂહનું સભ્ય બન્યું, અને ડુમિનિયન (સંસ્થાન) કહેવાયું. રાષ્ટ્રસમૂહની કલ્પનાનો વિકાસ એવો થતો ગયો હતો કે સંસ્થાનમાં કશું નીચાપણું અથવા સ્વતંત્રતાને બાધ આવે એવું લાગે નહિ. છેક હમણાં સુધી આયર્લૅન્ડ રાષ્ટ્રસમૂહનું સભ્ય હતું, છતાં ગયા વિશ્વયુદ્ધમાં એ છેવટ સુધી તટસ્થ રહ્યું હતું. બ્રિટન ઉપર ભયાનક બૉંબવર્ષા થતી હતી અને બ્રિટનની સ્વતંત્રતાનો નાશ થઈ જવા સુધીનો ભય ઊભો હતો ત્યારે પણ આયર્લૅન્ડ, તટસ્થ રહી શક્યું હતું. તે જ બતાવે છે કે એની સ્વતંત્રતા ઉપર કશી જ મર્યાદા નહોતી. કૅનેડા પણ લાંબા સમય સુધી યુદ્ધમાં જોડાયું નહોતું. દક્ષિણ આફ્રિકામાં અત્યારે ડૉ. મલાનનો પક્ષ સત્તા ઉપર છે, વિશ્વયુદ્ધ વખતે સેનાપતિ સ્મટ્સનો પક્ષ સત્તા ઉપર હતો. આ વખતે ડૉ. મલાને "જાહેર કર્યું" હતું કે ચૂંટણીમાં એ જીતશે તો દક્ષિણ આફ્રિકાને લડાઈમાં પડવા નહિ દે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે બ્રિટિશ રાષ્ટ્રસમૂહના, લંડનપરિષદ પહેલાંના સ્વરૂપમાં પણ કોઈની સ્વતંત્રતાને કશી મર્યાદા ન હતી.

હિંદ, પાકિસ્તાન અને સિલોન સ્વતંત્ર થતાં એક નવી જ પરિસ્થિતિ ઊભી થઈ. આ ત્રણેય દેશો રાષ્ટ્રસમૂહના સભ્ય બન્યા અને સંસ્થાન કહેવાયાં. બ્રિટિશ રાષ્ટ્રસમૂહના સભ્યોમાં નવી જાતિનો, નવા રંગનો પ્રવેશ થયો. બ્રિટન, આયર્લૅન્ડ, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅન્ડ, દક્ષિણ આફ્રિકા એ બધા દેશો તો ગોરાઓના હતા. ૧૯૪૭ની ૧૫મી ઑગસ્ટે એમાં 'કાળા' ધાબાં ભળ્યાં. ગોરી જાતિઓએ આજસુધી જે 'જાતિઅભિમાન' કેળવ્યું છે તે જોતાં એથી શંકા સહેજે જાય કે આ બધા સાથે તેઓ સમાનભાવ રાખી શકશે! પણ દુનિયાની પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી એટલે આ ત્રણ દેશો પણ વ્યવહારમાં સમાન દરજ્જો પ્રાપ્ત કરી શક્યા.

પણ હિંદની સ્થિતિ જરા જુદી હતી. હિંદે 'સાંસ્થાનિક સ્વરાજ (ડુમિનિયન સ્ટેટસ)'નું ધ્યેય

પરિણામે દેશના ગૌરવ અને કિર્તિને હાનિ પહોંચવાને બદલે હિંદનું ગૌરવ વધું ઝળહળ્યું છે અને વિશ્વમાં તેનો દરજ્જો વધ્યો છે.

ટીકાકારો કોઈક પ્રકારનો ભય સેવી રહ્યા છે અથવા તો જેની જાહેરાત કરવામાં નથી આવી એવું કંઈક ખાનગી કરવામાં આવ્યું હોય એવું તેઓ માની રહ્યા છે. હું એ કહેવા માગું છું કે ખાનગીમાં કંઈ થયું નથી અને આપણા સાર્વભૌમત્વને અને આર્થિક, રાજકીય કે લશ્કરી બાબતોમાં આપણી બાહ્ય–આંતરિક નીતિને મર્યાદિત કરતી કોઈ બાંહેધરીઓ પણ આપવામાં આવી નથી. આપણી પરદેશ નીતિ, મેં વારંવાર જાહેર કરી છે તે મુજબ, શાંત અને બધા રાષ્ટ્રો સાથે મિત્રતા જાળવી રાખવાની અને સત્તાના કોઈ જૂથ સાથે ન ભળવાની છે. આપણી નીતિની હજુ પણ આ જ આધારશિલા છે. કચડાયેલા રાષ્ટ્રોના આઝાદી માટેની અને રંગભેદનો અંત આણવાની નીતિને આપણે વરેલા છીએ. મને એ બાબતની પણ ખાતરી થઈ ચૂકી છે કે સાર્વભૌમ હિંદી પ્રજાસત્તાક રાષ્ટ્રસમૂહના બીજા દેશો સાથે મુક્ત સહકાર સાધીને પહેલાં કરતાં વધુ લાગવગ સાથે અને વધુ પ્રમાણમાં આ નીતિ અનુસાર વર્તી શકશે.

લાંબા કાળ પહેલાં આપણે પૂર્ણ સ્વરાજ મેળવવાની પ્રતિજ્ઞા લીધી હતી. આપણે પૂર્ણ સ્વરાજ હાંસલ કર્યું છે. બીજા દેશો સાથે જોડાવાથી શું કોઈ રાષ્ટ્ર પોતાની આઝાદી ગુમાવી બેસે છે? જોડાણનો અર્થ સાધારણ રીતે પરસ્પર બાંહેધરીઓ આપવાનો થાય છે. રાષ્ટ્રસમૂહના સાર્વભૌમ રાષ્ટ્રોના મુક્ત સહકારમાં કોઈ બાંહેધરીઓનો સમાવેશ થતો નથી. તેનું બળ તેની સ્થિતિસ્થાપકતામાં અને સંપૂર્ણ આઝાદીમાં રહેલું છે. રાષ્ટ્રસમૂહમાંથી કોઈ રાષ્ટ્ર નીકળી જવા માગે તો તે તેમ કરી શકે છે.

એ સ્મરણમાં રાખવું ઘટે કે રાષ્ટ્રસમૂહ એ કોઈ પણ અર્થમાં વરિષ્ઠ રાજ્ય નથી. આ મુક્ત સહકારના પ્રતીકરૂપ વડા તરીકે રાજાને આપણે માન્ય કરેલ છે. રાષ્ટ્રસમૂહના રાજાના દરજ્જા સાથે કોઈ કામગીરી સંકળાયેલી નથી. હિંદના બંધારણને લાગેવળગે છે ત્યાંસુધી રાજાને તેમાં સ્થાન આપવામાં આવ્યું નથી અને આપણે તેમને વફાદાર નથી.

રાષ્ટ્રસમૂહનાં કેટલાક ભાગોમાં આપણને ન ગમે તેવું ઘણું થાય છે અને ભૂતકાળમાં આપણે તેની સામે લડત પણ ચલાવી છે. પણ આ બાબત આપણે સાર્વભૌમ રાષ્ટ્ર તરીકે પતાવવાની છે.

પ્રાચીન કાળમાં અનેક સંસ્કૃતિઓનું મિલનસ્થાન બનવાનો હિંદને વિશેષાધિકાર પ્રાપ્ત થયો હતો. પરસ્પર ઝઘડતાં જૂથો વચ્ચે સાંકળ બની રહેવાનો અધિકાર હિંદને વર્તમાન અને ભવિષ્યમાં પણ મળી રહે તેમ છે. એટલું જ નહિ પણ આજની અને આવતી કાલની ખૂબ જ અગત્યની બાબત–વિશ્વશાંતિની જાળવણી કરવાનો અધિકાર પણ તેને પ્રાપ્ત થઈ શકે તેમ છે.

હિંદ શાંતિ અને આઝાદીને જાળવવાની અને વિશ્વમાં પ્રવર્તતાં કડવાશભર્યાં ધિક્કાર અને ઘર્ષણને ઓછું કરવાની નીતિ અસરકારક રીતે અમલમાં મૂકી શકશે એવી માન્યતાથી મેં લંડન–કરારનો સ્વીકાર કર્યો છે.

વિશ્વના ઇતિહાસની કટોકટીની પળે આપણે ખાલી ચર્ચામાં શક્તિ વેડફી દેવી જોઈએ નહી, પણ આપણે આજના તાકીદના કાર્ય પર ધ્યાન કેંદ્રિત કરવું જોઈએ, કે જેથી હિંદ મહાન અને શક્તિશાળી બની એશિયા અને વિશ્વમાં પોતાનો ફાળો લાભદાયી રીતે આપી શકે તેવો દરજ્જો સંપાદન કરે. (તા. ૨૨-૫-'૪૯)

# : અખંડ આનંદ :

## સંપાદન

* આ માસિકમાં સામાન્ય જનોને ઉપયોગી થાય એવા ને સંસ્કારી છતાં સાદી ભાષામાં અને સરળ શૈલીમાં લખાયેલા લેખ, વાર્તા, નાટિકા, નિબંધ, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન તેમ જ જ્ઞાન, વૈરાગ્યાદિ જનકલ્યાણકારી લેખો સ્વીકારવામાં આવે છે.

* માસિકની પ્રસિદ્ધિ સાથે જ લેખકોને પુરસ્કાર, છપાયેલા લેખની ત્રણ નકલો અને અંક મોકલવામાં આવે છે.

* નહિ સ્વીકારાયેલા લેખો, જો ટપાલખર્ચ મોકલવામાં આવ્યું હોય તો પરત કરવામાં આવે છે. નહિ તો બીજે મહિને તે રદ કરવામાં આવે છે.

* માસિક માટેનું દરેક લખાણ સારા અક્ષરે, શાહીથી ને કાગળની એક જ બાજુએ લખાયેલું હોવું જરૂરી છે. પત્ર કે લેખ માટે જવાબ ઇચ્છનારે યોગ્ય ટપાલખર્ચ મોકલવું.

* તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર નીચેને સરનામે જ કરવો તેમ જ બદલાનાં પત્રો પણ ત્યાં જ મોકલવાં.

તંત્રી : 'અખંડ આનંદ'
ગુલાલવાડી, મેટ્રોની પાછળ,
[illegible] રોડ, મુંબઈ-૧

## વ્યવસ્થા

* આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* વાર્ષિક લવાજમ રૂ. ૬–૮ છે. બ્રહ્મદેશ માટે રૂ. ૭) પરદેશ માટે રૂ. ૧૦) છે. તે (૧) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે. ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨ એ ઠેકાણે ભરી શકાશે.
* આ માસિક દ્વારા ગ્રાહકોને સુમારે ૧૬૦૦ પાનાંનું વાર્ષિક વાચન અપાશે.
* વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.
* લવાજમ મનીઓર્ડરથી મોકલતાં મનીઓર્ડરની કુપન પર પૂરું ઠેકાણું વગેરે સ્પષ્ટ લખવું.
* મહિના બે મહિના માટે સરનામું બદલાવવું હોય, તો પોતાના પોસ્ટ-માસ્તરને લખવું. સરનામું વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતાં, બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાશે નહિ.
* પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.
* ૧લી નવેમ્બર ૧૯૪૮થી બીજું વર્ષ શરૂ થઈ ગયું છે. હાલ જુલાઈ, માસથી નવા ગ્રાહકો નોંધાય છે.
* માસિક સાથે પુસ્તકો વી. પી.થી મોકલાતાં નથી.
* નમૂનાના અંક માટે રૂ. ૧) મોકલી આપવો.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર, પો. બો. નં. ૫૦, અમદાવાદ

: સસ્તું સાહિત્ય :

# અનુક્રમ:




સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી: સોપાન
મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ ઠ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ